# COMMENTARY

## ON

## THE GOSPEL ACCORDING TO

# St. LUKE

BY

REV. W. GRAHAM MULLIGAN, M. A.

MISSION PRESS, SURAT

1939

# THE GOSPEL ACCORDING TO
# ST. LUKE

WITH INTRODUCTION AND COMMENTARY BY

REV. W. GRAHAM MULLIGAN, M. A.

PRINTED AND PUBLISHED BY
REV. R. S. DICKEY FOR THE
SCOTT MEMORIAL LITERATURE FUND
1939

*1st Edition* *750 Copies*

Price Re. 1/-

# લુકની લખેલી સુવાર્તાનો ખુલાસો

કર્તા :

રેવ. ડબ્લ્યુ. ગ્રેહમ મલ્લિગન, એમ. એ.

કિમ્મત રૂ. ૧-૦-૦

પ્રથમાવૃત્તિ ૧૯૩૯ પ્રત ૭૫૦

## Other Books Published by the Same Author

| | | |
|---|---|---|
| Commentary on St. Matthew | Rs. | 1- 4-0 |
| Commentary on St. Mark | „ | 1- 4-0 |
| Commentary on Revelation | „ | 1- 4-0 |
| Floods and Songs | „ | 0-12-0 |
| Prarthnasangraha | „ | 0- 2-0 |

## આજ કર્તા તરફથી પ્રસિદ્ધ થએલાં બીજાં પુસ્તકો

| | | |
|---|---|---|
| માત્થીની લખેલી સુવાર્તાનો ખુલાસો | રૂ. | ૧- ૪-૦ |
| માર્કની લખેલી સુવાર્તાનો ખુલાસો | રૂ. | ૧- ૪-૦ |
| ઈશ્વરજ્ઞાની યોહાનના પ્રકટીકરણનો ખુલાસો | રૂ. | ૧- ૪-૦ |
| રેલો તથા ગીતો | રૂ. | ૦-૧૨-૦ |
| પ્રાર્થનાસંગ્રહ | રૂ. | ૦- ૨-૦ |

મળવાનું ઠેકાણું :—
મિશન પ્રેસ, સુરત.

# પ્રાસ્તાવિક પત્રિકા

આજથી લગભગ દશ વરસ પર આઈ. પી. મિશન કૌંસિલની સૂચનાથી ત્રણે સંદર્શક સુવાર્તાનો ખુલાસો લખવાનું મેં માથે રાખ્યું હતું. એ પુસ્તકમાળાનું આ ત્રીજું અને છેલ્લું પુસ્તક છે. તે પ્રસિદ્ધ કરતાં એટલું જ જણાવવું જરૂરનું લાગે છે કે પહેલાં બે પુસ્તકોમાં જાહેર કરેલી પદ્ધતિ મુજબ આપણા જમાનામાં પ્રસિદ્ધ થએલા અંગ્રેજી ટીકાગ્રંથોને આધારે આ પુસ્તક પણ રચેલું છે. વિશેષે કરીને હું મારા પોતાના માનીતા શિક્ષક મરહૂમ રેવ. ડૉ. ડેવીડ સ્મીથનો ઋણી છું. તથાપિ મેં રૉસ, રેગ, ક્રીડ, માન્સન, વગેરે ઘણા લેખકોના ગ્રંથોનો પણ ઉપયોગ કર્યો છે. વડીલ મિ. જેમ્સ ઉકાભાઇએ ઘણો સાથ આપ્યો છે, અને ભાષા સંબંધી કિમ્મતી મદદ કરી છે, તેથી હું તેમનો ઘણો જ આભાર માનું છું. રેનાન જોકે ખરો ખ્રિસ્તી તો ન કહેવાય, તથાપિ તેણે કહ્યું છે, કે "લુકની લખેલી સુવાર્તા આખી દુનિયામાં સૌથી સુંદર પુસ્તક છે." એમ હોવાનું કારણ એ છે કે દુનિયાએ જે સૌથી સુંદર જીવન જોયું છે તેનું વર્ણન તેમાં કરેલું છે. તેનો આ ખુલાસો વાંચીને ઘણાં માણસોનો વિશ્વાસ સુદૃઢ થાય, અને ઈસુ ખ્રિસ્તના અનુયાયીઓમાં વધારો થાય એવી લેખકની પ્રાર્થના છે.

ઑગસ્ટ, ૧૯૩૯, W. G. M.
અમદાવાદ.

# અનુક્રમણિકા

પૃષ્ઠ

## પ્રસ્તાવના



## લુકની સુવાર્તાનો ખુલાસો

### ભાગ પહેલો

પૃષ્ઠ

## ભાગ પાંચમો

# શુદ્ધિપત્રક

| પૃષ્ઠ | પરિચ્છેદ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|---|
| ૧ | ૨ | ૨ | હતી, તે | હતી તે, |
| ૩૩ | ૧ | ૩૨ | રાજહિત | રાગહિત |
| ૪૭ | ૧ | ૨ | રાજાની | રાજ્યની |
| ૧૪૨ | ૩ | ૧ | રાજાનું | રાજ્યનું |
| ૧૪૨ | ૩ | ૭ | રાજાનું | રાજ્યનું |
| ૧૭૬ | ૧ | ૭ | પ્રબોધકોની | પ્રબોધકની |
| ૨૦૪ | ૪ | ૧ | ખ્રિસ્તી | ખ્રિસ્ત |
| ૨૪૮ | ૧ | ૧૬ | પરાયો | પરાયું |
| ૨૪૮ | ૧ | ૧૬ | પોતાનો | પોતાનું |
| ૩૩૫ | ૧ | ૪ | જ્યાં | (પડતું મૂકો) |

૨૪૦૮૯૯

# પ્રસ્તાવના

## પ્રકરણ ૧લું

### ૧. બે કરારની વચ્ચે :

જૂના કરારનો ઇતિહાસ ખતમ થયો ત્યાર પછી અને નવા કરારનો ઇતિહાસ શરૂ થયો ત્યાર પહેલાં જે મુદ્દત હતી તે મુદ્દત દરમિયાનના યહુદીઓના ધાર્મિક તથા રાજ્યવિષયક જીવન સંબંધી કંઈક જાણ્યા સિવાય આપણા પ્રભુનું જીવન કેવી પરિસ્થિતિમાં પસાર થયું હતું એ જાણવું અશક્ય છે. આપણા બાઇબલમાં માલાખીના પુસ્તક પછી માત્થીનું પુસ્તક તરત શરૂ થાય છે, તેથી કાળાનુક્રમે તેઓની વચ્ચે કેટલું અંતર છે એ ભૂલી જવાનો સંભવ છે. જૂના કરારના સૌથી છેલ્લા ઐતિહાસિક પુસ્તકમાં મોડામાં મોડી બનેલી બીના હોય તે યોહાન બાપ્તિસ્મા કરનારના આગમન પૂર્વે ચાર સૈકાં કરતાં વધારે વખત પહેલાં બની હતી. એ સમય દરમિયાન મોટા ફેરફાર થઈ ગયા હતા, તેથી નવા કરારના યહુદીઓ કરતાં જૂના કરારના યહુદીઓ તદ્દન જુદા પ્રકારના લોકો હતા એમ સમજવાની આવશ્યક્તા છે. અત્રે આપણે જે જમાના સંબંધી વિચાર કરવાનો છે તે જમાનામાં બનેલી ઘણી ચિત્તાકર્ષક અને ઐતિહાસિક બીનાઓ તેમજ ધાર્મિક વિચારનો નવો નવો તથા મહત્ત્વનો વિકાસ થએલો આપણા જોવામાં આવશે. વળી રાજદ્વારી બાબતોમાં અમલ ચલાવવાની નવી નવી રીતો તેજ સમયમાં રફતે રફતે ઉપસ્થિત થઈ હતી તે વિષે પણ આપણે વિચાર કરવો પડશે. વળી આપણા પ્રભુના સંકાળિકોના જે રાજ્યવિષયક તથા ધાર્મિક વિચારો સુવાર્તાઓમાં વર્ણવવામાં આવે છે, તે વિચારોનો ખુલાસો જાણવા માટે આ જમાનાનો ઇતિહાસ જરૂરનો છે, કેમકે તે જમાનામાં તેઓની ઉત્પત્તિ થઈ હતી.

આ પ્રમાણે સ્વરાજ ભોગવવાનો પ્રજાને હક્ક છે એ વિષે જે તીવ્ર લાગણી હતી, તે મસીહ નામક પ્રજાનો બચાવ કરનારના આવવા સંબંધી જે મોટી આશા હતી તે, ફરોશીઓ તથા તેમના શાસ્ત્રીઓ નિયમશાસ્ત્રના પાલન સંબંધી જે ઝીણવટવાળા કાયદા ઘડતા હતા તે, તેમજ સાદુકીઓના ખાસ રાજ્યવિષયક તથા ધાર્મિક વિચારો એ સઘળી બાબતોનો ખુલાસો જાણવા માટે યહુદી ઇતિહાસમાંના આ જમાનાનો અભ્યાસ કરવાની જરૂર છે. યહુદી ધર્મ વિષે વિચાર કરીએ છીએ ત્યારે એક મહત્ત્વની બાબત તરફ તરત આપણું ધ્યાન ખેંચાય છે. તે બાબત એ છે કે તેઓનો ધર્મ તેઓના રાજ્યવિષયક વિચારોની સાથે નિકટનો સંબંધ રાખતો માલૂમ પડે છે. આ કારણથી યહુદી ઇતિહાસ

પડતો મૂકીને યહુદી ધર્મનો અભ્યાસ થઈ શકે નહિ. આ પ્રમાણે માલૂમ પડે છે કે આપણા પ્રભુના જમાનામાં જે યહુદી ધર્મ હતો તે, અને રાજાઓના જમાનામાં જે યહુદી ધર્મ હતો તે બંનેમાં તફાવત જોવામાં આવે છે. યહુદીઓને બાબિલોનમાં બંદીવાસમાં લઈ જવામાં આવ્યા હતા તે કારણથી તેમજ ત્યાંથી પાછા આવીને તેઓને ચાર સૈકાં સુધી સ્વરાજ મેળવવા માટે ઝઘડામાં ઊતરવું પડયું હતું તે કારણથી પણ તેઓના ધર્મમાં ફેરફાર થઈ ગયો હતો અને તેની ખીલવણી પણ કરવામાં આવી હતી; બાબિલોનના લોકો, ઈરાની લોકો, ગ્રીકો અને છેલ્લામાં છેલ્લા આવેલા રોમન લોકોની અસર યહુદીઓના પ્રજાકીય જીવન પર થએલી હતી, અને તેથી તેઓના સામાજિક વિકાસની જ નહિ પણ તેઓના ધાર્મિક વિચારની દિશા પણ નિર્માણ કરવામાં આવી હતી. જે વિચારો તથા આશાઓ આપણા પ્રભુના સંકાળિકોના મન પર અસર કરતાં હતાં તે પર પહેલાંના જમાનાના મહા વીરો તથા પ્રબોધકોના સુધારા કરતાં એઝરાના સુધારાની તથા મકાબીના આદર્શોની અસર વધારે થઈ હતી. આ કારણથી આ જમાનાનો અભ્યાસ કર્યા વિના આપણો પ્રભુ પોતાના જમાનાના યહુદી પંથો તરફ જે વલણ રાખતો હતો તેમજ તેના પોતાના તરફ તેના સંકાળિકો જે વલણ રાખતા હતા તે નજ સમજી શકાય એ સ્વસિદ્ધ છે.

મહત્ત્વના ફેરફારોની શરૂઆત પ્રથમ એઝરા તથા નહેમ્યાહનાં પુસ્તકોમાં આપણા જોવામાં આવે છે. આ પુસ્તકોનો અભ્યાસ કરીએ છીએ ત્યારે પચાસ વર્ષ પૂર્વેના તેઓના પિતૃઓના કરતાં બંદીવાસમાંથી પાછા આવેલા યહુદીઓ કેટલા બધા જુદા હતા એ માલૂમ પડે છે. બંદીવાસ પહેલાં તેઓ પર રાજાઓ અમલ ચલાવતા હતા; પણ હવે તો તેઓ પર યાજકો અમલ ચલાવતા માલૂમ પડે છે. બંદીવાસ પહેલાં તેઓ નિયમશાસ્ત્ર સંબંધી બેદરકાર હતા, મૂર્તિપૂજા તરફ વલણ રાખતા હતા, અને અન્ય પ્રજા સાથે છૂટથી ભળી જતા હતા; પરંતુ હવે તો તેઓમાં સ્વદેશાભિમાન, એકેશ્વરવાદનો જુસ્સો, તથા નિયમશાસ્ત્ર પ્રત્યે ભાવ, વગેરે લક્ષણો બહુ મોટા પ્રમાણમાં વધેલાં માલૂમ પડે છે. વળી જેમ જેમ તેમનું સ્વદેશાભિમાન વધતું ગયું તેમ તેમ અન્ય પ્રજાઓ પ્રત્યેનો તેમનો તિરસ્કાર પણ વધતો ગયો. આ પ્રજાકીય અભિમાનને પુષ્ટિ આપવા માટે પૂરીમ નામનો નવો તહેવાર ઉપસ્થિત થયો. તે વડે તેઓના પ્રજાકીય બચાવની યાદગીરી કરવામાં આવતી હતી. આ નવા ઈસ્રાએલના સ્થાપકો બે માણસો હતા; એટલે એઝરા જે પ્રથમ શાસ્ત્રી કહેવાય છે તે તથા નહેમ્યાહ. આ બે માણસોએ મળીને યહુદી ઇતિહાસના નવા જમાનાની શરૂઆત કરી. સગવડની ખાતર મેં નીચે પ્રમાણે આ જમાનાના ત્રણ વિભાગ પાડયા છે:

## ૧. તાબેદારીનો જમાનો

આ જમાનો ઈ. સ. પૂર્વે ૪૧૫માં નહેમ્યાહનું મરણ થયું ત્યારથી ઈ. સ. પૂર્વે ૧૭૫માં આન્ટીઓખસ એપીફાનેસ ગાદીએ બેઠો ત્યાં સુધીનો છે. આ બધી મુદ્દત દરમિયાન ઈસ્રાએલ અન્ય પ્રજાઓને તાબે રહ્યો. પ્રથમ તો ઈરાનના રાજાઓએ નિર્માણ કરેલા સૂબાઓ યહુદીઓ પર અમલ ચલાવતા હતા. વાચકોને યાદ હશે કે કોરેશે બાબેલના રાજ્ય પર જય મેળવ્યો તે વખતે યહુદીઓ બાબિલોનીઆમાં બંદીવાસમાં રહેતા હતા. હવે જોકે કોરેશે યહુદીઓને પોતાના દેશમાં પાછા જવાની પરવાનગી આપી તોપણ તેણે તેઓને સ્વરાજ આપ્યું નહિ. આ પ્રમાણે યહુદીઓ બાબિલોનીઆની સત્તામાંથી મુક્ત થઈ ઈરાનીઓની સત્તા તળે આવ્યા. ત્યારથી લગભગ ૧૭૦ વર્ષ પછી કોરેશે સ્થાપન કરેલું ઈરાની રાજ્ય મેસિડોનના આલેકઝાન્ડરે કબજે કર્યું, તેથી તેના રાજ્યમાં પાલેસ્ટાઈન ભેળવી દેવામાં આવ્યું. ઈ. સ. પૂર્વે ૩૨૩માં આલેક-ઝાન્ડરનું મરણ થયું, તે વખતે તેનું સામ્રાજ્ય વિભાગવામાં આવ્યું; ત્યાર પછી યહુદીઓ કોઈ વાર મિસરને તથા કોઈ વાર સીરીઆને તાબે થવા લાગ્યા. પાલેસ્ટાઈન મિસર તથા સીરીઆ એ બંને રાજ્યની વચ્ચે આવેલો હતો, તેથી તેઓની વચ્ચે જે લડાઈઓ થઈ તેને સારૂ રણક્ષેત્ર પાલેસ્ટાઈન જ થતો. પરંતુ યહુદીઓ જોકે કોઈ વાર સીરીઆને તથા કોઈ વાર મિસરને તાબે થતા હતા તોપણ અમે એક નોખી પ્રજા છીએ એ વિષે તેઓમાં જે ચેતના હતી તે તેઓએ ગૂમાવી નહિ.

નવા કરારમાં જે સંસ્થાઓ, પંથો તથા ધાર્મિક વિચારો આપણને મળે છે તે બધાની ઉત્પત્તિ ઘણે ભાગે આ જમાનામાં થઈ હતી. ધર્મની બાબતમાં એકેશ્વરવાદનો વિચાર વિશેષ પ્રબળ થયો, મસીહના આગમનની આશા વધારે ચોક્કસ થઈ, અમરપણાની આશા વિશેષ સ્પષ્ટ થઈ અને દૂતો વિષેની માન્યતા વિકાસ પામી. આ ધાર્મિક વિચારો જેમ જેમ પ્રબળ થયા તેમ તેમ તેઓની એક બીજી માન્યતાને પણ પુષ્ટિ મળી. તે માન્યતા એ હતી કે ઈશ્વરને અર્થે અમે એક ખાસ પસંદ કરાએલી પ્રજા છીએ. આ માન્યતાને કારણે આ લોકોના જેવું સ્વદેશાભિમાન અન્ય પ્રજામાં ભાગ્યે જ જોવામાં આવ્યું હશે.

આટલામાં તેઓની આંતરિક બાબતોમાં કોઈએ બહુ માથું માર્યું હોય એવું દેખાતું નથી. મુખ્ય યાજકપદ વંશપરંપરા ઊતરી આવતું હતું, અને જે મુખ્ય યાજક હોય તેને રાજાના જેવી જ સત્તા હતી; જોકે એક અપવાદ સિવાય તેમાંના કોઈએ રાજાનો હોદ્દો ભોગવવાનો દાવો કર્યો ન હતો. વળી જે માણસે અપવાદ તરીકે આ દાવો કર્યો તે મકાબી જમાનાના છેલ્લા ભાગમાં ઊભો થયો, તે જમાનાનો અભ્યાસ આપણે હવે પછી કરવાના છીએ. મકાબી

જમાના પહેલાંના જે સત્તાધારી યાજકો હતા તેમાંના થોડા જ નામાંકિત હતા. તેમાંના એક જાડુઆ સંબંધી એવું જાણવામાં આવે છે કે તેને મહાન આલેકઝાન્ડરની સાથે જાણવા જેવી મુલાકાત થઈ હતી. આલેકઝાન્ડરે તેનો આવકાર બહુ સારી રીતે કર્યો હતો અને આ માણસની અસરને લીધે પોતાના સામ્રાજ્યના જુદા જુદા ભાગોમાં રહેતા યહુદીઓ પ્રત્યે તેણે દયાભાવ રાખ્યો. પરંતુ પાછળના જમાનાના યહુદીઓની નજરમાં સીમોન ન્યાયી સૌથી મોટો ગણાતો હતો. ત્યાર બાદ ઘણા વખત પછી લખાએલા એકલીઝીઆસ્ટીકસના પુસ્તકના (એપોક્રિફામાંનું એક પુસ્તક) પચાસમા અધ્યાયમાં આ માણસના મહત્ત્વ તથા પ્રભાવ સંબંધી એક આદર્શ ચિત્ર આલેખવામાં આવ્યું છે. વળી મંદિર પ્રજાના જીવનમાં કેટલું બધું મહત્ત્વ ધરાવતું હતું, તે પણ આજ અધ્યાય પરથી માલૂમ પડે છે.

હવે મિસરની સાથે પાલેસ્ટાઈનનો જે સંબંધ થયો તેને લીધે કેટલાંક મહત્ત્વનાં પરિણામ નીપજ્યાં હતાં. જે ગ્રીક રાજાઓ મિસર પર અમલ ચલાવતા હતા તેઓને ટૉલેમી એ નામ આપવામાં આવતું હતું. તેઓમાંના એક રાજાએ ઈ. સ. પૂર્વે ૩૨૦માં યરૂશાલેમ જીતી લીધું; તથાપિ સાબ્બાથને દિવસે તેના નાગરિકોએ લડવાની ના પાડી તેથી તે જીતી લેવું તેને વધારે સહેલું પડયું હશે. આ વખતે હજારો યહુદીઓને તે બળાત્કારથી આલેકઝાન્ડ્રીઆ લઈ ગયો; અને ત્યાં જૂના કરારનાં પુસ્તકોનો હેબ્રીમાંથી ગ્રીકમાં પ્રથમ તરજુમો કરવામાં આવ્યો. આ તરજુમાનું નામ સપ્તતિ રાખવામાં આવ્યું છે. આ તરજુમો કરવામાં આવ્યો તે વખતે હેબ્રી ભાષા તો યહુદીઓને માટે પણ મૃતભાષા થઈ ગઈ હતી. આ જમાનામાં તેઓ પાલેસ્ટાઈનમાં આરામેઈક ભાષા (સીરીઅન ભાષાની એક શાખા) અને બીજે બધે ગ્રીક બોલતા હતા. આ કારણથી સપ્તતિ તરજુમો ગ્રીક ભાષામાં કરવામાં આવ્યો, અને તેને જે નામ આપેલું છે તે નામ આપવાનું કારણ નીચે જણાવેલા સંપ્રદાયથી જણાઈ આવે છે: ટૉલેમી ફિલાડેલ્ફસ (ઈ. સ. પૂર્વે ૨૮૫–૨૪૭) આલેકઝાંડ્રીઆમાંના પોતાના પ્રસિદ્ધ પુસ્તકાલયને માટે યહુદી નિયમશાસ્ત્રનો તરજુમો મેળવવાની બહુ ઇચ્છા રાખતો હતો, તેથી તેણે યરૂશાલેમના મુખ્ય યાજક એલીઆઝર પર પત્ર લખ્યો. જવાબમાં એલીઆઝરે ઈસ્રાએલના દરેક કુળમાંથી છ છ વડીલોને મિસરમાં મોકલ્યા. આ ૭૨ ભાષાંતરકારો જ્યાં સુધી મિસરમાં રહ્યા ત્યાં સુધી તેઓ જાણે રાજા હોય એવી રીતે તેમને પરોણા તરીકે રાખવામાં આવ્યા. તેઓએ પોતાનું કામ ૭૨ દિવસમાં પૂરું કર્યું એવી વાત ચાલે છે. આટલું તો ખરું કે ટૉલેમી ફિલાડેલ્ફસની કારકિર્દી દરમિયાન આલેકઝાંડ્રીઆમાં જૂના કરારનાં પહેલાં પાંચ પુસ્તકનો તરજુમો કરવામાં આવ્યો હતો. શરૂઆતમાં તો આલેકઝાંડ્રીઆનાં સભાસ્થાનોના ગ્રીક બોલનાર યહુદીઓની

જરૂરીઆતો પૂરી પાડવા માટે આ કામ કરવામાં આવ્યું હશે. જૂના કરારનાં બાકીનાં પુસ્તકોના ઘણાખરા ભાગનો તરજુમો કરીને તે ઈ. સ. પૂર્વે ૧૩૨ પહેલાં ઉમેરવામાં આવ્યો હતો, અને પ્રેરિતોના જમાના પહેલાં તો બધાં જ પુસ્તકોનો તરજુમો પૂરો કરવામાં આવ્યો હશે, અને સામાન્ય લોકોમાં તેનો વપરાશ ચાલુ હશે. હવે નવા કરારમાં જૂના કરારનાં જે વચનો ઉતારેલાં છે તેમાંનાં ઘણાંખરાં આ ગ્રીક તરજુમામાંથી લીધેલાં જણાય છે. વળી રોમન સામ્રાજ્યમાં સર્વત્ર ગ્રીક ભાષા ચાલતી હતી, તેથી સપ્તતિ તરજુમો યહુદી તથા બિનયહુદીની વચ્ચે આવેલી આડી ભીંતો પાડી નાખવાના અને એમ ખ્રિસ્તી ધર્મના પ્રચારને અર્થે રસ્તો તૈયાર કરવાના બળવાન સાધનરૂપ થઈ ગયો છે. વળી પાલેસ્ટાઈનમાં પણ ગ્રીક સંસ્થાનો સ્થાપન કરવામાં આવ્યાં હતાં, અને વખત વિતતાં તેમની અસર પાલેસ્ટાઈનના જીવન પર ઘણી થઈ; સ્થાનિક આરામેઈક ભાષાની સાથે ગ્રીક ભાષાને પણ સ્થાન આપવામાં આવ્યું અને તે ગ્રીક ભાષા બહારની દુનિયાની સાથે બધી જાતનો વહેવાર રાખવાના સાધનરૂપ થઈ પડી. આ પરથી એક યહુદી સુવાર્તિક શી રીતે અને શા માટે પોતાની સુવાર્તા ગ્રીક ભાષામાં લખે એ જણાઈ આવે છે.

આ જમાનાના સીરીઅન રાજાઓ ઘણી વાર યહુદીઓ પ્રત્યે દયાભાવ રાખતા હતા, અને એ અરસામાં ઘણા યહુદીઓને નાગરિકપણાનો હક પણ આપવામાં આવ્યો હતો. આ બાબતમાં રોમનોએ પછીથી ગ્રીકોનો નમૂનો લીધો, મિસર તથા સીરીઆના બે ગ્રીક રાજવંશોની વચ્ચે જે લાંબો ઝઘડો થયો તે ઝઘડાના છેવટના પરિણામે આન્ટીઓખસ મોટાની કારકિર્દી દરમિયાન સીરીઆનો જય થયો. આ કારકિર્દીમાં પાલેસ્ટાઈન સીરીઆનો એક પ્રાંત થયો. આ બનાવ ઈ. સ. પૂર્વે ૨૦૩માં બન્યો. આ રાજા પછી જે રાજા થયો તેના વખતમાં યરૂશાલેમમાં આંતરિક કલહ થવાથી તેને વચમાં પડવું પડ્યું. રાજાએ મંદિર લૂંટી લેવાના પ્રયત્ન કર્યા અને દંતકથા પ્રમાણે તેને ચામત્કારિક રીતે અટકાવવામાં આવ્યો. આ અણીના વખતમાં જે બનાવો બન્યા અને તેનાં જે નવાં અને ગંભીર પરિણામ આવ્યાં, તે આપણે અત્રે જોવાનાં છે.

## ૬. મકાબી જમાનો

હવેથી ભારે ઝઘડાનો જમાનો શરૂ થયો. પહેલાં યહુદીઓના અમુક પક્ષ તરફથી યરૂશાલેમમાં ગ્રીક રીતરિવાજો દાખલ કરવાના પ્રયત્ન કરવામાં આવ્યા, તેથી ધર્મચુસ્ત યહુદીઓ તેની સામે થયા. પરિણામ એ આવ્યું કે ઈ. સ. ૧૬૮માં આન્ટીઓખસ એપીફાનેસે યુદીઆ* પર ચઢાઈ કરી. આ

*દક્ષિણ રાજ્ય યહુદા જે પ્રદેશમાં હતું તે પ્રદેશ ગ્રીક તથા રોમનોના વખતમાં યુદીઆ નામે ઓળખાવા લાગ્યો હતો.

પ્રસંગે તેણે મંદિર લૂંટી લીધું, તેની આગળની ખુલ્લી જગાએ ઝૂસ દેવની વેદી ઊભી કરીને તેના પર ભૂંડણનો યજ્ઞ ચઢાવ્યો, તથા હજારો યહુદીઓને મારી નાખીને કે કેદી કરીને મંદિરના ટેકરા પર સીરીઅન સૈનિકોનાં થાણું બેસાડયાં. ત્યાર પછી તે યહુદીઓની ભારે સતાવણી કરવા મંડયો. વળી તેણે સામ્રાજ્યના બાકીના ભાગમાં ચાલતા વિધર્મી વિધિઓ તેઓની પાસે પળાવવાના પ્રયત્ન કર્યો. આ પ્રમાણે આખા પાલેસ્ટાઈનમાં બધે ઝૂસ દેવના નામની વેદીઓ ઊભી કરવામાં આવી. આથી યહુદીઓ ખળભળી ઊઠયા, અને માતાથિયાસ નામના એક ઘરડા યાજકે તેઓની આગેવાની લીધી; તેણે તો જેઓ ઝૂસના નામના યજ્ઞો ચઢાવતા હતા તેમને મારી નાખ્યા એટલું જ નહિ પણ જે ગ્રીક અમલદારને આ ગ્રીક ભકિતની સ્થાપના કરવા મોકલવામાં આવ્યો હતો તેને પણ મારી નાખ્યો. ત્યાર પછી બીજી ઘણી સતાવણી થઈ, પરંતુ યહુદીઓને માતાથિયાસના બહાદુર પુત્રો નેતા તરીકે મળ્યા હતા, તેથી તેઓએ ભારે સામનો કર્યો. આ કુટુંબને મકાબી નામ આપવામાં આવ્યું. તેનો અર્થ 'હથોડો મારનાર' થાય છે.

આમાંનો જે સૌથી પ્રથમ તથા સૌથી મોટો તે યહુદા મકાબીઅસ હતો. તેણે સીરીઅન સૈનિકો પર ઘણા જય મેળવ્યા, અદોમી તથા આમ્મોની જેવા દુશ્મનાવટ રાખનાર પડોશીઓને હરાવ્યા, અને રોમની સાથે પણ કોલકરાર કર્યા. આ ઝઘડો તેના ભાઈઓએ જારી રાખ્યો. વખત વિતતાં અમુક ગ્રીક રાજાની સાથે કોઈ હરીફાઈ કરતો હશે તેવામાં આ ભાઈઓમાંના એકે તે રાજાની અમુક સેવા બજાવી. તેના બદલામાં તે રાજાએ તેને મુખ્ય યાજક ઠરાવ્યો. આ બીના મહત્ત્વની છે અને તેનું મહત્ત્વ બે બાબતોમાં સમાએલું છે: (૧) આથી જે દેશ પાલેસ્ટાઈન પર સત્તા ધરાવતો હોય તેના અધિકારીઓ યરૂશાલેમના મુખ્ય યાજકને નીમી શકે એવો એક દાખલો બેઠો, અને તે દાખલાનો લાભ રોમનોએ પાછળથી લીધો. (૨) એથી મકાબી કુટુંબના માણસોની સત્તા સંસ્થાપિત કરવામાં આવી. આ કુટુંબને એક બીજું નામ પણ આપવામાં આવ્યું છે, એટલે હાસ્મોન કરીને તેઓના પિતૃઓમાંનો એક માણસ હતો તેના નામ પરથી તેઓને હાસ્મોનીઅન નામે પણ ઓળખાવવામાં આવે છે. એક ભાઈનું નામ યોનાથાન હતું અને તેના સમયમાં પ્રજાઓમાં ઈસ્રાએલને જે સ્થાન મળ્યું તેના જેવું ઊંચું સ્થાન તેને સુલેમાનના વખતથી મળ્યું નહોતું. તે પછી સીમોન આવ્યો, અને તેના વખતમાં બંદીવાસ પછી પહેલી જ વખતે પ્રજાને સ્વતંત્રતા મળી એમ કહીએ તો ખોટું નથી.

માતાથિયાસને ટેકો આપી શકે એવા તેને પાંચ બળવાન પુત્રો હતા, તેથી તે ભાગ્યશાળી ગણાયો. સૌથી મોટા પુત્રનું નામ સીમોન હતું, અને આ

સમય પહેલાં પણ તે શાણા પુરુષ તરીકે ઓળખાતો હતો. યહુદા થોડી વારમાં હોશિયાર સેનાપતિ થઈ ગયો, અને તેને જ મકાબીઅસ અટક પ્રથમ આપવામાં આવી. યોનાથાન યહુદાના જેવો બહાદુર તેમજ સીમોનના જેવો ચાલાક હતો, પરંતુ તેનું ચારિત્ર્ય પહેલા બે ભાઈઓના જેટલું આકર્ષક લાગતું નથી. જે ઝઘડો થવાનો હતો તેમાં પછીથી એલીઆઝરે સારો ફાળો આપ્યો. શરૂઆતમાં માતાથિયાસ તથા તેના માણસોએ ડુંગરોમાં આશરો લેવાની જગા શોધી, કે જ્યાં ઘણા સ્વદેશાભિમાની યહુદીઓ નાસી ગયા હતા. સીરીઅન સૈન્યો તેઓની પાછળ પડયાં, અને સાબ્બાથને દિવસે તેઓ લડશે નહિ એ જાણીને તેઓ પર હુમલો કરીને તેઓમાંના ઘણાનો સંહાર કર્યો. આથી માતાથિયાસ તથા તેના પુત્રોએ એવો શાણો નિશ્ચય કર્યો કે માત્ર એક સંસ્થાને અર્થે મરવું તે કરતાં અમારા જીવોને માટે લડવું એ વધારે મહત્ત્વનું છે. થોડી વારમાં જે યહુદીઓ હજી નિયમશાસ્ત્ર પ્રત્યે વિશ્વાસુ રહેતા હતા તેઓને માતાથિયાસના પક્ષ તરફ આકર્ષવામાં આવ્યા, તેઓમાંના કેટલાએક હાસ્સીડીઅન અગર ભક્તિશીળ નામે ઓળખાતા હતા. આ માણસો ફેરોશીઓના અગ્ર[illegible] હતા, અને તેઓમાં શ્રદ્ધા તથા સ્વદેશાભિમાન સંબંધી એટલો બધો જુસ્સો હતા કે તેઓ લડાઈમાં કોઈથી પણ ડરતા નહોતા, થોડી વારમાં માતાથિયાસ મરણ પામ્યો અને તેને ઠેકાણે તેનો ત્રીજો દીકરો યહુદા સેનાપતિ થયો.

**યહુદા**

યહુદા મકાબીઅસ ખરેખર બહાદુર માણસ હતો. લડાઈમાં જ્યાં ઝઘડો વિશેષ દારુણ હોય ત્યાં તે હમેશાં માલૂમ પડતો હતો. તેના નમૂનાની અસર તેના લોકો પર ઘણી જ થઈ. આ લોકો સૈકાંથી અન્ય પ્રજાઓને આધીન રહેતા હતા, છતાં યહુદાની અસરને લીધે તેઓમાં અજાયબ જેવી હિંમત ઉત્પન્ન થઈ. બધાં વૃત્તાંતો પરથી માલૂમ પડે છે કે આ માણસનું સ્વદેશાભિમાન તદ્દન સ્વાર્થ વિનાનું હતું, અને પોતાની પ્રજાના નિયમો તથા રિવાજોને માન આપવું તે વિના તેને બીજી મતલબ હતી જ નહિ. વળી આજ કારણથી હાસ્સીડીઅન પક્ષવાળા તેની સાથે જોડાવા કબૂલ થયા. સેનાપતિ તરીકે તેનું વિશેષ લક્ષણ એ હતું કે તે પોતાના શત્રુઓની નબળાઈ જોઈ શકતો હતો, અને જ્યાં નબળાઈ દેખાય ત્યાં તેઓ પર અચાનક હુમલો કરતો હતો. આ બાબતમાં તે દાઊદના સમર્થ સેનાપતિ યોઆબ જેવો હતો, પરંતુ બીજી બાબતમાં તે ઈસ્રાએલના પ્રથમ રાજા શાઊલના જેવો હતો, એટલે લડાઈમાં તે જેવી શક્તિ ધરાવતો હતો તેવી શક્તિ તે શાંતિના સમયમાં ધરાવી શકયો નહિ. જ્યારે યહુદીઓનો સેનાપતિ થવા માટે યહુદાને તેડું મળ્યું ત્યારે યહુદીઓ તો દુનિયાના બાકીના ભાગથી ધિક્કારાએલા હતા; માટે જેઓ પ્રથમ તેની સાથે જોડાયા હતા તેઓ ઘરબાર વિનાના તેમજ સાધનો કે શસ્ત્રો વિનાના હતા. વળી જે ભાડુતી ગ્રીક સૈનિકોની સાથે તેને લડવાનું હતું તેઓ

એ જમાનાનાં સારામાં સારાં શસ્ત્રોવડે સજ્જ થએલા હતા, એટલું જ નહિ પણ લડાઈ કરવા સંબંધી અનુભવી સેનાપતિઓની દેખરેખ તળે તેઓને ઉત્તમ તાલીમ મળી હતી. દરેક રણક્ષેત્રમાં યહુદીઓ કરતાં સીરીઅન છગણા હતા એટલું જ નહિ પણ પાલેસ્ટાઇનના ભોમીઆ હોય એવા દેશદ્રોહી યહુદીઓ પણ જાસુસ બનીને શત્રુને મદદ કરતા હતા, છતાં પોતાના માણસોની રક્ષા થઈ શકે અને શત્રુઓનો થોડો જ ભાગ એકી વખતે પોતાની સામે આવી શકે એવાં સ્થળો પસંદ કરવામાં યહુદા પ્રવીણ હતો, અને આવી રીતે તે ઘણી જીત મેળવતો હતો.

શરૂઆતમાં તો આ લડાઈ હાથી ને ચિત્તાની લડાઈ જેવી હતી. આ પ્રમાણે યહુદાને પોતાના સૈનિકોને શત્રુની પાસેથી લીધેલાં વસ્ત્રો તથા શસ્ત્રો પૂરાં પાડવાનો વખત મળ્યો. સમારીઆનો સીરીઅન સૂબો આપ્પોલોનીઅસ યુદીઆ પર ચઢી આવ્યો તે અરસામાં યહુદાએ અણધારી રીતે તેના પર હુમલો કરીને તેને મારી નાખ્યો અને તેના સૈન્યનાં શસ્ત્રો કબજે કરી લીધાં. આ પરાજયની ખબર સાંભળીને સીરીઆનો સૂબો સેરોન મોટું સૈન્ય લઈને આવ્યો અને '**દરિયાઈ માર્ગ**'* નામે ઓળખાતા રસ્તે બારોબાર યરૂશાલેમ પર ચઢી આવ્યો. યરૂશાલેમ તરફ એક પ્રદેશ એવો છે કે જ્યાં બે માઇલના અંતરમાં ૧,૫૦૦ ફુટ જેટલી ઊંચાઈ વધે છે, એ કારણથી કેટલીક જગા એવી હતી કે ત્યાં એકી વખતે એક જ માણસ જઈ શકે. આવી એક જગા પસંદ કરીને યહુદાના માણસો સંતાઈ રહ્યા અને સીરીઅન સૈન્ય પર અચાનક હુમલો કરીને તેઓએ તેઓનો મોટો સંહાર કર્યો.

આ યહુદી જયને કારણે આન્ટીઓખસ એપીફાનેસની સત્તાને મોટો ધક્કો લાગ્યો, કેમકે આ વખતે તેનો ખજાનો ખાલી હતો. આ કારણથી લુસીઅસ નામે પોતાના એક ઉમરાવને પોતાનું રાજ્ય સોંપીને તે ઈરાન પર ચઢાઈ કરવા માટે નીકળ્યો, પરંતુ ત્યાંથી તે કદી પણ પાછો આવવા પામ્યો નહિ. લુસીઅસે મોટા સૈન્યસહિત ત્રણ સેનાપતિઓને યહુદીઓની સામે મોકલ્યા. સીરીઆની જીત થશે એ વિષે તેઓને એટલી બધી ખાતરી હતી કે યહુદી બંદીવાનોને વેચાતા રાખવા સારૂ તેઓની સાથે ગુલામોના સંખ્યાબંધ વેપારી આવ્યા હતા. આ વખતે સીરીઅનોએ બેથ-હોરોનના જે ઘાટ આગળ પહેલાં પરાજય થયો હતો તે તજી દઈને બીજો રસ્તો પકડયો, અને યુદીઅન ડુંગરોની તળેટીએ એમ્મોસ આગળ છાવણી નાખી; એ દરમિયાન યહુદાએ મિસ્પાહ નામના એક ઊંચા ડુંગર પર પોતાની છાવણી નાખી હતી. સીરીઅન લશ્કર ડુંગરોમાંની

---

* પાલેસ્ટાઈનના પશ્ચિમ સીમાડા પર દરિયાકાંઠે જે માર્ગે થઈને વેપારીઓના કાફલા યૂરોપમાંથી મિસરમાં જતા તે માર્ગ.

એક ખીણમાં થઈને યહુદા પર હુમલો કરવા જતું હતું, એટલામાં યહુદાએ બીજી ખીણમાં થઈ તેના પર હુમલો કરીને તેનો સંહાર કર્યો. આ લડાઈ ઈ. સ. પૂર્વે ૧૬૬માં થઈ.

બીજે વર્ષે આઠ હજાર પાયદળ અને પાંચ હજાર હયદળનું એક મોટું લશ્કર એકઠું કરીને લુસીઅસ જાતે યહુદીઓની સામે લડવા નીકળ્યો. દશ હજાર માણસનું લશ્કર લઈ યહુદા તેની સામે થયો. બેથશુરા આગળ લડાઈ થઈ. આ લડાઈનું પરિણામ અચોક્કસ હતું, એટલામાં અંત્યોખમાં કટોકટીનો વખત આવવાથી લુસીઅસને યુદ્ધ તજી પાછા જવાની ફરજ પડી. ત્યાર પછી યહુદાએ મંદિરનાં સેવાકાર્યો પુનઃસ્થાપિત કર્યાં.

ત્યાર બાદ યહુદા આજુબાજુના પડોશીઓની સાથે ઝઘડામાં ઊતર્યો અને તેઓ પર તેણે ઘણી જીતો મેળવી. તેણે ઈદુમીઆ પર ચઢાઈ કરીને પ્રાચીન હેબ્રો રાજધાની હેબ્રોનનો કબજો લીધો, તેમજ પશ્ચિમ તરફ આશ્દોદ સુધી તેણે પોતાની સત્તા સ્થાપિત કરી. થોડા જ મહીનામાં દાઊદના રાજ્ય કરતાં એક મોટા રાજ્ય પર તેનો અમલ થયો, પરંતુ યુદીઆના કેંદ્રસ્થાન યરૂશાલેમમાં સીરીઅન સૈન્યનું એક થાણું બાકી રહેલું હતું. છેવટે યહુદાએ એ થાણું પણ કબજે કરવાનો નિશ્ચય કર્યો અને એમ કરવા જતાં આન્ટીઓખસ યુપાટોર જે પોતાના પિતા આન્ટીઓખસ એપીફાનેસની ગાદીએ બેઠો હતો તે ઉશ્કેરાઈ ગયો. પોતાના પ્રધાન લુસીઅસની દોરવણીથી આન્ટીઓખસે ફરીથી એક મહાન સેના એકઠી કરી. આ સેનામાં એક હજાર પાયદળ, વીસ હજાર હયદળ અને ૩૨ હાથી હતા. આ વખતે પણ ૧૦,૦૦૦ સૈનિકો લઈને યહુદા સામે થયો, અને બેથઝેક્કારાયાસ આગળ યહુદાનો પ્રથમ પરાજય થયો. આ લડાઈમાં તેના ભાઈ એલીઆઝરનું મરણ થયું. જુવાન આન્ટીઓખસ હાથી પર બેસી યુદ્ધ કરતો હતો તેને મારવાને એલીઆઝરે તેના તરફ ભાલો ફેંક્યો, પરંતુ એ સમયે તે પોતે જ હાથીના પગ તળે છૂંદાઈ મર્યો. આ વખતે સ્થળ પ્રતિકૂળ હતું, તેથી યહુદાને યરૂશાલેમનો આશરો લેવો પડયો, અને સીરીઅન સૈનિકોએ શહેરને ઘેરો ઘાલ્યો. થોડી વારમાં યહુદીઓને આધીન થવું પડયું, અને તેઓ હમેશને માટે દબાઈ જાત, પરંતુ સદ્‌ભાગ્યે અંત્યોખમાં તાજી ગરબડ થવાથી સીરીઅનોને પાછા જવાની ફરજ પડી.

યરૂશાલેમ સ્વાધીન થયા પછી સીરીઅનોએ યહુદીઓની સાથે કોલકરાર કર્યો, અને તેમાં યહુદીઓને તેમનો ધર્મ પાળવાની છૂટ સંબંધી ખાતરી આપવામાં આવી. આથી હાસ્સીડીઅન પક્ષનો મોટો ભાગ સંતોષી થયો, તેથી યહુદાને તેના અનુયાયીઓના મોટા ભાગે તજી દીધો. હાસ્સીડીઅન લોકો તો રાજદ્વારી બાબતોમાં રસ લેતા નહોતા, તેથી હમણાં જે જોઈતું હતું તેજ

અમને મળ્યું છે એમ તેઓને લાગ્યું. પછી લુસીઅસ તથા નાના આન્ટીઓખસ પાંચમાને મારી નાખવામાં આવ્યો ત્યારે દેમેત્રિઅસ પહેલાએ મુખ્ય યાજક તરીકે આલ્કીમસની નિમણૂક કરી અને તેનો હાસ્સીડીઅન લોકોએ ખુશીથી સ્વીકાર કર્યો. મુખ્ય યાજક સીરીઅનોએ ઠરાવેલો હતો, અને તેને સીરીઅન સૈનિકોનો ટેકો હોવાથી યહુદાને ફરીથી જંગલનો આશરો લેવો પડયો હતો. આ વખતે પાલેસ્ટાઈનમાં નીકાનોર નામે એક સીરીઅન સેનાપતિ હતો. તેના પર યહુદાએ બે જીત મેળવી. તેમાંની બીજી જીત વખતે તેણે તેને મારી નાખ્યો. થોડી વારમાં એક બીજા સીરીઅન સૈન્યે પાલેસ્ટાઈન પર ચઢાઈ કરી, અને યહુદાએ બેથ-હોરોન કે જ્યાં તેણે પ્રથમ જીત મેળવી હતી ત્યાં છેલ્લી લડાઈ કરી. દુશ્મનોના આગમનને લીધે તેનાં ઘણાં માણસો તેને મૂકીને નાસી ગયાં, તેથી માત્ર ૮૦૦ માણસોને લઈને તેને તેના બળવાન શત્રુઓની સામે જવું પડયું. આવી સ્થિતિ હોવા છતાં તે જીત પામવાની અણી પર હતો એટલામાં તેને મારી નાખવામાં આવ્યો. લડાઈ પછી તેના બે ભાઈઓ સીમોન તથા યોનાથાનને મોડાઈમ એટલે પોતાના ગામમાં તેને તેના પિતાની સાથે દાટવાની પરવાનગી આપવામાં આવી. પોતાના નેતાને પડતો જોઈને તેના અનુયાયીઓ નાઠા, છતાં આ મહા વીરે પોતાની પ્રજાની જે સેવા કરી તે સોનાના અક્ષરે લખવાજોગ છે. ટૂંકામાં, તેણે ૧. તેઓને પોતાના હકને સારૂ લડતાં શીખવ્યું; ૨. તેઓને પોતાના કાયદા તથા રિવાજોનો બચાવ કરવામાં મદદ કરી; ૩. તેઓને ધાર્મિક છૂટ મેળવી આપી; ૪. વેરાઈ ગએલા ઘણા યહુદીઓને પાછા લાવીને નવા ઈસ્રાએલી સંસ્થાનના પાયા નાખ્યા; ૫. પોતાની દેશજાતિઓમાં રાજદ્વારી સ્વતંત્રતાની ઉમેદ ઉપજાવી; અને ૬. તેઓને હિમ્મત, સ્વદેશાભિમાન તથા વ્યવહારૂ ધાર્મિકપણાનો ઉમદા નમૂનો આપ્યો.

**યોનાથાન**

હવે યહુદીઓ જોકે બહાદુરીથી લડયા તોપણ તેઓને જે સ્વતંત્રતા મળી તે એકલા પોતાના પ્રયત્નોને લીધે મળી ન હતી; કેમકે આ સમયમાં સીરીઆની ગાદીને માટે હરીફાઈ કરવામાં આવતી હતી, અને આ અંધેરનો લાભ માતાથિયાસના દીકરા હોશિયારીથી લેતા હતા. ઈ. સ. પૂર્વે ૧૫૨માં આલેકઝાન્ડર બાલાસ નામનો એક જુવાન ઊભો થયો. તેણે આન્ટીઓખસ એપીફાનેસનો દીકરો હોવાનો દાવો કરીને રાજ કરતા સીરીઅન રાજા દેમેત્રિઅસ પહેલાની વિરૂદ્ધ ફિતૂર કર્યું. આ માણસને પ્રથમ અનેક રાજાઓનો ટેકો મળવાથી તેણે ઈ. સ. પૂર્વે ૧૫૦માં દેમેત્રિઅસ પહેલાને હરાવીને તેને મારી નાખ્યો. પરંતુ ત્યારથી બે વર્ષ પછી આ રાજાનો પુત્ર દેમેત્રિઅસ બીજો ભાડૂતી સૈન્યો લઈને પોતાના પિતાની ગાદીને સારૂ લડવા તૈયાર થયો. છેવટે મિસરનો રાજા ટૉલેમી ફિલોમેટોર આલેકઝાન્ડર બાલાસની વિરૂદ્ધ થયો. ઈ. સ. પૂર્વે ૧૪૫માં

અંત્યોખની પાસે આલેકઝાન્ડરને તેના અનુયાયીઓના હાથે મારી નાખવામાં આવ્યો, પરંતુ તેના મરણુ પછી થોડી જ વારમાં તેના સેનાપતિઓમાંનો એક ત્રુફોન કરીને આલેકઝાન્ડરના એક નાના બાળકનો પક્ષ લઈને બહાર પડયો, અને તેને ગાદીએ બેસાડવા પ્રયત્ન કરવા લાગ્યો. આ ચાલુ ઝઘડાને કારણે સીરીઅન રાજ્યનું બળ ઘણું ઘટી ગયું. આ બધી બીનાનો લાભ યહુદીઓએ લીધો.

યોનાથાનનાં શરૂઆતનાં કૃત્યો મહત્ત્વનાં નથી, કેમકે તે સમયમાં તે જીવ લઈને આમતેમ નાસતો ફરતો હતો. પાલેસ્ટાઈનમાં સીરીઅનોએ બાખેડેસ નામના એક સેનાપતિને રાખ્યો હતો, અને તે યોનાથાનને પકડવા પ્રયત્ન કરતો હતો. બેથલેહેમ તથા મૃત સરોવરની વચ્ચે પહાડી પ્રદેશમાં કેકુઆ આગળ યોનાથાને પ્રથમ મુકામ કર્યો, તોપણુ અહીં સલામતી નથી એવું માલૂમ પડવાથી તેણે મુકામ બદલવાનો નિશ્ચય કર્યો. નદીપાર નાબ્બાથીઆ નામનો પ્રદેશ હતો, અને ત્યાંના રહીશો પહેલાં યહુદાની સાથે મિત્રાચારીનો સંબંધ રાખતા હતા તેથી યોનાથાને પોતાનો સરસામાન લઈને પોતાના ભાઈ યોહાનને ત્યાં મોકલ્યો. તેઓ ત્યાં જતા હતા એટલામાં જાંબ્રી નામે કૂળના માણુસોએ તેઓ પર હુમલો કરીને યોહાનને મારી નાખ્યો. આથી યોનાથાન તથા સીમોને પોતાના ભાઈનું વેર લેવા માટે યરદન નદી ઓળંગી, અને જાંબ્રીના માણુસો એક લગ્નમાં રોકાએલા હતા એટલામાં તેઓએ તેમના પર તૂટી પડીને તેમનો સંહાર કર્યો અને તેમને લૂંટી લીધા. આ પ્રમાણે કર્યાં પછી યોનાથાન તથા સીમોન ઘર તરફ વળ્યા, પરંતુ તેઓ નદી સુધી પહોંચ્યા એટલામાં તો સીરીઅન સૈન્યો તેઓની આજુબાજુ ફરી વળ્યાં, તેથી પોતાની છાવણી તથા સરસામાન પડતાં મૂકીને યોનાથાન તથા સીમોનને તત્કાળ નાસી જવું પડયું. તેઓ તરીને નદી ઓળંગી ગયા. પછી તેઓએ યુદીઆના રણુમાં આશરો શોધ્યો.

આવી સ્થિતિમાં કેટલાક વખત સુધી રહ્યા પછી દેમેત્રિઅસ પહેલાએ યુદીઆની અંદર યોનાથાન તથા તેના અનુયાયીઓને રહેવાની પરવાનગી આપી. આથી યોનાથાને પોતાના મુખ્ય સ્થળ તરીકે મિદમાશ પસંદ કર્યું; ત્યાં શાઊલના બહાદુર દીકરા યોનાથાનનાં કૃત્યોને લીધે નામાંકિત થએલો એક કિલ્લો હતો. આ જગાએ યોનાથાને દેમેત્રિઅસના તાબેદાર તરીકે રાજ કર્યું; તથાપિ યરૂશાલેમમાંના કિલ્લા પર તથા યુદીઆની સરહદ પર બાંધેલાં કિલ્લાબંધ શહેરો પર દેમેત્રિઅસ પોતે જ કાબૂ ધરાવતો હતો. ઈ. સ. પૂર્વે ૧૫૨માં આલેકઝાન્ડર બાલાસ ઊભો થયો ત્યારે યહુદીઓને પોતાના પક્ષમાં રાખવા ખાતર દેમેત્રિઅસ પહેલાએ યોનાથાનને એક નાનું સૈન્ય કાયમ

રાખવાની તથા ફરીથી યરૂશાલેમની કિલ્લેબંદી કરવાની પરવાનગી આપી. તેજ પ્રમાણે આલેકઝાન્ડર બાલાસે પણ યોનાથાનનો ટેકો મેળવવા ખાતર તેને મુખ્ય યાજક બનાવ્યો, અને તેથી તે રાજદ્વારી તેમજ ધાર્મિક બાબતોમાં યહુદી સંસ્થાનનો શિરપતિ બન્યો. આ પ્રમાણે દેમેત્રિઅસ પહેલા તથા આલેકઝાન્ડર બાલાસને સરખી રીતે યોનાથાનની જરૂર પડી, અને તેણે સારી રીતે એ બન્નેનો લાભ લીધો. આ સ્થિતિમાં યોનાથાન પોતાની સત્તા મજબૂતપણે સ્થાપવા લાગ્યો. આગલા મુખ્ય યાજકો હેલેની રિવાજો તરફ વલણ રાખતા હતા, તેથી યોનાથાન તેઓના કરતાં લોકોને વધારે પ્રિય થઈ પડયો હશે; તથાપિ જેના હાથ લડાઈથી લોહીઆળ થએલા હોય એવો કોઈ પણ માણસ મંદિરમાંનાં સૌથી પવિત્ર સેવાકાર્યો કરે એ ચુસ્ત હાસ્સીડીઅનોને સ્વાભાવિક રીતે જ મુશ્કેલ લાગ્યું.

આલેકઝાન્ડર બાલાસના પ્રતાપે યોનાથાનની સત્તા જલદીથી વધી ગઈ, તેને યુદીઆનો સૂબો નીમવામાં આવ્યો અને આલેકઝાન્ડરને ટેકો આપવાને બ્હાને તેણે અનુક્રમે જોપ્પા, આશ્દોદ, આશ્કલોન તથા એક્રોન નામનાં પલિસ્તી શહેરોનો કબજો લીધો. જોપ્પા બંદર મળી આવવાથી યહુદીઓને દેખીતો લાભ થયો, કેમકે તે બંદર કુદરતી રીતે જ યરૂશાલેમના વેપારને માટે અનુકૂળ છે. વળી તે વખતથી માંડીને જોપ્પામાં કાયમ યહુદીઓની વસ્તી રહી. ત્યારબાદ દેમેત્રિઅસ બીજો સીરીઆનો રાજા થયો, ત્યારે તેને મોટાં દાન આપીને તથા કાવાદાવા રચીને યોનાથાને તેની પાસેથી બીજા લાભ પણ મેળવ્યા. એક તો સમારીઆનો એક ભાગ યુદીઆની સાથે જોડવામાં આવ્યો, અને બીજો, ત્રણુસો તાલંત આપવાને બદલે તેણે કાયમને માટે કર માફ થયાનું વચન, મેળવ્યું. આ પ્રમાણે યોનાથાનના વખતમાં જે સ્વતંત્રતાને સારૂ યહુદા લડયો હતો અને જે તેણે થોડે અંશે મેળવી પણ હતી તે પૂરી રીતે યહુદીઓને મળી.

યોનાથાને પોતાની સત્તા ઘણે અંશે દાવપેચ રમીને મેળવી હતી; વળી એવા જમાનામાં તે પોતે જ વિશ્વાસઘાતનો ભોગ થઈ પડયો એ જ્યારે આપણે વાંચીએ છીએ ત્યારે આપણુને નવાઈ લાગતી નથી. આપણે ઉપર જોઈ ગયા તેમ ત્રુફોન નામનો એક સીરીઅન સેનાપતિ હતો. યહુદીઓ સ્વતંત્ર થાય એવી આ માણસની મરજી નહોતી, તેથી તેણે લશ્કર લઈને યરૂશાલેમ પર ચઢાઈ કરી. તેનો હેતુ દક્ષિણ પાલેસ્ટાઈનનો કબજો લેવાનો હતો, અને તે એમ માનતો હતો કે ગોનાથાન હાથ આવશે તોજ આ હેતુ પાર પડશે. યોનાથાનની સામે સીધી રીતે લડવામાં જોખમ છે એ જાણી ત્રુફોને તેની સાથે છેતરપિંડી કરીને તેને કબજે કર્યો, તોપણ યહુદીઓની સામે તે ફાવી શક્યો નહિ. માતાથિયાસનો એક દીકરો હજી બાકી હતો. યોનાથાનની જગાએ સીમોન આગળ પડયો, અને

લડાઈ આગળ ચલાવવામાં આવી. પછી જ્યારે ત્રુફોનને માલૂમ પડયું કે મારો હેતુ નિષ્ફળ નીવડે છે ત્યારે તેણે રીસાઈને યોનાથાનને મારી નાખ્યો. છેવટે સીરીઅનો હેરાન થઈને પાછા ગયા. પછી ત્રુફોને બાળ રાજા આન્ટીઓખસ છઠ્ઠાને મારી નંખાવીને રાજ્ય પડાવી લીધું, પણ અંતે તેને પણ મારી નાખવામાં આવ્યો. સીમોન તથા તેના અનુયાયીઓ યોનાથાનનું શબ લઈને પાછા મોડાઇન ગયા, અને ત્યાં તેઓએ તેને તેના પિતા તથા ભાઈઓની સાથે માનસહિત દફનાવ્યો.

**સીમોન**

આ અણીના સમયે યહુદી પ્રજાનો નેતા થવા માટે જે માણસને તેડું મળ્યું તે પહેલેથી જ પોતાના સારા સ્વભાવ તથા ડહાપણને લીધે નામાંકિત હતો; એટલું જ નહિ પણ તેણે ઘણી લડાઈઓમાં પોતાના ભાઈઓના જેવાં કૌશલ્ય તથા બહાદુરી પ્રદર્શિત કર્યાં હતાં. તેનામાં ફરી યહુદાનો મહાન આત્મા સજીવ થયો. નિયમશાસ્ત્ર પ્રત્યે તે ભક્તિશીલ હતો, મજબૂત પાયા પર સંસ્થાનની રચના કરવાનો તેનો દૃઢ નિશ્ચય હતો, એટલું જ નહિ પણ પોતાની પ્રજાના માણસો, પછી તેઓ યુદીઆમાં રહેતા હોય કે દૂર દૂરના દેશમાં રહેતા હોય, તોપણ તે સર્વના ભાવિ સંબંધી તે ખરા હૃદયથી રસ લેતો હતો. દાઊદ તથા યોશીયાહની માફક તે પોતાના લોકોનો ખરો પિતા થયો, અને તેનો નમૂનો તેના સંતાને લીધો હોત તો પાછળનો ઇતિહાસ જુદો જ હોત. તેના વખતમાં દેમેત્રિઅસ બીજો પાલેસ્ટાઈન પર નામની સત્તા ધરાવતો હતો, પરંતુ સીરીઅન રાજ્ય એટલું બધું અબળ થઈ ગયું હતું કે પાલેસ્ટાઈનમાં કર લેવાતા નહોતા અને સીમોને એક સ્વતંત્ર રાજાની માફક જ રાજ કીધું. પોતાની સત્તા વધારે મજબૂત કરવા માટે તેણે મૂલ્યવાન દાનો લઈને એક પ્રતિનિધિ મંડળને રોમ મોકલ્યું. આથી જોકે તાત્કાળિક લાભ થયો હશે, તોપણ આવી રીતે પોતાના ભાઈઓનું અનુકરણ કરીને સીમોને પાલેસ્ટાઈનમાં રોમન સત્તા સ્થાપન કરવાનું અજાણે પહેલું જ પગલું ભર્યું; કેમકે પાલેસ્ટાઈનની બાબતોમાં રોમનોએ હાથ ઘાલવાના પરિણામે એક સૈકાની અંદર જ સદાકાળને માટે યહુદી સ્વતંત્રતાનો અંત આવવાનો હતો. છતાં સીમોનના પોતાના સમય તરફ જોઈએ તો તે શાંતિ તથા આબાદીનો સમય હતો, અને એવો સમય તો ઈસ્રાએલે થોડો જ જોયો હતો.

સીમોનનો મુખ્ય જય તે ગાઝઝારા એટલે પુરાતન ગેઝેર કબજે કરવાનો હતો. આ શહેર આયાલોનના મેદાનની પશ્ચિમ દિશાએ આવેલું હતું. પશ્ચિમથી યુદીઆમાં જતાં તે રસ્તામાં આવેલું હતું; જોપ્પાથી આવતો સરિયામ માર્ગ ત્યાં થઈને જતો હતો. તે માર્ગે થઈને ભૂમધ્ય સમુદ્રના સમસ્ત વેપારની આવજા થતી હતી. શહેરના રહેવાસીઓએ હિંમતથી લડાઈ કરી

છતાં સીમોને શહેરનો કબજો લીધો, અને વસ્તીના અમુક ભાગને બીજે સ્થળે ખસેડીને તેઓને ઠેકાણે તેણે યહુદીઓને વસાવ્યા. આટલા બધા બળવાન શત્રુઓની મધ્યે રહીને યહુદી સંસ્થાન આબાદ થાય માટે વેપાર વધારવાની આવશ્યકતા હતી, માટે સીમોને જોપ્પા બંદરનો પૂરી રીતે કબજો લઈને તે સુધાર્યું; એટલું જ નહિ પણ યરૂશાલેમની મધ્યે સીરીઅન સૈન્યનું જે થાણું લાંબા વખત સુધી ટકી રહ્યું હતું તેને ઘેરો ઘાલીને છેવટે તે પણ તેણે કબજે કર્યું. આથી યહુદીઓના આનંદનો પાર રહ્યો નહિ. તેજ વખતે તેણે મંદિરની પણ કિલ્લેબંદી કરી. સીમોનના આવા જયની ખબર સાંભળીને સીરીઆનો રાજા આન્ટીઓખસ સીદેટેસ—દેમેત્રિઅસ પહેલાનો પુત્ર—ઉશ્કેરાઈ ગયો. તેણે ખંડણીની માગણી કરી, અને તે આપવાની સીમોને ના પાડી ત્યારે તે બળાત્કારથી લેવા માટે તેણે સૈન્ય મોકલ્યું; આ સૈન્યને સીમોનના દીકરા જોન હુરકાનસની સરદારી હેઠળ યહુદીઓએ હરાવ્યું. આ જયને કારણે સીમોનના બાકીના દિવસો પર્યંત તે પરદેશી સત્તાથી સ્વતંત્ર રહ્યો.

આ બધું હોવા છતાં સીમોને પોતે રાજા હોવાનો દાવો કર્યો નહિ. અલબત, તેણે પોતાના નામે સિક્કા પડાવ્યા. તે શેકેલ અને અર્ધા શેકેલના હતા. તેની એક બાજુએ શેકેલ કે અર્ધો શેકેલ તથા બીજી બાજુએ યરૂશાલેમ અથવા પવિત્ર યરૂશાલેમ એવો લેખ હતો. સીમોને પોતાના દેશની જે સેવા કરી હતી તેના બદલામાં તેના ઉપકારી લોકોએ જે અધિકાર આલેકઝાન્ડર બાલાસે યોનાથાનને પ્રથમ આપ્યો હતો, તેજ અધિકાર તેને સ્વેચ્છાથી આપીને તેને રાજદ્વારી સૂબા તથા સેનાપતિ તરીકે જ નહિ પણ મુખ્ય યાજક તરીકે પણ ઠરાવ્યો. આથી તે શાંતિના તેમજ લડાઈના સમયમાં યહુદીઓનો માનીતો નેતા થયો; તે તાજ વગરનો રાજા જ હતો અને આટલા માનથી જો તેની પછીના યહુદી નેતાઓ સંતોષી થયા હોત તો પાછળના જમાનામાં પ્રજાકીય ઇતિહાસ જુદું જ સ્વરૂપ ધારણ કરત.

સીમોનની કારકિર્દીમાં ગીતશાસ્ત્રનું પુસ્તક ઘણું કરીને પૂરૂં કરવામાં આવ્યું. ઘણાં ગીત પર અને ખાસ કરીને પુસ્તકના પાછલા અર્ધા ભાગનાં ગીત પર મકાબી જમાનાના ઝઘડાની છાપ પડેલી જણાય છે. દાખલા તરીકે ૭૪ તથા ૮૯ મા ગીતમાં આન્ટીઓખસે મંદિર અપવિત્ર કર્યું હતું, અને યહુદીઓની ભારે સતાવણી કરી હતી એ વિષેની સ્પષ્ટ સૂચનાઓ રહેલી છે. બીજાં ગીતમાં, દાખલા તરીકે ૧૧૮મા ગીતમાં, નિયમશાસ્ત્ર પ્રત્યે જે ભાવ આ વખતથી માંડીને યહુદી ધર્મના વિશેષ લક્ષણરૂપ થઈ ગયો હતો તે પ્રદર્શિત કરવામાં આવે છે. વળી ગીતશાસ્ત્રનાં છેલ્લાં ગીતના રૂપ તરફ જોઈએ તો માલૂમ પડે છે કે તેઓ ખાસ રીતે મંદિરની ભજનસેવા વખતે ગાવા રચાયાં હોય એવું

સંભવે છે. આ શાંતિ તથા આબાદીના દિવસોમાં અગાઉ થએલાં ગીતોનો સંગ્રહ કરવામાં આવ્યો હશે, અને પહેલાં બે ગીત પ્રસ્તાવનારૂપે તથા સમાપ્તિનું ૧૫૦મું સ્તોત્ર ઉમેરીને ગીતશાસ્ત્ર પૂરૂં કરવામાં આવ્યું હશે. જૂના કરારનાં પુસ્તકોમાં ગીતશાસ્ત્ર છેલ્લામાં છેલ્લું પૂરૂં થએલું લાગે છે; માટે સીમોનના મરણ પહેલાં જૂના કરારમાંનાં બધાં જ પુસ્તકો લખાઈ ગયાં હશે. તથાપિ સભાશિક્ષક, સુલેમાનનું ગીત તથા એસ્તેર એવાં એવાં પુસ્તકોના ઉપયોગીપણા વિષે પહેલા ખ્રિસ્તી સૈકાની આખર સુધી ચર્ચા ચાલી, અને ત્યારે જ જૂના કરારનો નિયમગણ પૂરો કરવામાં આવ્યો.

સીમોનમાં આટલાં બધાં સારાં લક્ષણો હોવા છતાં માતાથિયાસના બીજા દીકરાઓને બળાત્કારથી મરણ ભોગવવાનો જે અનુભવ થયો હતો તેનાથી તે બચ્યો નહિ. તેનું ખૂન કરનાર તેનો જમાઈ હતો. આ માણસનું નામ ટૉલેમી હતું અને તેને યરદનની ખીણમાંના પ્રદેશ પર સૂબો ઠરાવવામાં આવ્યો હતો. સીરીઅન દરબાર તરફથી મને ટેકો મળશે એમ ટૉલેમી જાણતો હતો. પરંતુ બે બાબત તેના ખ્યાલમાં આવી નહોતી: ૧. પોતાના મકાબી નેતાઓ પ્રત્યે લોકોનું વિશ્વાસુપણું; અને ૨. સીમોનના પુત્ર જોન હુરકાનસની શક્તિ. ટૉલેમીના કાવતરાનો ભોગ થવાને બદલે યોહાન તરત યરૂશાલેમ ગયો, અને ત્યાં તેને લોકોએ મુખ્ય યાજક તથા સૂબો ઠરાવ્યો.

**જોન હુરકાનસ**

આ સમયના સીરીઅન રાજાઓમાં આન્ટીઓખસ સીદેટેસ વિશેષ કાર્યકુશળ જણાય છે. જોકે સીમોન પર તેણે જે પ્રથમ હુમલો કર્યો હતો તેમાં તે નિષ્ફળ ગયો હતો તોપણ હુરકાનસ હોદ્દા પર આવ્યો ત્યારે તેણે ફરીથી પાલેસ્ટાઈનમાં પોતાની સત્તા સ્થાપિત કરવાનો પ્રયત્ન કર્યો. આ જમાનાનો ઇતિહાસકાર જોસેફસ જે વાત યહુદીઓના ગેરલાભમાં હોય તે વિષે ઓછું લખે એ સ્વાભાવિક છે; તોપણ ખાતરીની વાત છે કે આન્ટીઓખસ સીદેટેસે યરૂશાલેમને ઘેરો ઘાલ્યો એટલું જ નહિ પણ તે કબજે પણ કર્યું. વળી તેણે યહુદીઓને ભારે ખંડણી ભરવાની ફરજ પાડી હશે. છતાં યહુદીઓ મારા પ્રત્યે વિશ્વાસુ રહે એવી ઇચ્છાથી તેણે યુદીઆનો કાબૂ જોન હુરકાનસની પાસે રહેવા દીધો, અને યરૂશાલેમનો નાશ કર્યો નહિ. ત્યાર બાદ આન્ટીઓખસે પાર્થીઅન લોકો પર ચઢાઈ કરી, એટલે યહુદી સૈનિકો લઈને જોન હુરકાનસ તેની સાથે સામેલ થયો. આ લડાઈમાં ઈ. સ. પૂર્વે ૧૨૯માં આન્ટીઓખસ સીદેટેસનું મરણ થયું, ત્યારથી સીરીઅનોના વચ્ચે પડવાની બીક સિવાય પોતાના રાજ્યનો વિકાસ કરવાનો યહુદીઓને અવકાશ મળ્યો. આથી રાજદ્વારી બાબતોમાં યહુદીઓને પૂર્ણ સ્વરાજ મળ્યું. આ સ્થિતિ ૫૦ વર્ષ કરતાં કંઈક વધારે મુદ્દત સુધી ટકી રહી. જે ઉમેદો તથા કાર્યકુશળતા પોતાના કુટુંબનાં લક્ષણરૂપ

હતાં તેજ જોન હુરકાનસમાં પણ જોવામાં આવે છે. રાજદ્વારી બાબતોમાં તે ઈસ્રાએલના પ્રખ્યાત રાજા દાઊદનું અનુકરણ કરવાના પ્રયત્ન કરતો હતો. એક નાનું સરખું રાજ્ય સ્થાપન કરીને તથા ઈસ્રાએલના પ્રાચીન શત્રુઓને દબાવીને કોઈથી ઈસ્રાએલ પર હુમલો થઈ શકે નહિ એવું કરવાનો તેનો હેતુ હતો. પરદેશી ભાડૂતી સૈનિકો કામમાં લઈને પણ તે દાઊદ રાજાનું અનુકરણ કરતો હતો, અને તેમ કરવા માટે પાર્થીઆની સામે થએલી લડાઈ વખતે પોતાને જે અનુભવ થયો હતો તે વડે તેને દોરવણી મળી હશે. હવે પોતાના ધર્મ-સિદ્ધાંતોની રક્ષા કરવાને માટે જ પ્રથમ મકાબી નેતાઓએ તરવાર ઉગામી હતી માટે તેઓની રાજનીતિથી જોન હુરકાનસની રાજનીતિ પહેલેથી જ વિપરીત જણાય છે. તેણે પહેલી ચઢાઈ યરદનથી પૂર્વ દિશા તરફ આવેલાં શહેરો પર કરી હતી. પછી તેણે શખેમ તથા દક્ષિણ સમારીઆ પર ચઢાઈ કરી. આમાં તેનો એવડો હેતુ જણાય છે, એટલે સમરૂનીઓ પર વંશપરંપરાથી ઊતરી આવેલું વેર વાળવાનો, તથા વિકાસ પામતી યહુદી પ્રજાને રહેવા માટે વ્યવસ્થા કરવાનો. ગરીઝીમ પર્વત પર બે સૈકાંથી સમરૂનીઓનું જે મંદિર આવેલું હતું તેનો તેણે સમૂળગો નાશ કર્યો. આ ધર્મવિરોધી કામને લીધે યહુદીઓ તથા સમરૂની-ઓની વચ્ચે જે વિષમ સ્થિતિ હતી તે વિશેષ બગડી. ત્યાર પછી તેણે ઈદુમીઆનાં મુખ્ય શહેર મારીસ્સા તથા દોરા કબજે કરી લીધાં; અને તેઓના સંબંધમાં તેનું વર્તન ખાસ રીતે ગેરવાજબી માલૂમ પડે છે; કેમકે જોન હુરકાનસના પૂર્વજોએ ધાર્મિક છૂટની રક્ષા કરવા માટે પ્રથમ તરવાર ઉગામી હતી, ત્યારે તો તેણે પોતે તેઓના પુરાતન શત્રુઓ એટલે અદોમીઓને કાંતો પોતાનો પ્રજાકીય ધર્મ તજી દેવાની કાંતો બંદીવાસમાં જવાની ફરજ પાડી. આ રાજનીતિનું પરિણામ દૂર દૂર સુધી પહોંચી ગયું; કેમકે વશ થએલા અદુમીઓ પર અમલ ચલાવવાને માટે જેઓની નિમણૂક કરવામાં આવી તેઓમાં હેરોદનો પૂર્વજ આન્ટીપાતર હતો. તે માણસ પાછળથી યહુદીઓ પર અમલ ચલાવ-વાનો હતો, અને તેના રાજવહીવટને કારણે છેવટે યહુદી સંસ્થાનનો નાશ થવાનો હતો. સૌથી છેલ્લે જોન હુરકાનસે સમરૂન શહેર પર ચઢાઈ કરી. પોતાની રક્ષા કરવા માટે આ સ્થળ અનુકૂળ તથા તેના કિલ્લા મજબૂત હોવાથી ઘેરો એક વર્ષ સુધી ચાલ્યો, અને છેવટે ભૂખમરાને લીધે જ જોન હુરકાનસ તે કબજે કરી શક્યો. સમરૂનીઓની મદદમાં જે સીરીઅન સૈન્યો મોકલવામાં આવ્યાં તેમને જોનના દીકરા હરાવી શક્યા; કેદી કરવામાં આવેલા નાગરિકોને ગુલામ તરીકે વેચવામાં આવ્યા અને કેટલાક વખત સુધી શહેર ખંડેર સ્થિતિમાં રહ્યું. ઉત્તર દિશા તરફ જોનના રાજ્યની સીમા દક્ષિણ ગાલીલમાં આવેલા ડુંગરો સુધી, દક્ષિણમાં પાલેસ્ટાઈનની છેલ્લી હદ સુધી, પશ્ચિમમાં જોપ્પા તથા દરિયા સુધી અને પૂર્વમાં અરણ્ય સુધી વધારવામાં આવી.

જોન હુરકાનસના વિજયોને લીધે સામાન્ય રીતે યહુદીઓને આનંદ થયો હશે, પરંતુ તેઓમાંનો એક બળવાન પક્ષ કે જે મકાબી જમાનાની શરૂઆતમાં પ્રથમ 'ફરોશીઓ'ને નામે ઉપસ્થિત થયો હતો તે પક્ષના માણસો ધીમે ધીમે તેની પાસેથી ખસવા લાગ્યા, તેનું કારણ એ હતું કે જે રાજનીતિનો ઉદ્દેશ માત્ર અન્ય પ્રજાઓને દબાવવાનો હોય તે રાજનીતિ તેઓને ગમતી નહોતી. આ કારણથી જોન હુરકાનસ પછી એક અપવાદ સિવાય બધા મકાબી નેતાઓને ફરોશીઓના વિરોધનો અનુભવ થયો. પરિણામે જે સાદુકીઓનું બળ વધતું જતું હતું તેઓ તરફ મકાબી નેતાઓ વલણ રાખવા લાગ્યા, અને તેઓની સાથે સાદુકીઓ બધી રીતે ભળી ગયા. આ પ્રમાણે તેના ત્રિજવના જમાનામાં પણ યહુદી સંસ્થાન ફૂટ પડેલા ઘર જેવું જણાય છે. યહુદી પ્રજાના જે સૌથી સારા ધાર્મિક નેતાઓ હતા તેઓ તથા મકાબી કુટુંબના માણસોની વચ્ચે હવેથી જુદાપણું થવા લાગ્યું, અને જે ઉમદા આદર્શોને માટે પોતાના પિતૃઓએ લડાઈ કરી હતી તે મકાબી વંશના માણસો તદ્દન ભૂલી ગયા ત્યાં સુધી તેઓ વધારે ને વધારે સંસારી તથા સ્વાર્થભરેલી રાજનીતિને વળગી રહ્યા.

જોન હુરકાનસ વસિયતનામું કરી ગયો હતો તે પ્રમાણે તેની વિધવા સંસ્થાનની રાજદ્વારી શિરપતિ ઠરી અને તેનો જ્યેષ્ઠ પુત્ર આરિસ્ટોબ્યુલસ મુખ્ય યાજક ઠર્યો. આ વ્યવસ્થા નવા પ્રકારની હતી એટલું જ નહિ પણ તે બધાના ગેરલાભમાં ઊતરી. આરિસ્ટોબ્યુલસે પોતાની માતાને કેદખાનામાં નાખી, અને ત્યાં તે ભૂખે મરણ પામી. તેની સાથે તેણે પોતાના ભાઈઓમાંના ત્રણને કેદ કર્યા કે જેથી ગાદીને માટે પોતાની સાથે કોઈ હરીફાઈ કરી શકે નહિ. આન્ટીગોનસ નામનો તેનો બીજો ભાઈ હતો. તે તેની સાથે લાંબા વખતથી લડાઈમાં જોડાએલો હતો. તેના પર તે હેત રાખતો હતો તેથી તેણે રાજ્યમાં પોતાની સાથે તેને ભાગીદાર કર્યો. પરંતુ આનું પરિણામ પણ સારૂં ન આવ્યું. જતે દહાડે આરિસ્ટોબ્યુલસને આન્ટીગોનસ પર અવિશ્વાસ ઉત્પન્ન થયો અને રાણી તથા રાજદ્વારી પુરુષોની સંતલસનો ભોગ થઈને આરિસ્ટોબ્યુલસે અજાણે પોતાના આ ભાઈને પણ મારી નંખાવ્યો. આરિસ્ટોબ્યુલસે ટૂંક મુદ્દત સુધી રાજ કર્યું. તેમાંની બેજ બીના જાણવા જેવી છે: ૧. તેણે રાજાનો હોદ્દો ધારણ કર્યો; પોતાની મેળે તથા લોકોની સંમતિ મેળવ્યા વિના તેણે પોતાના માથા પર રાજમુગટ પહેર્યો. ૨. તેણે આખા ગાલીલનો કબજો કર્યો. એ સમયમાં એ પ્રદેશમાં પ્રાચીન ઇસ્રાએલીઓના થોડા જ વંશજો રહેતા હતા. વસ્તીનો ઘણોખરો ભાગ સીરીઅન તથા ગ્રીક લોકોની મિશ્રિત થએલી વસ્તીનો હતો; પરંતુ આરિસ્ટોબ્યુલસે ગાલીલમાં યહુદીઓને મોટી સંખ્યામાં વસાવ્યા, તેથી હવે પછી પ્રજા, ભાષા તથા ધર્મ એ બધી બાબતોમાં યુદીઆની સાથે ગાલીલ ગાઢા સંબંધમાં આવ્યો.

આરિસ્ટોબ્યુલસના રાજ્યની મુદ્દત એટલી બધી ટૂંકી હતી કે રાજપદ ધારણ કરીને તેણે જે નવીનતા દાખલ કરી તેની સામે ફરોશીઓને વ્યવસ્થિત રીતે વિરોધ કરવાનો અવકાશ મળ્યો નહિ. પરંતુ તેની પછી જોન હુરકાનસનો ત્રીજો પુત્ર આલેકઝાન્ડર જાનિઅસ (૧૦૪–૭૮) હોદ્દા પર આવ્યો, ત્યારે એ અવકાશ તેમને મળ્યો. પોતાના ભાઈઓની સાથે તેને પણ આરિસ્ટોબ્યુલસે કેદ કર્યો હતો; પરંતુ તેને છૂટો કરવામાં આવ્યો હતો, તેનાં લગ્ન થઈ ગયાં હતાં, અને તેના ભાઈની વિધવા સાલોમે ઉર્ફે આલેકઝાન્ડ્રાની મદદથી તેને ગાદી પર બેસાડવામાં આવ્યો હતો. આ આલેકઝાન્ડર જાનિઅસ ફરોશીઓના મહાન શત્રુ તરીકે ઓળખાય છે. તે બધી રીતે નાલાયક હતો. દૈહિક રીતે પ્રજાનું બળ તેની પરાકાષ્ટાએ પહોંચ્યું હતું, એવા અરસામાં આવો માણસ ગાદીએ આવે એ તો યહુદીઓનું કમનસીબ હતું. તેના ત્રણ હેતુ જણાય છે: ૧. સમ્રાટ તરીકે અમર્યાદિત સત્તા ભોગવવાનો, ૨. ફરોશીઓના બળનું ખંડન કરવાનો, અને ૩. છેલ્લી હદ સુધી યહુદી સંસ્થાનની સીમા વધારવાનો. પૂર્વે તથા પશ્ચિમે જે ગ્રીક શહેરો આવેલાં હતાં, મિસરમાં જે રાજાઓ રાજ કરતા હતા, તથા મૃત સરોવરની દક્ષિણ તરફ જેનું બળ દિવસે દિવસે વધતું જતું હતું તે અરબસ્તાન, એ બધાની તીવ્ર વિરૂદ્ધતા તેણે ઉત્પન્ન કરી. સાથે સાથે તે પોતાના જ દેશમાં અપ્રિય થઈ પડ્યો. તેને જય કરતાં પરાજયનો વધારે અનુભવ થયો. આ સ્થિતિમાં યહુદીઓએ ઉશ્કેરાઈને તેની સામે થવા માટે દમસ્કના સૂબા દેમેત્રિઅસનો સાથ શોધ્યો. છેવટે આલેકઝાન્ડરને હરાવીને દેશ બહાર કાઢી મૂકવામાં આવ્યો, તોપણ મકાબી વંશ પ્રત્યે યહુદીઓનો એટલો બધો ભાવ હતો કે તેઓએ પસ્તાઈને તેને પાછો બોલાવ્યો. છતાં પોતાના શત્રુઓને માફ અને પોતાના હેરાન થએલા લોકોને શાંત કરવાના પ્રયત્ન કરવાને બદલે તેણે વિશ્વાસઘાત કરીને ૮૦૦ ફરોશીઓને જાહેરમાં વધસ્તંભે જડયા! બાકીના ફરોશીઓને એટલું બધું ભય લાગ્યું કે તેમાંના ૮,૦૦૦ તો દૂર દેશ નાસી ગયા. આ પ્રમાણે ૬ વર્ષ સુધી આંતરવિગ્રહ ચાલ્યા પછી તથા ૫૦,૦૦૦ માણસો ગૂમાવ્યા પછી આલેકઝાન્ડર જાનિઅસની પહેલી ઉમેદ સફળ થઈ. પરંતુ તેનું પરિણામ એટલું જ આવ્યું કે તેને બધા માણસો બધી રીતે ધિક્કારવા લાગ્યા.

**આલેકઝાંડર જાનિઅસ**

આ રાજ્યનાં વિપરીત પરિણામ ટૂંકામાં નીચે મુજબ છે: ૧. મકાબી વંશ પ્રત્યે ઘણાખરા યહુદીઓનો જે ભાવ હતો તે નષ્ટ થયો; ૨. ફરોશીઓ તથા સાદુકીઓની વચ્ચે જે વિરૂદ્ધતા હતી તે ઘણી જ વધી ગઈ; અને ૩. ચાલુ ઝઘડાને લીધે યહુદી સંસ્થાનનું બળ એટલું બધું ઘટી ગયું કે જાનિઅસ ગાદીએ આવ્યો તે વખતના કરતાં રાજ્ય ઘણું નબળું પડી ગયું.

ઇસ્રાએલી ઇતિહાસમાં એ જ રાણીનાં નામ આવે છે, તેમાંની બીજી આલેકઝાન્ડ્રા હતી. જાનિઅસની સ્ત્રી હોવા છતાં તેના કરતાં તેની રાજનીતિ વિપરીત હતી. એટલે જ્યારે જાનિઅસ ફરોશીઓને દબાવતો હતો ત્યારે તેણે તો તેઓને દેશનો કાબૂ સોંપ્યો હતો, કારણ કે તેના ધણીએ મરતી વખતે તેને એમ કરવાની સલાહ આપી હતી. આ બાઈ આરિસ્ટોબ્યુલસની વિધવા હતી. બંદીવાસમાં ગએલા માણસોને પાછા બોલાવવામાં આવ્યા, અને ફરીથી શાંતિ તથા આબાદીનો સમય શરૂ થયો. "તાલમુદ"માં કહ્યું છે કે આ સમયમાં પ્રાથમિક નિશાળો સ્થાપવામાં આવી હતી. એ નિશાળો વિષે ઓછું જાણવામાં આવ્યું છે, પણ તે સભાસ્થાનોની સાથે સંબંધ ધરાવતી હતી, એટલે અભ્યાસક્રમ તે નિયમશાસ્ત્ર હશે અને શિક્ષકો તે શાસ્ત્રીઓ હશે. આ સારી સ્થિતિ ઘણે ભાગે કાયમ રહેત, પરંતુ ફરોશીઓએ ભૂલ કરી; એટલે પોતાને જે નવી સત્તા મળી હતી તેનો ઉપયોગ કરીને જે સાદુકી ઉમરાવોએ આલેકઝાન્ડર જાનિઅસને ટેકો આપ્યો હતો તેઓ પર તેઓએ વેર વાળવાનો પ્રયત્ન કર્યો. અન્યાય કરીને અન્યાય દૂર થઈ શકે નહિ એવો અનુભવ તેઓને થોડી જ વારમાં થયો; કેમકે જાનિઅસના નાના દીકરા આરિસ્ટોબ્યુલસે સાદુકીઓનો પક્ષ લીધો. આલેકઝાન્ડ્રાએ સાદુકીઓને ઘણા મજબૂત કિલ્લાઓમાં રહેવા દીધા હતા, તેનો લાભ આરિસ્ટોબ્યુલસે લીધો. આલેકઝાન્ડ્રા મરણ પામી ત્યાર પહેલાં આરિસ્ટોબ્યુલસે ૭૨ કિલ્લા પડાવી લીધા હતા, માટે જોકે આલેકઝાન્ડ્રાની કારકિર્દી એકંદરે શાંતિમાં પસાર થઈ તોપણ એ શાંતિ તો તોફાન થયા પહેલાંની શાંતિના જેવી હતી.

આલેકઝાન્ડ્રા, ૭૮–૬૯

દુર્ભાગ્યે આલેકઝાન્ડરનો મોટો દીકરો હુરકાનસ આળસુ તથા અશક્ત હતો. તેને મુખ્ય યાજક ઠરાવવામાં આવ્યો હતો. જ્યારે આરિસ્ટોબ્યુલસે રાજાનો હોદ્દો ધારણ કર્યો ત્યારે આ ઊતરતા હોદ્દામાં હુરકાનસ બીજાને સંતોષી રહેવું પડયું. આરિસ્ટોબ્યુલસનું રાજ્ય કદાપિ શાંતિમાં પસાર થાત, પરંતુ એજ અરસામાં પાલેસ્ટાઈનની રાજદ્વારી બાબતોમાં એક નવું તત્ત્વ દાખલ થયું. ઈદુમીઆના લોકોની પાસે બળાત્કારથી યહુદી ધર્મ પળાવવાનાં જોન હુરકાનસે જે પગલાં લીધાં હતાં તેના પરિણામનો અનુભવ તેને હવે થયો. ઈદુમીઆ ઉપર આલેકઝાન્ડર જાનિઅસે ત્યાંના એક વતનીને સૂબો ઠરાવ્યો હતો. તેનો દીકરો આન્ટીપાતેર ચાલાક માણસ હતો, તેથી હુરકાનસ તથા આરિસ્ટોબ્યુલસ વચ્ચે હરીફાઈ કરવામાં આવે છે એ જોઈને પોતાની ગએલી સત્તા પડાવી લેવાનો લાગ મળ્યો છે એમ તે સમજી ગયો. આન્ટીપાતેરે હુરકાનસને ટેકો આપ્યો. આ પહેલાં થોડી જ વાર ઉપર પૉમ્પીએ સીરીઆ કબજે કર્યું હતું, અને તેને એક રોમન પ્રાંત બનાવ્યો હતો. આ સમયમાં (ઈ. સ. પૂ. ૬૩) પૉમ્પી

પૂર્વમાં હતો, અને દમસ્કમાં તેનો મુકામ હતો. ત્યાં તેને મળવાને માટે ત્રણ પ્રતિનિધિમંડળ આવ્યાં: એક આરિસ્ટોબ્યુલસ તરફથી, બીજું હુરકાનસ તરફથી અને ત્રીજું ફરોશીઓ તરફથી. ફરોશીઓની માગણી એ હતી કે રોમન લોકો પાલેસ્ટાઈનનો કબજો લે, કે જેથી અમને શાંતિથી નિયમશાસ્ત્રનો અભ્યાસ કરવાનો તથા તે પળાવવાનો અવકાશ મળે. પૉમ્પીએ હુરકાનસના લાભમાં ફેંસલો આપ્યો, પણ ખરી સત્તા તેને આપવામાં આવી નહિ; ખરી સત્તા તો પ્રથમ આન્ટીપાતેરના અને પછી તેના દીકરા હેરોદના હાથમાં આવી. પૉમ્પીએ આરિસ્ટોબ્યુલસને એક કેદી તરીકે પોતાની પાસે રાખ્યો, તોપણ આરિસ્ટોબ્યુલસના પક્ષકારો સહેલાઈથી આધીન થયા નહિ. આથી પૉમ્પીએ યરૂશાલેમને ઘેરો ઘાલ્યો. ફરીથી યહુદીઓના સાબ્બાથપાલનનો લાભ શત્રુઓને મળ્યો. સાબ્બાથને દિવસે રોમનોએ શહેર પર હુમલો કર્યો, તે કબજે કર્યું, અને તેના રહીશોને કતલ કર્યા. સાથે સાથે યહુદીઓને બહુ જ ખોટું લાગે એવો બનાવ બન્યો. યહુદીઓની ભક્તિ સંબંધી પૉમ્પીને ઘણીજ જિજ્ઞાસા હતી તેથી આ લોકો કોની ભક્તિ કરે છે તે જોવા માટે તેણે પરમપવિત્રસ્થાનમાં પ્રવેશ કર્યો; પરંતુ ભક્તિ થઈ શકે એવું દૃશ્ય ચિહ્ન તેના જોવામાં આવ્યું નહિ. આરિસ્ટોબ્યુલસ તથા તેના કુટુંબનું હરણ કરીને તેમને રોમ લઈ જવામાં આવ્યાં. ફરોશીઓની વિનંતી મંજુર રાખવામાં આવી, પણ કેટલા બધા ભોગે! હવેથી પાલેસ્ટાઈન પર રોમને જે કાબૂ મળ્યો તે તેણે છોડયો નહિ. મહામહેનતે યહુદીઓને જે સ્વતંત્રતા મળી હતી તે તેઓએ હમેશને માટે ગૂમાવી. પછી તો મકાબી જમાનાની યાદ રહી એટલું જ.

### ૩. હેરોદ વંશનો જમાનો

ઈસ્રાએલના પ્રતિહાસમાં રોમન સત્તાની પહેલાંનાં ૨૫ વર્ષનો સમય સૌથી ગુંચવણ ભરેલો હતો. એ વર્ષો દરમિયાન રોમનું પોતાનું બંધારણ બદલાઇ ગયું, તેથી શરૂઆતમાં રોમની પ્રજાસત્તાક ધારાસભાની સાથે અને તે પછી પૉમ્પી, સીઝર તથા તેઓના અનુગામીઓની સાથે યહુદીઓને કામ પડયું. આ જમાનાના ઇતિહાસમાં જે ત્રણ મુખ્ય પાત્રો જોવામાં આવે છે તે આ પ્રમાણે છે: ૧. રોમ પર રાજ કરનારા; ૨. યહુદીઓનો સામાન્ય પક્ષ અને તેના નેતા આરિસ્ટોબ્યુલસ, તેના દીકરા આલેકઝાન્ડર તથા આન્ટીગોનસ વારાફરતી થયા તે; અને ૩. આન્ટીપાતેર, તેને તેના હોશિયાર તથા બળવાન પુત્રો ફારસેલસ તથા હેરોદનો પણ ટેકો હતો. રોમનોને પાલેસ્ટાઈન કાબૂમાં રાખવાની વિશેષ અગત્ય હતી, કેમકે તે તેઓના સામ્રાજ્યની પૂર્વ દિશાની સીમા પર એટલે પાર્થીઆ તરફ આવેલો હતો; વળી અત્યાર સુધી રોમની સામે થવામાં માત્ર પાર્થીઆના લોકો સફળ થયા હતા. સાથે સાથે રોમનોની

એવી પણ મરજી હતી કે યહુદીઓને જેટલી છૂટ આપી શકાય તેટલી આપવી. રોમ અમારા કામમાં માથું મારે છે એમ સમજી સ્વાભાવિક રીતે યહુદીઓના મોટા ભાગને ખોટું લાગ્યું. અલબત, રોમની અસરને લીધે આંતરવિગ્રહ અટકે છે એ કારણથી ફરોશીઓ પહેલાં રાજી થતા હતા, પરંતુ લોકોના મોટા ભાગને કાબૂમાં રાખવા તેઓ શક્તિમાન નહોતા. હુરકાનસ છેક નરમ સ્વભાવનો માણસ હતો, અને કોઈને હરકત કરી શકે એવી તેની સ્થિતિ નહોતી, માટે મુખ્ય યાજકનો હોદ્દો તેની પાસેથી લઈ લેવાનું કોઈને મન થયું નહિ. આરિસ્ટોબ્યુલસ તથા તેના પુત્રોને મોટી મોટી ઉમેદો હતી, તેથી કેટલાક વખત સુધી પાલેસ્ટાઈનમાં અશાંતિની સ્થિતિ કાયમ રહી, અને રોમની વિરૂદ્ધ ફિતૂર કરવાને તેઓએ યહુદીઓને પાંચ વર્ષમાં ત્રણ વાર ઉશ્કેર્યા. પહેલું ફિતૂર ઈ. સ. પૂર્વે ૫૭માં થયું. તેનો નેતા આલેકઝાન્ડર થયો, તેને તાબે થવું પડયું, તેના કબજામાં જે કિલ્લા હતા તે કબજે કરવામાં આવ્યા, અને યહુદી સંસ્થાનના પાંચ મુલક પાડવામાં આવ્યા. દરેક મુલક પર રોમન હાકેમની દેખરેખ તળે અમલ ચલાવવાને માટે એક સ્થાનિક સમિતિની નિમણૂક કરવામા આવી વળી યહુદીઓને વધારે કાબૂમાં રાખવાના હેતુથી પાલેસ્ટાઈનની આજુબાજુ જે ગ્રીક શહેરો હતાં તેઓની પુનઃરચના કરીને તેઓને ઘણે અંશે સ્વતંત્ર બનાવવામાં આવ્યાં.

બીજું ફિતૂર ત્યાર પછી થોડી જ વારમાં થયું. તેનો નેતા આરિસ્ટો-બ્યુલસ થયો, પરંતુ થોડી વારમાં તેને પણ મૃત સરોવરની પૂર્વ દિશા તરફ આવેલા માખેરસ નામના કિલ્લાનો આશરો લેવો પડયો. ત્યાંથી તેને પકડીને કેદી તરીકે રોમ મોકલવામાં આવ્યો. ત્રીજા ફિતૂરનો નેતા આલેકઝાન્ડર થયો. આ ફિતૂર પહેલા કરતાં મોટું હતું અને તેનું પરિણામ વધારે ભયંકર આવ્યું, કેમકે તાબોર પર્વત પાસે લડાઈમાં યહુદીઓનો મોટો પરાજય થયો. આ બધાં ફિતૂરનું એવડું પરિણામ એ આવ્યું કે રોમન સત્તા પ્રત્યે યહુદીઓનો ધિક્કાર ઘણો જ વધી ગયો તથા આ ફિતૂરી પ્રજા વિષે રોમનોને વધતો શક ઉત્પન્ન થવા લાગ્યો. આ જમાનાની પરિસ્થિતિ એવી હતી કે પાલેસ્ટાઈનની સાથે રોમના મુખ્ય અધિકારીઓનો ગાઢો સંબંધ હોઈ શકે નહિ, તેથી છેવટે પ્રભુ ઈસુ ખ્રિસ્ત આ શકનો ભોગ થયો ; કેમકે ‘યહુદીઓનો રાજા’ એ પ્રાચીન અટક તે ધારણ કરે છે એ બહાને યરૂશાલેમનો યાજકવર્ગ રોમનોને આવતા શકનો લાભ લઈને રોમન સૂબા પીલાતને તેને મારી નાખવાની ફરજ પાડી શકયો.

આ વર્ષોમાં આન્ટીપાતેર તથા તેના કુટુંબની સત્તા દિવસે દિવસે બળવત્તર થઈ, કેમકે સીરીઆની સાથે રોમને જે ઝઘડામાં ઊતરવું પડતું હતું તે સંબંધી આન્ટીપાતેર વધતા પ્રમાણમાં તેને ઉપયોગી થઈ પડયો ; એટલું જ નહિ પણ

યહુદીઓ પર આપત્તિ આવતી હતી ત્યારે તેઓને પણ તે મદદ કરી શકતો હતો.

એટલામાં રોમન સામ્રાજ્યમાં પૉમ્પી તથા સીઝર વચ્ચે આંતરવિગ્રહ શરૂ થયો. સારૂં થયું કે યહુદી રાજા આરિસ્ટોબ્યુલસ તથા તેના દીકરા આલેકઝાન્ડરને મારી નાખવામાં આવ્યા હતા, નહિ તો યહુદીઓ આ વિગ્રહમાં પણ સંડોવાત અને વધારે હેરાન થાત. ઈ. સ. પૂર્વે ૪૮માં ફારસાલીઆ આગળ સીઝરનો વિજય થયો ત્યારે આન્ટીપાતેરે તરત સીઝરનો પક્ષ લીધો. પરિણામે સીઝરે તેના પર તથા યહુદી લોકો પર ઘણા ઉપકારો કર્યા. યહુદી સંસ્થાનનું બંધારણ ફરીથી રદ કરવામાં આવ્યું, મુખ્ય યાજક તરીકે હુરકાનસને કાયમ કરવામાં આવ્યો અને આન્ટીપાતેર યુદીઆનો સૂબો થયો.

આન્ટીપાતેર ઉપર જે ઘણા ઉપકારો કરવામાં આવ્યા હતા તેમાંનો એક ઉપકાર એ હતો કે તેના દીકરા ફારસેલસને યરૂશાલેમ પર અને તેના નાના દીકરા હેરોદને ગાલીલ પર અધિકારી ઠરાવવામાં આવ્યો. આ પ્રમાણે હેરોદ હજી જુવાન હતો એટલામાં તેને પોતાની શકિત બતાવવાની તક આપવામાં આવી. તે વખતે બહારવટીઆનાં ટોળાં ગાલીલને હેરાન કરતાં હતાં, તેમને દબાવીને હેરોદે તેઓના આગેવાન હેઝેકીઆસને મારી નાખ્યો. આથી ગાલીલીઓ હેરોદના ઉપકાર તળે આવ્યા અને તે રોમની પણ પ્રશંસા મેળવી શક્યો. પરંતુ હુરકાનસ તથા યરૂશાલેમની સાન્હેદ્રીનને આથી સારૂં લાગ્યું નહિ, વળી હેરોદ આટલી બધી સત્તા ધરાવે છે તેથી તેઓ વહેમાયા અને ગભરાઈ ગયા. તેઓએ હેરોદને પોતાની સમક્ષ હાજર થવાનો હુકમ ફરમાવ્યો, તેથી તે પૂરાં શસ્ત્રસહિત સજ્જ થઈને તથા એક સૈન્યની ટુકડી લઈને તેઓની રૂબરૂ હાજર થયો. હેરોદની આવી હિંમત જોઈને સાન્હેદ્રીનના સભ્યો ઉશ્કેરાઈ ગયા, અને રોમન અમલદાર વચમાં પડયો ના હોત તો તેઓ તેને મારી જ નાખત. વળી સાન્હેદ્રીનની સામે હેરોદ પણ ઉશ્કેરાઈ ગયો; થોડી વારમાં પોતાનાં સૈન્ય એકઠાં કરીને તેણે યરૂશાલેમ પર ચઢાઈ કરી અને તેના પિતાએ તેને સમજાવ્યો ના હોત તો તે યહુદી આગેવાનોની કતલ કરી નાખત.

ઈ. સ. પૂર્વે ૪૪માં સીઝરનું ખૂન થયું અને ૪૨માં ફિલિપીની લડાઈ થઈ ત્યારથી પાલેસ્ટાઈનમાં એક નવો જમાનો બેઠો. આ સમયમાં આન્ટીપાતેર તથા તેના દીકરાઓની ચતુરાઈ વિશેષ રીતે માલૂમ પડે છે, કેમકે વારાફરતી જેનો વિજય થયો હોય તેનો તેઓએ તરતાતરત પક્ષ લીધો. પરિણામે તેઓ પર વધારે ને વધારે ઉપકારો કરવામાં આવ્યા. આ વખતે માર્કસ નામનો એક યહુદી ઉમરાવ આન્ટીપાતેરની સાથે હરીફાઈ કરતો હતો, તેણે છેવટે આન્ટીપાતેરને દગો

દઈને તેનું ખૂન કર્યું અને પાછળથી તેનું પણ ખૂન હેરોદે કર્યું. જુલીઅસ સીઝરના ખૂનીઓ તથા આન્ટોની વચ્ચે થએલા ઝઘડા દરમિયાન રોમન લોકો પોતાની પૂર્વ તરફની સીમા સાચવી શક્યા નહિ. આ અંધેરના સમયનો લાભ લઈને રોમના પ્રાચીન શત્રુઓ એટલે પાર્થીઅન લોકોએ સીરીઆનો ઉત્તર વિભાગ કબજે કરી લીધો. પાર્થીઅન લોકોના આગમનથી ઉત્તજિત થઈને આરિસ્ટો-બ્યુલસના નાના દીકરા આન્ટીગોનસે ઈ. સ. પૂર્વે ૪૧માં પાલેસ્ટાઈનમાં પ્રવેશ કર્યો. પાર્થીઅન લોકોની મદદ લઈને તથા જે યહુદીઓ હેરોદ પ્રત્યે વિરોધભાવ રાખતા હતા તેઓની પણ મદદ લઈને આન્ટીગોનસે રાજા તરીકેની પોતાની સત્તા સ્થાપિત કરી. આન્ટીપાતેર તથા હેરોદનો ભાઈ ફારસેલસ પાર્થીઅન લોકોના વિશ્વાસઘાતનો ભોગ થયા અને ઘણું દુઃખ વેઠયા પછી હેરોદ પોતાનું કુટુંબ લઈને નાસી ગયો, અને મૃત સરોવરના નૈઋર્ત્ય ખૂણા તરફ આવેલા મહાસાદા નામના મજબૂત કિલ્લામાં તેને રાખ્યું. તેની સંભાળ લેવાનું કામ પોતાના ભાઈ યુસફને સોંપીને તથા ઘણાં જોખમમાં થઈને પસાર થયા પછી હેરોદ છેવટે રોમ જઈ પહોંચ્યો. આન્ટીગોનસમાં નેતાનાં લક્ષણ મુદ્દલે નહોતાં એ યહુદીઓની સ્વતંત્રતાને માટે કમનસીબ કહેવાય; કેમકે પોતાની પ્રજાનો ચાહ મેળવવાના પ્રયત્ન ન કરતાં તે આન્ટીપાતેર તથા હેરોદના સર્વ અન્યાય પર વેર વાળવામાં જ સંતોષ માનતો હતો.

યુદીઆના રાજા તરીકે હુરકાનસના પૌત્ર તથા પોતાની વેવીશાળી સ્ત્રી મારીઆમ્નેના ભાઈ આરિસ્ટોબ્યુલસ ત્રીજાની નિમણૂક સંબંધી ભલામણ કરવાના હેતુથી હેરોદ રોમ ગયો હતો; પરંતુ જેઓની આગળ તેણે વિનંતી કરી તેઓને એટલે આન્ટોની તથા ઓકટાવિઅનને તો સ્વાભાવિક રીતે મકાબી વંશના ગમે તે માણસ પર શક આવતો હતો, અને હેરોદ તથા તેના પિતા આન્ટીપાતેરે રોમનોની જે સેવા બજાવી હતી તેની તેઓ ઘણી જ કદર કરતા હતા. માટે તેઓએ હેરોદને રાજપદ આપવાનું કહ્યું અને તેની નિમણૂક ધારાસભામાં તરત જ મંજુર કરવામાં આવી. 'યહુદીઓનો રાજા' એ પ્રાચીન અટક ધારણ કરવાને પ્રસંગે હેરોદની સાથે યજ્ઞો ચઢાવવાને માટે આન્ટોની તથા ઓકટા-વિઅન જ્યુપીટરના મંદિરમાં ગયા. શરૂઆતમાં તો આ માત્ર ખાલી અટક હતી, પરંતુ રોમના ટેકા તથા પોતાની શક્તિ વડે હેરોદે વખત જતાં વાસ્તવિક સત્તા મેળવી. ઈ. સ. પૂર્વે ૩૯માં હેરોદ પાછો પાલેસ્ટાઈનમાં આવ્યો, અને મહાસાદામાં પોતાના કુટુંબને ઘેરો ઘાલવામાં આવ્યો હતો, ત્યાંથી તેને છોડવવા માટે તેણે કૂચ કરી. ત્યારબાદ તેણે ઈદુમીઆ તથા ગાલીલ કબજે કર્યાં, અને બે વર્ષ સુધી લડયા પછી બેથેલની ઉત્તર દિશા તરફ ઈસાના ગામ આગળ તેણે એક મહત્ત્વનો જય મેળવ્યો, તેથી યરૂશાલેમ સિવાય આખો યુદીઆ તેના હાથમાં આવ્યો. રાજધાનીનો કબજો લેવા માટે કેટલાક મહીના સુધી લડાઈ ચાલી,

કેમકે આન્ટીગોનસ તથા તેના અનુયાયીઓ સારી પેઠે જાણતા હતા કે હેરોદ તથા રોમન લોકો તરફથી કૃપા મેળવવાની આશા છે જ નહિ. હજારો યહુદીઓની કતલ કરવામાં આવી, ત્યાર પછી મંદિર પણ હાથમાં આવ્યું, અને હેરોદ માત્ર નામનો નહિ પણ યહુદીઓનો ખરેખરો રાજા થયો. આન્ટીગોનસે દયા મેળવવા માટે કાલાવાલા તો કર્યા પરંતુ તેને કોરડા મરાવીને તેનો શિરચ્છેદ કરવામાં આવ્યો. મહિમાસહિત ઉપસ્થિત થએલા મકાબી વંશનો આ પ્રમાણે નાલાશીભર્યો અંત આવ્યો, તે પરથી આપણને એ શીખવાનું મળે છે કે જે વ્યક્તિ અથવા કુટુંબ સ્વાર્થી ઉમેદોને વશ થાય છે અને પોતા પર અંકુશ રાખી શકતાં નથી તેને વહેલો કે મોડો નાલાશી તથા વિનાશનો અનુભવ થયા સિવાય રહેતો નથી. યરૂશાલેમનો ઘેરો હજી ચાલુ હતો એટલામાં હેરોદે સમારીઆ જઈને હુરકાનસની દીકરી મારીઆમ્મેની સાથે પોતાનાં જે લગ્ન લાંબા વખત સુધી મુલતવી રાખેલાં હતાં તે પતાવ્યાં. આ કૃત્યથી યહુદીઓનો જે ભાગ હજી પણ મકાબી વંશ પ્રત્યે પ્રેમભાવ રાખતો હતો તેઓનો ચાહ તેણે અમુક અંશે મેળવ્યો.

હેરોદને જે તાલીમ મળી હતી તેવડે તેનું ચારિત્ર્ય ઘણે અંશે ઘડવામાં આવ્યું. પોતાના પિતા આન્ટીપાતેર તરફથી તેને જે શિક્ષણ મળ્યું હતું તે તો યહુદીઓનો તિરસ્કાર અને આરિસ્ટોબ્યુલસ તથા તેના મહત્ત્વાકાંક્ષી દીકરાઓનો ધિક્કાર કરવાનું હતું; તથાપિ તે પોતાનો તિરસ્કાર છાનો રાખતો હતો. રોમ પ્રત્યે વિશ્વાસુ રહેવું એજ આ માણસનો ધર્મ હતો, કારણ કે એ રીતે દ્રવ્ય તથા ફતેહ મેળવવાનો સંભવ હતો. તે જાહેર પ્રશંસાનો તરસ્યો હતો અને વિશેષે કરીને મોટાં મોટાં બાંધકામો કરીને કીર્તિ મેળવવાની તેને ઉમેદ હતી. પરંતુ બીજી બધી બાબતો કરતાં તે સત્તાલોભી હતો, તેથી પોતાની સત્તા પડાવી લેવાની જેને શક્તિ હોય તે દરેકના સંબંધમાં તે સહેલાઈથી વહેમાતો હતો. રોમ પર જે માણસ અમલ ચલાવતો હોય તેને હરકોઈ પ્રકારે વિશ્વાસુ રહેવું એવી તેની રાજનીતિ હતી. તેના રાજ્યના પહેલા ભાગમાં ભૂમધ્ય સમુદ્રની આજુબાજુ આવેલા પ્રદેશ પર આન્ટોનીની સત્તા પ્રબળ હતી. આ સ્થિતિ ટકી ત્યાં સુધી તે આન્ટોનીને વિશ્વાસુ રહ્યો, અને જોકે તેની તથા આન્ટોનીની વચ્ચે કલીઓપાત્રાએ અદેખાઈનાં બી વાવવાના પ્રયત્ન કર્યા તોપણ આન્ટોની છેવટ સુધી તેના પર પ્રસન્ન રહ્યો. ઈ. સ. પૂર્વે ૩૨માં આકટીઅમની લડાઈ થઈ તેમાં આન્ટોનીની નબળાઈ માલૂમ પડી, એટલે તરત હેરોદે તેને તજી દીધો. આન્ટોનીના આત્મઘાતનાં મુખ્ય કારણોમાંનું એક કારણ હેરોદનો વિશ્વાસઘાત હતો એમ માનવામાં આવે છે. ઑગસ્ટસ અટક ધારણ કરીને ઓક્ટાવિઅન સીઝર થયો, ત્યારે હેરોદે તરત તેની સાથે મળી જવાની ઉતાવળ કરી. આ બાબતનું વર્ણન જોસફસ નીચે પ્રમાણે કરે છે: "હવે આક્ટીઅમ આગળ સીઝર ઑગસ્ટસે આન્ટોનીનો

પરાજય કર્યો, ત્યારે તેની સાથેની મિત્રતાના કારણથી હેરોદ પોતાના ભાવિ સંબંધી ચિંતાતુર થયો, છતાં તેણે જોખમની સામે થવાનો નિશ્ચય કર્યો, તેથી વહાણમાં બેસીને તે રહોડસ આગળ સીઝર લડતો હતો ત્યાં તેની પાસે ગયો. વળી રાજમુગટ ધારણ કર્યા વગર અને ખાનગી વ્યક્તિનો પોષાક પહેર્યા છતાં રાજાનું મન રાખીને તે ત્યાં ગયો. તેણે સત્યમાંનું કાંઈ પણ પાછું ના રાખ્યું, પણ હિંમતથી આ પ્રમાણે બોલ્યો: "હે સીઝર, મને તો આન્ટોનીએ યહુદીઓનો રાજા ઠારવ્યો. હું તેને ઉપયોગી થઈ પડયો છું એ હું કબૂલ કરૂં છું: વળી આરબોની સાથે હું લડાઈમાં રોકાઈ ગયો ન હોત તો બેશક આપની વિરૂદ્ધ હું લડવા આવત એ વાત પણ હું સંતાડવા માગતો નથી; આન્ટોની પ્રત્યે મારૂં ઉપકારીપણું દર્શાવવા મારે એમ કરવું પડત. પરંતુ હવે તો આન્ટોનીની સાથે હું પણ હારી ગયો છું અને તેના ભાવિમાં હું પણ ભાગીદાર છું એ જાણીને મેં મારો રાજમુગટ ઉતારી મૂક્યો છે. હવે મારી સલામતીને અર્થે આપનાં સુલક્ષણો પર આધાર રાખીને હું આપની પાસે આવ્યો છું, અને મારી વિનંતી એટલી જ છે કે હું કોનો મિત્ર હતો તેનો નહિ પરંતુ હું કેવો વિશ્વાસુ મિત્ર હતો તેનો વિચાર કરશો.'' હેરોદ વિશ્વાસુ સેવક થશે એવી ખાતરી ઓકટાવિઅનને થઈ તેથી તેણે યહુદીઓના રાજા તરીકે તેને કાયમ કર્યો. ઑગસ્ટસે હેરોદને લગભગ આખા પાલેસ્ટાઈન પર સત્તા આપી; અપવાદ તરીકે દરિયાકાંઠે તથા યરદનની પૂર્વ દિશા તરફ કેટલાંક ગ્રીક શહેરો આવેલાં હતાં તે તેણે હેરોદને ન આપ્યાં. આવી રીતે પોતાને સ્વાધીન કરેલા દેશની અંદર શાંતિ જાળવવી તથા રોમના પ્રાચીન શત્રુ પાર્થીઅનોની સામે સામ્રાજ્યની પૂર્વ તરફની હદ સાચવવી એ ફરજ હેરોદને સોંપવામાં આવી, અને તે તેણે વિશ્વાસુપણે અદા કરી.

આપણે ઉપર જોઈ ગયા તેમ પાલેસ્ટાઈનના જુદા જુદા ભાગમાં ભવ્ય અને સાર્વજનિક મકાનો બંધાવીને હેરોદે ઘણી કીર્તિ મેળવી. આથી તેણે એકલા ઑગસ્ટસની જ નહિ પણ પૂર્વની સમસ્ત દુનિયાની પણ પ્રશંસા મેળવી. તે સાથે તેણે પાલેસ્ટાઈનમાં શાંતિ સ્થાપી; તથાપિ એ શાંતિ તરવારવડે સ્થાપવામાં આવી. તે પોતાના લોકોથી બીતો હતો એટલા જ તેઓ તેનાથી પણ બીતા હતા. પોતાની સાથે કોઈ હરીફાઈ કરી શકે એમ લાગતું હોય એવા માણસોને દબાવવામાં તે તદ્દન નિર્દય હતો. તેણે વિશ્વાસઘાત કરીને હુરકાનસના પૌત્ર આરિસ્ટોબ્યુલસ ૩જાનું ખૂન કરાવ્યું, અને છેવટે નિર્દોષ લંગડા હુરકાનસનું પણ ખૂન કર્યું. એ બે હેરોદના ઘાતકી અમલનાં સૌથી કાળાં કામ હતાં. યહુદીઓની પ્રજાકીય ધારાસભા એટલે સાન્હેદ્રીનની સત્તાનું પણ તેણે ખંડન કર્યું. ઑગસ્ટસનું અનુકરણ કરીને તેણે જાસુસોની એક આખી સેના રોકી. આ પ્રમાણે એક જાહેર અને બીજી

ગુપ્ત, એવી બે સેનાવડે તે પોતાની રક્ષા કરતો હતો અને પોતાની સત્તા મજબૂત કરતો હતો. આટલાં બધાં બાંધકામ કરવાને લીધે લોકો પર કરનો બોજો વધી ગયો, છતાં સામાન્ય લોકોને માટે તો હેરોદનો જમાનો એકંદરે શાંતિ તથા આબાદીનો જમાનો હતો; કેમકે લડાઈ એ બંધ થવાને લીધે લોકોને જમીન ખેડવાનો અને વેપાર કરવાનો અવકાશ મળ્યો. વળી દુકાળ વખતે તે અનેક વાર લોકોની સાથે ઉદારતાથી વર્ત્યો. આ પ્રમાણે તેના જીવનમાં એક-બીજાથી વિપરીત લક્ષણો આપણા જોવામાં આવે છે.

પરંતુ બધાંના કરતાં તેના ઘરની બાબતો વિશેષ કરુણ જણાય છે. તે પોતાની સ્ત્રી પર ઘણો જ પ્રેમ રાખતો હતો, પરંતુ તેને સહેલાઈથી વહેમ આવે એવો તેનો સ્વભાવ હતો, માટે પોતાની ગેરહાજરીમાં હમેશાં તેને કોઈ અમુક મજબૂત કિલ્લામાં પૂરી મૂકવાનો રિવાજ હતો. વળી તેને વિશ્વાસુ અનુયાયીઓનો અભાવ હતો, તેથી તેના ઘરમાં કાયમ ખટપટ ચાલતી હતી. પોતા સંબંધી હેરોદ વહેમાયો એ મારીઆમ્નેથી સહન થઈ શક્યું નહિ તેથી તે બિચારી હેરોદના ઘરની ખટપટનો ભોગ થઈને મરણ પામી. હેરોદનો જે છેલ્લો દેખાવ આપણા જોવામાં આવે છે તેના જેવો કરુણ દેખાવ ઇતિહાસમાં બીજો કોઈ મળતો નથી: જે એકલી સ્ત્રીને તે પોતાના આખા હૃદયથી ચહાતો હતો તેને તે મારી નાખતો માલૂમ પડે છે! પોતાના દીકરા આન્ટીપાતેરે તેની સાથે વિશ્વાસઘાત કર્યો, તેના પરિણામે હેરોદે મારીઆમ્નેના બે ઉમદા દીકરાનાં ખૂન કર્યાં અને છેવટે આન્ટીપાતેરનો વિશ્વાસઘાત માલૂમ પડ્યો ત્યારે આ દુનિયામાં તેને જે છેલ્લામાં છેલ્લો સંતોષ થયો તે તેને મારી નાખવાથી થયો હતો.

આપણા પ્રભુના જન્મ પછી થોડી જ વારમાં મોટા હેરોદનું મરણ થયું. તેના રાજ્યના ત્રણ વિભાગ પાડવામાં આવ્યા, અને તે દરેક પર તેના કોઈએક પુત્રને હાકેમ તરીકે ઠરાવવામાં આવ્યો. આ પ્રમાણે ગાલીલના સરોવરને ઈશાન ખૂણે આવેલા બાથાનીઆ પ્રદેશ પર ફિલિપને ઠરાવવામાં આવ્યો. ગાલીલ તથા પેરીઆ એ બંને પ્રદેશ પર હેરોદ આન્ટીપાસને ઠરાવવામાં આવ્યો. પેરીઆ પ્રાંત યરદનની પેલે પાર અને ફિલિપના પ્રદેશની દક્ષિણ દિશાએ હતો; ત્યારે યરદનની પશ્ચિમ દિશા તરફ પાલેસ્ટાઈનના જે ત્રણ વિભાગ પાડવામાં આવ્યા હતા તેમાં ઉત્તર તરફ ગાલીલ હતો. ગાલીલની દક્ષિણે સમારીઆ, અને દક્ષિણે યુદીઆ હતો. આ છેલ્લો એટલે યુદીઆ પ્રાંત આર્ખેલાઉસને સોંપવામાં આવ્યો, પરંતુ તેણે એટલી બધી ક્રૂરતાથી રાજ્ય કર્યું કે સીઝરે થોડી જ વારમાં તેને હોદ્દા પરથી ઉતારી મૂકીને તેની જગાએ એક રોમન સૂબાને નીમ્યો. આનું પરિણામ એ આવ્યું કે યહુદીઓ પર રોમનોની સીધી સત્તા સ્થપાઈ અને

તેઓની મધ્યે એક રોમન થાણું બેસાડવામાં આવ્યું. રાજદ્વારી બાબતોની દૃષ્ટિએ દરિયા કાંઠે આવેલું કાઈસારીઆ યુદીઆનું મુખ્ય શહેર થયું, અને યરૂશાલેમમાં મંદિરની પાસે આન્ટોનીઆ નામના બુરજમાં રોમન સેનાની એક ટુકડી રાખવામાં આવી. આ ફેરફાર ઈ. સ. ૬માં થયો. આપણા પ્રભુએ જાહેર સેવાની શરૂઆત કરી ત્યાર પહેલાં કેટલાંક વર્ષથી યુદીઆ એક રોમન પ્રાંત બન્યો હતો. જેઓને યુદીઆના સૂબા તરીકે નીમવામાં આવ્યા તેઓમાંનો પાંચમો પોંતીઅસ પીલાત હતો. આ માણસના કામને લીધે યહુદીઓની ધાર્મિક લાગણીઓ ઘણી જ ઉશ્કેરાઈ. આપણા પ્રભુને મરણદંડ ફરમાવનાર પણ તેજ હતો. આપણે જે જમાનાનો અભ્યાસ કરી રહ્યા છીએ તેમાં ઉપસ્થિત થએલી યહુદી માન્યતા તથા સંસ્થાઓ વિષે આપણે હવે પછીના પ્રકરણમાં વિચાર કરવાનો છે.


સેલ્યુકસ રાજકુળ
સેલ્યુકસ ૧ (ઈ. સ. પૂર્વે ૩૧૨–૨૮૦)
આન્ટીઓખસ ૧ (ઈ. સ. પૂર્વે ૨૮૦–૨૬૧)
આન્ટીઓખસ ૨ (ઈ. સ. પૂર્વે ૨૬૧–૨૪૬)
સેલ્યુકસ ૨ (ઈ. સ. પૂર્વે ૨૪૬–૨૨૬)
સેલ્યુકસ ૩ (૨૨૬–૨૨૩)
મહાન આન્ટીઓખસ ૩ (૨૨૩–૧૮૭)
સેલ્યુકસ ૪ (૧૮૭–૧૭૫)
આન્ટીઓખસ ૪થો એપીફાનેસ (૧૭૫–૧૬૪)
દેમેત્રિઅસ ૧ (૧૬૨–૧૫૦)
આન્ટીઓખસ ૫ (૧૬૪–૧૬૨)
આલેકઝાન્ડર બાલાસ (૧૫૦–૧૪૫)
દેમેત્રિઅસ ૨ (૧૪૫–૧૩૮, ૧૨૯–૧૨૫)
આન્ટીઓખસ ૭ સીદેટેસ (૧૩૮–૧૨૮)
આન્ટીઓખસ ૬ (૧૪૫)
આલેકઝાન્ડર ઝાબીનસ
આન્ટીઓખસ ૯ (૧૧૩–૯૫)
સેલ્યુકસ ૫ (૧૨૫)
આન્ટીઓખસ ૮ (૧૨૫–૧૧૩, ૧૧૧–૯૬)
સેલ્યુકસ ૬
આન્ટીઓખસ ૧૧
ફિલિપ
દેમેત્રિઅસ ૩
આન્ટીઓખસ ૧૨
ફિલિપ
આન્ટીઓખસ ૧૦
આન્ટીઓખસ ૧૩
(અંત ઈ. સ. ૬૫)

## આસ્મોનીઅન રાજકુળ


માતાથિયાસ (૧૬૭–૧૬૬)
યોહાન
એલીઆઝર
યહુદા (૧૬૮–૧૬૧)
યોનાથાન (૧૬૮–૧૪૧)
સીમોન (૧૪૮–૧૩૫)


જોન હુરકાનસ (૧૩૫–૧૦૫)
આરિસ્ટોબ્યુલસ ૧ (૧૦૫–૧૦૪)
આન્ટીગોનસ
આલેકઝાન્ડર જાનિઅસ (૧૦૪–૭૮)=આલેકઝાન્ડ્રા (૭૮–૬૮)


હુરકાનસ ૨ (+ ૩૦)
આરિસ્ટોબ્યુલસ ૨ (+૪૯)
આલેકઝાન્ડ્રા = આલેકઝાન્ડર
આન્ટીગોનસ
આરિસ્ટોબ્યુલસ ૩
મારીઆમ્ને=હેરોદ ૧લો
એક પુત્રી

# હેરોદીઅન રાજકુળ

- આન્ટીપાસ
  - જોસફ (૧)
  - આન્ટીપાતેર
    - ફારસેલસ
    - જોસફ (૨)
    - હેરોદ ૧
      - = મારીઆમ્ને (મકાબીઅન)
        - આલેકઝાન્ડર
        - આરિસ્ટોબ્યુલસ
          - ચાલ્સીસનો હેરોદ
          - આગ્રીપા ૧
            - આગ્રીપા ૨
            - બેરનીકે
            - દ્રુસીલા
          - હેરોદીઆસ =(૧) હેરોદ (રોમનો) (૨) આન્ટીપાસ
      - = મારીઆમ્ને (મુખ્ય યાજક સીમોનની પુત્રી)
        - હેરોદ (રોમનો)
          - સાલોમે
      - = માલ્થેસ (સમરૂની)
        - આર્ખેલાઉસ
        - આન્ટીપાસ
      - = ક્લીઓપાત્રા
        - ફિલિપ
    - ફીરોરાસ
    - સાલોમે

આ વંશવૃક્ષમાં માત્ર ઐતિહાસિક અગત્ય ધરાવતાં જ નામ આપવામાં આવ્યાં છે. સંપૂર્ણ વંશવૃક્ષ તો હેસ્ટિંગ્સકૃત બાઇબલ શબ્દકોશમાંથી મળી શકશે.

# પ્રકરણ ૨જું

## યહુદી સંસ્થાઓ તથા પંથો

સુવાર્તાઓમાં જે યહુદી સંસ્થાઓ તથા ધાર્મિક વિચારો મળે છે તે જે જમાનામાં ઉપસ્થિત થયાં હતાં તેના ઇતિહાસ સાથે નિકટનો સંબંધ રાખે છે, અને એ જમાનાનો ઇતિહાસ ધ્યાનમાં લીધા સિવાય તેના સ્વરૂપ તેમ જ રહસ્ય સંબંધી આપણને સમજણ પડે નહિ. એ સંસ્થાઓ તથા માન્યતાઓ જેનો અભ્યાસ આપણે કરી રહ્યાં છીએ તે તે જમાનામાં ઉદ્દભવ્યાં હતાં, તેથી આપણે અત્રે તે વિષે વિચાર કરવા તૈયાર છીએ.

**ફરોશીઓ:** આપણા પ્રભુના જમાનાના યહુદી ધર્મના સંબંધમાં જે મહાન રાજકીય તથા ધાર્મિક પક્ષો વિષે વાંચવામાં આવે છે તેની ઉત્પત્તિ મકાબી જમાનામાં થઈ હતી. ગ્રીક જમાનામાં રાજકીય બાબતો તથા ધર્મ સંબંધી યહુદીઓ જુદી જુદી રીતે વિચાર કરવા લાગ્યા હતા, અને એવી રીતે જે જુદા જુદા વિચારો ઉદ્દભવ્યા હતા તેને અનુસરતા જુદા જુદા પક્ષો યહુદી સંસ્થાનમાં ઉપસ્થિત થયા. પસંદ કરેલી પ્રજા બીજી બધી પ્રજાઓથી જુદી છે, નિયમશાસ્ત્ર અધિકારયુક્ત છે અને મંદિરનાં સેવાકાર્યો બંધનકારક છે એ વિચારોની સાથે મુખ્યત્વે કરીને એઝરાનું નામ જોડાએલું છે. તેના આદર્શો ફરોશીઓએ સ્વીકાર્યા હતા, અને તેને પુષ્ટિ આપી હતી. બીજી બાજુએ જોઈએ તો એકલીઝીઆસ્ટીકસનો લેખક બેનશીરાથ પોતાના શિક્ષણમાં વિશેષ પ્રગતિમાન થએલો માલૂમ પડે છે. તે એવું શીખવતો હતો કે જોકે ઇશ્વરે ઇસ્રાએલદ્વારા પોતાને ખાસ રીતે પ્રદર્શિત કર્યો છે તોપણ તે સઘળી માનવજાતનો પિતા છે. ઇશ્વરને તે "પ્રભુ, પિતા, તથા મારા જીવનના ધણી" તરીકે સંબોધે છે, અને ઇશ્વર જાણે વ્યક્તિના અનુભવ તથા જીવનમાં રસ લેતો હોય એવી રીતે તેના વિષે વિચાર કરવાનો તેનો રિવાજ હોય એમ જણાય છે. આ માણસનાં લખાણ આપણા પ્રભુ ઈસુ ખ્રિસ્તે વાંચ્યાં હતાં, અને તેમાંથી વાક્યો ઉચ્ચારવાનો તેનો રિવાજ હતો. આ લેખક યાજકપદના હોદ્દાને સન્માનનીય ગણતો હતો, જીવનનાં સારાં વાનાંની કદર કરતો હતો, અને જોકે તે વ્યકિતગત અમરપણાનો સિદ્ધાંત સ્વીકારતો હશે કે કેમ એ વિષે શક રહે છે, તોપણ ધર્મ સંબંધી તેની અવલોકનદૃષ્ટિ આશાવાન અને આનંદિત માલૂમ પડે છે. આ બાબતમાં તે વધતા સારા સાદુકીઓનો પૂર્વગામી હતો. આ પ્રમાણે માલૂમ પડે છે કે મકાબીની લડાઈઓ પહેલાં પણ યહુદી વિચારણામાં ફેર પડયો હતો, અને આન્ટીઓખસની સતાવણી નીચે

આ બંને પક્ષો વિકાસ પામ્યા હતા; તથાપિ પ્રથમ તો તેઓને ફરોશીઓ તથા સાદુકીઓ એ નામે ઓળખવામાં આવતા નહોતા.

બંદીવાસ પછી યહુદી સમાજે નવું રૂપ ધારણ કર્યું. હેબ્રી રાજાઓનો જમાનો નિષ્ફળ ગયો હતો એ બંદીવાસ પરથી જ સાબિત થાય છે. પરંતુ એ જમાનામાં જેની સર્વોપરિ સત્તા અમુક વ્યક્તિના હાથમાં રાખેલી ન હોય એવા અન્ય રાજ્યતંત્રનો અનુભવ કે ખ્યાલ પણ થયો નહોતો, તો પછી બંદીવાસ પછી રાજાને ઠેકાણે કોને નીમવો એ પ્રશ્ન ઉપસ્થિત થયો, અને રાજકીય તથા ધાર્મિક એ બંને અધિકારને સંયુક્ત કરીને આ પ્રશ્નનો નિકાલ કરવામાં આવ્યો. પસંદ કરાએલી પ્રજા તરીકે ઇસ્રાએલ જુદો હોવો જોઈએ, અને પ્રાચીન નિયમશાસ્ત્રના સર્વ હુકમો દરેક વ્યક્તિએ પૂરી રીતે પાળવા જોઈએ એ બાબત પર ભાર મૂકવામાં આવ્યો. ફરોશી શબ્દનો અર્થ 'જુદા થવું' એવો છે. તેમને અન્ય પ્રજાઓની સાથે લગ્ન કરવાની મના કરવામાં આવી, અને જે શક્તિઓ ગ્રીક રીતરિવાજો દાખલ કરવાની કોશિષ કરતી હતી તે શકિતઓની સામે એક પક્ષ ઊભો કરવામાં આવ્યો. તે પક્ષ ચાસીદીમ અથવા 'પવિત્ર પુરુષો' એ નામે ઓળખાતો હતો. આ પક્ષે મકાબીઓને સાથ આપ્યો અને જતે દિવસે તેઓ ફરોશી નામે ઓળખાવા લાગ્યા. તેઓને આ નામ પહેલવહેલું યોનાથાનના રાજ્યકાળમાં આપેલું જણાય છે.

હવે શરૂઆતમાં તો ફરોશીઓ એક રાજકીય નહિ, પરંતુ ધાર્મિક પક્ષ હતો. પાછળથી સાદુકીઓની સાથે ઝઘડામાં ઊતરવાને લીધે તેઓને રાજકીય ક્ષેત્રમાં પ્રવેશ કરવો પડયો. ત્યાર પછી પણ તેઓની રાજનીતિનું એક વિશેષ લક્ષણ એ જણાય છે કે તેઓ મોટે ભાગે શસ્ત્રો ધારણ કરીને બંડ કરવા માટે નાખુશ હતા. તેઓની માન્યતા એવી હતી કે સઘળી ઐતિહાસિક શક્તિઓ ઈશ્વરના કાબૂમાં છે, અને તે પોતાને યોગ્ય લાગે તેવી રીતે અને તેવે વખતે પોતાના લોકોનો બચાવ કરવા માટે વચ્ચે પડશે. આ વિચારને અનુસરીને વિદેશી પ્રજાઓની સાથે કોલકરાર કરવા એ એમને યહોવાહ પ્રત્યેના વિશ્વાસઘાત સમાન લાગતું હતું. આ પ્રમાણે તેઓ મસીહ વિષેની આશાને વધારે ને વધારે ઉમંગથી પકડી રાખતા હતા, અને અત્યારે જેને પ્રકટીકરણરૂપી સાહિત્ય કહેવામાં આવે છે, તે તમામ સાહિત્ય આ ઉમંગના પરિણામે ઉદ્ભવ્યું હતું. તેના શિક્ષણના મુખ્ય મુદ્દા બે હતા: એટલે નિયમશાસ્ત્ર પ્રત્યે ચુસ્ત ભકિતશીલતા તથા યહોવાહ પોતાની ઇચ્છા બતાવે તેની રાહ જોવી તે; આ શિક્ષણની અસર જોવી હોય તો તે ૧૧૯મા ગીત પર થએલી જોવામાં આવે છે.

ધાર્મિક વિચારો સંબંધી તેઓ પ્રગતિમાન હતા; એટલે જોકે તેઓ પુરાતન નિયમશાસ્ત્રને ચુસ્તપણે વળગી રહેતા હતા તોપણ તેઓ એટલું તો

સમજતા હતા કે પ્રજાકીય તથા ખાનગી જીવનમાં જે જે પ્રશ્ન ઉપસ્થિત થયા કરે છે તેને અનુસરીને તેનો નવો નવો ખુલ્લાસો કરવાની પણ જરૂર છે. આ ખુલ્લાસો પ્રસિદ્ધ કરવામાં તેઓનો ઘણોખરો વખત જતો હતો. આ પ્રમાણે તેઓ જાણતા હતા તથા કબૂલ કરતા હતા કે ઈસ્રાએલના ધાર્મિક નિયમો વિકાસ પામતા જાય છે. અલબત, આ જીવનમાં જેટલા પ્રશ્ન ઉપસ્થિત થઈ શકે તેમાંના દરેક પ્રશ્નનો ખુલ્લાસો આગળથી કરવા માટે તેઓએ જે અગણિત નાના નાના નિયમો ઘડયા તેનું છેવટનું પરિણામ હાસ્યજનક તેમજ ત્રાસજનક આવ્યું. તોપણ એટલું તો કબૂલ કરવું પડે છે કે "વડીલોના સંપ્રદાય" એ શબ્દોની પાછળ જે અસલ હેતુ હતો તે ખરી રીતે પ્રગતિમાન હતો. પરંતુ આ સંપ્રદાય સુવાર્તાઓમાં બતાવેલી હદ સુધી વધી ગયા ત્યારે તો આ પ્રથા પ્રગતિમાન થવાને બદલે બોજારૂપ થઈ પડી, અને આપણા પ્રભુના વખતમાં આ સંપ્રદાયને વળગી રહેવાના પરિણામે જે નવા નવા આદર્શો શીખવવાના પ્રયત્ન તે કરતો હતો તેનો સ્વીકાર તેઓ કરી શકયા નહિ. વળી નવા કરારનો જમાનો શરૂ થયો તે પહેલાંના જમાનામાં દૂતો તથા આત્માઓ વિષે જે માન્યતા ઉપસ્થિત થઈ તેનો પણ ફરોશીઓએ સ્વીકાર કર્યો. ઉપરાંત વ્યક્તિના અમરપણા વિષે જે નવી માન્યતા ઉપસ્થિત થઈ હતી તે પણ તેઓએ સ્વીકારી. પ્રકટીકરણરૂપી સાહિત્યો વડે જે નવી નવી આશાઓને સતેજ કરવામાં આવી હતી તેમાં યહુદીઓ પડોશી સત્તાથી મુક્ત થશે એ આશા સમાએલી હતી, એટલું જ નહિ પણ વિશ્વાસુ યહુદીઓ સદંતર આબાદ તથા આશીર્વાદિત થશે એ આશાનો પણ સમાવેશ થયો હતો. મસીહના જમાના સંબંધી તેઓ એવી આશા રાખતા હતા કે તે કુદરતી રીતે ફળવાન, આબાદ અને શાંતિ તથા આનંદમય જમાનો થશે. તદુપરાંત, મસીહનો જમાનો તે પવિત્રાઈનો જમાનો પણ થશે એવી આશા રાખવામાં આવતી હતી, અને તે જમાનામાં પવિત્ર શાસ્ત્રના નિયમ બહુ ચોકસાઈથી તથા ચુસ્તપણે પાળવામાં આવશે, અને મંદિરનાં સેવાકાર્યો પણ તેવી જ રીતે કરવામાં આવશે. અન્ય પ્રજાઓ સંબંધી કોઈ વાર એવો વિચાર કરવામાં આવેલો જણાય છે કે તેઓ પણ પ્રજાકીય આબાદીમાં સહભાગીદાર થશે; પરંતુ તેઓ જેટલે અંશે ઈસ્રાએલના ઈશ્વરને કબૂલ કરશે અને તેના નિયમો પાળશે તેટલે જ અંશે. પહેલાંના વખતમાં મસીહના જમાના સંબંધી પ્રબોધકોના જે વિચારો પ્રચલિત થયા હતા તે માત્ર પ્રજાને લગતા વિચારો હતા; ત્યારે પ્રકટીકરણરૂપી પુસ્તકોના લેખકો શીખવતા હતા કે નવા યુગમાં પ્રજાકીય રાજહિત તો શું પણ વ્યક્તિગત રાજહિત પણ સમાએલું છે, તેથી યહુદીઓએ વ્યક્તિપરત્વે પણ ન્યાયીપણાનું જીવન ગાળીને નવા યુગને સારૂ પોતાને તૈયાર કરવા. આ પરથી એક નવી માન્યતા ઉપસ્થિત થઈ કે મસીહના જમાનાના

આશીર્વાદો ભોગવવા માટે ભક્તિશીલ ઇસ્રાએલીઓનું પુનરુત્થાન થાય એ તદ્દન વાજબી છે. છેલ્લે, આ માન્યતામાંથી એવી માન્યતા પણ ઉપસ્થિત થઈ કે મસીહના જમાનાના આશીર્વાદો ભોગવવા માટે કોને લાયક ને કોને નાલાયક ગણવા એને સારૂ એક ન્યાયીકરણ થવાની આવશ્યકતા છે. નાલાયક ઇસ્રાએલીઓને મસીહના જમાનામાં ભાગ મળે નહિ. હમેશાં તો નહિ પણ ઘણું કરીને એ પણ માનવામાં આવતું હતું કે આ ભવિષ્યના આશીર્વાદો મસીહના આગમન વડે માત્ર વ્યક્તિગત અનુભવી શકાય.

યહુદાહમાં જે પક્ષો હતા તેમાં સૌથી લોકશાસિત પક્ષ ફરોશીઓનો હતો. સભાસ્થાનો દ્વારા લોકને શિક્ષણ આપવું, છોકરાંને ભણાવવાં અને વિદેશીઓમાં ધર્મપ્રચારક પ્રયત્ન કરવા એ બધી બાબતોમાં તેઓનો ઉત્સાહ ઘણો જ હતો. આ પરથી માલૂમ પડે છે કે તેઓમાં ઘણી ખામીઓ હોવા છતાં એ જમાનામાં યહુદી ધર્મના કોઈ ખરા પ્રતિનિધિઓ હોય તો તે આ ફરોશીઓ જ હતા. વળી રોમ સાથેની લડાઈમાં (ઈ. સ. ૬૬–૧૩૫) જ્યારે બીજા બધા પંથો નષ્ટ થયા ત્યારે આ એક જ પક્ષના સિદ્ધાંતો કાયમ રહ્યા અને તેનાતેજ સિદ્ધાંતો હજુ પણ અર્વાચીન યહુદી ધર્મના પાયારૂપ છે, એ માલૂમ પડે છે ત્યારે તેમાં આપણને નવાઈ જેવું કંઈ લાગતું નથી.

મસીહવાળા આદર્શનો વિકાસ ફરોશીઓએ જ કર્યો હતો, અને એમ કરીને તેઓએ ખ્રિસ્તી ધર્મને માટે માર્ગ તૈયાર કર્યો હતો. ઈશ્વરની સેવાને અર્થે અર્પણ થએલા અને એ રીતે જુદા થએલા લોક સંબંધીનો વિચાર પણ આજ લોકોએ પ્રદર્શિત કર્યો. વળી આજ લોકોએ અમરપણા તથા પુનરુત્થાનના સિદ્ધાંતો પ્રથમ શીખવ્યા અને લોકપ્રિય બનાવ્યા, તેથી તેઓ આ વિષય સંબંધી આપણા પ્રભુના શિક્ષણના પાયારૂપ થયા. તોપણ આપણા પ્રભુએ પોતાની જાહેર સેવાની શરૂઆત કરી ત્યાર પહેલાં ફરોશીઓ અભિમાની તથા ઘમંડી થઈ ગયા હતા. સાબ્બાથપાલન તથા નિયમશાસ્ત્રપાલન તો તેમના હાથમાં એક વહેમ સમાન બની ગયાં હતાં. જ્યારે પુરાતન પ્રબોધકો ચારિત્ર્યપાલન પર ભાર મૂકતા હતા ત્યારે તેઓ બાહ્ય શિસ્તપાલન પર ભાર મૂકતા હતા. એ પ્રમાણે ઘણાં સૈકાં પછી યહુદીઓનો છેલ્લો પ્રબોધક એટલે યોહાન બાપ્તિસ્મા કરનાર આવ્યો ત્યારે તેને કેવળ સાદુકીઓની જ નહિ પણ ફરોશીઓની સામે પણ થવું પડયું હતું (માત્થી ૩; ૭. યોહાન ૧; ૧૯). વળી આપણા પ્રભુની જાહેર સેવાના અંત સુધી તેના સૌથી ભયંકર દુશ્મન તે સાદુકીઓમાંના નહિ, એસીની કે ઝીલોટમાંના નહિ, પણ ફરોશીઓમાંના જ હતા. તેઓમાં જે સારામાં સારા ગુણ હતા અને જે ગુણોવડે તેઓ મોટા ગણાતા હતા તેજ ગુણોની ઊણપ તેમને નડી.

**સાદુકીઓ:** ફરોશીઓની માફક સાદુકીઓ પણ મકાબીઓના સમયમાં ઊભા થયા હતા. સુલેમાને ઝાડોકને યરૂશાલેમના મંદિર પર ઠરાવ્યો હતો તેના નામ પરથી આ પક્ષવાળાને નામ આપવામાં આવેલું છે, અને તેથી પ્રમુખ્ય યાજકના પક્ષવાળા જેઓ ખાનદાન કુટુંબના માણસો હતા તેઓને દેખાડવામાં આવે છે. જે ઉમરાવો મકાબી આગેવાનોની સાથે સહલાગણી ધરાવતા હતા અને તેઓને ટેકો આપતા હતા તેઓનો સમાવેશ આ પક્ષમાં થતો હતો. આ પક્ષવાળા પોતાનાં કૃત્ય, વંશપરંપરા ઉતરી આવેલી આબરૂ અને સર્વોપરિ રાજ્ય તરફથી મળતા ટેકા પર પોતાના અધિકારનો આધાર રાખતા હતા. આ પરથી જણાય છે કે સાદુકીઓનો પક્ષ ધાર્મિક નહિ પણ રાજકીય કહેવાય. જયારે ફરોશીઓ રાજકીય બાબતમાં જૂના વિચારના અને ધાર્મિક બાબતમાં પ્રગતિમાન હતા ત્યારે સાદુકીઓ રાજકીય બાબતમાં પ્રગતિમાન હતા અને ધર્મ સંબંધી જુના વિચારના હતા. જે રાજનીતિથી પોતાને વ્યકિતગત અથવા સામાજિક લાભ થવાનો સંભવ હોય એવી કોઈ પણ રાજનીતિને સાદુકીઓ ટેકો આપ્યા સિવાય રહેતા નહિ. ધર્મ સંબંધી જૂના વિચારને વળગી રહેવું એ ઘણું કરીને જે વર્ગો વંશપરંપરા દ્રવ્યવાન અને ખાનદાન હોય તેવા વર્ગોના લક્ષણરૂપ જણાય છે. તેઓ "પંચગ્રંથ"ને વળગી રહેતા હતા અને ફરોશીઓ તેના જે જે ખુલાસા કરતા હતા અને તેને આધારે જે જે સિદ્ધાંતો રચતા હતા તે પ્રતિ તેઓ કોઇ પણ જાતની સહલાગણી ધરાવતા નહોતા. છતાં પાલેસ્ટાઇનના બધા વર્ગો કરતાં સાદુકીઓ પર ગ્રીક અને વિદેશી અસર વધારે થતી હતી, અને તેનું કારણ એ હતું કે પરદેશી સંબંધો વડે પરાક્રમ તથા સત્તા પ્રાપ્ત કરવાની વધારે તકો તેઓને મળતી હતી. ફરોશીઓ તથા સાદુકીઓ જોન હુરકાનસના રાજ્યમાં પરસ્પર વિરૂદ્ધ થયા હતા. જોનની મોટામાં મોટી ઉમેદ લડાઈઓ કરીને નવા નવા પ્રદેશો જીતી લેવાની હતી. તેના મન પર ઇસ્રાએલના મહાન રાજા દાઊદનાં ફતેહમંદ કાર્યો બહુ જ અસર કરતાં હતાં, અને તેના નમૂનાને અનુસરીને તે પોતાની લડાઈઓમાં ભાડૂતી સૈન્યોનો ઉપયોગ કરતો હતો. હવે પુરાતન વખતના મકાબી આગેવાનોના રીત-રિવાજથી આવી રાજનીતિ છેક વિપરીત જણાય છે, કેમકે તેઓ તો માત્ર પોતાના ધાર્મિક સિદ્ધાંતોની રક્ષાને અર્થે તરવાર ઉગામતા હતા. વળી ગરીઝીમ પહાડ પર સમરૂનીઓનું જે મંદિર હતું તેનો તેણે નાશ કર્યો અને આ ધર્મહીન કામવડે યહુદીઓ તથા સમરૂનીઓની વચ્ચે જે વેર હતું તે ઘણું જ વધારવામાં આવ્યું. બીજું, જોકે તેના પૂર્વજોએ ધાર્મિક છૂટની રક્ષાને અર્થે પ્રથમ તરવાર ઉગામી હતી, તોપણ તેણે અદુમીઓને કાંતો પોતાનો પ્રજાકીય ધર્મ તજી દેવાની કાંતો બંદીવાસમાં જવાની ફરજ પાડી. જોન હુરકાનસની ફતેહને લીધે એકંદરે યહુદીઓને સારૂં લાગે એ સ્વાભાવિક હતું.

શરૂઆતમાં તો તેઓ અંજાઈ ગયા, તેથી આવી રાજનીતિનું શું પરિણામ આવશે અથવા તેમાં ધર્મ સંબંધી કેવાં જોખમ રહેલાં છે એ તેઓ સમજી શક્યા નહિ. પરંતુ ફરોશીઓએ ધીમે ધીમે પોતાનો ટેકો પાછો ખેંચી લીધો. પરિણામે જોન હુરકાનસના વખતથી માંડીને એક જ અપવાદ સિવાય મકાબી નેતાઓને ફરોશીઓની વધતી જતી વિરૂદ્ધતાનો અનુભવ થયો. જ્યારે મકાબીઓએ જાણ્યું કે ફરોશીઓ વિરૂદ્ધમાં જાય છે ત્યારે તેઓ સાદુકીઓના ઉગતા પક્ષની સાથે ભળ્યા, અને આ પક્ષ સર્વોપરિ સત્તા ધરાવનારૂં જે કુટુંબ હોય તેના તરફ વલણ રાખતો હતો. આ પ્રમાણે તેના મોટામાં મોટા વિજયના વર્ષે યહુદી સંસ્થાન વિભાગેલા ઘર જેવું થઈ ગયું. પ્રજાના જે વધતા સારા ધાર્મિક નેતાઓ હતા તેઓથી વિખૂટા પડીને જોન હુરકાનસ તથા તેની પછીના માણસો વધતી જતી સંસારી રાજનીતિમાં સામેલ થયા, અને છેવટે જે ઉમદા આદર્શોને અર્થે તેઓના પૂર્વજોએ પ્રાણ છોડતાં સુધી પ્રયત્ન કર્યા હતા એ તેઓ સમૂળગા ભૂલી ગયા. ફરોશીઓ તથા સાદુકીઓ વચ્ચેની અથડામણના પરિણામે છેવટે મકાબી સંસ્થાનોનો નાશ થયો, અને તે વખતે આ બંને પક્ષનાં જે મુખ્ય લક્ષણો જણાયાં હતાં તે ને તેજ લક્ષણો સુવાર્તાના સમયમાં પણ આપણા જોવામાં આવે છે. છેવટ સુધી ફરોશીઓનું મુખ્ય લક્ષણ તે ભક્તિશીલતા અને સાદુકીઓનું મુખ્ય લક્ષણ તે સંસાર પરનો પ્રેમ માલૂમ પડે છે.

ઈ. સ. પૂર્વે આશરે ૨૦૦માં જ્યારે આ બંને પક્ષ એકબીજાથી જુદા થવા લાગ્યા ત્યારે યાજકોનો પક્ષ જુદો દેખાડવાને માટે સાદુકી નામ પસંદ કરવામાં આવ્યું. આનો અર્થ એવો નથી કે કોઈ યાજક ફરોશી કે શાસ્ત્રી થઈ શકે નહિ; તેમ બધા જ યાજકો સાદુકીઓ હતા એમ પણ સમજવાનું નથી. પરંતુ પ્રમુખ્ય યાજકના કુટુંબીજનો અને ઘણુખરા યાજકો સાદુકીઓ જ હતા, અને યુદીઆ તથા યરૂશાલેમમાં જે ખાનદાન કુટુંબો હતાં તેઓમાંનાં ઘણાંખરાં તેઓની સાથે ભળી ગયાં. આપણા પ્રભુના જમાનામાં જે ગરીબ યાજકો હતા તેમાંના ઘણા ફરોશીઓ હતા, પરંતુ છેવટ સુધી સાદુકી પક્ષ મુખ્ય યાજકપદની સાથે નિકટનો સંબંધ રાખતો માલૂમ પડે છે. બંદીવાસ પછી બે સૈકાં સુધી પ્રમુખ્ય યાજકો નેતાનું સ્થાન ધરાવતા હતા, અને પ્રથમ તો તેને તેઓ લાયક હતા; પરંતુ આપણે ઉપર જોઈ ગયા તેમ આ સ્થાન તેઓએ ગૂમાવી દીધું, અને સામાન્ય લોકોના પ્રેમમાં ફરોશીઓ વધારે ને વધારે સ્થાપિત થયા.

જ્યારે સાદુકીઓની માન્યતા વિષે વિચાર કરીએ છીએ ત્યારે પણ તેઓમાં તથા ફરોશીઓમાં જે તફાવત હતો તે પરથી જ આપણે તેઓની બાબતો

સમજી શકીએ છીએ. જે બાબતો ફરોશીઓ વિશેષ ચુસ્તપણે માનતા હતા તેજ બાબતો સાદુકીઓ નકારતા હતા. તેઓ વડીલોના સંપ્રદાયનો નકાર કરતા હતા એટલું જ નહિ પણ પુનરુત્થાન અને દૂતો વિષેની જે માન્યતા ફરોશીઓ રાખતા હતા તે તેઓ નકારતા હતા (પ્રે. કૃ ૨૩; ૮). આવી રીતે તેઓ ફરોશીઓની ભૂલોમાંની કેટલીએકથી નિરાળા રહેતા હતા, પરંતુ તેમ કરવા જતાં તો તેઓને આત્મિક ભાવ તથા ભક્તિશીલતાનો ભોગ આપવો પડતો હતો.

નવા કરારના જમાનામાં સાદુકીઓ બધી રીતે રોમને તાબે થએલા માલૂમ પડે છે, અને તેઓએ મક્કાબીઓના આદર્શોનો સમૂળગો ત્યાગ કરી દીધેલો જણાય છે; ત્યારે સ્વદેશભક્તિની જ્વાળા સળગતી રાખવાના પ્રયત્ન કોઈ કરતા હોય તો તે માત્ર ફરોશીઓ જ જણાય છે. ઉપલી રૂપરેખા પરથી આપણા પ્રભુની જાહેર સેવા દરમિયાન તેને સાદુકીઓની સાથે નહિ જેવું કામ પડયું હતું તેનું કારણ આપણે સમજી શકીએ છીએ. તે તો સામાન્ય લોકોની સાથે વિશેષ સહલાગણી ધરાવતો હતો, અને તેઓની સાથે ગાઢો સંબંધ રાખતો હતો, અને તેજ કારણથી તેને ફરોશીઓની સાથે ઝઘડામાં ઊતરવું પડતું હતું, કેમકે ફરોશીઓ તો એમ જ સમજતા હતા કે સામાન્ય લોકોના હિમાયતી તો અમે જ છીએ. વળી આપણો પ્રભુ લોકપ્રિય થયો અને યરૂશાલેમની શાંતિમાં ભંગાણ પડવાનો સંભવ માલૂમ પડયો ત્યારે જ આપણા પ્રભુની બાબતોમાં પ્રમુખ્ય યાજક રસ લેતો થયો, અને તેને લાગ્યું કે આમાં કંઈક કરવા જેવું છે. વળી તેનાં પ્રથમ વર્ષો દરમિયાન પ્રેરિતવાળી મંડળીને બધા કરતાં સાદુકીઓની વધારે બીક લાગતી હતી તેનું કારણ પણ એવી જ રીતે સમજાય છે (પ્રે. કૃ. ૪ અને ૫મો અધ્યાય).

**શાસ્ત્રીઓ:** માર્ક ૨; ૧૬માં આપણે 'ફરોશીઓના શાસ્ત્રીઓ' સંબંધી વાંચીએ છીએ, અને તે પરથી શાસ્ત્રીઓ તથા ફરોશીઓને એકબીજાની સાથે કેટલો બધો નિકટનો સંબંધ હતો એ માલૂમ પડે છે. "ફરોશીઓના શાસ્ત્રીઓ" એમ નવા કરારમાં બીજી જગાએ પણ લખેલું છે અને તે પરથી એવું સમજવાનું છે કે કેટલાક શાસ્ત્રીઓ સાદુકીઓની સાથે ભળતા હતા. સાદુકીઓનો પક્ષ "પંચગ્રંથ"ને બહુ જ સામાન્ય ગણતો હતો એ પરથી જ સંભવિત લાગે છે કે તેઓએ પોતાના મત પ્રમાણેનું શિક્ષણ આપવા પોતા તરફથી શાસ્ત્રીઓને રોકયા હશે, કેમકે શાસ્ત્રીઓ તો એક જુદા પક્ષ તરીકે રહેતા નહોતા અને તેઓનું નામ ફરોશીઓ તથા સાદુકીઓના કરતાં પણ જૂનું છે. બંદીવાસ પછી જે પાયા પર આખું યહુદી બંધારણ રચવામાં આવ્યું તે તો નિયમશાસ્ત્ર હતું. ઈસ્રાએલ એક નવું સંસ્થાન થઈ ગયો અને કોઈ પણ

પ્રજાની આવી અવસ્થાએ ધારાશાસ્ત્રીઓની જરૂર પડે છે. પરંતુ યહુદી ધારાશાસ્ત્રીઓને જુદાં જુદાં ઘણાં કાર્યો કરવાનાં હતાં; તેઓ ઉપદેશકો હતા, અભ્યાસીઓ હતા, વકીલો હતા અને ન્યાયાધીશો પણ હતા. એઝરા પ્રથમ શાસ્ત્રી હતો અને તે યાજક પણ હતો, અને બેશક, પછીનાં સેકાંમાં કેટલાક યાજકો શાસ્ત્રીઓ તરીકે પણ રહ્યા હશે. પરંતુ આપણા પ્રભુના જમાનામાં શાસ્ત્રીઓએ ફરોશીઓના મતો તથા સિદ્ધાંતો એટલે સુધી સ્વીકાર્યા હતા કે તેઓને લગભગ એકરૂપ ગણી શકાય. એઝરાએ જે સભાસ્થાનો ઊભાં કર્યાં તેમાં વાપરવા માટે શાસ્ત્રની નકલો કરવી એ શાસ્ત્રીઓનું પ્રથમ કામ હતું, અને ત્યાર પછી તેજ સભાસ્થાનોમાં તેજ શાસ્ત્રનો અધિકારયુક્ત ખુલ્લાસો કરવાનું કામ પણ તેમને જ સોંપવામાં આવ્યું. આપણા પ્રભુના વખતમાં 'શાસ્ત્રી' પરથી ઈશ્વરવિદ્યામાં પ્રવીણ થએલો ફરોશી પંથમાંનો જ્ઞાની સમજવાનો છે. "તેઓ મુસાના આસન પર બેસતા હતા" (માત્થી ૨૩; ૧) અને "તેઓને બાંધવાની તથા છોડવાની સત્તા હતી" (માત્થી ૧૬; ૧૯); અર્થાત્ ધર્મને અંગે કેવું વર્તન કાયદેસર કે ગેરકાયદેસર ગણાય એ વિષે અધિકારયુક્ત ફેંસલો આપવાનો તેઓને અધિકાર હતો.

હવે પોતાના ચારિત્ર્ય તેમ જ જ્ઞાનને કારણે આ કામને સારૂ યોગ્ય હોય એવા ઘણા ઉમદા શાસ્ત્રીઓ હતા. એવા તો હિલ્લેલ તથા શામ્માઈ હતા. તેઓ આપણા પ્રભુના સંકાળિકો ગણાય, પરંતુ કદાપિ આગલી પેઢીના હશે. ગમાલીએલ જેના પગ પાસે પાઊલ બેસતો હતો (પ્રે. કૃ. ૨૨; ૩) અને સતાવણી કરવાની સાદુકીઓની હોંસની વિરૂદ્ધ લાગણીથી બોલ્યો હતો (પ્રે. કૃ. ૫; ૩૪) તે પણ એવો હતો તેઓનું કામ—પછી તે કેળવણીને અંગે કે કાયદાને અંગે હોય તોપણ તે—તેઓ મફત કરતા હતા. પરંતુ આપણા પ્રભુના જમાનાના શાસ્ત્રીઓ તો એકંદરે પોતાના પૂર્વગામીઓથી ઉતરતા માલૂમ પડતા હતા. તેઓનો હોદ્દો અભિમાન ઉપજે એવો હતો. કોઈ એમને 'રાબ્બી' કહીને સંબોધે એવું તેઓ ચહાતા હતા, તેથી આપણા પ્રભુએ પોતાના શિષ્યોને ફરમાવ્યું કે એ અટક લઈને કોઈ તમને સંબોધે તો તમારે તેનો સ્વીકાર કરવો નહિ (માત્થી ૨૩; ૭).

**મંદિર:** વાજબી રીતે કહેવામાં આવ્યું છે કે યહુદીઓ એક પ્રજા તરીકે બાબેલોનમાં ગયા અને એક મંડળી થઈને પાછા આવ્યા. એઝરા તથા નહેમ્યાહનો પ્રથમ વિચાર તે મંદિરની પુનઃરચના કરવાનો હતો; ઈસ્રાએલના પ્રાચીન રાજ્યની પુનઃરચના કરવાનો તેમનો લેશમાત્ર ઈરાદો નહોતો. તેઓ જ્યારે 'પ્રજા' કે 'રાજ્ય' શબ્દ વાપરે છે ત્યારે "પવિત્ર પ્રજા" અને "યાજકોનું રાજ્ય" એવા અર્થમાં વાપરે છે. રાજાઓની રાજ્યવ્યવસ્થા સંસારી

હતી અને તેથી તેનો અંત આવ્યો. સુધારકોએ એવો નિશ્ચય કર્યો કે આવી ભૂલ ફરીથી થવા દેવી નહિ, માટે રાજકીય અને ધાર્મિક અધિકાર સંયુક્ત કરવામાં આવ્યા.

જૂના કરારની અંદર યાજક, પ્રબોધક અને જ્ઞાની જુદા જુદા હોદ્દેદાર તરીકે જણાવવામાં નથી આવતા. જૂના કરારનો નિયમગણ પૂરો થયા પછી જ તેઓને જુદા જુદા હોદ્દેદાર તરીકે આલેખવામાં આવે છે. બંદીવાસ પછી જે સુધારાનો જમાનો બેઠો તેનાં લક્ષણો તે ઇસ્રાએલી નેતાઓનાં લક્ષણો પણ જણાય છે. તે જમાનાના આદર્શરૂપી માણસને જોવો હોય તો તે હઝકીએલ હતો; તે પ્રબોધક હતો અને યાજક પણ હતો (હઝકી. ૧; ૩); અથવા બીજો દાખલો જોઈએ તો તે એઝરા છે; તે યાજક હતો અને શાસ્ત્રી પણ હતો (એઝરા ૭; ૧૧). પુનઃરચાએલા ઇસ્રાએલની પ્રથમ રૂપરેખા દોરનાર તે હઝકીએલ હતો (હઝકી. અધ્યાય ૪૦–૪૮); પરંતુ તેના સઘળા વિચારો યાજકીય છે, અને પ્રજાકીય જીવનના કેંદ્ર તથા ઝરા તરીકે મંદિર તથા તેનાં સેવાકાર્યો રજુ કરવામાં આવે છે. બંદીવાસ પછીના જમાનામાં આદર્શ ઇસ્રાએલ તે યહોવાહના નિયમશાસ્ત્ર પ્રતિ ભક્તિભાવ રાખતો, પવિત્ર તથા યાજકીય પ્રજા ગણાતો હતો, અને આ આદર્શ સંબંધી લોકોને શિક્ષણ આપવાને માટે પ્રથમ સભાસ્થાનો બાંધવામાં આવ્યાં હતાં, અને શાસ્ત્રીઓના હાથે શાસ્ત્રોની નકલો કરવામાં આવી હતી. આવા વાતાવરણમાં સૌથી મહત્ત્વનું સ્થાન યાજકોને મળે, અને રાજ્યસત્તા તેઓના હાથમાં જાય એ અનિવાર્ય હતું. વળી જે આદર્શો પર નવા સંસ્થાનનો પાયો નાખવામાં આવ્યો હતો તેને અનુસરતું જીવન ગાળે ત્યાં સુધી તો યાજકો, પ્રબોધકો તથા શાસ્ત્રીઓ એકબીજાની સાથે હળીમળીને કામ કરી શકે એવું હતું; વળી તેઓએ પ્રથમ તો એકબીજાની સાથે હળીમળીને જ કામ કર્યું, પરંતુ જ્યારે પાલેસ્ટાઇન પર ગ્રીકોની ચઢાઈ થઈ અને મકાબીઓના જય થયાને લીધે સંસારી સત્તા સંબંધી ઉમેદો ફરીથી જાગૃત કરવામાં આવી ત્યારે તો વાતાવરણ તદ્દન બગડી ગયું. પરદેશી અસર સ્વાભાવિક રીતે સત્તાધારી તથા રાજકીય વર્ગો પર વધારે થાય એમ હતું; જેઓ સામા થયા તે તો જેમનું કામ પવિત્ર શાસ્ત્રનો અભ્યાસ કરવાનું તથા તેનો ખુલાસો આપવાનું હતું તેઓ જ. આથી પ્રબોધક તથા યાજક પોતપોતાને રસ્તે ચાલ્યા ગયા અને એવી રીતે ઉપસ્થિત થએલા પક્ષો ફરોશીઓ તથા સાદુકીઓ એ નામે ઓળખાવા લાગ્યા.

આ બધું હોવા છતાં મંદિર સાદુકીઓના કાબૂમાં રહ્યું અને જોકે ફરોશીઓ તેમને ધિક્કારતા હતા તોપણ પ્રજાકીય મંદિર પ્રતિ તેઓનો ભક્તિભાવ ઓછો થયો નહિ. યરૂશાલેમમાંનું મંદિર તે યહુદી ધાર્મિક જીવનનું

કેંદ્રસ્થાન હતું. પ્રથમ મંદિર સુલેમાને બાંધ્યું હતું, અને તેનો નાશ આશરે ૪૦૦ વર્ષ પછી ઈ. સ. પૂર્વે ૫૮૭માં બાબિલોનીઅનોના હાથે કરવામાં આવ્યો. ત્યારથી ૫૦ કરતાં વધારે વર્ષ પછી એટલે યહુદીઓ બંદીવાસમાંથી પાછા આવ્યા ત્યાર પછી ઝરૂબ્બાબેલે મંદિરની પુનઃરચના કરી. મંદિરનું સ્થળ અને તેનો ઘાટ એકંદરે સુલેમાનના વખતના મંદિર જેવાં જ હતાં. રોમન જમાનામાં આ બીજા મંદિરની પુનઃરચના હેરોદે ફરીથી કરી, અને તેણે તે વધારે મોટું અને ભવ્ય બનાવ્યું. આ મંદિર ઈ. સ. ૭૦ સુધી કાયમ રહ્યું; તે વખતે તીતસની આગેવાની હેઠળ રોમનોએ તેનો નાશ કર્યો. પરદેશી પ્રજાઓના હાથે યહુદીઓને ગમે તેટલી આપત્તિઓ સહન કરવી પડે, તોપણ જ્યાં સુધી યરૂશાલેમમાં પ્રભુનું મંદિર ઊભું રહે ત્યાં સુધી પોતાની પ્રજા સંબંધી તેઓના અભિમાનને કશાથી પણ ડગાવી શકાય જ નહિ. તે મંદિર વિષે હલકું વચન બોલે છે અથવા તેનો નાશ થવા વિષે સૂચના કરે છે એ કરતાં વધારે ચતુરાઈભર્યું તહોમત આપણા પ્રભુ પર અથવા સ્તેફન પર મૂકી શકાય જ નહિ. હવે મંદિરનાં સેવાકાર્ય કેવી રીતે ચાલુ રાખવામાં આવતાં હતાં એ આપણે જોઈએ.

બંદીવાસ પહેલાં યોશીયાહ રાજાના વખતમાં ધર્મસુધારો થવાથી ગ્રામ્ય ભજનસ્થાનોનો નાશ કરવામાં આવ્યો (૨ રાજા. ૨૩; ૮). તે વખતે જે યાજકો આ ગ્રામ્ય ભજનસ્થાનોમાં સેવાકાર્ય કરતા હતા તેઓનાં ટોળે-ટોળાં યરૂશાલેમમાં આવ્યાં અને ત્યાં આગળ તેઓના જે ભાઈઓ સેવા કરતા હતા તેઓની સાથે મંદિરમાં સેવા કરવાને તેઓનો સ્વીકાર કરવામાં આવ્યો. પરંતુ થોડી વારમાં જૂના તથા નવા યાજકોની વચ્ચે ગડબડ થઈ જે જૂના યાજકો હતા તેમને 'સાદુકી' નામથી ઓળખાવવામાં આવતા હતા, અને તેઓ ઝાડોક કુટુંબના કુલીન માણસો હતા જેઓ નવા આવ્યા તેઓ લેવી નામથી ઓળખાતા હતા, અને તેઓને મંદિરમાં હલકા પ્રકારનાં સેવાકાર્યો સોંપવામાં આવ્યાં હતાં, એટલે યજ્ઞાર્થે જાનવરોની કતલ કરવાનાં તથા તે તૈયાર કરવાનાં કાર્ય. તોપણ ગવૈયા કે મંદિરના સેવકોના કરતાં લેવીઓનો હોદ્દો મોટો હતો. મંદિરના સેવકોની જે ટીપ એઝરાના બીજા અધ્યાયમાં આપવામાં આવી છે તેમાં તેઓ યાજકોની પછી આવે છે (કલમ ૩૬), અને ગવૈયા, દ્વાર-પાળો તથા નેથીનીમ (મંદિરના ગુલામો) પહેલાં આવે છે. યાજક તથા લેવી વચ્ચેનો આ તફાવત આપણા પ્રભુના જમાના સુધી કાયમ રહ્યો. ઝાડોકના દીકરાઓનું મુખ્ય લક્ષણ એ હતું કે હારૂનના વંશજોમાં તેઓ મોટા ગણાતા હતા. પરંતુ તે સિવાય બીજાં પણ યાજકીય કુટુંબો હતાં (જુઓ ૧ કાળવૃત્તાંત ૨૪; ૩), અને તે કારણથી મંદિરનાં બધાં જ ઉચ્ચ સેવાકાર્યો ઝાડોકના દીકરાઓને સોંપી શકાય એવું નહોતું. તેથી યાજકોના વર્ગ ઠરાવવામાં

આવ્યા, દરેક વર્ગને પોતાનો આગેવાન હતો, અને તેઓ વારાફરતી મંદિરનાં સેવાકાર્યો ચલાવતા હતા. તેજ પ્રમાણે લેવીઓના પણ વર્ગ ઠરાવવામાં આવ્યા હતા અને તેઓ પણ વારાફરતી સેવા કરતા હતા. કાળવૃત્તાંતનાં સમયથી તે આપણા પ્રભુના સમય સુધી આ વર્ગની સંખ્યા ૨૪ની હતી. લુક ૧ ; ૫–૮માં આપણને એવું જણાવવામાં આવે છે કે યોહાન બાપ્તિસ્મા કરનારનાં માબાપ યાજકીય હોદ્દાનાં હતાં ; બાપ અબિયાહના વર્ગનો હતો અને મા હારૂનની દીકરીઓમાંની હતી. આ પ્રમાણે જ્યારે પોતાના દીકરાના જન્મ સંબંધી ઝખાર્યાહને દૂત તરફથી ખબર મળી ત્યારે તે પોતાની વારી પ્રમાણે મંદિરમાં યાજકનું કામ કરતો હતો. વળી તેને મંદિરના પવિત્રસ્થાનમાં ધૂપ બાળવાને માટે ચિઠ્ઠીથી પસંદ કરવામાં આવ્યો હતો. દરેક વર્ગના માણસોને પોતપોતાનું કામ ચિઠ્ઠીથી ઠરાવી આપવામાં આવતું હતું, અને ચિઠ્ઠીઓનું કામ વ્યવસ્થિત રીતે થાય તે માટે તે એક ખાસ અમલદારને સોંપવામાં આવતું હતું. દરેક વર્ગ એક અઠવાડીઆ સુધી કામ કરતો, તેની સાત ટોળી પાડવામાં આવતી હતી, અને તેમાંની દરેક ટોળી એક દિવસ સુધી કામ પર રહેતી હતી. દરેક સાબ્બાથે સંધ્યાકાળના યજ્ઞ પહેલાં વર્ગો બદલવામાં આવતા હતા. જોસેફસ કહે છે કે દરેક વર્ગમાં ૫,૦૦૦ માણસો હતા, પરંતુ તેમાં તે ઘણું કરીને યાજકોનો જ નહિ પણ લેવીઓનો પણ સમાવેશ કરતો હશે. છતાં પર્વના મોટા દિવસોએ—પાસ્ખા પર્વ, પચાસી પર્વ અને માંડવા પર્વ—જ્યારે ૨૪ વર્ગો એક સાથે કામ કરે એવો રિવાજ હતો ત્યારે તો યાજકોની જ સંખ્યા આશરે ૨૪,૦૦૦ની હશે. છેલ્લે લુક કહે છે કે સાંજે ધૂપ ચઢાવતી વેળાએ લોકો બહાર પ્રાર્થના કરતા હતા અને મિશ્ના નામે યહુદી પુસ્તક પરથી આપણે જાણીએ છીએ કે લોકોના પણ વર્ગો ઠરાવવામાં આવ્યા હતા ; એટલે યાજકો વારાફરતી તેઓના લાભને અર્થે વેદી પર અર્પણો ચઢાવતા હતા તેમ લોકોને પણ વારાફરતી આવીને પ્રાર્થનાદ્વારે તેઓના કામમાં ભાગ લેવો પડતો હતો. (ગણના ૨૮ ; ૩૦માં જે "જાથુનાં દહનીયાર્પણ" વિષે લખવામાં આવ્યું છે તે એ છે.)

કેટલાંક દહનીયાર્પણો આખાં (હઝકી. ૪૪; ૨૮–૩૦), બીજાંનો મોટો અથવા વત્તો સારો ભાગ (લેવી. ૭; ૩૦–૩૪ : ૧૦ ; ૧૪), પ્રથમ ફળ (ગણના ૧૮ ; ૧૨) અને દશાંશ (ગણના ૧૮; ૨૧) યાજકોને આપવામાં આવતાં હતાં. આ નિયમો પળાવવામાં ફરોશીઓ કેટલી બધી ચોકસાઈ રાખતા હતા તે માત્થી ૨૩; ૨૩ પરથી જણાઈ આવે છે; વળી આ પ્રમાણે અમારી સાથે હરીફાઈ કરનાર પક્ષનું દ્રવ્ય વધારીએ છીએ એ જાણ્યા છતાં તેઓ એમ કરતા હતા.

**સભાસ્થાન:** જે પ્રમાણે સાદુકીઓને મંદિરની સાથે કામ હતું તેજ પ્રમાણે શાસ્ત્રીઓ તથા ફરોશીઓને સભાસ્થાનની સાથે કામ હતું. બાબિલોનીઆમાં જે હેબ્રીઓ બંદીવાસમાં ગયા હતા તેઓના સંજોગોમાંથી ઘણું કરીને સભાસ્થાનની જુદી સંસ્થા તરીકેની ઉત્પત્તિ થઈ હતી. અત્યાર સુધી તો યજ્ઞ સિવાય બીજી કોઈ પણ જાતની ભજનસેવા થતી જ નહોતી, પણ હવે તો અશુદ્ધ દેશમાં યજ્ઞો ચઢાવવા એ અશક્ય લાગ્યું હતું (હોશીઆ ૩; ૪: ૯; ૩). હઝકીએલના ઘરમાં જે સભાઓ થતી હતી તેમાં સભાસ્થાનનું મૂળ જોવામાં આવતું હોય એ સંભવિત છે (હઝકીએલ ૮; ૧: ૨૦; ૧–૩). પરંતુ પાલેસ્ટાઈનમાં સભાસ્થાનો બાંધવાની શરૂઆત એઝરા તથા નહેમ્યાહના સુધારા વેળાએ થએલી માલૂમ પડે છે. મુસાના નિયમશાસ્ત્ર પ્રત્યે લોકોનો ભક્તિભાવ નષ્ટ થયો હતો અને તે ફરીથી જાગૃત કરવાનો સુધારકોનો પ્રથમ હેતુ હતો. આથી નિયમશાસ્ત્ર સંબંધી લોકોને નિયમિત શિક્ષણ આપવાની આવશ્યકતા સુધારકોને જણાતી હતી (નહેમ્યાહ ૮; ૭). એ પરથી જણાય છે કે ઈરાની સત્તાની છેલ્લી સદી સભાસ્થાનની ઉત્પત્તિ તથા તેનો વિકાસ થવાનો જમાનો ગણી શકાય. જૂના કરારમાં સભાસ્થાન સંબંધી એક જ જગાએ લખેલું છે અને જે ગીતમાં તે વિષે સૂચના મળે છે તે વિષે એવું માનવામાં આવે છે કે તે આ જમાનામાં લખવામાં આવ્યું હશે (ગીતશાસ્ત્ર ૪૪; ૮). પરંતુ પ્રેરિતોના જમાનામાં સભાસ્થાન જાણે ઘણી જ પુરાતન સંસ્થા હોય એવી રીતે તે વિષે લખવામાં આવે છે (પ્રે. કૃ. ૧૫; ૨૧). પરંતુ સભાસ્થાનનો મુખ્યાર્થ તે ભક્તિસેવા નહિ પણ શિક્ષણ હોય એમ લાગે છે; હિલ્લેલે કહ્યું તેમ અજ્ઞાન માણસ શાની ભક્તિ કરે? એ પ્રમાણે નિયમશાસ્ત્ર વિષે શિક્ષણ આપવાનું ખાસ સ્થળ તે સભાસ્થાન હતું. જાણવા જેવી વાત એ છે કે ઈ. સ. ૭૦ માં મંદિર અલોપ થયું અને તેની સાથે સાથે તેના સેવકો પણ અલોપ થયા, છતાં એક સંસ્થા તરીકે તો સભાસ્થાન આજ દહાડા સુધી કાયમ રહ્યું છે. આ સંસ્થાને મંદિરની એક સહાય્યકારી સંસ્થા તરીકે ગણવામાં આવતી હતી. મંદિરમાં સંધ્યાકાળના યજ્ઞો ચઢાવવાની વેળાએ બીજાં શહેરો તથા ગામડાંમાં લોકોની સભાઓ સભાસ્થાનોમાં એકઠી મળતી હતી, અને એવી રીતે જેઓ યરૂશાલેમથી દૂર રહેતાં હોય તેઓને પ્રજાકીય ભક્તિસેવામાં ભાગ લેવાની તક પૂરી પાડવામાં આવતી હતી.

શિરતપાલન સંબંધી એક બાબત પર ધ્યાન ખેંચવાની જરૂર છે તે એ કે જ્યાં કેવળ યહુદી કોમ હોય, અને જ્યાં રાજકીય તથા ધાર્મિક અધિકાર સંયુક્ત થએલા હોય, ત્યાં સભાસ્થાનની સત્તા સર્વોપરિ હતી. સભાસ્થાન જે ભારેમાં ભારે નસિયત કરી શકે તે સભાસદને બરતરફ કરવાની હતી, અને તે શિક્ષા

અમુક મુદ્દતની કે હંમેશની પણ હોય. આ શિક્ષાથી યહુદીઓ બહુ જ બીતા હતા (યોહાન ૯; ૩૪: ૧૨; ૪૨).

સભાસ્થાનમાં કાયમના બે હોદ્દેદારો હતા: (૧) અધિકારી (માર્ક ૫; ૨૨: લુક ૮; ૪૧: પ્રે. કૃ. ૧૩; ૧૫) અને (૨) સેવક (લુક ૪; ૨૦). સેવકનું કામ સાફસૂફ કરવાનું, દીવાબત્તીઓની વ્યવસ્થા રાખવાનું તથા પવિત્ર શાસ્ત્રનાં ઓળીઆં સાચવવાનું હતું (લુક ૪; ૧૭, ૨૦). ભજનસેવાની વ્યવસ્થા અધિકારીને માથે હતી અને પવિત્ર શાસ્ત્રમાંથી વાચનપાઠ વાંચી સંભળાવવા તથા તે પરથી બોધ આપવા માટે તે પોતાની મરજી પ્રમાણે માણસોને પસંદ કરતો હતો. જેમ પીસીદીના અંત્યોખમાં જોઈએ છીએ તેમ અધિકારી એક હોય કે અનેક પણ હોય (પ્રે. કૃ. ૧૩; ૧૫). વળી જેઓને સભાએ શિક્ષા ફરમાવી હોય તેવા ગુનેગારોને કોરડા મારવાનું કામ સેવક કરતો હતો. આ બે વર્ગના હોદ્દેદારો ઉપરાંત દાનધર્મની ઉઘરાણી કરનારા પણ હતા.

ભજનસેવાની શરૂઆતમાં "હે ઈસ્રાએલ, સાંભળ" એમ કહીને શાસ્ત્રના શબ્દોમાં લોકોને ભજનસેવામાં ભાગ લેવાને આમંત્રણ આપવામાં આવતું હતું (પુનર્નિયમ ૬; ૪–૯: ૧૧; ૧૩–૨૧; ગણના ૧૫; ૩૨–૪૧). ત્યાર પછી પ્રાર્થના કરાવવામાં આવતી હતી, તે દરમિયાન મંડળીના સભાસદો પરમપવિત્રસ્થાન ભણી મોં રાખીને ઊભા રહેતા હતા. દરેક પ્રાર્થનાને અંતે લોકો 'આમેન' કહેતા (પુનર્નિયમ ૨૭; ૧૫થી). પ્રાર્થના કર્યા પછી શાસ્ત્રમાંથી વાચનપાઠ વાંચી સંભળાવતા હતા. આ વાચનપાઠમાં હમેશાં નિયમશાસ્ત્રમાંનો અમુક ભાગ સમાએલો હતો, અને સવારની ભજનસેવા વખતે પ્રબોધકોનાં લખાણોમાંનો અમુક ભાગ સમાએલો હતો. વાંચી સંભળાવવાનું કામ ગમે તે માણસ કરી શકતો અને વળી તે નાના માણસો પણ કરી શકતા. દરેક કલમ વાંચી સંભળાવ્યા પછી તેનો તરજુમો એક જણ તે પ્રદેશમાં ચાલતી ભાષામાં કરતો હતો. આખા "પંચગ્રંથ"ના એકસો ચોપન વિભાગ પાડવામાં આવ્યા હતા, કે તે એવી રીતે ત્રણ વર્ષમાં પૂરા વાંચી શકાય. "પ્રબોધકોનાં લખાણ"માંથી વાચક પોતાની મેળે વાચનપાઠ પસંદ કરતો હતો. વાચન પછી ઉપદેશક બેઠો બેઠો ભાષણ કરતો હતો. કોઈ પારકો માણસ ત્યાં હાજર હોય અને તે ભાષણ કરી શકે એવો લાગતો હોય તો ઘણીવાર તેને પણ ભાષણ કરવાનું આમંત્રણ આપવામાં આવતું હતું. ઉપદેશક ઊંચા ઓટલા પર (લુક ૪; ૨૦) બેસતો હતો. ભજનસેવાને અંતે એક યાજક યાજકીય આશીર્વચન ઉચ્ચારતો હતો (ગણના ૬; ૨૪–૨૬); પરંતુ કોઈ યાજક હાજર ન હોય તો આશીર્વાદ પ્રાર્થનારૂપે માગવામાં આવતો હતો.

**સાન્હેદ્રીન**: ગ્રીક "સુનેદ્રીઑન," કે જે શબ્દમાં "સાથે બેસવું" એવો અર્થ સમાએલો છે, પરથી આ શબ્દ વ્યુત્પન્ન થએલો છે, અને ગ્રીક જમાનામાં તે યહુદીઓમાં એટલો બધો જાણીતો થઈ ગયો હતો કે પોતાની સત્તાધારી સભાના નામ તરીકે તેઓએ તેનો સ્વીકાર કર્યો હતો.

રાબ્બીઓના સંપ્રદાય પ્રમાણે મુસાએ સાન્હેદ્રીનની ઉત્પત્તિ યહોવાહના હુકમ પ્રમાણે કરી હતી (ગણના ૧૧ ; ૧૬). રાબ્બીઓ એવું માનતા હતા કે પવિત્ર શાસ્ત્રમાં જેટલો જમાનો વર્ણવવામાં આવ્યો છે તે આખા જમાનામાં સાન્હેદ્રીન હયાતી ધરાવતી હતી અને ન્યાયનું કામ કરતી હતી. પરંતુ ખૂદ પવિત્ર શાસ્ત્ર પરથી માલૂમ પડે છે કે યહોશાફાટ રાજાએ યરૂશાલેમમાં એક વરિષ્ઠ અદાલત સ્થાપિત કરી હતી (૨ કાળવૃત્તાંત ૧૯ ; ૮). એ અદાલત માત્ર ન્યાય આપવાનું જ કામ કરતી હતી ત્યારે પાછળના જમાનાની સાન્હેદ્રીન તો સાથે સાથે સરકારી અધિકાર પણ ભોગવતી હતી. બનવાજોગ છે કે એઝરાના પુસ્તકમાં જે વડીલો વિષે વાંચીએ છીએ (એઝરા ૫ ; ૫, ૯ : ૬ ; ૭, ૧૪ : ૧૦ ; ૮) અને નહેમ્યાહના પુસ્તકમાં જે અધિકારીઓ વિષે વાંચીએ છીએ (નહેમ્યાહ ૨ ; ૧૬ : ૪ ; ૮ : ૫ ; ૭ : ૭ ; ૫), તે પરથી અમુક અંશે સાન્હેદ્રીન સભાને અનુસરતી હોય, એવી કોઈ સંસ્થા સમજવી જોઈએ. પરંતુ સાન્હેદ્રીનને માટે ઘણી જગાએ બીજું ગ્રીક નામ વાપરવામાં આવે છે, એટલે ગેરોઝીઆ; અને તે પરથી તેને આમવર્ગની નહિ પણ અમીરવર્ગની સભા સમજવી પડે. તે કારણથી તથા મોટા આન્ટીઓખસના સમય પહેલાં (ઈ. સ. પૂર્વે ૨૨૩–૧૮૮) સાન્હેદ્રીનનું નામ મળતું નથી તે કારણથી પણ સંભવિત લાગે છે કે સાન્હેદ્રીનનું જે રૂપ આપણા પ્રભુના વખતમાં જણાય છે તે રૂપમાં તે ગ્રીક જમાના પહેલાં હયાતી ધરાવતી નહિ જ હોય.

સાન્હેદ્રીનને એકંદરે ન્યાયની અદાલત તરીકે ગણવામાં આવતી હતી, અને ઘણું કરીને તેજ અર્થમાં નવા કરારમાં તેને વિષે વાત કરવામાં આવે છે. ત્યાં આગળ તેને કોઈ વાર પ્રેસ્બિટેરીઑન કે કોઈ વાર ગેરોઝીઆ કહેવામાં આવે છે (પ્રે. કૃ. ૫ ; ૨૧ ; ૨૨ ; ૫). ઈ. સ. ૭૦માં યરૂશાલેમનો નાશ થયો ત્યારે સાન્હેદ્રીન પણ નાશ પામી.

હવે આપણે સાન્હેદ્રીનના સભાસદપણા વિષે વિચાર કરીએ. પ્રમુખ-યાજક તેનો પ્રમુખ હતો. પાલેસ્ટાઈનમાં અમીર અને યાજકવર્ગ બંને એક હતા, અને સાન્હેદ્રીનના પ્રથમ સભાસદો આ વર્ગના માણસો એટલે સાદુકીઓ હતા. પરંતુ હેરોદના વખતમાં ફેરફાર જોવામાં આવે છે. હેરોદ અમીરવર્ગની સત્તા તથા અસર કાબૂમાં રાખવા માગતો હતો અને તેથી તે ફરોશી પક્ષ તરફ વલણ રાખતો હતો. આ કારણથી તેની કારકિર્દીમાં સાન્હેદ્રીનમાં સાદુકીઓ

ઓછા થવા લાગ્યા અને ફરેશીઓની સંખ્યા વધવા લાગી. આ પ્રમાણે આખા રોમન જમાનામાં સાન્હેદ્રીન સભા સાદુકીઓ તથા ફરોશીઓ એવા પરસ્પર વિરૂદ્ધ પક્ષોના પ્રતિનિધિઓની બનેલી હતી. સાન્હેદ્રીનમાં ૭૧ સભાસદો હતા, અને જ્યારે કોઈ જગા ખાલી પડે ત્યારે સભાસદો તે પૂરવા માટે "મંડળીમાંથી" કોઈ એક જણને ચુંટી કાઢતા હતા, અને તેનો સ્વીકાર તેના માથા પર હાથ મૂકવાની ક્રિયાથી કરવામાં આવતો હતો.

વખતોવખત સાન્હેદ્રીનની સત્તાની હદ બદલાતી હતી. દાખલા તરીકે આપણા પ્રભુના વખતમાં ન્યાય સંબંધી તેની સત્તા યુદીઆમાંજ ચાલતી હતી. સુવાર્તા પરથી જ આપણે જાણીએ છીએ કે આપણો પ્રભુ જ્યાં સુધી ગાલીલમાં રહેતો હતો ત્યાં સુધી તેના પર સાન્હેદ્રીનની સત્તા ચાલતી નહોતી. પરંતુ આપણા પ્રભુના મરણ પછી થોડી જ વારમાં સાન્હેદ્રીનના હુકમ આખી દુનિયામાં રહેતા યહુદીઓને માટે બંધનકારક ગણાવા લાગ્યા. એ પ્રમાણે આપણે જોઈએ છીએ કે દમસ્કમાં જે ખ્રિસ્તીઓ રહેતા હતા તેઓને માટે સાન્હેદ્રીન ત્યાંના સભાસદ ઉપર પકડહુકમ મોકલી શકી (પ્રે. કૃ. ૯ ; ૨ : ૨૨ ; ૫ : ૨૬ ; ૧૨ ). પરંતુ યુદીઆની બહાર જે યહુદીઓ રહેતા હતા તેઓ સાન્હેદ્રીન પ્રત્યે સારો ભાવ રાખતા હોય તોજ તેઓ આવા હુકમોને આધીન થવા રાજી હોય ; યુદીઆની સરહદની અંદર જ સાન્હેદ્રીન પોતાના હુકમનો અમલ પૂરી રીતે કરી શકતી હતી. રોમની પરદેશી સત્તાને મુકાબલે આ પ્રમાણે સાન્હેદ્રીન સભા તો યહુદીઓની મોટી રાષ્ટ્રિય અદાલત હતી. મુસાના નિયમોને લગતી તમામ બાબતો સંબંધી દાદ મેળવવાની તે છેલ્લામાં છેલ્લી અદાલત હતી. આ સભાએ દુર્ભાષણ સંબંધી ઈસુની તપાસ કરી (માત્થી ૨૬ ; ૫૭), ખોટું શિક્ષણ આપવા સંબંધી પીતર તથા યોહાનની તપાસ કરી (પ્રે. કૃ. ૪ ; ૫), દુર્ભાષણ સંબંધી સ્તેફનની તપાસ કરી (પ્રે. કૃ. ૭ ; ૫૭, ૫૮), અને મુસાના નિયમનું ઉલ્લંઘન કરવા સંબંધી પાઊલની તપાસ કરી (પ્રે. કૃ. ૨૨ ; ૩૦). જેટલા ગુના સંબંધી મરણની શિક્ષા ફરમાવવાની જરૂર ન હોય તે બધા ગુના સંબંધી સાન્હેદ્રીન પોતાનાજ અધિકારથી ફેંસલો આપી શકતી હતી (પ્રે. કૃ. ૪ ; ૫ : ૨૩ ; ૫ : ૨૧ ; ૪૦). પરંતુ જો તે મરણની શિક્ષા ફરમાવે તો તેને માટે રોમન હાકેમની મંજુરી મેળવવી પડતી હતી. પરંતુ સ્તેફનની બાબત તો બિનકાયદે લોકસમૂહે જ પોતાના હાથમાં લીધી હતી. કોઈવાર તો રોમન સરકાર પોતાની મેળે જ કામ હાથમાં લેતી હતી, અને રાષ્ટ્રિય અદાલતની દરકાર કર્યા સિવાય તેનો નિકાલ કરતી હતી (પ્રે. કૃ. ૨૩ ; ૧૫, ૨૦, ૨૮).

સાન્હેદ્રીન સભા મંદિરમાં એકઠી મળતી હતી. તેમાંનો એક ઓરડો 'ઘડેલા પથ્થરનો ઓરડો' એ નામે ઓળખાતો હતો, અને તે સાન્હેદ્રીનનો

ખાસ ઓરડો હતો. ત્યાં સાન્હેદ્રીન હમેશાં મળતી હતી; તથાપિ એક અપવાદ સંબંધી સુવાર્તામાં સૂચના મળે છે ખરી (માત્થી ૨૬; ૫૭. માર્ક ૧૪; ૫૩). સભાસદો એકબીજાને જોઈ શકે માટે તેઓ અર્ધા ગોળાકારમાં બેસતા હતા. આગળના ભાગમાં અદાલતના ચિટણીસો ઊભા રહેતા હતા, અને તેઓની પાછળ શાસ્ત્રીઓના શિષ્યો ત્રણ હારમાં ઊભા રહેતા હતા. કેદીને હમેશાં શોકસૂચક કપડાં પહેરાવીને અંદર લાવવામાં આવતો હતો. કેદીની તરફેણમાં કોઈ બોલે તો ત્યાર પછી તે તેની વિરૂદ્ધમાં બોલી શકતો નહિ. કેદીને નિર્દોષ ઠરાવવામાં આવે તો ફેંસલો તે ને તેજ દિવસે જાહેર થઈ શકે, પરંતુ તેને દોષિત ઠરાવવામાં આવે તો ફેંસલો તેની પછીના કે બીજા દિવસે જાહેર કરવામાં આવતો હતો. બહુમતીથી નિર્દોષ ઠરાવવામાં આવતો હતો, પણ દોષિત ઠરાવવા માટે તો બે તૃતીયાંશ મતની જરૂર પડતી હતી.

**એસ્સીની:** જોકે આ નામ સુવાર્તાઓમાં મળતું હતું તોપણ જે પંથને તે આપેલું છે તેણે આપણા પ્રભુના વખત પહેલાં ઓછામાં ઓછાં દોઢસો વર્ષથી હયાતી ધરાવી હતી. આ પંથના માણસો મુખ્યત્વે કરીને મૃત સરોવરને કાંઠે વસતા હતા એવું માનવામાં આવે છે. આ કોમ બીજી બધી જ કોમોથી તદન અલગ રહેતી હતી, અને તેઓ વિષે ઓછું જાણવામાં આવે છે તેનું કારણ પણ તેજ છે. તેઓ પોતાની સર્વે માલમિલ્કત સામાન્ય રાખતા હતા, અને બીજા બધાથી અલગ રહેતા હતા, અને આ બંને બાબતમાં તેઓ બહુ ચુસ્ત હતા. તેઓની માન્યતામાં યહુદી તેમજ બિનયહુદી તત્ત્વો સમાએલાં હતાં. તેઓ સાબ્બાથપાલન ચુસ્તપણે કરતા હતા, અને વારંવાર સ્નાન કરતા હતા, એટલે આ બે બાબતમાં તેઓ ફરોશીઓને મળતા હતા, પરંતુ તેઓ જેટલી બાબતોમાં ચુસ્ત યહુદીઓને મળતા હતા તે કરતાં વધારે બાબતોમાં તેઓ કરતાં જુદા હતા. તેઓ લગ્ન કરતા નહોતા, જનાવરોના યજ્ઞોનો ધિક્કાર કરતા હતા, તેઓમાંના કોઈની પાસે ખાનગી મિલ્કત ન હતી, તેઓ પોતાના ધર્મનો પ્રચાર કરતા ન હતા, પરંતુ એક બાબતમાં તેઓ અભિમાન ધરાવતા હતા કે અમારા પવિત્ર ગ્રંથો ભારે પ્રતિજ્ઞા વડે ગુપ્ત રાખેલા છે અને તે વિષેની જાણ કેવળ અમને જ છે. સ્થૂળ વસ્તુના સ્વરૂપ સંબંધી તેઓની જે માન્યતા હતી તે પર પાછળના જમાનાના જ્ઞાનપંથીઓના મત આધારભૂત માલૂમ પડે છે.

**ઝીલ્લોટ તથા હેરોદીઅન:** ઝીલ્લોટનો પક્ષ ગમાલાના યહુદાએ પ્રતિસ્થાપિત કીધો, અને ઈ. સ. ૬ કે ૭માં કુરેનિયસે જે વસ્તીગણના કરી અને તેની સામે જે ફિતૂર કરવામાં આવ્યું તેમાં તે આગેવાન હતો. આ પક્ષના માણસો રોમન સત્તાને બહુ જ ધિક્કારતા હતા, અને મસીહ સંબંધી

તેઓમાં જે આશા પ્રચલિત હતી તેનો અમલ તરવારવડે કરવા તત્પર રહેતા હતા. જે ફિતૂરના પરિણામે ઈ. સ. ૭૦માં યરૂશાલેમનો નાશ થયો તે દરમિયાન આ પક્ષના માણસો રોમના સૌથી ભયંકર દુશ્મનો હતા એટલું જ નહિ પણ પોતાના દેશની અંદર પણ જે બીજા પક્ષો હતા તેઓ પણ તેમના ગુસ્સાનો ભોગ થયા.

યહુદીઓમાં બીજા કેટલાએક હેરોદના વંશને વળગી રહેતા હતા અને હેરોદના દીકરાઓની આગેવાની નીચે પ્રજાકીય રાજાની પુનઃસ્થાપના થશે એવું સ્વપ્ન તેઓ સેવતા હતા. સુવાર્તાઓમાં બે પ્રસંગે (માર્ક ૩; ૬: ૧૨; ૧૩) તેઓ ઈસુની સામે ફરોશીઓની સાથે જોડાએલા માલૂમ પડે છે. આ બંને પક્ષો માત્ર રાજદ્વારી પક્ષો હતા તેથીજ તેઓ વિષે સુવાર્તાઓમાં ઓછું કહેવામાં આવે છે, અને તેથી આ નોંધોમાં પણ તેઓને ઓછું સ્થાન આપવું વાજબી છે. પરંતુ આપણો પ્રભુ રાજદ્વારી બાબતોથી કેટલો બધો નિરાળો રહેતો હતો તે એ પરથી જણાય છે કે તેના શિષ્યોમાંનો એક ઝીલ્લોટ અને બીજો દાણી હતો (માત્થી ૧૦; ૩). જોકે ઝીલ્લોટોને તીવ્ર ધાર્મિક લાગણીઓ હતી, તોપણ તેઓને એક જુદા ધાર્મિક પક્ષ તરીકે ગણી શકાય નહિ. ફરોશીઓ જોકે ધાર્મિક સિદ્ધાંતો સંબંધી તેઓની સાથે મળતા થતા હતા તોપણ તેઓની રાજનીતિને તેઓ મળતા થઈ શકતા નહોતા. ફરોશી-ઓના સિદ્ધાંત પ્રમાણે રોમનો તથા હેરોદનો વંશ તે કોરડા સમાન છે અને તે બાહ્ય રીતે ધીરજથી સહન કરવા જોઈએ. હેરોદના વંશ વિષે તેઓ આગળ વધીને એટલે સુધી પણ ધારતા હતા કે તે અમારી તથા રોમન હાકેમોના લોભની વચ્ચે એક ઢાલ સમાન છે. એજ પ્રમાણે હેરોદના પક્ષવાળા જોકે રાજનીતિ સંબંધી ફરોશીઓની સાથે મળતા થઈ શકતા નહોતા તોપણ તેઓની સાથે હળીમળીને ચાલી શકતા હતા. રાજકીય બાબતો અને ધર્મની વચ્ચે કેટલો મોટો ખાડો પડી ગયો હતો તેનો સારામાં સારો દાખલો જોવો હોય તો તે આજ બાબતમાં સમાએલો છે કે ફરોશીઓના અનુયાયીઓમાં ઝીલ્લોટ તથા હેરોદીઅન જેવા પરસ્પર વિરૂદ્ધ પક્ષકારોનો સમાવેશ થઈ શકે.

**સમરૂનીઓ:** પાલેસ્ટાઈનના રહેવાસીઓમાંના બીજા એક ભાગ સંબંધી હજુ પણ વિચાર કરવાનો છે. તે ભાગ સમરૂનીઓનો છે. જ્યારે સાર્ગોને ઈસ્રાએલનો એટલે ઉત્તર રાજ્યનો નાશ કર્યો ત્યારે તે ત્યાંના વતનીઓનું હરણ કરીને તેમને આશ્શૂરમાં લઈ ગયો, અને તેઓને ઠેકાણે તેણે જુદી જુદી પ્રજાના લોકોને વસાવ્યા (૨ રાજા ૧૭). સમરૂનીઓ આ લોકોના વંશજો હતા. આ લોકોને જોકે હેબ્રી ધર્મનું શિક્ષણ આપવામાં આવ્યું તોપણ તેઓએ પોતાના જૂના ધાર્મિક રીતરિવાજો છોડી દીધા નહિ

(૨ રાજા ૧૭; ૨૪). ત્યારપછી આશ્શૂર બાનીપાલે પરદેશથી બીજા ઘણા માણસોને લાવીને તેઓની વસ્તીમાં ઉમેરો કર્યો (એઝરા ૪; ૯, ૧૦). યહુદીઓ તથા સમરૂનીઓની વચ્ચે જે વેર હતું તેની શરૂઆત બંદીવાસ પછી થઈ. આ લોકો મંદિરની પુનઃરચનાના કામમાં ભાગ લેવાની ઇચ્છા બતાવતા હતા, પણ ઝરૂબ્બાબેલે તથા તેના અનુયાયીઓએ તેઓને તેમ કરવાની પરવાનગી આપી નહિ (એઝરા ૪; ૨). આથી સમરૂનીઓને બહુજ ખોટું લાગ્યું અને ઈરાનીઓને ઉશ્કેરણી આપીને તેઓએ ઝરૂબ્બાબેલના પ્રયત્ન નિષ્ફળ કરવાના પ્રયત્ન કર્યા (એઝરા ૪; ૭. નહેમ્યાહ ૪; ૭). ત્યારપછી જ્યારે આન્ટીઓખસ એપીફાનેસે પાલેસ્ટાઈનમાં ગ્રીક રીતરિવાજો દાખલ કરાવવાના પ્રયત્ન કર્યા ત્યારે તેને ખુશી કરવા માટે તેઓએ આ રીતરિવાજો સ્વીકાર્યા, યહુદીઓની સાથે પોતાનો સંબંધ સમૂળગો બંધ કર્યો, અને જ્યુપીટરના નામે પોતાના મંદિરની પ્રતિષ્ઠા કરી. આ મંદિરનો નાશ જોન હુરકાનસે કર્યો, અને રોમનોએ તે ફરીથી બંધાવી આપ્યું. તેઓના આખા ઈતિહાસ દરમિયાન તેઓ યહુદીઓના દુશ્મનો પ્રત્યે સારો ભાવ રાખતા હતા, અને તેના બદલામાં યહુદીઓના દુશ્મનો તેમના પર મહેરબાની રાખતા હતા. આ કારણથી યહુદીઓ તેઓને ધિક્કારતા હતા તથા તેઓનો તિરસ્કાર કરતા હતા. છેવટે સમરૂનીઓનો નાશ વેસ્પાસીઅને કર્યો, અને તેણે ગેરીઝીમ પહાડ પર તેઓમાંના ૧૧,૬૦૦ માણસોની કતલ કરી. અત્યારે તેઓની સંખ્યા જુજ છે. તેઓ પોતાના ધર્મના પુસ્તક તરીકે માત્ર "પંચગ્રંથ"ને સ્વીકારે છે.

# પ્રકરણ ૩જું

## ત્રીજી સુવાર્તાની તારીખ તથા તેનો કર્તા

ત્રીજી સુવાર્તામાં તેના લેખક સંબંધી કશી સૂચના મળતી નથી, પરંતુ પહેલેથી છેલ્લે સુધી ચાલતી આવતી માન્યતા એક જ છે, અને તે માન્યતા પ્રમાણે તેનો લેખક લુક હતો. આ સુવાર્તા લખવાની સાલ ચોકસાઈથી નક્કી કરી શકાય નહિ, પરંતુ તે ઘણું કરીને તેના છેલ્લા રૂપમાં આશરે ઈ. સ. ૭૫માં લખવામાં આવી હશે. જે શબ્દમાં યરૂશાલેમના નાશ સંબંધી આપણા પ્રભુનાં ભવિષ્યવચનો જણાવવામાં આવે છે (૧૯; ૪૩, ૪૪ : ૨૧; ૨૯, ૩૪) તે માત્થી તથા માર્કના શબ્દો કરતાં વધારે વિગતવાર છે; વળી આ વિગતો ઈ. સ. ૭૦માંની વાસ્તવિક બીનાઓને એટલી બધી મળતી છે કે તે વિષે એવો વિચાર કરવામાં આવે છે કે અહીં માત્ર ભવિષ્યવચનો નથી પણ થઈ ગએલા ઇતિહાસનો રંગ ચઢેલો છે. પરંતુ લેખક સંબંધી તો આપણે વધારે ચોકસાઈથી બોલી શકીએ છીએ. "પ્રેરિતોનાં કૃત્યો" તથા ત્રીજી સુવાર્તા એ બંનેનો મુકાબલો કરવાથી સંપૂર્ણ ખાતરી થાય છે કે તે બંનેનો લેખક એકનોએક જ છે. બંને પુસ્તકો એક જ વ્યક્તિને અર્પણ કરેલાં છે, એટલું જ નહિ પણ બંનેની શૈલી એકજ છે, અને બંને પુસ્તકોમાં તેનાતેજ વિચારો પ્રાધાન્ય ભોગવે છે. વળી જોકે સુવાર્તામાં લેખક વિષે માહિતી મળતી નથી તોપણ "પ્રેરિતોનાં કૃત્યો"માં એક ખાસ સૂચના મળે છે. આ સૂચના "પ્રેરિતોનાં કૃત્યો"ના ૧૬મા અધ્યાયમાં પહેલી જ વાર નજરે પડે છે. ત્યાં આગળ (૧૬; ૧૦) લેખક એકાએક ત્રીજો પુરુષ એકવચન છોડી દે છે, અને પહેલા પુરુષ બહુવચનમાં લખવા માંડે છે. પાઊલ તથા સીલાસે મકદોનીઆની જે મુલાકાત લીધી અને ફિલિપીમાં જે બીના બની તે બધાનું વર્ણન તેમાં પોતે ભાગ લીધો હોય એવી રીતે તે લખે છે. સત્તરમી કલમથી માંડીને શૈલી ફરી બદલાય છે, અને આપણને એવું લાગે છે કે પાઊલના જે સાથીએ "પ્રેરિતોનાં કૃત્યો" લખ્યાં તે ફિલિપીમાં રહી ગયો હશે; કેમકે પાઊલ ફરીથી તે શહેરમાં આવ્યો ત્યાં સુધી પહેલો પુરુષ બહુવચન ફરીથી વાપરવામાં આવતાં નથી (પ્રે. કૃ. ૨૦; ૫). ત્યાર પછી લેખક પાઊલની સાથે યરૂશાલેમ ગયો, કેમકે ૨૧; ૧૮ સુધી હજુ પહેલા પુરુષ બહુવચનમાં લખવામાં આવે છે, અને ઘણું કરીને ત્યાર પછી પણ લેખક પાઊલની સાથે યરૂશાલેમ તથા કાઈસારીઆમાં રહ્યો હશે. પ્રે. કૃ. ૨૭; ૨૦માં ફરીથી પહેલા પુરુષમાં લખવામાં આવે છે અને "પ્રેરિતોનાં કૃત્યો"નો લેખક રોમ સુધી આખી મુસાફરીમાં પાઊલની સાથે રહ્યો, અને ત્યારપછી પણ તેની

સાથે તે ત્યાં રહ્યો. આ પ્રમાણે આખા પુસ્તકમાં ત્રીજા પુરુષમાંથી પહેલા પુરુષમાં અને પહેલા પુરુષમાંથી ત્રીજા પુરુષમાં શૈલી બદલાયા કરે છે, તોપણ આખા પુસ્તકનો લેખક એકનોએક જ છે એ વાત ચોક્કસ છે. ભાષા તથા શૈલીથી આ વાત નિર્વિવાદ સાબિત થાય છે.

દંતકથા પરથી આપણે જાણીએ છીએ કે તેનો લેખક લુક હતો. આખા નવા કરારમાં તેનું નામ માત્ર ત્રણ જગાએ જણાવવામાં આવ્યું છે, અને તે ત્રણે જગા રોમના કેદખાનામાં પાઊલે જે પત્રો લખ્યા હતા તેમાંથી મળે છે. કલોસીઓ પર પત્ર લખતાં તે વહાલા વૈદ લુકની સલામ મોકલે છે (૪; ૧૪). તીમોથી પર લખાએલો બીજો પત્ર પાઊલના ન્યાયચુકાદા વખતે લખવામાં આવ્યો હતો. તેમાં તે લખે છે કે "એકલો લુક મારી સાથે છે" (૨ તીમોથી ૪; ૧૧). વળી ફીલેમોન પર લખેલા પત્રમાં તે જ્યાં આગળ પોતાના સાથી કામદારોનાં નામ આપે છે તેમાં લુકનું પણ નામ આપે છે (ફિલેમોન ૨૪).

બાહ્ય જુબાની તરફ જોઈએ છીએ ત્યારે માલૂમ પડે છે કે ત્રીજી સુવાર્તાનો લેખક લુક છે એવું સર્વત્ર કબૂલ કરવામાં આવે છે. જસ્ટીન માર્ટર (ઈ. સ. ૧૬૩માં મરણ પામ્યો) કેટલાંક વચનોનો ઉપયોગ કરે છે. તે એકલી લુકની સુવાર્તામાં મળે છે. દાખલા તરીકે પ્રભુનો જન્મ, દૂત મરિયમને ખબર આપે છે તે, અને હેરોદની આગળ આપણા પ્રભુની તપાસ. તેનો શિષ્ય તેશ્યન પણ લુકની સુવાર્તાનો ઉપયોગ એવી જ રીતે કરે છે. બીજા સૈકાના અંત પહેલાં લાયન્સનો બિશપ ઈરિનીઅસ ચોખ્ખેચોખ્ખું કહે છે કે ત્રીજી સુવાર્તાનો લેખક લુક હતો. ગૅાલ, રોમ ઈજિપ્ટ, આફ્રિકા, એશિઆ માઈનર એ બધી જગાએથી એકનીએક જ જુબાની મળે છે કે ત્રીજી સુવાર્તાનો લેખક લુક હતો. તર્તલીઅન, આલેકઝાન્ડ્રીઆનો કલેમેન્ટ, અને મુરાટોરી ટુકડો એ બધાની જુબાની પણ એવી જ છે.

આપણે જે ભાગ જોઈ ગયા તે સિવાય લુક સંબંધી બીજી માહિતી નવા કરારમાં મળતી નથી; તથાપિ કલોસી. ૪; ૧૧ પરથી લગભગ પૂરી ખાતરીથી અનુમાન કરી શકીએ છીએ કે તે સુનતી નહોતો એટલે જન્મે બીનયહુદી હતો. તેનું નામ લુકાનસ જે લાટીન નામ હતું તેનું ટૂંકું રૂપ છે. વળી પોતાની પ્રસ્તાવનામાં 'મારી સુવાર્તામાં જે બીનાઓ વર્ણવવામાં આવેલી છે તેનો હું જાતે પ્રેક્ષક નહોતો' એવું તે ચોખ્ખેચોખ્ખું કહે છે.

પાઊલની સાથે લુકને જે સંગત હતી તે સિવાય તેને કેટલાએક વખત સુધી એક બીજા માણસની પણ એટલે સીલાસની સંગત થઈ હતી. આ માણસ યહુદીમાંથી થએલો ખ્રિસ્તી હતો, અને યરૂશાલેમની મંડળીના પ્રથમ દહાડા સંબંધી બોલવા તે શક્તિમાન હતો (પ્રે. કૃ. ૧૬; ૧૦થી સરખાવો ૧૫; ૨૨,

૨૭, ૩૨, ૪૦). વળી ૫૭થી ૫૯ સુધીનાં વર્ષો દરમિયાન તે પાલેસ્ટાઈનમાં અને મુખ્યત્વે કરીને યરૂશાલેમ તથા કાઈસારીઆમાં રહ્યો હતો; એ પરથી જણાય છે કે ત્રાતાના જીવન વિષે અને મંડળીના પ્રથમ દહાડા વિષે જે વાતો પાલેસ્ટાઈનમાં પ્રચલિત હતી તે વિષે તપાસ કરવાની તેને ઘણી જ તકો મળી હશે. યરૂશાલેમમાં પાઊલને પ્રભુના ભાઈ યાકૂબ અને મંડળીના વડીલો સાથે જે મુલાકાત થઈ તે પ્રસંગે તે પાઊલની સાથે હાજર હતો (પ્રે. કૃ. ૨૧; ૧૭, ૧૮). કાઈસારીઆમાં તે પાઊલની સાથે ફિલિપ સુવાર્તિકના ઘરમાં રહ્યો હતો (પ્રે. કૃ. ૨૧; ૮, ૯), અને ત્યાં આગળ પણ તેને યુદીઆના પ્રબોધક આગાબસની મુલાકાત થઈ હતી. પોતાની સુવાર્તામાં જે જે વાતો મળે છે તે સર્વ વિષેની જાણ આવા આવા માણસોની પાસેથી તેને મળી હશે. પોતાની જિંદગીની બીજી એક મુદ્દત દરમિયાન કાંતો એફેસસમાં કાંતો રોમમાં લુકને યોહાન માર્કનો સંગાથ થયો (કલોસી. ૪; ૧૦, ૧૪. ફિલે. ૨૪); વળી આ માણસ પીતર તથા પાઊલનો અનુયાયી તથા મિત્ર હતો.

"પ્રેરિતોનાં કૃત્યો"માં મંડળીનો જે ઇતિહાસ લખવામાં આવ્યો છે તે ઘણોખરો ઈતિહાસ અંત્યોખની મંડળી સાથે સંબંધ રાખે છે, અને આપણે જોઈએ છીએ કે જ્યાં પહેલવહેલું અંત્યોખનું નામ આવે છે ત્યાંથી માંડીને લુકનું વૃત્તાંત વધારે વિસ્તારેલું અને વિગતવાર બની જાય છે. તે તેરેક વખત અંત્યોખ વિષે લખે છે, અને અંત્યોખ વિષે ઘણું જ જાણે છે તે તેના વિગતવાર વૃત્તાંત પરથી માલૂમ પડે છે (જુઓ પ્રે. કૃ. ૧૧; ૧૯–૨૭ અને ૧૩મો અધ્યાય). લુક અંત્યોખનો વતની હશે એ વિષેની પહેલી જ સૂચના યુસેબીઅસ અને જેરોમ કરે છે. યુસેબીઅસ કહે છે કે તે અંત્યોખનો વતની હતો, અને વૈદનો ધંધો કરતો હતો. જેરોમ લખે છે કે લુક વૈદ જન્મે અંત્યોખનો સીરીઅન અને ગ્રંથ રચવામાં નંબર ત્રીજો હતો. પરંતુ સુવાર્તા કઈ જગાએ લખવામાં આવી હશે તે વિષે ચોક્કસ ખબર નથી.

આ સુવાર્તાનો એક હસ્તલેખ ત્રીજા સૈકામાં મળી આવ્યો છે, અને તેને મથાળે લાટીન ભાષામાં નીચે પ્રમાણે પ્રસ્તાવનારૂપી નોંધ મળે છે: "લુક જાતે અંત્યોખનો સીરીઅન હતો, પ્રેરિતોનો શિષ્ય હતો, અને પાછળથી પાઊલનો અનુયાયી થયો હતો. તેણે આત્મસમર્પણ સુધી નિર્દોષપણે પોતાના સ્વામીની સેવા કરી; કેમકે સ્ત્રીછોકરાં વગરનો તે પવિત્ર આત્માથી ભરપૂર થઈને ૭૪ વર્ષની ઉંમરે બિથુનીઆમાં મરણ પામ્યો."

# પ્રકરણ ૪ થું

## લુકનાં સાહિત્યરૂપી મૂળ

### ભાગ ૧ લો

### માર્કનો લુકે કરેલો ઉપયોગ

લુકનાં પ્રાસ્તાવિક વાકયોમાં જણાવવામાં આવેલું છે કે તેના લેખકે પોતાની કલમ હાથમાં લીધી ત્યાર પહેલાં બીજા લેખકોએ મુખદ્વારે ચાલતી આવેલી સુવાર્તાની દંતકથાઓને લિખિત રૂપ આપવાના પ્રયત્ન કર્યા હતા. એ આગલાં લખાણ કયાં કયાં હશે એ સુવાર્તિક જણાવતો નથી, પરંતુ પહેલી ત્રણ સુવાર્તાઓનો મુકાબલો ચોકસાઈથી કરવામાં આવે છે ત્યારે આ પ્રશ્ન પર પ્રકાશ પડે છે. લુકે જે સાહિત્યરૂપી મૂળોનો ઉપયોગ કર્યો છે તેમાંનું એક માર્કની સુવાર્તા છે એ અત્રે નિર્વિવાદ બાબત ગણવામાં આવે છે; વળી માર્ક સિવાય તેણે ઓછામાં ઓછા બીજા એક લખાણનો ઉપયોગ કર્યો છે એ પણ નિર્વિવાદ છે. આ બીજા સાહિત્યરૂપી મૂળમાં ઈસુનું શિક્ષણ સમાએલું છે, અને તેનો ઉપયોગ પહેલી સુવાર્તાના લેખકે પણ કર્યો છે. આ લખાણનો લેખક કોણ છે એ વિષે ખબર ન હોવાથી તેને એક અક્ષરથી ઓળખાવવામાં આવે છે એટલે Q; જર્મન ભાષામાં મૂળને માટે જે શબ્દ છે તેનો આ Q પહેલો અક્ષર છે. સૌથી જૂની સુવાર્તા તે માર્કની છે, અને તે ઈ. સ. ૬૫ તથા ૭૦ની વચ્ચે લખવામાં આવી હતી; વળી આપણા પ્રભુના જીવનચરિત્રની ઐતિહાસિક બીનાઓ સંબંધી એ સૌથી જૂની સાક્ષી છે. દંતકથા પ્રમાણે માર્કની સુવાર્તા પીતરના શિક્ષણ પર આધારભૂત છે, અને તેવડે પૂરો તો નહિ પરંતુ સુવાર્તામાંની મુખ્ય મુખ્ય બીનાઓનો સંતોષકારક હેવાલ પૂરો પાડવામાં આવે છે. તેનો ઉપયોગ માત્થી તથા લુક બંનેએ કર્યો છે એ પરથી તે કેટલી બધી વિશ્વાસયોગ્ય છે એ માલૂમ પડે છે. લુકની સુવાર્તાના નીચે જણાવેલા અધ્યાય માર્ક પર આધારભૂત માલૂમ પડે છે:—

| | | |
|---|---|---|
| લુક ૪; ૩૧-૪૪ | જુઓ | માર્ક ૧; ૨૯-૩૯ |
| „ ૫; ૧૨—૬; ૧૯ | „ | „ ૧; ૪૦—૩; ૧૯ |
| „ ૮; ૪—૯; ૫૦ | „ | „ ૪; ૧—૯; ૪૦ |
| „ ૧૮; ૧૫-૪૩ | „ | „ ૧૦; ૧૩-૫૨ |
| „ ૧૯; ૨૯—૨૨; ૧૩ | „ | „ ૧૧; ૧-૧૪, ૧૭ |

આ જગાઓએ બંને સુવાર્તાનો મુકાબલો કરવાથી માલૂમ પડે છે કે ગાલીલ તથા યરૂશાલેમમાં કરેલી ઈસુની સેવા સંબંધી લુકને માર્ક તરફથી કેટલી બધી માહિતી મળી હતી! આવી રીતે માર્ક પાસેથી મળેલાં પ્રકરણો ઈસુએ કાપરનાહુમમાં જે પહેલો સાબ્બાથ ગાળ્યો ત્યાંથી માંડીને પૃથ્વી પરના તેના છેલ્લા દિવસ સુધીનાં છે. ખરૂં જોઈએ તો માર્કની ૬૬૬ કલમોમાંની અર્ધી કરતાં વધારે કલમો લુકે પોતાની સુવાર્તામાં કામમાં લીધી છે. હવે લુકની સુવાર્તામાં ૧,૧૫૧ કલમો છે તે પરથી જણાય છે કે પોતાના આખા લખાણમાંનો ૩૦ ટકા જેટલો ભાગ તેણે માર્કમાંથી લીધેલો છે. માર્કમાંના જે જે ભાગ લુક પડતા મૂકે છે તેમાંના મુખ્ય નીચે મુજબ છે:—

માર્ક ૪; ૨૬–૨૯
,, ૬; ૧૬–૨૯
,, ૬; ૪૫—૮; ૧૯–૨૬
,, ૧૦; ૩૫–૪૦
,, ૧૪; ૩–૯

હાલના જમાનામાં કોઈ પણ લેખક બીજાના લખાણનો ઉપયોગ આટલી બધી છૂટથી કરી શકે નહિ, પરંતુ આ બાબત સંબંધી પુરાતન લોકોના વિચાર તથા રીતરિવાજ આપણાથી વિપરીત જણાય છે. પુસ્તક તેના લેખકની માલિકીનું છે એવું એ લોકો માનતા ન હતા, ઊલટું તેઓ એમ માનતા હતા કે સુવાર્તા એક વાર લખાઈ ગયા પછી સાર્વજનિક મિલ્કત થઈ જાય છે.

લુકે જ્યાં આગળ માર્કમાંથી સાહિત્ય લીધેલાં છે ત્યાં આગળ તે માર્કના કાળાનુક્રમને વળગી રહે છે. તે વૃત્તાંત સંક્ષેપમાં જણાવે છે અને ભાષા તથા શૈલી સુધારે છે, પરંતુ જ્યાં માર્ક સમય કે સ્થળ વિષે સૂચના કરતો નથી ત્યાં આગળ લુક તેવી બાબતોનો ઉમેરો પણ કરતો નથી.

## ભાગ ૨જો

### લુકમાંનાં Q પ્રકરણો

આપણે માર્કનો અભ્યાસ કરીએ છીએ ત્યારે માલૂમ પડે છે કે એ સુવાર્તામાં ઈસુનું શિક્ષણ ઓછા પ્રમાણમાં મળે છે, અને તે કારણથી માત્થી તથા લુકે બીજાં મૂળ પર આધાર રાખ્યો છે. માત્થી તથા લુકમાં એવાં ઘણાં પ્રકરણો મળે છે કે જે માર્કમાં નથી, છતાં ભાષા તથા શૈલી સંબંધી એટલું બધું મળતાપણું છે કે તે એક જ લખાણમાંથી લીધેલાં હશે એવું અનુમાન થાય છે. આ પ્રકરણો Q અક્ષરથી દેખાડવામાં આવે છે, અને તેઓ નીચે મુજબ છે:—

| | લુક | વિષય | માત્થી |
|---|---|---|---|
| ૧. | ૩; ૭–૯ | યોહાનનો ઉપદેશ ... | ૩; ૭–૧૦, ૧૧, ૧૨. |
| ૨. | ૪; ૧–૧૩ | ઈસુનાં પરીક્ષણ ... | ૪; ૧–૧૧. |
| ૩. | ૬; ૨૦–૨૩ | ધન્યતાનાં ચાર વચનો | ૫; ૩, ૪, ૬, ૧૧, ૧૨. |
| ૪. | ૬; ૨૭–૩૬ | પ્રેમનો નિયમ ... | ૫; ૩૮–૪૮. |
| ૫. | ૬; ૩૭–૪૨ | ભૂલ કાઢવા વિષે ... | ૭; ૧–૫. |
| ૬. | ૬; ૪૩–૪૯ | શબ્દો નહિ પણ કૃત્યો | ૭; ૧૬–૨૭. |
| ૭. | ૭; ૧–૧૦ | સુબેદારનો ચાકર ... | ૮; ૫–૧૦, ૧૩. |
| ૮. | ૭; ૧૮–૩૫ | યોહાન બાપ્તિસ્મા કરનારનો પ્રશ્ન અને યોહાન વિષે ઈસુનાં વચનો | ૧૧; ૨–૧૯. |
| ૯. | ૯; ૫૭–૬૦ | શિષ્યોને ચેતવણી | ૮; ૧૯–૨૨. |
| ૧૦. | ૧૦; ૨–૧૨ | સુવાર્તાપ્રચાર માટે શિક્ષણ ... ... | ૯; ૩૭, ૩૮: ૧૦; ૭-૧૬. |
| ૧૧. | ૧૦; ૩–૧૫ | ખોરાજીન અને બેથસાઈદા ... ... | ૧૧; ૨૧–૨૩. |
| ૧૨. | ૧૦; ૨૧–૨૪ | ઈશ્વરપિતાની ઉપકારસ્તુતિ અને બાળકોને આશીર્વાદ ... ... | ૧૧; ૨૫-૨૭: ૧૩; ૧૬, ૧૭. |
| ૧૩. | ૧૧; ૨–૪ | પ્રભુની પ્રાર્થના ... | ૬; ૯–૧૩. |
| ૧૪. | ૧૧; ૯–૧૩ | પ્રાર્થના સંબંધી વચનો | ૭; ૭–૧૧. |
| ૧૫. | ૧૧; ૧૪-૨૩ | બાલઝબુલનું તહોમત | ૧૨; ૨૨–૩૦. |
| ૧૬. | ૧૧; ૨૪–૨૬ | કાઢી મૂકેલા ભૂતનું કોઈવાર ફરી આગમન ... ... | ૧૨; ૪૩–૪૫. |
| ૧૭. | ૧૧; ૨૯–૩૨ | યૂનાની નિશાની ... | ૧૨; ૩૮–૪૨. |
| ૧૮. | ૧૧; ૩૩-૩૫ | અભ્યંતર પ્રકાશ ... | ૫; ૧૫: ૬; ૨૨, ૨૩. |
| ૧૯. | ૧૧; ૩૯-૫૨ | દોષારોપણનું મોટું ભાષણ ... ... | ૨૩; ૪, ૬, ૭, ૨૫–૨૭, ૨૯–૩૧. |
| ૨૦. | ૧૨; ૨–૯ | નિર્ભય કબૂલાત ... | ૧૦; ૨૬–૩૩. |
| ૨૧. | ૧૨; ૧૦ | પવિત્ર આત્માની ... વિરૂદ્ધનું પાપ ... | ૧૨; ૩૨. |

| | લુક | વિષય | માત્થી |
|---|---|---|---|
| ૨૨. | ૧૨ ; ૧૧, ૧૨ | પવિત્ર આત્માને લગતાં વચન | ૧૦ ; ૧૯, ૨૦ |
| ૨૩. | ૧૨ ; ૨૨–૩૪ | દૈહિક ચિંતા વિષે | ૬ ; ૧૯–૨૧, ૨૫–૩૩ |
| ૨૪. | ૧૨ ; ૩૯,૪૦, ૪૨–૪૬ | વિશ્વાસુ ચાકર હમેશાં રાહ જુએ છે. | ૨૪ ; ૪૩–૫૧ |
| ૨૫. | ૧૨ ; ૫૧–૫૩ | શાંતિ નહિ પણ તરવાર | ૧૦ ; ૩૪–૩૬ |
| ૨૬. | ૧૨ ; ૫૮, ૫૯ | સમાધાની વિષે | ૫ ; ૨૫, ૨૬ |
| ૨૭. | ૧૩ ; ૮–૨૧ | રાઈનું બી અને ખમીર | ૧૩ ; ૩૧, ૩૨ |
| ૨૮. | ૧૩ ; ૨૩, ૨૪ | સાંકડો દરવાજો | ૭ ; ૧૩, ૧૪ |
| ૨૯. | ૧૩ ; ૨૬, ૨૭ | શિષ્યપણા વિષેના ખોટા વિચાર | ૭ ; ૨૨, ૨૩ |
| ૩૦. | ૧૩ ; ૨૮, ૨૯ | પૂર્વ અને પશ્ચિમથી આવનારા | ૮ ; ૧૧, ૧૨ |
| ૩૧. | ૧૩ ; ૩૪, ૩૫ | યરૂશાલેમ વિષે વિલાપ | ૨૩ ; ૩૭–૩૯ |
| ૩૨. | ૧૪ ; ૧૬–૨૪ | મોટા જમણનું દૃષ્ટાંત | ૨૨ ; ૧–૧૦ |
| ૩૩. | ૧૪ ; ૨૬, ૨૭ | માબાપનો ત્યાગ કરવા વિષે | ૧૦ ; ૩૭, ૩૮ |
| ૩૪. | ૧૪ ; ૩૪, ૩૫ | મીઠા પરથી પાઠ | ૫ ; ૧૩ |
| ૩૫. | ૧૫ ; ૪–૭ | ખોવાએલા ઘેટાનું દૃષ્ટાંત | ૧૮ ; ૧૨–૧૪ |
| ૩૬. | ૧૬ ; ૧૩ | બે ધણીની સેવા કરવા વિષે | ૬ ; ૨૪ |
| ૩૭. | ૧૬ ; ૧૬–૧૮ | નિયમશાસ્ત્ર વિષેનાં વચનો | ૧૧ ; ૧૨, ૧૩: ૫ ; ૧૮, ૨૨ |
| ૩૮. | ૧૭ ; ૧, ૨ | ઠોકર ખવડાવનાર પથ્થરો વિષે | ૧૮ ; ૬, ૭ |
| ૩૯. | ૧૭ ; ૩, ૪, ૬ | અમર્યાદિત માફી અને વિશ્વાસનું પરાક્રમ | ૧૮ ; ૧૫, ૨૧, ૨૨: ૧૭ ; ૨૦ |
| ૪૦. | ૧૭ ; ૨૩,૨૪,૨૬, ૨૭,૩૪,૩૫, ૩૭ | માણસના દીકરાનું આગમન | ૨૪ ; ૨૬–૨૮, ૩૭–૪૧ |
| ૪૧. | ૧૯ ; ૧૨–૨૭ | બીજાના દ્રવ્ય વિષે જવાબદારી | ૨૫ ; ૧૪–૩૦ |
| ૪૨. | ૨૨ ; ૩૦ બ | સિંહાસન પર બેઠેલા શિષ્યો | ૧૯ ; ૨૮ બ |

ઉપરોક્ત પ્રકરણોની ટીપ તપાસવાથી માલૂમ પડે છે કે ૧–૭ સુધીનાં પ્રકરણો માત્થી તથા લુકમાં તેજ અનુક્રમે મળે છે ; માટે Qમાં તેઓનો અનુક્રમ તેજ હશે. ૮–૧૦ સુધીનાં પ્રકરણોનો અનુક્રમ તેજ છે ; તફાવત એટલો જ છે કે બાપ્તિસ્મા કરનારનો પ્રશ્ન માત્થીએ પહેલે નહિ પણ છેલ્લે મૂક્યો છે. ૧૧–૧૬ સુધીનાં પ્રકરણો તેને તેજ અનુક્રમે મળે છે ; તફાવત એટલો જ કે

માત્થી છેલ્લાં બે પ્રકરણને અદલબદલ કરે છે. વળી ૩૮–૪૧ સુધીનાં પ્રકરણનો અનુક્રમ પણ તેવો જ છે.

આ પ્રકરણો તરફ નજર કરીએ છીએ ત્યારે માલૂમ પડે છે કે Qમાંનાં સાહિત્ય કેટલાં બધાં વિસ્તારેલાં હતાં. તેમાં મુખ્યત્વે કરીને ઈસુનાં વચનોની નોંધ મળે છે, અને અધિકારીના ચાકરને સાજો કરવા વિષે તથા યોહાન ઈસુની પાસે માણસ મોકલે છે તેવાં વૃત્તાંતો થોડાં જ મળે છે. Qમાં થોડાં જ દૃષ્ટાંતો મળે છે, અને ચમત્કાર તો એક પણ મળતો નથી. જોકે એક પ્રકરણમાં તે વિષે સૂચના કરવામાં આવે છે (લુક ૭; ૨૧, ૨૨). આ Q લખાણ પ્રથમ ઘણું કરીને ઈ. સ. ૪૦ અને ૫૦ની વચ્ચે આરામિક ભાષામાં લખવામાં આવ્યું હશે, અને ત્યાર પછી ગ્રીકમાં તેનો તરજુમો કરવામાં આવ્યો હશે. તેમાં જે હકીકત મળે છે તે તરફ આપણે જોઈએ છીએ ત્યારે તે લખવાનો હેતુ સ્પષ્ટ રીતે દૃશ્યમાન થાય છે. સ્તેફનના મરણ પછી હેરોદ આગ્રીપાએ મંડળીની ભારે સતાવણી શરૂ કરી તેથી ખ્રિસ્તીઓ ચારે દિશા તરફ વેરાઈ ગયા (પ્રે. કૃ. ૮; ૧–૪ : ૧૧; ૧૯–૨૧ : ૧૨; ૧, ૨૪). આવા સંજોગોમાં તેઓને ઈશ્વરી દોરવણીની જરૂર માલૂમ પડતી હતી અને અમુક મહત્ત્વના વિષયો સંબંધી આપણા પ્રભુનું શિક્ષણ કેવું હતું એ વિષે ફરીથી વિચાર કરવાની જરૂર માલૂમ પડતી હતી. દાખલા તરીકે ઈસુ ઈશ્વરના રાજ્યના વારસા વિષે, પ્રાર્થના વિષે, વિશ્વાસના સામર્થ્ય વિષે, દૈહિક ચિંતા તથા પરીક્ષણો વિષે, પ્રેમ તથા માફી વિષે અને પોતાની ખાતર બધું તજી દેવા વિષે તે શું કહેતો હતો તે વિષે. ફરી તે યોહાન બાપ્તિસ્મા કરનાર વિષે શું કહેતો હતો એ જાણવાની જરૂર હતી કેમકે તે માણસના શિષ્યો તેજ વખતે ખ્રિસ્તી થવા વિષે આનાકાની કરતા હતા, એટલું જ નહિ પણ પિતા સંબંધી, રાજ્યના છેવટના આગમન સંબંધી, ઈશ્વર સાથે પોતાનો સંબંધ કેવો છે તે સંબંધી, તથા માણસના દીકરાના પ્રગટ થવા સંબંધી આપણા પ્રભુનું શિક્ષણ કેવું હતું એ વિષે ચર્ચા કરવામાં આવતી હતી. આ સઘળા પ્રશ્નોના જવાબ આપવાના Q લખાણના પ્રયત્ન જણાય છે. તેમાં શરૂઆતે ઈસુના તેડા વિષેની વાત આવે છે, અને મહિમા-સહિત આવનાર માણસના દીકરાના આગમન સંબંધી ગંભીર વચનો જણાવીને તે સમાપ્ત થાય છે.

હવે લુકે કેટલી બધી ચોકસાઈથી માર્કનાં વચનો ઉતાર્યાં છે એ પરથી એવું અનુમાન થઈ શકે છે કે તેણે એટલી જ ચોકસાઈથી Q માંનાં વચનો પણ ઉતાર્યાં હશે. Q લખાણની ઉત્પત્તિ કેવી રીતે થઈ હશે એ વિષે આપણે મુદ્દલે જાણતા નથી. ડૉ. સ્ટ્રીટર એવી સૂચના કરે છે કે તે કદાપિ અંત્યોખમાં ઉપસ્થિત થયું હશે. પરંતુ જેના પર આપણે મત બાંધી શકીએ એવી જુબાની આપણી પાસે છે જ નહિ.

## ભાગ ૩ જો

### લુકનાં ખાસ સાહિત્ય

લુકનાં સાહિત્યમાંનો મોટો ભાગ લુકમાં જ મળે છે, અને તે ત્રીજા મૂળમાંથી લીધેલાં હોવાં જોઈએ. આ સાહિત્યને L અક્ષરથી દેખાડવાનો રિવાજ છે; અને તે લુકની સુવાર્તાના અર્ધ ભાગ જેટલાં છે. તેમાં નીચેનાં પ્રકરણોનો સમાવેશ થાય છે:—

| | | | |
|---|---|---|---|
| ૧. | લુક | ૩; ૧૦-૧૫ | યોહાનના ઉપદેશની વિગત |
| ૨. | ,, | ૪; ૧૬-૩૦ | ઈસુએ નાઝારેથમાં કરેલું ભાષણ |
| ૩. | ,, | ૫; ૧-૧૧ | પીતરનું તેડું |
| ૪. | ,, | ૭; ૧૧-૧૭ | નાઈન નગરની વિધવાનો દીકરો |
| ૫. | ,, | ૭; ૩૬-૫૦ | સીમોનના ઘરમાં પસ્તાનાર સ્ત્રી |
| ૬. | ,, | ૮; ૧-૩ | સેવા કરતી સ્ત્રીઓ |
| ૭. | ,, | ૯; ૫૧-૫૬ | સમરૂનીઓએ ઈસુ ખ્રિસ્તનો કરેલો નકાર |
| ૮. | ,, | ૧૦; ૧, ૧૭-૨૦ | ૭૦ શિષ્યોને મોકલવું અને તેમનું પાછા આવવું. |
| ૯. | ,, | ૧૦; ૨૯-૩૭ | ભલા સમરૂનીનું દૃષ્ટાંત |
| ૧૦. | ,, | ૧૦; ૩૮-૪૨ | મારથા અને મરિયમ |
| ૧૧. | ,, | ૧૧; ૫-૮ | મધરાતે આવેલા મિત્રનું દૃષ્ટાંત |
| ૧૨. | ,, | ૧૨; ૧૩-૨૧ | મૂર્ખ ધનવાન માણસ |
| ૧૩. | ,, | ૧૨; ૪૯-૫૬ | ઈસુ અગ્નિ સળગાવવા આવ્યો. |
| ૧૪. | ,, | ૧૩; ૧-૯ | ગાલીલીઓની કતલ |
| ૧૫. | ,, | ૧૩; ૧૦-૧૭ | લંગડી સ્ત્રીને સાજી કરવા વિષે |
| ૧૬. | ,, | ૧૩; ૩૧-૩૩ | આન્ટીપાસ ઈસુને ચેતવણી આપે છે. |
| ૧૭. | ,, | ૧૪; ૧-૬ | જલંદરવાળો માણસ |
| ૧૮. | ,, | ૧૪; ૭-૧૪ | ઈસુની જમતી વેળાની વાતચીત |
| ૧૯. | ,, | ૧૪; ૨૮-૩૩ | જોખમ સમજીને ખ્રિસ્તની પાછળ જવા વિષે |
| ૨૦. | ,, | ૧૫; ૧-૩, ૮-૧૦, ૧૧-૩૨ | ખોવાએલી અધેલી અને ખોવાએલા દીકરાનું દૃષ્ટાંત |
| ૨૧. | ,, | ૧૬; ૧-૧૫ | અન્યાયી કારભારીનું દૃષ્ટાંત અને દ્રવ્યનો ઉપયોગ |
| ૨૨. | ,, | ૧૬; ૧૯-૩૧ | દ્રવ્યવાન તથા લાજરસનું દૃષ્ટાંત |
| ૨૩. | ,, | ૧૭; ૭-૧૦ | નકામો ચાકર |
| ૨૪. | ,, | ૧૭; ૧૧-૧૯ | દશ કોઢીઆને સાજા કરવા વિષે |
| ૨૫. | ,, | ૧૭; ૨૦, ૨૧ | આકાશનું રાજ્ય તમારામાં છે. |

૨૬. લુક ૧૮; ૧-૮ અન્યાયી ન્યાયાધીશનું દૃષ્ટાંત
૨૭. ,, ૧૮; ૯-૧૪ ફરોશી તથા દાણી
૨૮. ,, ૧૯; ૧-૧૦ જાખ્ખીનું પરિવર્તન
૨૯. ,, ૧૯; ૩૯-૪૪ યરૂશાલેમ જોઈને ઈસુનું રૂદન.

ઉપરનાં પ્રકરણોમાંનાં કેટલાંએક Q દ્વારે મળેલાં હોય એ બનવાજોગ છે, પરંતુ એમ હોય તો માત્થીએ તેમને શા માટે પડતાં મૂક્યાં? માટે વધારે સંભવિત એ લાગે છે કે તે Q માંનાં નથી, વળી હજી બીજાં કેટલાંક પ્રકરણ ઉમેરવાની જરૂર છે. જેમકે દુ:ખસહન તથા પુનરુત્થાન સંબંધીનાં લુકનાં ખાસ વૃત્તાંતો. તેના સૌથી જાણવા જેવા દાખલા નીચે પ્રમાણે છે:—

૩૦. ૨૨; ૧૫-૧૮, ૨૭-૩૦અ,
૩૧-૩૮ છેલ્લા ભોજન વખતે ઈસુ ખ્રિસ્તના શબ્દો
૩૧. ૨૩; ૬-૧૬ ઈસુ હેરોદ આન્ટીપાસની આગળ
૩૨. ૨૩; ૨૭-૩૨ યરૂશાલેમની સ્ત્રીઓને કહેલાં વચનો
૩૩. ૨૩; ૪૦-૪૩ વધસ્તંભ પરનો પસ્તાવો કરનાર ચોર
૩૪. ૨૪; ૧૩-૩૫ એમ્મૌસને રસ્તે જતા બે શિષ્યો તથા ઈસુ
૩૫. ૨૪; ૩૬-૪૯ અગિયાર શિષ્યોને ઈસુ ખ્રિસ્તનું દર્શન
૩૬. ૨૪; ૫૦-૫૩ સ્વર્ગારોહણ.

હવે આપણા પ્રભુના દુ:ખસહનનું વૃત્તાંત લખવામાં જોકે લુકે માર્કના વૃત્તાંતનો ઉપયોગ કર્યો છે તોપણ તે એટલી બધી નવી હકીકત જણાવે છે, અને માર્કની સુવાર્તાની સાથે સરખાવતાં કાળાનુક્રમનો એટલો બધો ફેરફાર કરવામાં આવેલો જણાય છે, કે આપણા પ્રભુના દુ:ખસહન વિષેનું લુકનું વૃત્તાંત માર્કની સુવાર્તા પર આધારભૂત નથી એવું નિર્વિવાદ ઠરે છે.

ઉપરોક્ત પ્રકરણોની ટીપ તરફ જોઈએ છીએ ત્યારે આ ખાસ સાહિત્યની કેટલી બધી અસર લુકના વૃત્તાંત ઉપર થાય છે, અને ઈસુ સંબંધી આપણા જે વિચાર છે તે વિચાર પર પણ આજ મૂળમાંથી લીધેલાં દૃષ્ટાંતો તથા બીનાઓની કેટલી બધી અસર થએલી છે એ આપણને માલૂમ પડે છે. ઉપર દેખાડેલાં L પ્રકરણોમાં ૯, ૧૧, ૧૨, ૨૦, ૨૧, ૨૨, ૨૬ અને ૨૭ દૃષ્ટાંતો છે અને તેમાંનાં કેટલાંક તો આપણા પ્રભુનાં સૌથી જાણવા જેવાં દૃષ્ટાંતો છે. ૪, ૧૫, ૧૭ અને ૨૪ એ ચમત્કારો છે અને તે વળી જેનું વર્ણન અન્ય જગાએ કરવામાં આવ્યું નથી એવા ચમત્કાર છે. ૨, ૩, ૫, ૨૦, ૨૭ અને ૨૮ પ્રકરણો વડે પસ્તાવો કરનાર પ્રત્યે ઈસુની કૃપા પ્રકટ કરવામાં આવે છે. ૯ અને ૨૪ પરથી પ્રભુ સમરૂનીઓ પ્રત્યે કેવો ભાવ રાખતો હતો એ માલૂમ પડે છે. ૧૨, ૨૧ અને ૨૨માં દ્રવ્યના સદુપયોગ વિષે વાત કરવામાં આવે છે. ૧૧, ૨૬ અને

૨૭માં પ્રાર્થના પર ભાર મૂકવામાં આવે છે. ૪, ૫, ૬, ૧૦, ૧૫ અને ૩૨માં જે સ્ત્રીઓને ઈસુએ મદદ કરી હતી અથવા જેઓ તેની સેવા કરતી હતી તેઓ વિષે લખવામાં આવે છે.

તો પછી આ L સંજ્ઞાવાળું સાહિત્ય ક્યાંથી મળ્યું હશે? હવે આ સાહિત્ય તો ઘણું કરીને Q વાળા સાહિત્યની સાથે લગોલગ મળે છે, માટે એ પ્રશ્ન આવા રૂપમાં પૂછી શકાય, કે શું લુકને કોઈ પણ લિખિત મૂળમાં Q સંજ્ઞાવાળું અને L સંજ્ઞાવાળું સાહિત્ય જોડાએલું મળ્યું હશે કે કેમ? અથવા શું તેણે પોતે L સંજ્ઞાવાળું સાહિત્ય મેળવી લીધું હશે અને Q વાળા સાહિત્યની સાથે તેને જોડયું હશે? પહેલા અનુમાનને ઘણો ટેકો મળેલો છે, પણ તે પ્રમાણે હોય તો એથી લુકનું પોતાનું કામ નહિ જેવું બતાવવામાં આવે છે; તેથી બીજા અનુમાનને હમણાં વિશેષ ટેકો મળે છે. આ મતના જ્ઞાનીઓ એવું માને છે કે લુકે કાઈસારીઆ તથા પાલેસ્ટાઈનમાંનાં બીજાં શહેરોમાં આ L સંજ્ઞાવાળું સાહિત્ય એકઠું કર્યું. તેમાંનો અમુક ભાગ મુખજુબાની પર આધાર રાખતો હતો અને અમુક ભાગ લિખિત પણ હતો. પછી Q સાહિત્યમાં તેણે આ નવું સાહિત્ય ઉમેર્યું; અને તેનો અસલ હેતુ એવો હતો કે આ QL સંજ્ઞાવાળું લખાણ સુવાર્તા તરીકે પ્રકટ કરવામાં આવે. પરંતુ ત્યાર પછી માર્કની સુવાર્તા તેના હાથમાં આવી અને તેનો પણ તેણે ઉપયોગ કર્યો. પરિણામે લુકના તૈયાર થએલા લખાણમાં દંતકથાના જુદા જુદા ત્રણ પ્રવાહ જોવામાં આવે છે, અને તેની ઉત્પત્તિ જુદા જુદા સ્થળની સાથે સંબંધ રાખે છે. ૧. અંત્યોખ (Q), ૨. કાઈસારીઆ અથવા યરૂશાલેમ (L) અને ૩. રોમ (માર્ક). માર્ક વિનાના સાહિત્યને એટલે જેનામાં Q અને L નો જ સમાવેશ થાય છે તેને ડૉ. સ્ટ્રીટર પ્રોટો લુક એ નામ આપે છે. પ્રોટો એટલે પ્રથમ. તેમાં નીચે જણાવેલાં પ્રકરણોનો સમાવેશ થાય છે:

લુક ૩; ૧—૪; ૩૦
,, ૫; ૧–૧૧
,, ૬; ૧૨—૮; ૩
,, ૯; ૫૧—૧૮; ૧૪
,, ૧૯; ૧–૨૭, ૩૦–૪૪
,, ૨૨; ૧૪—૨૪; ૫૩

આ છેલ્લા પ્રકરણમાંથી માર્કનાં કેટલાંક તત્ત્વો બાતલ કરવાં જોઈએ.

આ અનુમાન વિષે આપણે ગમે તેવા વિચાર કરીએ તોપણ લુકનું ખાસ અથવા L વાળું સાહિત્ય તેને યરૂશાલેમમાંથી અથવા યુદીઆના કોઈ ભાગમાંથી મળેલું હોવું જોઈએ. તેના પુરાવા નીચે મુજબ છે;

૧. જેઓ શરૂઆતથી જ ઈસુની સાથે નિકટનો સંબંધ રાખતા હતા તેઓની ખાસ ઓળખાણ આ સાહિત્ય આપે છે (૮ ; ૩ : ૧૦ ; ૩૮–૪૨).

૨. આ લખાણમાં ઈસુનું શિક્ષણ આપતાં દરિદ્રતા તથા દ્રવ્ય સંબંધી વિશેષ લખવામાં આવે છે.

૩. પુનરુત્થાન પછીનો ઇતિહાસ યરૂશાલેમ તથા તેની પડોશ સાથે સંબંધ રાખે છે. આ L સાહિત્ય યહુદીમાંથી થએલા ખ્રિસ્તીનું દૃષ્ટિબિંદુ બતાવે છે, અને ખ્રિસ્તી ધર્મ તેના અસલ સ્થળે કેવો હતો એ વિષે તેની જુબાની અતિશય મૂલ્યવાન છે.

## ભાગ ૪થો

### ઈસુના જન્મને લગતાં વૃત્તાંતો

લુકના પહેલા બે અધ્યાયમાં જે સાહિત્ય મળે છે તે પર ચોખ્ખી રીતે યુદીઆની છાપ પડેલી માલૂમ પડે છે. અહીં આગળ ઘણાખરા અભ્યાસીઓ એવું માને છે કે લુકે એક તૈયાર કરેલા લખાણનો ઉપયોગ કર્યો છે. માર્કની સુવાર્તા આપણા પ્રભુના બાપ્તિસ્મા તથા તેડાથી શરૂ થાય છે, પણ એટલામાં લુક સંતોષ માનતો નહોતો. તેની મરજી એવી હતી કે જેમ બને તેમ જૂનામાં જૂની હકીકત શોધી કાઢીને શરૂઆતથી જ ઈસુના જીવનને લગતી સર્વ બીનાઓનો હેવાલ લખવો. આ પ્રમાણે મુખ્ય વૃત્તાંતની સાથે ઈસુના જન્મને લગતી વાર્તાઓ જોડી દઈને તે થીઓફિલના માનાર્થે પ્રસ્તાવના લખે છે, અને હવે પોતાનું કામ કેટલું બધું સંપૂર્ણ થએલું છે, અને કેટલા બધા વિશાળ ક્ષેત્રમાંથી પોતાનાં સાહિત્યરૂપી મૂળ શોધી કાઢેલાં છે તે પર તે વાચકનું ધ્યાન ખેંચે છે.

# પ્રકરણ ૫મું

## લુકની સુવાર્તાનાં લક્ષણ

૧. સૌથી પહેલાં આ સુવાર્તા ખ્રિસ્ત વિષે કેવો ચિતાર આપે છે એ આપણે જોવાનું છે. માત્થી મસીહ તરીકે ઈસુને પોતાના વાચકો આગળ રજુ કરે છે, અને માર્ક ઈશ્વરના બળવાન તથા જયવંત દીકરા તરીકે તેને પ્રગટ કરે છે, ત્યારે લુક એકલા યહુદીઓના નહિ પણ સઘળી માણસજાતના તારનાર તરીકે તેનું વર્ણન કરે છે. આ કારણથી ત્રીજી સુવાર્તાને સાર્વત્રિક સુવાર્તા એવું યોગ્ય નામ આપેલું છે. તારણ સમરૂનીઓને માટે છે (૯; ૫૧–૫૬: ૧૦; ૩૦–૩૭), બીનયહુદીઓને માટે છે (૨; ૩૨: ૪; ૨૫–૨૭: ૧૩; ૨૯), દાણીઓ, પાપીઓ તથા તિરસ્કાર પામેલાંને માટે છે (૩; ૧૨: ૧૮; ૯–૧૪: ૨૩; ૪૩), અને વિશેષે કરીને ગરીબોને માટે છે (૨; ૭: ૪; ૧૮: ૭; ૨૨: ૧૬; ૨૦–૨૩). પરંતુ જોકે લુક વારંવાર દ્રવ્યનાં જોખમો તથા જવાબદારી સંબંધી લખે છે તોપણ દ્રવ્યવાનો પ્રત્યે પ્રભુ ઈસુ અભાવ રાખતો હોય એવો તેને વર્ણવેલો નથી (૧૯; ૨: ૨૩; ૫૦). ભલા સમરૂનીના, ઉડાઉ દીકરાના અને ફરોશી તથા દાણીના દૃષ્ટાંતમાં પાપી માણસજાત પર માણસનો તારનાર પ્રેમ રાખે છે અને તેઓને માફી આપવા ઇચ્છે છે એવું બતાવેલું છે.

૨. લેખકના મન ઉપર પ્રેરિત પાઊલની જે અસર થએલી છે તે જોવાની છે. પાઊલ બીનયહુદીઓનો પ્રેરિત હતો અને તેના શિષ્યોના વિચારો પર તેની અસર થાય એ સ્વાભાવિક હતું. પાઊલના શિક્ષણમાં તારણ મેળવવાને માટે ધર્મક્રિયાઓ તથા નિયમશાસ્ત્ર અધુરાં છે, અને માણસોના જીવનમાં પવિત્ર આત્માનું સામર્થ્ય પ્રદર્શિત કરવામાં આવે છે એ સિદ્ધાંતો પર ભાર મૂકવામાં આવેલો જણાય છે. "પ્રેરિતોનાં કૃત્યો"ને 'પવિત્ર આત્માની સુવાર્તા' એ નામ આપવામાં આવ્યું છે અને આ સુવાર્તામાંનું શિક્ષણ "પ્રેરિતોનાં કૃત્યો"ની સાથે તેમજ પાઊલનાં લખાણોની સાથે મળતું આવે છે. ભાષા, શૈલી અને વિચાર પરથી પાઊલ તથા તેના સાથી કામદાર લુકની વચ્ચે કેટલી બધી સહલાગણીનો સંબંધ હતો એ સાબિત થાય છે. વિશ્વાસ તથા પસ્તાવાની અગત્ય ઈશ્વરની કૃપાનાં દાનો તથા તેના પવિત્ર આત્માની કૃપા એ વિષે જેટલું પાઊલના પત્રોમાં લખવામાં આવ્યું છે તેટલું લુકની સુવાર્તામાં પણ લખવામાં આવ્યું છે. નીચેનાં પ્રકરણોની સરખામણી કરો :—

લુક ૬; ૩૬ તથા ૨ કોરીંથી. ૧; ૩: લુક ૮; ૧૨ તથા રૂમી. ૧; ૧૬: લુક ૧૦; ૮ તથા ૧ કોરીંથી. ૧૦; ૨૭: લુક ૧૧; ૭ તથા ગલાતી. ૬; ૧૭: લુક ૧૦; ૪૨ તથા ૧ કોરીંથી. ૪; ૨.

૩. આ સુવાર્તાને સ્ત્રીઓની સુવાર્તા ગણવામાં આવે છે. ઈસુ ખ્રિસ્ત સ્ત્રીઓને નવું મહત્ત્વ આપતો હતો, અને એ વાત ખાસ કરીને આ સુવાર્તામાં બતાવવામાં આવે છે. જુદી જુદી જાતની ઘણી સ્ત્રીઓનું વર્ણન કરવામાં આવે છે, જેમકે એલીસાબેત, કુમારી મરિયમ, આન્ના પ્રબોધિકા, નાઈન નગરની વિધવા, સીમોનના ઘરમાંની પાસ્તાવિક બાઈ, મરિયમ માગદાલેણ, યોહાન્ના, સુસાન્ના, લોહીવાવાળી સ્ત્રી, મારથા તથા મરિયમ, બે દમડીવાળી વિધવા, યરૂશાલેમની દીકરીઓ તથા કબર આગળની સ્ત્રીઓ. સ્ત્રીઓની સાથેની આવી જ સહલાગણી "પ્રેરિતોનાં કૃત્યો"માં પણ જોવામાં આવે છે: જુઓ દરકાસ તથા લુદીઆ વિષેની વાર્તાઓ. લુક વિશેષે કરીને વિધવાઓની સાથે સહલાગણી ધરાવતો માલૂમ પડે છે.

૪. આ સુવાર્તામાં ઘરસંસારની ઘણી બાબતો સમાએલી છે. એક વૈદ તરીકે લુક ગરીબ લોકોના જીવનથી પરિચિત હતો. તે વૈદક જ્ઞાનને લગતા ઘણા શબ્દો વાપરે છે (૪; ૩૮: ૫; ૧૮, ૨૪: ૮; ૪૪: ૧૪; ૨). ફરોશીઓનાં ઘરોમાં આપણા પ્રભુની જે પરોણાચાકરી કરવામાં આવતી હતી તેનું વર્ણન એકલો લુક કરે છે. તમામ સ્થિતિનાં માણસોની સાથે આપણો પ્રભુ જે વ્યવહાર રાખતો હતો એ વિષેનાં ઘણાં ચિત્રો આલેખવામાં આવ્યાં છે. મારથા તથા મરિયમના ઘરનું જમણ, એમ્મોસ જનારાઓ સાથે ઈસુનો મેળાપ, જાખીને ઘેર તેનું ઊતરવું એ બધા દાખલા પરથી ઈસુનો મિત્રભાવ પ્રકટ કરવામાં આવે છે. વળી જે દૃષ્ટાંતો એકલી આજ સુવાર્તામાં મળે છે તે બધાં પરથી પ્રભુ સાધારણ ગૃહજીવનથી કેટલો બધો પરિચિત હતો અને તેની સાથે તે કેટલી બધી સહલાગણી ધરાવતો હતો એ વિષે વાચકોને વાકેફ કરવામાં આવે છે.

૫. આ સુવાર્તાને પ્રાર્થના તથા સ્તુતિની સુવાર્તા પણ કહેવામાં આવે છે. આપણો પ્રભુ વારંવાર પ્રાર્થના કરતો હતો એ બીજી સુવાર્તાઓમાં પણ જણાવવામાં આવ્યું છે, પરંતુ એવા પ્રાર્થના કરવાના સાત પ્રસંગ એકલો લુક જણાવે છે. જે દૃષ્ટાંતો એકલી લુકની સુવાર્તામાં મળે છે તેમાંનાં ત્રણ 'પ્રાર્થના' એ વિષય સાથે સંબંધ રાખે છે: દાખલા તરીકે મધરાતે આવેલા મિત્રનું, ફરોશી તથા દાણીનું તથા અન્યાયી ન્યાયાધીશનું દૃષ્ટાંત. વળી લુક ઉપકાર-સ્તુતિને પણ મોટું સ્થાન આપે છે. આગલા અધ્યાયોમાં જે સ્તોત્રો વાંચવામાં આવે છે એ વિષે એકલો લુક જણાવે છે. વળી તે આપણને વારંવાર જણાવે છે કે જેઓ ઈસુ પાસેથી આશીર્વાદ પામ્યા હતા તેઓ ઈશ્વરને મહિમા આપતા હતા.

૬. આ સુવાર્તાને ગરીબ તથા નિરાધારની પણ સુવાર્તા ગણવામાં આવે છે. જેઓ પ્રત્યે દુનિયા અભાવ રાખતી હતી તેઓ પ્રત્યે ઈસુ કેટલો બધો દયાળુ હતો એના દાખલા આપવામાં લુકને વિશેષ આનંદ થતો હતો. જુઓ સમરૂની, દાણી, વેશ્યા, કોઢીઆ, અને ઉડાઉ દીકરાના દાખલા. આ વર્ગનાં માણસોની સાથે આવી રીતે વર્તવાથી આપણો પ્રભુ પોતાના સંકાળિકોને સહનતા તથા દયાભાવ રાખવાની ફરજ શીખવતો હતો. દાખલા તરીકે દશ કોઢીઆમાં એક જ ઉપકારી નીવડયો અને ઈસુએ તરત તેનાં વખાણ કર્યાં ; વળી આપણે પોતાના પડોશી પર કેવો પ્રેમ રાખવો જોઈએ, એ દર્શાવવા માટે બેદરકાર યાજક તથા કઠણ હૃદયવાળા લેવીની સાથે તે ભલા સમરૂનીનો મુકાબલો કરે છે. વળી પોતાના અનુયાયીઓમાં અપ્રેમ કે અસહનતા માલૂમ પડે તો તે તે તરત દાબી દેતો હતો. બીજા સુવાર્તિકોના કરતાં લુક સહલાગણીવાળો માલૂમ પડે છે, અને તેથી પોતાના સ્વામીનાં પ્રેમ તથા દયા વિશેષ માલૂમ પડે એવા દાખલા તે પસંદ કરતો હતો.

# I. ઇસુ ખ્રિસ્તનો જન્મ તથા તેની બાલ્યાવસ્થા

## ૧ ; ૧—૨ ; પર.

### અર્પણપત્રિકા : ૧ ; ૧–૪.

**આરંભથી જેઓ નજરે જોનારા તથા વચનના સેવકો હતા, તેમણે આપણને કહ્યું છે તે પ્રમાણે, [2] આપણામા પૂરી થએલી વાતોનું વર્ણન કરવાને ઘણાએ હાથમાં લીધું છે; [3] માટે, ઓ નેકનામદાર થીઓફિલ, મેં પણ શરૂઆતથી સઘળી વાતોની શોધ ચોકસાઈથી કરીને તારા પર વિગતવાર લખવાનો ઠરાવ કર્યો; [4] એ માટે કે જે વાતો તને શિખવવામાં આવી છે, તેઓની સત્યતા તું જાણે.**

નવા કરારના લેખકોમાં એકલો લુક બિનયહુદી માલૂમ પડે છે. આપણને એવું માલૂમ પડે છે કે તે એક કેળવાએલો ગ્રીક ગૃહસ્થ અને ધંધે, વૈદ હતો. અહીં આગળ જુદી જુદી ત્રણ બાબતો પર આપણું ધ્યાન ખેંચવામાં આવે છે :

૧. પોતાના મિત્ર થીઓફિલને પોતાના પુસ્તકનું અર્પણ કરવામાં લુક ચાલુ રીતરિવાજનું અનુકરણ કરે છે. આ માણસ કોણ હશે તે વિષે ઘણી ચર્ચા કરવામાં આવી છે. કેટલાએકને એવો પણ શક આવ્યો છે કે કોણ જાણે એવી કોઈ વ્યકિત હશે કે કેમ ; કેમકે આ નામનો અર્થ "જેના પર ઈશ્વર પ્રેમ રાખે છે તે" એવો જણાય છે, અને એવો વિચાર કરવામાં આવ્યો છે કે આ અર્પણવાળો થીઓફિલ કદાપિ કોઈ કાલ્પનિક વ્યક્તિ હશે, અને તે નામવડે જે વિશ્વાસુઓના લાભ તથા શિક્ષણને અર્થે સુવાર્તા લખવામાં આવી હતી તેઓનો આખો વર્ગ દર્શાવવામાં આવે છે. પરંતુ આ નામ તો યહુદીઓ તેમજ બિનયહુદીઓમાં પણ ઘણું જ પ્રચલિત હતું, અને આ વ્યકિતને કેવા વિવેક તથા માન સાથે સંબોધવામાં આવે છે એ તરફ આપણે જોઈએ છીએ ત્યારે તે કાલ્પનિક નહિ પણ વાસ્તવિક વ્યકિત હશે એવું માનવું પડે છે. અહીં આગળ થીઓફિલ નામ એકલું મળતું નથી પણ તેની સાથે માનસૂચક વિશેષણ જોડાએલું છે, એટલે "નેકનામદાર થીઓફિલ." આમ જેવી રીતે વાઈસરોય અથવા ગવર્નર સાહેબને સંબોધવામાં આવે છે તેવી રીતે લુક થીઓફિલને સંબોધે છે. લુક જે શબ્દો વાપરે છે તેજ શબ્દો લઈને તે જમાનાના કોઈ પ્રાંતના હાકેમને સંબોધવાનો રિવાજ હતો (પ્રે. કૃ. ૨૩ ; ૨૬ : ૨૪ ; ૩ : ૨૫ ; ૨૫). વળી દંતકથા પરથી માલૂમ પડે છે કે લુક પોતાની જિંદગીનાં છેલ્લાં

વર્ષોમાં આખાયા પ્રાંતમાં સેવા કરતો હતો; એ પરથી એવું અનુમાન કરવું વાજબી છે કે જેને લુકે ત્યાં આગળ ખ્રિસ્તને માટે મેળવી લીધો હોય એવો રોમન સામ્રાજ્યનો કોઈ મોટો અમલદાર આ થીઓફિલ હશે.

૨. આ અર્પણપત્રિકાની શૈલી પરથી જ લેખક કોઈ સુશિક્ષિત ગ્રીક હતો એવું માલૂમ પડે છે. જેઓને ગ્રીક ભાષાનું જ્ઞાન હોય તેઓ જ આ બાબત સંબંધી પોતાનો અભિપ્રાય આપી શકે એમ છે. પરંતુ આ બાબતમાં ઘણાખરા અભ્યાસીઓ સંમત છે, અને તેઓનો મત સ્વીકારી લેવો આપણને ઘટે છે. પુરાતન દુનિયામાં અવતરણ ચિહ્નો વાપરવામાં આવતાં ન હતાં, અને લેખકો પોતાને જે રૂપમાં માહિતી મળી હોય તેજ રૂપમાં તે પોતાના લખાણમાં દાખલ કરતા હતા. વળી અમુક ઐતિહાસિક બાબત સંબંધી મુખદ્વારે પણ જે જુબાની પ્રચલિત હોય તે ઘણું કરીને અમુક મુકરર રૂપ ધારણ કરતી હતી, અને કોઈવાર તેને કાવ્યનું રૂપ પણ આપવામાં આવતું હતું. આ કારણથી મુખજુબાનીદ્વારે અથવા લિખિત રૂપમાં પોતાને જે સામાન્ય સુવાર્તિક દંતકથા મળી હતી તે જ્યારે લુક શબ્દેશબ્દ પોતાના લખાણમાં ઉતારે છે ત્યારે તે પોતાના જમાનાના સાર્વત્રિક રિવાજનું અનુકરણ કરે છે. આપણા પ્રભુના દેહધારીપણાના દિવસો દરમિયાન જેઓ તેની સાથે રહ્યા હતા, તેમજ બીજા જેઓ પ્રેરિતો ન હતા છતાં પ્રભુને ઓળખતા હતા તેઓની સાથે વાતચીત કરવાનો ઘણો અવકાશ લુકને મળ્યો હતો, અને તેઓની પાસેથી તેને જે માહિતી જે રૂપમાં મળી હતી તે માહિતી તેજ રૂપમાં તે ઉતારે છે. પરંતુ અહીં જ્યાં તે સ્વતંત્ર રીતે લખે છે ત્યાં તે પોતાની જ શૈલી વાપરે છે, અને એ શૈલી તો મોટા સાક્ષરની શૈલી છે.

૩. હવે લુક વૈદ હતો તે તેની પોતાની ભાષા પરથી માલૂમ પડે છે. જેમ કપડાં રંગનારના હાથ તેના ધંધા વિષે સાક્ષી આપે છે તેમ કોઈ પણ માણસની રોજિંદી બોલી તેના રોજિંદા ધંધા વિષે સાક્ષી આપે છે. આ પ્રમાણે માલૂમ પડે છે કે "વહાલો વૈદ" વારંવાર અને ઘણીજ અસરકારક રીતે પોતાના જમાનામાં વપરાતા વૈદક જ્ઞાનને લગતા શબ્દો વાપરે છે. દાખલા તરીકે "હાથમાં લીધું" એવું જ્યારે લુક લખે છે કે ત્યારે તે જે ક્રિયાપદ વાપરે છે તે ક્રિયાપદ પોતાના બીજા પુસ્તક એટલે "પ્રેરિતોનાં કૃત્યો" સિવાય નવા કરારમાં અન્ય જગાએ મળતું નથી (પ્રે. કૃ. ૯; ૨૯ : ૧૯; ૧૩). ત્યાં આગળ શાઊલના શત્રુઓ તેને મારી નાખવાનો "લાગ શોધતા હતા" એવું વાંચવામાં આવે છે; ત્યાં એજ ક્રિયાપદ વાપરવામાં આવે છે. વળી એફેસસના ભૂત કાઢનાર વિષે આપણે વાંચીએ છીએ કે તેઓ "ઈસુનું નામ ઉચ્ચારીને કહેતા કે...વગેરે;" ત્યાં પણ એજ ક્રિયાપદ મળે છે તથાપિ તરજુમામાં તેનો અર્થ સ્પષ્ટ જણાતો નથી. હવે આ શબ્દ હિપોક્રાટેસ તથા

ગાલેનના ગ્રંથોમાં વારંવાર મળે છે, અને ત્યાં કોઈ વૈદ અમુક દરદીની બાબત હાથમાં લે એ વિષે વાપરવામાં આવે છે. અહીં આગળ પોતાના વખત પહેલાં જેઓએ આપણા પ્રભુના જીવન તથા કામને હેવાલ લખવાનું કામ હાથમાં લીધું હતું તેઓ વિષે લુક એજ શબ્દનો ઉપયોગ કરે છે. ઘણા અભ્યાસીઓ એવું સમજી ગયા છે કે અહીં આગળ આ શબ્દનો ઉપયોગ કરતાં લુક અગાઉ કરેલા પ્રયત્નનો તિરસ્કાર કરે છે (જુઓ માત્થીનો ખુલાસો-પ્રસ્તાવના, પૃષ્ઠ ૭મું), પરંતુ એટલું કબૂલ કરવું ઘટે છે કે આ બાબતમાં સઘળા સારા અભ્યાસીઓ સંમત નથી. તોપણ મારા મન પર એવી અસર થાય છે કે આપોક્રિફાની સુવાર્તામાં જે જે નકામી દંતકથાઓ સમાએલી છે તે વિષેનું સૂચન અહીં આગળ મળે છે. વળી અહીં આગળ જે 'વર્ણન' શબ્દ મળે છે તે નવા કરારમાં અન્ય જગાએ મળતો નથી; પણ તે લુકના જમાનામા ખાસ રીતે વૈદકના પુસ્તકને માટે વાપરવામાં આવતો હતો. તેમજ 'નજરે જેનારા' એ પણ વૈદક જ્ઞાનને લગતો શબ્દ છે, અને તે વડે જે હોશિયાર વૈદ અમુક દરદની બારીક તપાસ કરતો હોય તેને દર્શાવવામાં આવતો હતો; વળી જે માણસ વૈદને મદદ કરતો હોય તે તેનો 'સેવક' કહેવાતો હતો. આથી સુવાર્તિક પ્રેરિતોને તથા તેઓના જે સાથી શિષ્યો તેઓની સાથે સુવાર્તા વિષેના જ્ઞાન તથા અનુભવમાં સહભાગીદાર હતા તેઓને દર્શાવે છે. વળી તે એવો દાવો કરે છે કે "મેં પણ શરૂઆતથી સઘળી વાતોની શોધ ચોકસાઈથી કરી છે." ત્યાં એ શબ્દો પણ વૈદક જ્ઞાનસૂચક છે, અને તે વડે વૈદ પહેલેથી છેલ્લે સુધી દરદની જે તપાસ રાખે છે તે દર્શાવવામાં આવે છે.

હવે આ કલમો માત્ર સુવાર્તાની પ્રસ્તાવના તરીકે લખવાનો લુકનો ઇરાદો નહોતો; તેનો ઇરાદો તો પોતાના વખત સુધીનો ખ્રિસ્તી મંડળીનો ઇતિહાસ લખવાનો હતો; એટલે "આપણામાં પૂરી થએલી વાર્તાનું વર્ણન" કરવાનો ઇરાદો હતો. "પ્રેરિતોનાં કૃત્યો"ના પહેલી જ કલમ પરથી માલૂમ પડે છે કે જે ગ્રંથો લખવાનો લુકનો ઇરાદો હતો તેમાંનો પહેલો ગ્રંથ સુવાર્તા હતી, અને બીજો "પ્રેરિતોનાં કૃત્યો" હતાં; વળી તે જીવતો રહ્યો હોત તો એક ત્રીજો પણ ગ્રંથ લખવાનો તેનો ઇરાદો હોય એમ લાગે છે. અત્રે આમાંના પહેલા ગ્રંથની સાથે આપણું કામ છે, અને આપણે ઘણી જ સભ્યતાપૂર્વક તેનો અભ્યાસ કરીએ એ ઇચ્છવાજોગ છે. વળી ચર્ચ ઑફ ઈંગ્લંડના "સામાન્ય પ્રાર્થના"ના પુસ્તકમાં જે પ્રાર્થના મળે છે, અને તે પ્રાર્થનાની જે મનોભાવના જણાય છે, તેજ મનોભાવના રાખીને આ સુવાર્તાનો અભ્યાસ કરવો આપણને ઘટશે: "જેનાં લખાણ સુવાર્તામાં મળે છે એવા લુક વૈદને સુવાર્તિક તથા આત્માનો વૈદ થવા માટે જેણે તેડું આપ્યું એવા હે સર્વશક્તિમાન ઈશ્વર, તને વિનવીએ છીએ કે તેણે શીખવેલા દવારૂપી સિદ્ધાંતોવડે અમારા

આત્માઓના સર્વ રોગો મટાડવામાં આવે. તારા દીકરા અમારા પ્રભુ ઈસુ ખ્રિસ્તના પુણ્યની ખાતર. આમેન."

## વિશેષ વિવેચન

### બે દુનિયાનો મિલાપ

વિચારવંત વાચકને તરત માલૂમ પડશે કે આ પહેલા બે અધ્યાયોમાંનું વાતાવરણ નર્યું યહુદી છે. લુક ગ્રીક હતો એવું તેની શૈલી તેમજ તેના વિચારો પરથી સ્પષ્ટ રીતે માલૂમ પડે છે. તે દરિયા તથા તેને લગતી બાબતોમાં કેટલો બધો રસ લેતો હતો તે "પ્રેરિતોનાં કૃત્યો" પરથી જણાય છે. એ પરથી જ માલૂમ પડે છે કે તે યહુદી નહિ હોય. વળી આ સુવાર્તાના ઘણાખરા ભાગ પરથી માલૂમ પડે છે કે તેનો લેખક ગ્રીક હતો. છતાં મેં ઉપર કહ્યું તે પ્રમાણે આ પહેલા બે અધ્યાયોમાંનું વાતાવરણ તે નર્યું યહુદી જ છે. એ પરથી ઘણાખરા અભ્યાસીને એવું લાગે છે કે સુવાર્તાના આ પહેલા ભાગ સંબંધી લુકે કોઈ આરામિક હસ્તલેખનો ઉપયોગ કર્યો હશે. દાખલા તરીકે સર વિલિયમ રામસે લખે છે કે અહીં લુક ગ્રીકમાં એક હેબ્રી વૃત્તાંતનો તરજુમો કરતો હતો. જે ખાસ માહિતી આ અધ્યાયોમાં સમાએલી છે તે લુકને ક્યાંથી જડી હશે? એ વિષે લુક આપણને કંઈ જણાવતો નથી; પરંતુ એક પુરાતન માન્યતા હતી અને તેને કેટલાએક આધુનિક અભ્યાસીઓ હજી વળગી રહે છે, કે મરિયમે પોતે સુવાર્તિકની આગળ પોતાનું હૃદય ખુલ્લું કર્યું હશે. એટલું તો ખરૂં કે મરિયમ જીવતી હશે તો લુક તેની પાસે ગયા વિના નહિ જ રહ્યો હોય; વળી તે જીવતી ન હોય તો પણ તે તેના મિત્રમંડળમાં તપાસ કર્યા સિવાય રહે જ નહિ.

આ અધ્યાયો વાંચતાં આપણને એમજ લાગે છે કે આપણે જૂનો કરાર વાંચીએ છીએ. તેમાંનાં ઘણાં શબ્દો તથા વાક્યો જૂના કરારનાં વચનસૂચક છે, અને તેમાં સૌથી ઉચ્ચ પ્રકારની જૂના કરારની ઈશ્વરપરાયણતા પ્રદર્શિત કરવામાં આવી છે. વળી જે પાત્રોને આપણી આગળ રજુ કરવામાં આવે છે, એટલે ઝખાર્યાહ તથા એલીસાબેત, મરિયમ, શિમઓન તથા આન્ના એ બધાં પુરાતન ઈશ્વરપરાયણતાના આદર્શ દાખલારૂપ જણાય છે. આ બધાં પાત્રો આત્મિક મનવાળાં, ઉત્સાહી અને વિશ્વાસ તથા આશા રાખનાર માલૂમ પડે છે; લાંબી રાત સુધી ઉત્તેજન વિના ભલે વિશ્વાસની જ્વાળા સળગતી રાખવી પડી હોય તોપણ હમણાં અરૂણોદય વખતે તે આટલો બધો શુદ્ધ અને બળવાન માલૂમ પડે છે એટલા પરથી જ સાબિત થાય છે કે રાત નકામી ગઈ ન હતી.

આ પ્રાચીન ઈશ્વરપરાયણતાનું મુખ્ય લક્ષણ તે નમ્રતા હતી, અને એ ગુણ અહીં આગળ તેની પરિસીમાએ પહોંચેલો માલૂમ પડે છે. ઝખાર્યાહ તથા તેના મિત્રો ગીતશાસ્ત્રમાંના ૩૪મા ગીતની ભાવના રાખીને જગતની સામે જુએ છે.

તેઓને મુખે પ્રભુની સ્તુતિ છે. તેઓ યહોવાહની શોધ કરે છે અને તે તેમને ઉત્તર આપે છે. તેઓ તેની તરફ જુએ છે એટલે તેઓનાં મુખ ઝંખવાણાં પડતાં નથી. તેઓ યહોવાહને પોકાર કરે છે અને યહોવાહ તેઓનું સાંભળીને તેઓનાં સર્વ સંકટમાંથી તેઓને બચાવે છે. આ લોકો ઈશ્વરની સાથે નિકટના સંબંધમાં રહેતા હતા, અને કંઈ પણ પાછું રાખ્યા સિવાય તેઓએ પોતાનાં જીવન તેને સોંપ્યાં હતાં; તો તેના દીકરાનો આવકાર કરવાને માટે તેઓને જ પસંદ કરવામાં આવે એ કેટલું બધું શોભતું કહેવાય!

આ ઈશ્વરપરાયણ સ્ત્રીપુરુષોની સંગતમાં આવવાથી આપણને માલૂમ પડે છે કે આપણી આજુબાજુનું આખું વાતાવરણ સ્તોત્રોથી ભરપૂર છે. એક જ ગીત ગાઈને પવિત્ર બાળકનો આવકાર કરવામાં આવે છે એવું કાંઈ નથી. જુદાં જુદાં ઘણાં ગીત ગાવામાં આવે છે અને તે જુદી જુદી જાતની ઘણી વ્યક્તિઓવડે ગાવામાં આવે છે. વળી અજાયબ જેવી વાત એ છે કે આપણે હજી પણ જે ગીતો ગાઈએ છીએ તે ગીતોમાંનું ઘણુંખરું સાહિત્ય આ પુરાતન ગીતો પૂરું પાડે છે. આપણે આ પવિત્ર અધ્યાયોના વાતાવરણમાં પ્રવેશ કરીએ છીએ ત્યારે આપણાં મન પર સ્વર્ગીય અસર થાય છે. જંગલનાં ઝાડોની શીતળ છાયામાં આપણે ચાલીએ છીએ. પગ તળેનું ઘાસ આપણને નરમ લાગે છે. શરમાળ ફૂલો ખૂણે ખૂણે ખીલે છે, ને આપણા માથા ઉપર પક્ષીઓ ગાયન કરે છે. વળી તેઓનું ગાયન સાંભળીને ઉત્પત્તિની સવાર આપણને યાદ આવે છે. તે પ્રસંગે સવારના તારા ભેગા મળીને ગાયન કરતા હતા, સઘળા દેવદૂતો હર્ષનાદ કરતા હતા, અને ઉત્પન્નકર્તાએ પોતાના હાથનાં કામ તરફ જોઈને કહ્યું હતું કે તે ઉત્તમ છે.

કેમકે જેમાં બે દુનિયાનો મિલાપ થયો હતો તેવા વખતની યાદગીરી આ બે અધ્યાય કરાવે છે. દૃશ્ય તથા અદૃશ્યની વચ્ચે જે પડદો રાખવામાં આવ્યો છે તે એક બાજુએ ખેંચી લેવામાં આવે છે, અને આંખે જે જોયું નથી તેનું દર્શન કરાવવામાં આવે છે. સર્વશક્તિમાન ઈશ્વરના અદૃશ્ય એલચીઓ તેના કામે આવતાજતા જોવામાં આવે છે, અને જે ઈશ્વરી બનાવ આખી સૃષ્ટિનું ધ્યેય છે તે બનાવની તૈયારી કરતા તેઓ માલૂમ પડે છે. આપણી વ્યવસ્થામાં બીજી વ્યવસ્થા દૃશ્યમાન થઈ જાય છે; જે દુનિયાને આપણે ઝાંખી ઝાંખી જોઈએ છીએ તે જે દુનિયાથી આપણે પરિચિત છીએ તેના કલ્યાણને અર્થે કાર્ય કરતી માલૂમ પડે છે. આ બેશી દુનિયામાં ગાબ્રીએલ દૂત ઊડીને આવે છે અને માણસજાતનું પાપનિવારણ કરવા માટે ઈશ્વરે જે યોજના કરી હતી તે પ્રસિદ્ધ કરવા માટે તે આવેલો જણાય છે. થોડી વાર સુધી પાલેસ્ટાઈનમાંના એક અપ્રસિદ્ધ ગામમાંના ગભાણ પર દૂતો તથા માણસોનું

લક્ષ ચોંટેલું માલુમ પડે છે. તે દરમિયાન આરાધના તથા સ્તુતિ કરવામાં પૃથ્વી તથા આકાશ એકબીજાની સાથે મળી જાય છે, કેમકે આ તો સાધારણ બાળક ન હતો, અને જે મહિમામાંથી તે આવ્યો હતો તે તેના જન્મના બાહ્ય સંજોગો વડે ઢાંકી શકાયો નહિ.

યોહાનના જન્મ વિષે અગમવાણી : લુક ૧ ; ૫-૨૫.

**[5] યહુદાહના રાજા હેરોદની કારકિર્દીમાં અબિયાહના વર્ગમાંનો**
**ઝખાર્યાહ નામે એક યાજક હતો ; તેની વહુ હારૂનની દીકરીઓ-**
**માંની હતી, ને તેનું નામ એલીસાબેત હતું. [6] તેઓ બન્ને દેવની**
**આગળ ન્યાયી હતાં, ને પ્રભુની સર્વ આજ્ઞાઓ તથા વિધિઓ પ્રમાણે**
**નિર્દોષ રીતે ચાલતાં હતાં. [7] તેઓને સંતાન નહોતું, કારણ કે એલી-**
**સાબેત વાંઝણી હતી ; અને તેઓ બન્ને ઘણાં ઘરડાં હતાં.**

**[8] હવે તે પોતાના વર્ગના વારા પ્રમાણે યાજકનું કામ દેવની**
**આગળ કરતો હતો, [9] એટલામાં યાજકપદના રિવાજ પ્રમાણે પ્રભુના**
**મંદિરમાં જઇને ધૂપ ચઢાવવાનો તેનો વારો આવ્યો. [10] ધૂપ કરતી**
**વેળાએ લોકની આખી સભા બહાર પ્રાર્થના કરતી હતી. [11] તેટલામાં**
**ધૂપવેદીની જમણી બાજુએ પ્રભુનો એક દૂત ઊભેલો તેને દેખાયો.**
**[12] તેને જોઇને ઝખાર્યાહ ગભરાઈ ગયો, અને તેને બીક લાગી. [13] પણ**
**દૂતે તેને કહ્યું, કે ઝખાર્યાહ, બી મા ; કેમકે તારી વિનંતી સાંભળ-**
**વામાં આવી છે, ને તારી વહુ એલીસાબેતને દીકરો થશે, તેનું નામ**
**તું યોહાન પાડશે. [14] તને હર્ષ તથા આનંદ પ્રાપ્ત થશે, ને તેના**
**જન્મને લીધે ઘણાં હરખાશે ; [15] કેમકે તે પ્રભુની આગળ મોટો થશે,**
**ને દ્રાક્ષારસ કે દારૂ તે પીશે નહિ ; તે પોતાની માના પેટથી પવિત્ર**
**આત્માએ ભરપૂર થશે. [16] તે ઇસ્રાએલના ઘણા વંશજોને તેઓના**
**દેવ પ્રભુ તરફ ફેરવશે. [17] તે એલીયાહના આત્માએ તથા પરાક્રમે**
**તેની આગળ ચાલશે, એ માટે કે તે બાપોનાં મન છોકરાં તરફ તથા**
**ન માનનારાઓને ન્યાયીઓના જ્ઞાન પ્રમાણે [ચાલવાને] ફેરવે, અને**
**પ્રભુને સારૂ સિદ્ધ થએલી કોમ તૈયાર કરે. [18] ઝખાર્યાહે દૂતને પૂછ્યું,**
**કે એ મને શાથી જણાય? કેમકે હું ઘરડો છું, ને મારી વહુ ઘણાં**
**વરસની થઇ છે. [19] દૂતે તેને ઉત્તર આપ્યો, કે દેવની આગળ ઊભો**
**રહેનાર ગાબ્રીએલ હું છું ; અને તારી સાથે બોલવા તથા તને આ**
**શુભ સંદેશો કહેવા સારૂ મને મોકલવામાં આવ્યો છે. [20] અને જો એ**
**વાત બનશે તે દિવસ લગી તું મૂંગો રહેશે ને બોલી શકશે નહિ, કેમકે**
**મારી વાતો જે ઠરાવેલે સમયે પૂરી થશે તેઓનો વિશ્વાસ તેં કર્યો નહિ.**

**[21]લોકો ઝખાર્યાહની વાટ જોતા હતા, ને તેને મંદિરમાં વાર લાગી, માટે અચંબો પામતા હતા. [22]તે બહાર આવ્યો ત્યારે તેઓની સાથે તે બોલી શકયો નહિ; મંદિરમાં તેને કંઇ દર્શન થયું હશે એવું તેઓ સમજ્યા; તે તેઓને ઇશારો કરતો હતો, ને મૂગો રહ્યો. [23]તેના સેવા કરવાના દિવસો પૂરા થયા પછી તે પોતાને ઘેર ગયો.**

**[24]તે દહાડા પછી તેની વહુ એલીસાબેતને ગર્ભ રહ્યો; અને પાંચ મહિના સુધી તે ગુપ્ત રહી, ને કહ્યું, કે [25]માણસોમાં મારૂં મેણું ટાળવા સારૂ મારા પર પ્રભુએ પોતાની [કૃપા]દૃષ્ટિ કરવાના સમયમાં મને આવું કર્યું છે.**

ઉત્પત્તિ ૨૭ ; ૪૧માં આપણે એવું વાંચીએ છીએ કે એસાવે યાકૂબનો દ્વેષ કર્યો અને યહુદીઓના ઇતિહાસ પરથી માલૂમ પડે છે કે યાકૂબનાં છોકરાં પર એસાવનાં છોકરાં કાયમ દ્વેષ રાખતાં હતાં. જે સમયે ઈસ્રાએલનો ઇતિહાસ વિશેષ અંધકારમય હતો, અને ઈસ્રાએલની ગાદી પર એસાવનો એક પુત્ર બેઠેલો હતો તે સમયે ‘ ન્યાયીપણાનો સૂર્ય ’ ઊગવાનો હતો (માત્થીનો ખુલાસો પૃ. ૧૨, માર્કનો ખુલાસો પૃ. ૭).

ઝખાર્યાહ એક ઘરડો તથા ભક્તિશીળ યાજક હતો ; અને પોતાની પત્ની એલીસાબેતની સાથે એક શાંતિમય ગામમાં રહેતો. તેઓ યહુદાહના એક શહેરમાં નહિ, પરંતુ “યહુદાહનું શહેર ” નામના ગામમાં રહેતાં હતાં (૧ ; ૩૯). આ ગામ યરૂશાલેમથી પશ્ચિમ દિશા તરફ આશરે ચાર માઈલ દૂર આવેલું હતું, અને તેને હજી પણ તેના પુરાતન નામવડે ઓળખાવવામાં આવે છે. ગામની પડોશમાં તપાસ કરીને લુકને આ વાર્તા જેવી મળી હતી તેવી તે અહીં આગળ જણાવે છે. લુકે યુદીઆની મુલાકાત લીધી ત્યાર પહેલાં ઘણા વખત ઉપર ઝખાર્યાહ તથા એલીસાબેત ગુજરી ગયાં હતાં, પરંતુ ત્યાં આગળ આ પ્રખ્યાત પ્રબોધકના જન્મની યાદગીરી લાંબા વખત સુધી સાચવવામાં આવે એ સ્વાભાવિક હતું. ઝખાર્યાહ યાજક હતો અને તે તથા એલીસાબેત નિઃસંતાન હતાં. હવે નિઃસંતાન રહેવું એ તો યહુદીઓમાં ભારેમાં ભારે આપત્તિ સમાન ગણવામાં આવતું હતું ; કેમકે “તાલ્મુદ”માં એવું કહેલું છે કે “ આ ચાર વર્ગના માણસો મરેલા જેવા ગણવામાં આવે છે, એટલે આંધળા, કોઢીઆ, દરિદ્રી તથા નિઃસંતાન.” આ ધણીધણીઆણી ઘરડાં થઈ ગયાં હતાં તેથી તેઓએ સંતાનની આશા મૂકી દીધી હતી. આપણે પ્રસ્તાવનામાં જોઈ ગયા તેમ યહુદી યાજકોના ૨૪ વર્ગ ઠરાવવામાં આવ્યા હતા, આ વર્ગો મંદિરમાં વારાફરતી સેવા કરતા હતા, અને દરેક વર્ગ એક અઠવાડીઆ સુધી સેવા કરતો હતો (૧ કાળવૃત્તાંત ૨૪ ; ૧–૧૨).

ઝખાર્યાહ આ વર્ગમાંના આઠમા એટલે અબિયાહના વર્ગનો હતો, અને સેવા કરવાની તેની વારી અત્રે આવી હતી.

આ બનાવની તારીખ સુવાર્તિક આશરે પડતી જણાવે છે, કેમકે તે એ પ્રમાણે લખે છે કે તે યહુદાહના રાજા હેરોદની કારકિર્દીમાં બન્યો હતો. પરંતુ હેરોદ ઈ. સ. પૂર્વે ચારમા એપ્રિલની પહેલી તારીખે મરણ પામ્યો હતો; અને સુવાર્તિક ઈ. સ. પૂર્વે છટ્ટી સાલની બીનાઓ વિષે લખે છે એવું પાછળથી માલૂમ પડે છે. મહીનો કયો? જોસેફસ જણાવે છે કે ઈ. સ. ૭૦માં ઑગસ્ટની ૪થી તારીખે સાબ્બાથને દિવસે તીતસે મંદિરનો નાશ કર્યો, અને તે દિવસે પહેલા વર્ગ એટલે યહોઆરીબ વર્ગની સેવા કરવાની વારી બેઠી હતી. એ પરથી એવું ગણી શકાય છે કે ઈ. સ. પૂર્વે ૬માં આઠમા વર્ગની સેવા કરવાની વારી મે માસની આખર સુધીમાં બેઠી હશે.

દરેક દિવસનાં સેવાકાર્ય ચિઠ્ઠીથી મુકરર કરવામાં આવતાં હતાં, અને આ દિવસે ધૂપ ચઢાવવાનું પવિત્ર કાર્ય કરવા માટે ઝખાર્યાહને ચિઠ્ઠીથી પસંદ કરવામાં આવ્યો હતો. મંદિરમાંનો અમુક ભાગ પવિત્રસ્થાન એ નામે ઓળખાતો હતો. તેના બે વિભાગ કરવામાં આવ્યા હતા; એક ભાગને પવિત્રસ્થાન એ નામ આપવામાં આવતું હતું, અને બીજો પરમપવિત્રસ્થાન નામે ઓળખાતો હતો. પરમપવિત્રસ્થાનમાં એકલો પ્રમુખ્ય યાજક પોતે પ્રવેશ કરી શકતો હતો, અને તે વળી વર્ષમાં એકજ વાર, એટલે પ્રાયશ્ચિત્ત કરવાને દિવસે (નિર્ગમન ૩૦; ૧–૧૦). પવિત્રસ્થાન તથા પરમપવિત્રસ્થાનની વચ્ચે એક પડદો રાખવામાં આવ્યો હતો, અને એ પડદાની આગળ એટલે પવિત્રસ્થાનની અંદર ધૂપ બાળવાની સોનાની વેદી રાખવામાં આવી હતી. પવિત્રસ્થાનની બહાર મંડળી ઊભી રહેતી હતી, અને ત્યાં આગળ એક પિત્તળની વેદી ઊભી હતી. તેને દહનીયાર્પણની વેદી કહેવામાં આવતી હતી. પિત્તળની વેદી પર યજ્ઞ ચઢાવવામાં આવ્યો છે એવો ઇશારો બહાર ઊભેલો યાજક કરતો હતો ત્યારે પવિત્રસ્થાનમાં ઊભો રહેલો યાજક સોનાની વેદીના અગ્નિ પર ધૂપ નાખતો હતો; આ ધૂપની સુવાસ મંડળીની પ્રાર્થનાઓ સાથે આકાશ સુધી ચઢતી હતી. આ પ્રમાણે દરરોજ સાંજસવાર કરવામાં આવતું હતું. જે યાજકને ધૂપનું અર્પણ ચઢાવવાનું હોય તે બે સેવકોને સાથે રાખીને તથા સફેદ કપડાં પરિધાન કરીને પવિત્રસ્થાનમાં પ્રવેશ કરતો હતો. આ સેવકો બધું તૈયાર કર્યા પછી યાજકને સોનાની વેદીની આગળ એકલો મૂકીને બહાર જતા હતા. આ કાર્ય કરવા માટે જે યાજકને પસંદ કરવામાં આવ્યો હોય તે હમેશાં એમ સમજતો હતો કે આથી મને મોટું માન આપવામાં આવ્યું છે. વળી તે વખતે આશરે ૨૦,૦૦૦ યાજકો હતા; તો એકજ માણસની જિંદગીમાં ધૂપનું અર્પણ કરવાની વારી

એક જ વખત આવી શકે. એ પરથી જણાય છે કે ઝખાર્યાહની જિંદગીમાં આ દિવસ મોટામાં મોટો હતો; અને તે કેવો માણસ હતો એ વિષે આપણે વિચાર કરીએ છીએ ત્યારે આપણને ખાતરી થાય છે કે તેનું હૃદય ઉપકારીપણા તથા પવિત્ર ભાવનાથી ઉભરાઈ જતું હશે. તેની આ જિંદગીમાંની સૌથી ગંભીર ઘડીમાં તેને સ્વર્ગીય સ્થાનોમાં ઊંચો કરવામાં આવ્યો ત્યારે તેના પર સહેજે ઈશ્વરી અસર થાય અને તે ઈશ્વરની વાણી સાંભળવા વિશેષ તત્પર હોય એવી સ્થિતિમાં તેને ધૂપવેદીની જમણી દિશા તરફ ઊભેલા પ્રભુના દૂતનું દર્શન થયું. આ દૂત કેવા સમાચાર લઈને આવ્યો હતો? "ઝખાર્યાહ, બી મા; કેમકે તારી વિનંતી સાંભળવામાં આવી છે, ને તારી વહુ એલીસાબેતને દીકરો થશે." પ્રથમ દૃષ્ટિએ તો આપણને એમ જ લાગે કે પોતાની તથા પોતાની પત્નીની સ્વાભાવિક ઇચ્છા પ્રમાણે તેણે અગાઉ પુત્રને માટે જે પ્રાર્થના કરી હશે તેજ પ્રાર્થનાનો જવાબ અહીં આગળ આપવામાં આવે છે; પરંતુ એવી આશા તો તેઓએ ક્યારનીએ મૂકી દીધી હશે. વળી સંત ઑગસ્ટીન કહે છે તે પ્રમાણે "જે પામવાની આશા નથી તેની પ્રાર્થના કોઈ કરતું નથી." ઝખાર્યાહે જે પ્રાર્થના કરી હતી એ તો પોતાના લોકોના તારણ તથા પાપનિવારણ માટે હતી, અને એજ ભક્તિશીળ અભિલાષા પૂરી થયાના સમાચાર લઈને ગાબ્રીએલ આવેલો જણાય છે. આથી એવું બન્યું કે બીજાઓનું ભલું અને ઈશ્વરનો મહિમા થાય એવી અભિલાષા રાખવાથી ઝખાર્યાહ પોતાને માટે જે વસ્તુ પામવાની વિશેષ ઉમેદ રાખતો હતો તે તેણે મેળવી લીધી. કેમકે દૂતનો સંદેશો એવો હતો કે મસીહ પાસે આવ્યો છે એટલું જ નહિ પણ તેનો એલચી ઝખાર્યાહનો તથા એલીસાબેતનો પુત્ર થશે. આ પુત્ર મોટો પ્રબોધક થવાનો હતો અને તે એલીયાહના આત્માથી વેષ્ટિત થવાનો હતો, અને તેથી મસીહના આવ્યા પહેલાં એલીયાહ ફરીથી આવશે અને તેનો સ્વીકાર કરવા માટે પ્રજાને તૈયાર કરશે એવી યહુદીઓને જે આશા હતી તે ફળીભૂત થવાની હતી (માત્થીનો ખુલાસો પૃ. ૧૭). આથી બાળકનું નામ યોહાન પાડવાનું હતું. તે નામનો અર્થ 'પ્રભુની કૃપા' એવો થાય છે, અને નાઝીરી પ્રતિજ્ઞા લઈને તેને પોતાનાં પવિત્ર કાર્યોને સારૂ પવિત્ર કરવાનો હતો (ગણના ૬; ૧–૨૧).

આ બધા વખતમાં લોક-સમુદાય બહાર ઊભો રહેતો હતો, અને ઝખાર્યાહ પવિત્રસ્થાનમાંથી નીકળે તેની રાહ જોતો હતો. તેને વિલંબ થયો ત્યારે તેઓ અચરત થવા લાગ્યા, કેમકે એવે પ્રસંગે યાજકો પવિત્રસ્થાનમાં બહુ વખત સુધી રહેતા ન હતા. વળી છેવટે તે બહાર આવ્યો ત્યારે તેના દેખાવ પરથી તેઓને એમ લાગ્યું કે તેને કંઈક થયું છે, અને તે તેઓની સાથે વાત કરી શક્યો નહિ ત્યારે તેઓ વિશેષ અચંબો પામ્યા. એ જમાનામાં જે જે

ધાર્મિક માન્યતા યહુદીઓમાં પ્રચલિત હતી તે સર્વ ધ્યાનમાં રાખીને આ વાર્તા વાંચીએ છીએ ત્યારે તે કેટલી બધી સુંદર અને સત્યથી ભરપૂર છે તે માલૂમ પડે છે. આ સમાચાર લઈ આવનાર ગાબ્રીએલ હતો. એ બાબતમાં વિશેષ અર્થ રહેલો છે. પવિત્ર શાસ્ત્રમાં માત્ર બે દૂતનાં નામ આપેલાં છે, એટલે ગાબ્રીએલ તથા મીખાએલ. ગાબ્રીએલનું નામ સૌથી પ્રથમ દાનીએલના પુસ્તકમાં મળે છે (૮ ; ૧૬ : ૯ ; ૨૧). સતાવણી પામેલા યહુદીઓને દિલાસો આપવા માટે ગ્રીક જમાનામાં નવીન જાતનું સાહિત્ય લખવાનો રિવાજ ઉપસ્થિત થયો. એ સાહિત્યમાં ઉપમારૂપી ચિત્રોવડે ઈસ્રાએલનો બચાવ કરવાનો ઈશ્વરનો ઇરાદો આલેખવામાં આવતો હતો, અને એવાં પ્રકટીકરણવિષયક લખાણોમાં દાનીએલનું પુસ્તક સૌથી પહેલું તેમજ સૌથી ઉમદા પણ છે. તો એ કડવાં વર્ષો દરમિયાન યહુદીઓની ધાર્મિક કલ્પનાઓમાં ગાબ્રીએલ કેવો ભાગ ભજવતો હતો ? જૂના કરારમાં મુખ્ય બે વિષયો ચર્ચવામાં આવે છે, એટલે ઈશ્વરી દયા તથા ન્યાય ; વળી જેમ મીખાએલ 'ન્યાયનો એલચી' કહેવાતો હતો તેમ ગાબ્રીએલ 'દયાનો એલચી' ગણાતો હતો. વળી તે સમયમાં એવી કહેવત હતી કે "પ્રભુ મારવાને ધીમો અને આશીર્વાદ દેવાને ઉતાવળો છે" તેમ મીખાએલ એક પાંખથી ઊડતો હતો ; પરંતુ ગાબ્રીએલ નિત્ય દયાના કામે આવતોજતો હતો, તેથી તે હમેશાં બે પાંખે ઊડતો હતો. વળી તે દિવસે ગાબ્રીએલ ખરેખર બે પાંખે ઊડતો હશે, કેમકે જેઓ ઉપર પ્રભુ પ્રેમ રાખતો હતો તેઓને માટે તેની પાસે સંદેશો હતો. "તેઓ બંને દેવની આગળ ન્યાયી હતાં, ને પ્રભુની સર્વ આજ્ઞાઓ તથા તેના વિધિઓ પ્રમાણે નિર્દોષ રીતે ચાલતાં હતાં."

પ્રભુને જે બાબતો ગમતી હતી તે તેઓએ પસંદ કરી હતી અને તેના કરારને તેઓ વળગી રહ્યાં હતાં (યશા. ૫૬ ; ૫ ), તેથી દીકરા તથા દીકરીઓ કરતાં ઉત્તમ સ્મારક તથા નામ તે તેઓને આપવાનો હતો ; હા, નષ્ટ ન થાય એવું અમર નામ તે તેઓને આપવાનો હતો. વળી યુદીઆના ડુંગરો મધ્યે તેઓ એકાંતમાં રહેતાં હતાં, અને પ્રભુનું વચન પૂરૂં થવાની રાહ જોતાં હતાં, તે દરમિયાન તેઓના મનમાં કેવા પવિત્ર વિચારો ઘોળાયા કરતા હશે એ આપણે સહેજે કલ્પી શકીએ છીએ. પોતાની પાટી પોતાની પાસે રાખીને ઝખાર્યાહ પોતાના ઘરમાં બેઠો હતો અને તેઓનું જે થવાનું હતું તે વિષે પોતાની વિશ્વાસુ પત્નીની સાથે વિચારોની આપલે કરતો હતો, અથવા ઈશ્વર વિષે તથા પોતાની ખાનગી તથા પવિત્ર બાબત વિષે વિચાર કરતાં કરતાં તે સાંજની વેળાએ પોતાના ઘરની બહાર બેઠો હતો અને પવિત્ર મંદિરના મિનારા પરથી અસ્ત પામતા સૂર્યનું પ્રતિબિંબ જોયા કરતો હતો. એવે વખતે તેના મનમાં પવિત્ર શાસ્ત્રનાં કેવાં વાકય આવ્યાં હશે તે આપણે સમજી

શકીએ છીએ ; અથવા સમજી ન શકીએ તોપણ એટલી જ જરૂર છે કે આપણે પોતાના હાથમાં રેફરેન્સ બાઈબલ રાખીએ, અને રાહ જોવાનો વખત પૂરો થયો અને ફરીથી તેની જીભ છૂટી કરવામાં આવી ત્યારે તેણે જે ગીતનો ઉચ્ચાર કર્યો તેની સામે હાંસીઆમાં જે શાસ્ત્રભાગો વિષેની નોંધ છે તે આપણે વાંચી લઈએ (૧ ; ૬૭–૮૦).

### ઈસુના જન્મ વિષે અગમવાણી : ૧ ; ૨૬–૩૮.

**૨૬ છઠ્ઠે મહીને ગાબ્રીએલ દૂતને નાઝારેથ નામે ગાલીલના એક
શહેરમાં એક કુમારિકાની પાસે દેવ તરફથી મોકલવામાં આવ્યો.
૨૭ દાઊદના વંશના, યુસફ નામે, એક પુરુષ જોડે તેની સગાઇ થઈ
હતી ; તે કુમારિકાનું નામ મરિયમ હતું. ૨૮ દૂતે તેની પાસે આવીને
કહ્યું, કે હે કૃપા પામેલી, સુખી રહે, પ્રભુ તારી સાથે છે. ૨૯ પણ
એ વાત સાંભળીને તે ઘણી ગભરાઇ, ને વિચાર કરવા લાગી, કે આ
તે કઇ જાતની સલામ હશે! ૩૦ દૂતે તેને કહ્યું, કે હે મરિયમ, બી મા ;
કેમકે તું દેવથી કૃપા પામી છે. ૩૧ જો, તને ગર્ભ રહેશે, ને દીકરો થશે,
ને તું તેનું નામ ઇસુ પાડશે. ૩૨ તે મોટો થશે, ને પરાત્પરનો દીકરો કહે-
વાશે; અને દેવ પ્રભુ તેને તેના પિતા દાઊદનું રાજ્યાસન આપશે. ૩૩ તે
યાકૂબના ઘર પર સર્વકાળ રાજ કરશે, ને તેના રાજ્યનો અંત આવશે
નહિ. ૩૪ મરિયમે દૂતને કહ્યું, કે એ કેમ કરીને થશે? કેમકે મેં કોઇ
પુરુષને જાણ્યો નથી. ૩૫ દૂતે તેને ઉત્તર આપ્યો, કે પવિત્ર આત્મા
તારા પર આવશે, ને પરાત્પરનું પરાક્રમ તારા પર આચ્છાદન કરશે ;
માટે જે [તારાથી] જન્મશે તે પવિત્ર, દેવનો દીકરો, કહેવાશે.
૩૬ જો, તારી સગી એલીસાબેત પણ ઘડપણમાં દીકરાનો ગર્ભ ધર્યો
છે; અને જે વાંઝણી કહેવાતી હતી, તેને આ છઠ્ઠો મહીનો જાય છે.
૩૭ કેમકે દેવ પાસેથી [આવેલું] કોઇ પણ વચન પરાક્રમ વગરનું થશે
નહિ. ૩૮ મરિયમે તેને કહ્યું, કે જો, હું પ્રભુની દાસી છું; તારા કહ્યા
પ્રમાણે મને થાઓ. ત્યારે દૂત તેની પાસેથી ગયો.**

એ માસની આખર સુધીમાં ઝખાર્યાહને પવિત્રસ્થાનમાં પુત્રપ્રાપ્તિનું વચન મળ્યું હતું, અને તેના ઘેર ગયા પછી એલીસાબેતને હમેલ રહ્યા હતા. હમણાં તો નવેમ્બર માસ બેઠો હતો. આપણા પ્રભુના ચામત્કારિક જન્મ વિષે માત્થીએ જે વૃત્તાંત આપ્યું છે તેનો અભ્યાસ આપણે કરી ગયા છીએ (માત્થી ૧ ; ૧૮–૨૫). વળી જાણવા જેવી વાત એ મળે છે કે જ્યારે માત્થી યુસફના દૃષ્ટિબિંદુથી આ વાર્તા જણાવે છે, ત્યારે લુક મરિયમના દૃષ્ટિબિંદુથી તે જણાવે છે. આ તફાવત પરથી આ સુવાર્તિકનું એક વિશેષ લક્ષણ નજરે પડે છે ;

કેમકે તે સ્ત્રીજાતિ પ્રત્યે સહલાગણી ધરાવતો હતો, અને તે ન હોત તો સ્ત્રીઓ પ્રત્યે આપણો પ્રભુ જે દયાભાવ રાખતો હતો, અને તેઓ તેના પ્રત્યે જે ભક્તિશીલતા રાખતી હતી તેના અનેક દાખલા વિષે આપણે જાણવા પામત નહિ. આપણને એવું માલૂમ પડે છે કે લુકે જે તપાસ કરી હતી તે ચોકસાઈથી તથા બુદ્ધિપૂર્વક કરી હતી; વળી જે સ્ત્રીઓ આપણા પ્રભુને તેના દેહધારીપણાની અવસ્થામાં ઓળખતી હતી તેઓની સાથે તેણે વાતચીત કરી હતી, અને જે મૂલ્યવાન સ્મૃતિથી તેની સુવાર્તા ભરપૂર છે એવી ઘણી સ્મૃતિઓ તેણે તેઓની પાસેથી મેળવી હશે. આ વાર્તા તો તેને ખુદ મરિયમ પાસેથી મળી હોય એ બનવાજોગ છે; અને તેમ નહિ તો તેની સખીઓ પાસેથી તે મળી હશે.

ફરીથી ખુશ ખબર લઈ આવનાર ગાબ્રીએલ દૂત છે. યહુદી સાહિત્યમાં તેને દયાના એલચી તરીકે જ નહિ પણ કુદરતી શક્તિઓ પર પ્રમુખપદ ધરાવનાર દૂત તરીકે પણ વર્ણવવામાં આવે છે. જેમકે અગ્નિ, ગર્જના તથા પૃથ્વીમાં પાકતાં ફળ તેના હવાલામાં હતાં. તે પવિત્રાઈના આત્મા સાથે અથવા ઉત્પત્તિના આત્મા સાથે સંબંધ રાખતો હતો; તેથી "તાલ્મુદ"માં એવું કહેલું છે કે આદમ તથા હવા સફળ થાય તથા પૃથ્વીને ભરપૂર કરે માટે તે તેઓના લગ્નપ્રસંગે હાજર હતો. વળી જે સત્ય માત્થીએ પ્રકટ કર્યું છે તે અહીં આગળ ગાબ્રીએલની હાજરી પરથી ફરીથી પ્રકટ કરવામાં આવે છે, એટલે આપણા પ્રભુનો માનવી સ્વભાવ તે તાજી ઉત્પત્તિ હતી અને તેને વંશપરંપરા ઊતરી આવેલું દૂષણ લાગ્યું ન હતું.

અહીં આગળ 'દાઊદના વંશના' એ શબ્દો મળે છે. મૂળ ગ્રીક શબ્દ યુસફને લાગુ પડે છે કે મરિયમને એ વિષે સવાલ છે. ગ્રીક વ્યાકરણ પ્રમાણે તે એમાંથી ગમે તે એકને અથવા બન્નેને લાગુ પડે, અને બન્નેને લાગુ પડતા હોય એ વધારે સંભવિત છે. માત્થી જણાવે છે (૧; ૨૦) કે યુસફ દાઊદનો દીકરો હતો, એટલું જ નહિ પણ લુક બીજી જગાએ જણાવે છે કે "તે દાઊદના વંશ તથા કુળમાંનો હતો" (લુક ૨; ૫). વળી સીરીઅન તરજુમામાં એ શબ્દ બન્નેને લાગુ પાડવામાં આવે છે. એ પરથી આપણો પ્રભુ જો કે દાઊદનો પુત્ર ન હતો તોપણ પાઊલ કહે છે તે પ્રમાણે તે મનુષ્યદેહે તો દાઊદનો વંશજ હતો (રૂમી. ૧; ૩).

મરિયમને જે વચન આપવામાં આવે છે તે પર તે અવિશ્વાસ લાવતી નથી; વળી પોતાનું બાળક યુસફનું છે એવું તે સમજતી નથી. તે સ્પષ્ટ રીતે સમજે છે કે લગ્ન પહેલાં હમેલ રહેવાના છે, અને પોતે શુદ્ધ છે તેથી તેના મનમાં એટલો જ પ્રશ્ન ઉપસ્થિત થાય છે કે આ પ્રમાણે શી રીતે બની શકે? ઉત્તરમાં તેને એવું જણાવવામાં આવે છે કે તારા બાળકનો જન્મ ચામત્કારિક

થશે, અને પવિત્ર આત્માના કાર્યથી તે એક નવી ઉત્પત્તિ થશે. તેજ આત્મા આદિએ પાણી પર હાલતો થયો, અને તેના વડે અવ્યવસ્થામાંથી વ્યવસ્થા થઈ હતી. "પવિત્ર આત્મા તારા પર આવશે, ને પરાત્પરનું પરાક્રમ તારા પર આચ્છાદન કરશે" (સરખાવો પ્રેરિતોનાં કૃત્યો ૧ ; ૮). પાંત્રીસમી કલમમાં જે 'તારાથી' શબ્દ કોંસમાં મળે છે તે સૌથી અધિકારયુક્ત હસ્તલેખોમાં મળતો નથી ; તેનું કારણ એ છે કે પવિત્ર બાળક મરિયમથી નહિ પણ માત્થી કહે છે તે પ્રમાણે 'મરિયમને પેટે પવિત્ર આત્માથી' જન્મવાનો હતો (જુઓ માત્થી ૩ ; ૧૭નો ખુલાસો).

મરિયમ તથા એલીસાબેતને એકબીજાની સાથે કેવું સગપણ હશે એ વિષે કંઈ ચોક્કસ કહી શકાય નહિ, પરંતુ તેઓ નજીકની સગી નહિ જ હોય. તેઓનાં કુટુંબ એકબીજાથી દૂર રહેતાં હતાં, અને આવા પવિત્ર સંબંધમાં આવ્યા પછી પણ તેઓ એકબીજાની સાથે ઓછો સંબંધ રાખતાં હતાં, તે એ પરથી જણાય છે કે ત્યારથી ૩૦ વર્ષ પછી યરદન આગળ યોહાનને આપણા પ્રભુનો મેળાપ થયો ત્યારે તે તેને ઓળખતો ન હતો (યોહાન ૧ ; ૩૩). આ વાત સહેજે સમજી શકાય એમ છે, કેમકે યોહાનના જન્મ પછી તેનાં ઘરડાં માબાપ બહુ વખત સુધી જીવ્યાં નહિ હોય, અને તે પોતે રાનમાં અલગ રહેતો હતો (કલમ ૮૦). દૂત મરિયમને તેની સગી એલીસાબેત વિષે ખબર આપે છે, તેમાં બેવડો હેતુ જણાય છે : ૧. એથી તેના વિશ્વાસને બળવાન કરવામાં આવ્યો હતો ; નાનો ચમત્કાર તે મોટા ચમત્કારના બ્યાનારૂપ હતો, અને તે વળી એવું બતાવવાનો હતો કે ઈશ્વરને કંઈ અશક્ય નથી (ઉત્પત્તિ ૧૮ ; ૧૪). ૨. જોકે મરિયમ આકાશી સંદર્શનને આધીન થઈ તોપણ પોતાની સ્થિતિ જાહેર થવાથી સમાજમાં પોતાને માટે કેટલી બધી મુશ્કેલી ઊભી થશે એ તે જાણતી હતી. એ કારણથી દૂતના સમાચારવડે જ્યાં નિંદાખોર જીભો તેને પહોંચી ન શકે એવું આશ્રયસ્થાન તેને દેખાડવામાં આવે છે. તેની વાત કોણ માને? અને વિશેષે કરીને નાઝારેથ જેવા ગામમાં જ્યાં હલકા લોકોની વસ્તી ઘણી હતી ત્યાં તેનું માને જ કોણ? તે પોતાનાં માબાપને કહે એ સ્વાભાવિક હતું અને દંતકથા પ્રમાણે તેઓનાં નામ યહોયાકીમ તથા આન્ના હતાં. તેઓ તો માને, અને તે પોતાની સગી એલીસાબેતની મુલાકાતે જાય એ પણ તેઓને વાજબી લાગે. પરંતુ યુસફનું શું? તેના પર શી અસર થાય? તે દિવસે તો ગાબ્રીએલને એક બીજી કૃપાવંત સેવા બજાવવાની હતી ; વળી તે તેણે કેવી રીતે બજાવી અને યુસફના ગુંચવાએલા તથા ઉમદા હૃદય પર જે શકનો હુમલો થયો હતો તે પર તેણે કેવી રીતે જય મેળવ્યો એ માત્થીની સુવાર્તામાં આપણને જણાવવામાં આવ્યું છે (માત્થી ૧ ; ૧૮-૨૧).

## મરિયમ તથા એલીસાબેત : ૧ ; ૩૯–૪૫.

**[39] તે દિવસોમાં મરિયમ ઊઠીને પહાડી દેશમાં યહુદાહના એક
શહેરમાં ઉતાવળથી ગઈ. [40] તેણે ઝખાર્યાહને ઘેર જઈને એલી-
સાબેતને સલામ કહી. [41] એલીસાબેતે મરિયમની સલામ સાંભળી
ત્યારે બાળક તેના પેટમાં કૂદ્યું; અને એલીસાબેતે પવિત્ર આત્માથી
ભરપૂર થઇને [42] મોટો ઘાંટો પાડીને કહ્યું, કે સ્ત્રીઓમાં તને ધન્ય છે,
ને તારા પેટના ફળને ધન્ય છે! [43] એ [કૃપા] મને કયાંથી, કે મારા
પ્રભુની મા મારી પાસે આવે? [44] કેમકે, જો, તારી સલામનો
અવાજ મારે કાને પડતાં બાળક મારા પેટમાં હરખથી કૂદ્યું. [45] જેણે
વિશ્વાસ કર્યો તેને ધન્ય છે, કેમકે પ્રભુ તરફથી જે વાતો તેને
કહેવામાં આવી છે તે પૂરી થશે.**

ગાલીલમાંથી યુદીઆમાં જવાનો રસ્તો લાંબો હતો અને તે જમાનામાં તે જોખમ ભરેલો પણ હતો. વળી રસ્તે જતાં જતાં મરિયમના હૃદયમાં જે વિચારો આવતા હતા તેમાંના કેટલાએક આપણે કલ્પી લઈ શકીએ છીએ. કેટલાંક શાસ્ત્રવાકયો વિષે તે લાંબા વખતથી પરિચિત હતી, પણ તે વિષે તેને પૂરી રીતે સમજ પડતી ન હતી. એવાં કેટલાંક શાસ્ત્રવચનો અત્રે તેને યાદ આવ્યાં હોય એ સ્વાભાવિક છે: "તારા માર્ગો યહોવાહને સોંપ; તેના પર ભરોસો રાખ, અને તે તને ફળીભૂત કરશે. તે તારા ન્યાયીપણાને અજવાળાની પેઠે અને તારા ન્યાયને બપોરની પેઠે તેજસ્વી કરશે" (ગીતશાસ્ત્ર ૩૭; ૫, ૬). "માણસનાં કાવતરાંથી તારી હજૂરના આચ્છાદનવડે તું તેઓને ઢાંકીને બચાવશે; જીભના કંકાસથી તું તેઓને માંડવામાં સંતાડી રાખશે" (ગીતશાસ્ત્ર ૩૧; ૨૦). આવો માંડવો મરિયમને ઝખાર્યાહના અલાહિદા તથા એકાંત ઘરમાં મળ્યો હતો, અને ત્યાં તે ત્રણેક મહીના રહી (કલમ ૫૬). મરિયમ પોતાના ઘેરથી ઉતાવળે નીકળી ગઈ હતી માટે તે આવવાની છે એવું ઝખાર્યાહ તથા એલીસાબેત જાણતાં ન હતાં. માટે તેને પોતાની ઓળખાણ આપવી પડી હશે, અને શા કારણથી આવી છે તેનો ખુલાસો પણ આપવો પડયો હશે. તેણે દૂતના આવવા વિષે તેમજ તેના અજાયબ જેવા સંદેશા વિષે પોતાની ઘરડી સગીને બધુંએ કહી દીધું. તેની વાત સાંભળીને એલીસાબેતના મન ઉપર ઘણી અસર થઈ; કેમકે છ મહીનાથી તે તથા તેનો પતિ પોતાના અજાયબ જેવા અનુભવ સંબંધી વિચાર કરતાં હતાં. વળી તેઓ પોતાના બાળકના થનાર જન્મ સંબંધી વિચાર કરતાં હતાં એટલું જ નહિ પણ જેનો તે પૂર્વગામી થવાનો હતો તે મહિમાવાન વ્યક્તિના આવવા વિષે પણ તેઓ વિચાર કરતાં હશે. આ મહિમાવાન વ્યક્તિ કયાં અને કયારે ઉપસ્થિત થશે એ વિષે તેઓએ ઘણી

વાર વિચાર કર્યો હશે, અને હમણાં આ છોડીની વાતોદ્વારે તેઓને પોતાના પ્રશ્નનો જવાબ મળ્યો. એલીસાએતને ઘણી લાગણી થઈ, અને રિબકાહની માફક (ઉત્પત્તિ ૨૫ ; ૨૮) પોતાના પેટમાં બાળક ફરકે છે એ તેણે જાણ્યું. આ પરથી તે એવું સમજી કે મારા પેટમાંનું બાળક પોતાના પ્રભુની માતાનો આવકાર કરવા માટે કૂદે છે. મારો આવો આવકાર કરવામાં આવે છે એ મરિયમે જાણ્યું ત્યારે તે ઘણો દિલાસો પામી, અને પોતાના હૃદયમાં ગાવા લાગી. સુવાર્તિક તેના મુખમાં જે ગીત મૂકે છે તેનું નામ લાટીન તરજુમા પ્રમાણેના પ્રથમ શબ્દ પરથી માગ્નીફીકાટ રાખવામાં આવ્યું છે. આ ગીતના શબ્દો મરિયમે તેનેતેજ ઘડીએ યોજી કાઢ્યા એવું માનવાની જરૂર નથી. વધારે સંભવિત એ લાગે છે કે આપણા પ્રભુની બાલ્યાવસ્થાને લગતાં બીજાં ગીતની પેઠે તે પણ પાછળથી રચવામાં આવ્યું. પરંતુ તે વખતે મરિયમને જે લાગણી થઈ હતી તે આ શબ્દો વડે બહુ જ અસરકારક રીતે પ્રદર્શિત કરવામાં આવે છે. લુક આપણા પ્રભુનાં સગાંવહાલાં તથા ઓળખીતાંઓની મુલાકાતે આવ્યો ત્યારે આ ગીતો ત્યાં ગાવામાં આવતાં હશે, અને તે લુકને જેવાં મળ્યાં તેવાં ને તેવાં જ તેણે પોતાની સુવાર્તામાં ઉતાર્યાં હોય એ સંભવિત લાગે છે. જે જુવાન સ્ત્રી, મા કે અનુભવી સખીની પાસે જઈને પોતાના હૃદયની ચિંતા જણાવી શકે છે, તેને ધન્ય છે. રૂથને માટે નાઓમી અને મરિયમને માટે એલીસાએત જેવી નીવડી હતી એવી કોઈ ડાહી, કોમળ અને અનુભવી સખી કોઈ પણ જુવાન બાઈને માટે આશીર્વાદરૂપ છે. હેબ્રોનની એલીસાએત તે દહાડે મરિયમને એક ખરી મા સમાન થઈ પડી. આ બે સ્ત્રીઓ, એક ઘરડી અને એક જુવાન, ઝખાર્યાહના અલાહિદા ઘર પર જે ઝાડ આચ્છાદન કરતું હતું તેની છાયા નીચે બેસીને દરરોજ કલાકોના કલાક સુધી પોતાના પવિત્ર વિષય સંબંધી વિચારોની આપલે કરતી હશે; અને કોઈ વખતે તેઓનો વિશ્વાસ ડગી ગયો હોય અને એ વાત તેઓને અશક્ય લાગી હોય તે વખતે તેઓની પાસે ઝખાર્યાહ પણ બેઠો હશે. જોકે તેના હોઠ પર મહોર મારેલી હતી તોપણ તેની પાસે લખવાની એક પાટી હતી, અને તેનું ભલું અને અનુભવી ઘરડું હૃદય ઈશ્વરની ભલાઈ તથા તેના વિશ્વાસુપણા વિષેની સાક્ષીઓથી ભરપૂર હતું.

સ્વાગતનું પહેલું ગીત : Magnificat: ૧ ; ૪૬–૫૬.

**૪૬ મરિયમે કહ્યું, કે**

**મારો જીવ પ્રભુને મોટો માને છે,**
**૪૭ અને દેવ મારા તારનારમાં મારો આત્મા હરખાયો છે.**
**૪૮ કારણ કે તેણે પોતાની દાસીની દીનાવસ્થા પર દૃષ્ટિ**
**કરી છે;**

કેમકે, જો, હવેથી સઘળી પેઢીઓ મને ધન્ય કહેશે.
૪૯ કેમકે પરાક્રમીએ મારે સારૂ મહાન કૃત્યો કર્યાં છે; તેનું
નામ પવિત્ર છે.
૫૦ જેઓ તેનું ભય રાખે છે તેઓ પર પેઢી દરપેઢી તેની
દયા રહે છે.
૫૧ તેણે પોતાને ભુજે બળ દેખાડયું છે;
અને ગર્વિષ્ઠોને તેઓનાં હૃદયની કલ્પનામાં તેણે વિખેરી
નાખ્યા છે.
૫૨ તેણે સરદારોને રાજ્યાસન પરથી ઉતારી નાખ્યા છે,
અને તેણે દીન જનોને ઊંચા કર્યા છે.
૫૩ તેણે ભૂખ્યાંઓને સારાં વાનાંથી તૃપ્ત કર્યાં છે;
અને શ્રીમંતોને ખાલી હાથે પાછા કાઢયા છે.
૫૪ આપણા બાપદાદાઓને તેના કહ્યા પ્રમાણે,
ઈબ્રાહીમ પર તથા તેના વંશ પર
૫૫ સદા દયા રાખવાનું સંભારીને
તેણે પોતાના સેવક ઈસ્રાએલને સહાય કરી.
૫૬ મરિયમ આસરે ત્રણ મહિના સુધી તેની સાથે રહી, ને પછી
પોતાને ઘેર ગઈ.

સૂરજ ઊગે છે ત્યારે પક્ષીઓ ગાવા લાગે છે. આ અધ્યાયોના અભ્યાસમાં પ્રવેશ કરતાં અરુણોદયનો આવકાર કરવા માટે ગીતો ગાતાં પક્ષીઓથી ભરપૂર વનમાં આપણે પ્રવેશ કરીએ છીએ એમ આપણને લાગે છે. આ ગીતના પ્રથમ શબ્દોમાં દુનિયામાંનાં બે સૌથી મહત્ત્વનાં વાનાં આપણી આગળ રજુ કરવામાં આવે છે, એટલે ઈશ્વર તથા મનુષ્યનો આત્મા. મનુષ્યાત્માનો માલિક ઈશ્વર છે અને તે સ્વાભાવિક રીતે જ ઈશ્વરમાં હર્ષ કરે છે. પરંતુ ઈશ્વરની હજૂરમાં તો મનુષ્યાત્માને નમ્ર થવાની જરૂર છે, અને આ ગીત તો નમ્રોનું ગીત છે: "તેણે પોતાને ભુજે બળ દેખાડયું છે; અને ગર્વિષ્ઠોને તેઓનાં હૃદયની કલ્પનામાં વિખેરી નાખ્યા છે. તેણે સરદારોને રાજ્યાસન પરથી ઉતારી નાખ્યા છે, અને તેણે દીન જનોને ઊંચા કર્યા છે. તેણે ભૂખ્યાંઓને સારાં વાનાંથી તૃપ્ત કર્યાં છે, અને શ્રીમંતોને ખાલી હાથે પાછા કાઢયા છે" (કલમ ૫૧, ૫૨, ૫૩). આ પ્રમાણે મસીહના કાર્યક્રમમાંની એક મહત્ત્વની વિગત આગળથીજ પ્રકટ કરવામાં આવે છે: "જેઓ છેલ્લા તેઓ પહેલા થશે." ભવિષ્ય પરનો કાબૂ તેમજ દુનિયાના ઇતિહાસમાં આગેવાનીનું સ્થાન એ ગાદીનો હક નથી તેમજ તરવારથી મેળવી શકાતાં નથી, પરંતુ જે નમ્ર જનોને ન્યાયીપણાની ભૂખ તથા તરસ લાગે છે તેઓના જ હવાલામાં રહેશે. આપણે

હમણાં જ નોંધ લેવી જોઈએ કે ઈશ્વરનું પુરાતન વચન પૂરું કરવા માટે જ ઈસુ ખ્રિસ્તે અવતાર લીધો હતો. કેમકે આ ગીતની રચના જૂના કરારમાંનાં મહાન ગીતોની રચનાને આધારે કરવામાં આવેલી છે. વિશેષે કરીને તે હાન્નાહના ગીત પર આધારભૂત માલૂમ પડે છે (૧ શમૂ. ૨; ૧-૧૦), તથાપિ આત્મિક શિક્ષણ તરફ જોતાં તે પહેલા ગીતના કરતાં ઘણું જ ચઢીઆતું છે. યહુદીઓ નાનપણથી જૂના કરારના ગીતનો મુખપાઠ કરતા હતા; અને જેઓની પાસે પવિત્ર શાસ્ત્ર સિવાય અન્ય સાહિત્ય ન હોય તેઓ ખાસ આનંદ કે શોકને પ્રસંગે સ્વાભાવિક રીતે જ પવિત્ર શાસ્ત્રમાંની પરિભાષા વાપરે છે, તેમ આ હર્ષાનંદની ગંભીર ઘડીએ મરિયમને યહુદી શાસ્ત્રોમાંનાં જાણીતાં વચનો તરત યાદ આવે એ સંભવિત હતું. સંત જેરોમ બેથલેહેમની પાસે એક મઠમાં રહેતો હતો. પોતાની આજુબાજુના પ્રદેશનું વર્ણન કરતાં તે આપણને જણાવે છે કે "ખેડૂત જેવો હળપૂણી પકડે છે તેવો તે હાલેલુયાહનાં ગીત ગાય છે, ઘાસ નિંદનારના કપાળ પરથી પરસેવો પડતાંની સાથે તે ગીત ગાતાં આનંદ કરે છે, અને દ્રાક્ષવેલાની ડાળીઓ વાંસી વડે કાપતાં કાપતાં મજૂર દાઊદનાં ગીતમાંનું કોઈક ગાય છે. એજ અમારાં ગાયન છે; એજ અમારા પ્રેમનાં ગીત છે." વળી જેઓનાં પાપનું નિવારણ કરવામાં આવ્યું છે તેઓ પોતાની મહિમાવાન અવસ્થામાં જે ગીત ગાય છે તેને શું મુસા તથા હલવાનનું ગીત કહેવામાં નથી આવતું (પ્રકટી. ૧૫; ૩)? આ તો ઘણું જ પુરાતન ગીત છે એ સાચી વાત, પરંતુ તે સદંતર નવું થાય છે; કેમકે પાપનિવારણ પણ પાપના જેટલું જ જૂનું છે, અને પાપ રહેશે ત્યાં સુધી તે પણ ચાલુ રહેશે. આ કારણથી પુરાતન વખતનાં શાસ્ત્રો હજી પણ ખ્રિસ્તી માણસના હૃદયને વહાલાં લાગે છે, અને સિયોનનાં ગીત નવા યરૂશાલેમનાં પણ થશે.

## યોહાનનો જન્મ: ૧; ૫૭-૬૬.

૫૭ હવે એલીસાબેતના દહાડા પૂરા થયા, એટલે તેને દીકરો
થયો. ૫૮ તેના પડોશીઓએ તથા સગાંઓએ સાંભળ્યું કે પ્રભુએ
તેના પર મોટી દયા કરી છે, ત્યારે તેઓ તેની સાથે હર્ષ પામ્યાં.
૫૯ આઠમે દિવસે તેઓ છોકરાની સુનત કરવા આવ્યા, ત્યારે તેઓ
તેના બાપના નામ ઉપરથી તેનું નામ ઝખાર્યાહ પાડત; ૬૦ પણ તેની
માએ તેઓને કહ્યું, કે એમ નહિ; પણ તેનું નામ યોહાન પાડવું.
૬૧ તેઓએ તેને કહ્યું, કે તારાં સગાંમાના કોઈનું એવું નામ પાડેલું
નથી. ૬૨ તેઓએ ઈશારો કરીને તેના બાપને પૂછ્યું, કે તું તેનું શું
નામ પાડવા ચાહે છે? ૬૩ ત્યારે તેણે પાટી માગીને તેના પર લખ્યું,
કે તેનું નામ યોહાન છે. ૬૪ એથી તેઓ સર્વ અચંબો પામ્યા.

**તરત તેનું મોં ઉઘડી ગયું, ને તેની જીભ [ છૂટી થઈ ], ને તે દેવની**
**સ્તુતિ કરતો બોલવા લાગ્યો. ૬૫ તેઓની આસપાસના સર્વ**
**રહેવાસીઓને બીક લાગી, ને યહુદાહના આખા પહાડી પ્રદેશમાં એ**
**સર્વ વાતોની ચર્ચા ચાલી. ૬૬ વળી જેઓએ તે વાતો સાંભળી**
**તેઓ સઘળાએ તે પોતાના મનમાં રાખીને કહ્યું, કે ત્યારે આ છોકરો**
**કેવો થશે? કેમકે પ્રભુનો હાથ તેના પર હતો.**

યોગ્ય સમયે એલીસાબેતે પુત્રને જન્મ આપ્યો. પ્રથમ તો તેણે પોતાની સ્થિતિ ગુપ્ત રાખી હતી (કલમ ૨૪), કેમકે તે સારી પેઠે જાણતી હતી કે લોકો મારી વાત માને એ અસંભવિત છે. પરંતુ આ વાત ગુપ્ત રાખવાની હવે જરૂર નથી તેથી તેનાં પડોશીઓ તથા સગાંવહાલાં તેના આનંદમાં ભાગ લેવા આવ્યાં. યહુદી છોકરાના જન્મને એક અઠવાડીઉં પૂરૂં થાય એટલે તેની સુનત કરવામાં આવતી હતી, અને તેજ વખતે તેને નામ આપવામાં આવતું હતું. આનું કારણ એ છે કે આ ક્રિયાની પ્રતિષ્ઠાપના વેળાએ પ્રભુએ ઈબ્રાહીમ તથા સારાહને નવાં નામ આપ્યાં હતાં (ઉત્પ. ૧૭). સાધારણ રીતે આ ક્રિયા ઝખાર્યાહ પોતે કરે અને ત્યાર બાદ રિવાજ પ્રમાણે તે હાજર થએલાંને બાળકનું નામ જણાવે. એવે પ્રસંગે નીચે પ્રમાણેના શબ્દો ઉચ્ચારવામાં આવતા હતા: "જેણે આપણને પોતાની આજ્ઞાઓવડે પવિત્ર કર્યાં છે, અને આપણા પિતા ઈબ્રાહીમના કરારમાં બાળકને લાવવાનું ફરમાવ્યું છે તે આપણા પ્રભુદેવને ધન્યવાદ હોજો." પરંતુ ઝખાર્યાહ હજી પણ બોલી શકતો નહોતો તેથી હાજર થએલા મિત્રો તથા પડોશીઓ આ બાબતની ચર્ચા કરવા મંડી પડયા. તેઓ બાળકને ઝખાર્યાહ નામ આપવાના હતા, પરંતુ એલીસાબેતે તેઓને સમજાવ્યું કે તેનું નામ નક્કી કરવામાં આવ્યું છે. યોહાન જેનો અર્થ 'ઈશ્વરની કૃપા' થાય છે (કલમ ૧૩) એ નામ રાખવામાં આવ્યું હતું. તેઓ સર્વે અચરત થયાં. ઝખાર્યાહના કુટુંબમાં યોહાન નામનો કોઈ માણસ ન હતો તેથી આ નામ પસંદ કરવામાં આવ્યું એ તેઓને વિચિત્ર લાગ્યું; એટલું જ નહિ પણ યુદીઆના આખા ડુંગરાળ પ્રદેશમાં ઘેરેઘેર આજ પ્રશ્ન ચર્ચવામાં આવતો હતો કે આ છોકરો કેવો થશે? ઝખાર્યાહ તથા એલીસાબેતની મોટી ઉંમર, ગાબ્રીએલની મુલાકાત, જે ચિહ્ન ઝખાર્યાહે માગ્યું હતું અને તેને જે ચિહ્ન આપવામાં આવ્યું હતું તે એ બધી બાબત પરથી તેઓ વિચારમાં પડયા કે આવા જન્મવાળા બાળકને માટે ઈશ્વરે શું સિદ્ધ કરેલું હશે! વળી યોહાનનો જન્મ અજાયબ જેવો હતો તેવો તે પોતે પણ અજાયબ જેવો માણસ નીવડયો; કેમકે તેની ઉમર આશરે ૩૦ વર્ષની થવા આવી ત્યાં સુધી તે રાનમાં જંગલી પશુઓની સાથે રહેતો હતો. મૃત સરોવરની આજુબાજુના અરણ્યમાં—જ્યાં પહેલાં સદોમ તથા ગમોરાહ આવેલાં હતાં તે આખા પ્રદેશમાં—

તે ભમતો તથા ઉપવાસ કરતો હતો. તેનો પિતા ઝખાર્યાહ મરણ પામ્યો અને એલીસાબેત જીવી ત્યાં સુધી ઘરમાં થતી ભજનસેવા વખતે તેને કાને આવાં વચન નિત્ય પડતાં હતાં: "ખચીત તેણે આપણાં દરદ માથે લીધાં છે, ને આપણાં દુ:ખ વેઠયાં છે; પણ આપણે તો તેને હણાએલો, દેવથી માર પામેલો, તથા પીડિત થએલો માન્યો. પણ આપણા અપરાધોને લીધે તે વીંધાયો, આપણાં પાપોને લીધે તે કચડાયો, આપણને શાંતિ પ્રાપ્ત કરાવવાને માટે તેને શિક્ષા થઈ, ને તેના સોળથી આપણને સાજાપણું મળ્યું છે. આપણે સર્વ ઘેટાંની પેઠે ભટકી ગયા છીએ, દરેક પોતપોતાને માર્ગે વળી ગયો છે, અને યહોવાહે તેના પર આપણ સર્વેનાં પાપ[નો ભાર] મૂક્યો છે" (યશા. ૫૩; ૪–૬). આવાં આવાં શાસ્ત્ર-વાક્ય લઈને એલીસાબેતે પોતાના દેવદત્ત પુત્રનું આત્મિક પોષણ કર્યું હતું; અને આખરે જ્યારે તેણે રાનમાંથી નીકળીને પોકાર કર્યો, કે "પ્રભુનો માર્ગ પાધરો કરો, તે પ્રમાણે રાનમાં ઘાંટો પાડનારની વાણી હું છું" (યોહાન ૧; ૨૩), ત્યારે તેનું સાંભળીને લોકો અજાયબ તેમજ ભયભીત થયા; કેમકે માણસોમાં પાપની લાગણી ઉપજાવવી એજ પ્રભુનો માર્ગ તૈયાર કરવાની તેની પદ્ધતિ હતી. આજ રીતે આપણા પ્રભુએ પોતાના ઉપદેશની શરૂઆત કરી, અને તેનો માર્ગ તૈયાર કરવાની આજ પદ્ધતિ પર તે આશીર્વાદ આપશે. પાપનો વિષય તે અતિ ભયંકર છે અને તે વિષે જે માણસ વિશ્વાસુપણે બોલે છે તેને જેમ યોહાનને જુદો કરવામાં આવ્યો હતો તેમ આપોઆપ ખસતો કરવામાં આવે છે; કેમકે એવો સંદેશો માણસોને ગમતો નથી. આવી રીતે જોકે યોહાનને બીજા માણસોથી જુદો કરવામાં આવ્યો હતો તોપણ તે બહુ મોટો માણસ હતો; કેમકે જે સઘળા માણસોને જાણતો હતો તેણે જ કહ્યું છે, કે "સ્ત્રીઓથી જેટલા જન્મ્યા છે, તેઓમાં યોહાન બાપ્તિસ્મા કરનાર કરતાં કોઈ મોટો ઉત્પન્ન થયો નથી" (માત્થી ૧૧; ૧૧). એ પ્રમાણે ઝખાર્યાહ તથા એલીસાબેત મરણ પામ્યાં અને તેઓનો પુત્ર પણ અલોપ થયો ત્યારે એવું બન્યું હશે કે અમે કેવા અને શા કારણથી અજાયબ થતા હતા એ વિષે લોકો થોડી વારમાં ભૂલી ગયા હશે. પરંતુ જગત તેને ભલે ભૂલી ગયું હોય પણ ઈશ્વર તેને ભૂલી ગયો નહોતો, અને તેણે જેમ પુરાતન વખતમાં આમોસને એકાંતમાં તૈયાર કર્યો હતો તેમ તે યોહાનને પણ તેનાં નિર્માણ કરેલાં સેવાકાર્યને અર્થે એકાંતમાં તૈયાર કરતો હતો (જુઓ માત્થી ૩; ૧–૧૨નો ખુલાસો).

સ્વાગતનું બીજું ગીત : Benedictus : લુક ૧ ; ૬૭–૮૦.

**૬૭ તેના બાપ ઝખાર્યાહે પવિત્ર આત્માથી ભરપૂર થઈને એવો પ્રબોધ કર્યો, કે**

**૬૮ ઇસ્રાએલનો દેવ પ્રભુ સ્તુતિમાન થાઓ;**

કેમકે તેણે પોતાના લોકની મુલાકાત લઈને તેઓનો ઉદ્ધાર
કર્યો છે.
૬૯ જગતના આરંભથી થતા આવેલા પવિત્ર પ્રબોધકોનાં મોંથી
તેણે જે કહ્યું હતું તે પ્રમાણે,
૭૦ તેણે પોતાના સેવક દાઊદના કુળમાં
આપણે સારૂ તારણનું શિંગ ઊભું કર્યું છે,
૭૧ કે તે આપણા શત્રુઓથી તથા આપણા પર દ્વેષ રાખનાર
સર્વના હાથમાંથી આપણને બચાવે;
૭૨ એ સારૂ કે તે આપણા બાપદાદાઓ પ્રત્યે દયા દેખાડે, તથા
પોતાનો પવિત્ર કરાર સંભારે;
૭૩ એટલે તેણે આપણા બાપ ઈબ્રાહીમની આગળ જે સમ
ખાધા તે.
૭૪ એ માટે કે તે આપણે સારૂ એવું કરે, કે આપણે પોતાના
શત્રુઓના હાથમાંથી છૂટકો પામીને, નિર્ભયતાથી આપણા
આખા આયુષ્યભર તેની આગળ
૭૫ શુદ્ધતાથી તથા ન્યાયીપણાથી તેની સેવા કરીએ.
૭૬ અને ઓ છોકરા, તું પરાત્પરનો પ્રબોધક કહેવાશે;
કેમકે તું પ્રભુની આગળ ચાલશે, એ માટે કે તું પ્રભુના માર્ગો
તૈયાર કરે;
૭૭ તથા તેના લોકનાં પાપની માફી મળવાથી જે તારણ છે, તેનું
જ્ઞાન તું તેઓને આપે.
૭૮ આપણા દેવની ઘણી દયાથી
અરૂણોદય ઉપરથી આપણા પર આવશે,
૭૯ જેથી અંધારામાં તથા મરણની છાયામાં જેઓ બેઠેલા છે
તેઓને તે પ્રકાશ પમાડે;
તથા આપણા પગને શાંતિના માર્ગમાં દોરી જાય.
૮૦ છોકરો મોટો થયો, અને આત્મામાં બળવાન થતો ગયો, અને
ઈસ્રાએલમાં તેના પ્રગટ થવાના દિવસ સુધી તે રાનમાં રહ્યો.

બોલવાની શક્તિ પાછી પ્રાપ્ત કર્યા પછી આ ઘરડો તથા ધાર્મિક યાજક ગીત ગાવા લાગ્યો. તે ગીતના શબ્દો નવ મૌન મહીના દરમિયાન તેને ઈશ્વરી પ્રેરણાવડે મળ્યા હતા. આ નવ મહીનાનો અનુભવ આપણે શિક્ષા તરીકે સમજવાનો નથી; તેણે ઈશ્વરની પાસે ચિહ્ન માગ્યું હતું, અને આજ ચિહ્ન ઈશ્વરે તેને આપ્યું હતું. આ મૌન દહાડા દરમિયાન ઈશ્વર ઝખાર્યાહની સાથે મોટી

કૃપાથી વર્ત્યો હતો, અને તેણે તેના મુખમાં જે નવું ગીત મૂક્યું તેને 'મંડળીના સવારનું ગીત' એવું શોભતું નામ આપવામાં આવ્યું છે. "ઈશ્વરની કૃપા" એ બાળકનું નામ થવાનું હતું, અને તેજ વિષય આ ઘરડા માણસના ગીતનો છે. આ સુંદર ગીતમાં પ્રથમ ઈસ્રાએલ પર ને પછી પોતા પર તથા પોતાની પત્ની પર દર્શાવેલી ઈશ્વરની કૃપા વિષે ઝખાર્યાહ વિચાર કરે છે; કેમકે ઈશ્વરે અતિ કૃપાથી ઝખાર્યાહ તથા એલીસાબેતની મુલાકાત લીધી હતી, એટલું જ નહિ પણ સાથે સાથે ઈસ્રાએલની પણ મુલાકાત લીધી હતી. ઈસુ ખ્રિસ્ત 'ન્યાયીપણાનો સૂર્ય' ઊગવાનો હતો, અને તેના ઊગવાથી પોહ ફાટવાનો હતો, અને અંધારૂં લોપ થઈ જવાનું હતું. તેના અજવાળાવડે અજ્ઞાન તથા વહેમરૂપી ધૂમસ દૂર થવાનું હતું. બધા જ તારા તથા ચંદ્ર મળીને રાતને દિવસના રૂપમાં ફેરવી શકતા નથી; તેમજ સૂર્ય પોતે પણ આટલો બધો તેજસ્વી હોવા છતાં માણસના આત્માને અજવાળું આપી શકતો નથી. અંધારાએલાં વાનાં સૂર્યવડે પ્રકાશમાં આવે છે, પણ તે જોવાની શક્તિ સૂર્ય આંધળા માણસને આપી શકતો નથી. પરંતુ અહીં જે ઊગતો સૂર્ય વર્ણવવામાં આવે છે તે વસ્તુને પ્રકાશિત કરી શકે છે એટલું જ નહિ પણ તે જોવાની શકિત પણ આપી શકે છે. તે ઈશ્વરના રાજ્યના મર્મો ખૂલ્લા કરે છે એટલુંજ નહિ પણ સર્વ વિશ્વાસીઓને માટે તે સ્વર્ગનું દ્વાર ઉઘાડે છે. પોતાનો દીકરો આવા અરુણોદયનો એલચી થાય એ ઝખાર્યાહને ઘણુંજ આશ્ચર્યકારક લાગ્યું. અત્રે એલચી તૈયાર માલૂમ પડે છે; ઈશ્વરનો દીકરો પોતાની દુનિયાની મુલાકાત લેવા તૈયાર થઈ ગયો છે, પરંતુ આપણે આગળ વાંચીએ તે પહેલાં આપણે પોતાને આજ પ્રશ્ન પૂછીએ કે શું આપણે પોતાનાં હૃદયમાં તેનો આવકાર કરવા માટે તૈયાર છીએ? જો એમ હોય તો આપણે નીચે આપેલા સવાલજવાબ વિષે વિચાર કરીએ:

આત્માપુરના લોકો પોતાના રાજકુમાર ઇમ્માનુએલને કહે છે, કે "હે પ્રભુ, અજવાળું આગળ જાઓ, અને પ્રેમ પાછળ આવો. ખરેખાત, અમારો હાથ પકડીને તારી સલાહવડે અમને દોરી જા, અને આત્માપુરમાં આવીને તને જેમ યોગ્ય લાગે તેમ કરજે."

રાજકુમાર જવાબ આપે છે, કે "પાછા વળો. શાંતિએ તમારે ઘેર જાઓ. હું તમારા કિલ્લા એટલે આત્માપુરનો કબજો કરી લઈશ અને તમારી રક્ષા કરવા તમારી પાસે મારા સૈનિકોને ઊભા રાખીશ. હા, હું હજી પણ આત્માપુરમાં એવું કામ કરીશ કે તેનો જોટો આકાશ તળે કોઈ પણ પ્રજા, દેશ કે રાજ્યમાં મળશે નહિ."

ઈસુ ખ્રિસ્તનો જન્મ: ૨; ૧-૭.

**તે દિવસોમાં કાઈસાર ઑગસ્ટસે એવો ઠરાવ બહાર પાડયો, કે સર્વ દેશોના લોકનાં નામ નોંધાય. [૨] કુરેનિયસ સુરિયા [પ્રાંત]નો**

**હાકેમ હતો, તેના વખતમાં વસ્તીની એ પ્રથમ ગણતરી થઈ હતી.**
**³બધાં પોતાનાં નામ નોંધાવવા સારૂ પોતપોતાના શહેરમાં ગયાં,**
**⁴અને યુસફ પણ ગાલીલના નાઝારેથ શહેરમાંથી યહુદાહ મધ્યે**
**દાઊદનું શહેર જે બેથલેહેમ કહેવાય છે તેમાં, ⁵પોતાનું તથા પોતાની**
**ગર્ભવતી વેવીશાળી વહુ મરિયમનું નામ નોંધાવવા ગયો, કેમકે તે**
**દાઊદના વંશ તથા કુળમાંનો હતો. ⁶તેઓ ત્યાં હતાં, એટલામાં**
**તેના દહાડા પૂરા થયા, ⁷અને તેને પોતાનો પ્રથમ દીકરો જન્મ્યો;**
**તેણે તેને લૂગડામાં લપેટીને ગભાણમાં સુવાડ્યો, કારણ કે તેઓને**
**સારૂ ધર્મશાળામાં કંઈ જગા નહોતી.**

પ્રભુ ઈસુ ખ્રિસ્ત કઈ સાલમાં જન્મ્યો હતો તે વિષે હજી પણ ચર્ચા કરવામાં આવે છે. એ બધી ચર્ચાનું વર્ણન આ ટીકાગ્રંથમાં સ્થળસંકોચને કારણે કરી શકાય એમ નથી; માટે મેં પોતે કઈ તારીખ સ્વીકારી છે, અને તે શા કારણથી એટલું જ જણાવવા હું રજા લઉં છું. મને એ સંભવિત લાગે છે કે મરિયમને નવેમ્બર માસમાં હમેલ રહ્યા હતા, અને આપણા પ્રભુનો જન્મ ઑગસ્ટ મહીનામાં થયો હતો. અહીં આગળ ઈસુનો જન્મ ગાલીલના નાઝારેથમાં નહિ પણ દક્ષિણ યુદીઆના બેથલેહેમમાં થયો હતો તેનું કારણ લેખક જણાવે છે. ઑગસ્ટસની કારકિર્દી વિષે એક જાણવા જેવી વાત એ મળે છે કે તેમાં આખા સામ્રાજ્યમાં વસ્તીગણના કરવાનો રિવાજ શરૂ થયો. રોમન લોકો પોતાના રાજ્ય સંબંધી હમેશાં "આખી દુનિયા" એ શબ્દો વાપરતા હતા. તેનું કારણ એ છે કે દુનિયાના જેટલા ભાગ વિષે તેઓ પરિચિત હતા તેટલા ભાગ પર તેઓ રાજ કરતા હતા. આ વસ્તીગણનાનું કામ સઘળા તાબાના પ્રાંતો તથા રાજ્યોમાં દર ચૌદમે વર્ષે થતું હતું. લુક જણાવે છે કે કુરેનિયસ સીરીઆનો હાકેમ હતો ત્યારે પાલેસ્ટાઈનમાં સૌથી પ્રથમ વસ્તીગણના કરવામાં આવી. એ પરથી જણાય છે કે જ્યારે કુરેનિયસ સીરીઆનો હાકેમ હતો ત્યારે, અને જે વર્ષે પ્રથમ વસ્તીગણના કરવામાં આવી તે વર્ષે આપણા પ્રભુનો જન્મ થયો હતો. આપણા જમાનામાં મિસર દેશમાં ઘણું ખોદકામ કરવામાં આવ્યાં છે તેથી આપણા પ્રભુના વખતના ઘણા લેખો અને દરેક જાતનાં લખાણ મળી આવ્યાં છે; તે જમાનામાં મિસરમાં ઓકસીરિંકસ નામનું શહેર આવેલું હતું. તે અરણ્યની રેતીમાં દટાઈ ગએલું છે. આ શહેરનાં ખંડેર ખોદી કાઢવામાં આવ્યાં છે અને તેમાંથી જે વસ્તુઓ હાથ આવી છે તેમાં વસ્તીગણનાને લગતાં ઘણાં લખાણ સમાએલાં છે. તેમાં જે સૌથી જૂનાં લખાણ છે તે ઈ. સ. ૨૦ની સાલને લગતાં છે. તે પહેલાંની વસ્તીગણના તે પહેલાં ૧૪ વર્ષ પર એટલે ઈ. સ. ૬માં થઈ હશે (જુઓ પ્રે. કૃ. ૫; ૩૭). આ હિસાબે તે પહેલાંની વસ્તીગણના ઈ. સ. પૂર્વે ૮માં થઈ હશે, તેને લુક 'પ્રથમ વસ્તીગણના'

કહે છે. ઉપરાંત તે આપણને એ પણ જણાવે છે કે આ વસ્તીગણના હેરોદની કારકિર્દીમાં થઈ હતી (૧ ; ૫); વળી હેરોદ ઈ. સ. પૂર્વે ૪માં મરણ પામ્યો. એ પરથી જણાય છે કે ઈસુ ખ્રિસ્તનો જન્મ ઈ. સ. પૂર્વે ૪ પહેલાં થએલો હોવો જોઈએ. પરંતુ અહીં આગળ એક મુશ્કેલી ઊભી થાય છે; કેમકે લુક આપણને એ પણ જણાવે છે કે કુરેનિયસ સીરીઆનો હાકેમ હતો તે વખતે ઈસુનો જન્મ થયો, અને આપણે બીજી રીતે જાણીએ છીએ કે કુરેનિયસ ઈ. સ. ૬માં સીરીઆનો હાકેમ થયો. આથી પ્રથમ દૃષ્ટિએ આપણને એવું લાગે કે લુકે ભૂલ કરી હશે. પરંતુ બારીકાઈથી તપાસ કરતાં માલૂમ પડે છે કે ઈ. સ. ૬માં કુરેનિયસે જે મુલકી સત્તા ધારણ કરી તે ઉપરાંત ઈ. સ. પૂર્વે ૬થી ૪ સુધી તે તેજ પ્રાંતના મુલકી હાકેમ **પબ્લીઅસ કુેલીઅસ વારસ** સાથે લશ્કરી હાકેમ તરીકે રહ્યો હતો. વળી તેજ મુદ્દત દરમિયાન ઈ. સ. ૮ને માટે સામ્રાજ્યની જે પ્રથમ વસ્તીગણના નિર્માણ કરવામાં આવી હતી તેનો અમલ યુદીઆમાં કરવામાં આવ્યો, તેનું કારણ એ છે કે હેરોદને એવી દહેશત લાગતી હતી કે આ વસ્તીગણનાને લીધે પાલેસ્ટાઈનમાં બળવો જાગશે, અને રોમ તરફથી તેને ફરજ પાડવામાં આવી ત્યારે જ તેણે માન્યું. આવી રીતે વિલંબ થયો તેથી ઈ. સ. પૂર્વે ૫માં આપણા પ્રભુનો જન્મ થયો હશે એમ માનવું મને વાજબી લાગે છે.

આ પ્રમાણે ઈ. સ. ૫ના ઑગસ્ટ મહીનામાં દાઊદના પુરાતન નગર બેથલેહેમમાં આપણા પ્રભુનો જન્મ થયો: પોતાનું નામ નોંધાવવા સારૂ યુસફ ત્યાં જાય એમાં નવાઈ જેવું કંઈ નથી, કેમકે પોતાનાં નામ કુળવાર નોંધાવવાનો યહુદીઓનો રિવાજ હતો (૨ શમૂ. ૨૪; ૨), અને તે દાઊદનો વંશજ હતો. આપણને અજાયબ જેવું એજ લાગે છે કે મરિયમ પોતાની સ્થિતિ આવી હોવા છતાં તેની સાથે જાય. તેમ કરવા માટે તે બંધાએલી ન હતી, કેમકે વસ્તીગણનાને લગતાં મળી આવેલાં લખાણ પરથી સાબિત થાય છે કે ઘરનો મુખ્ય માણસ પોતાનાં નામ, ધંધો, રહેઠાણ, મિલ્કતની હકીકત અને પોતાનાં સ્ત્રીછોકરાં તથા ગુલામોનાં નામ નોંધાવે એટલી જ જરૂર હતી. આપણને એમ લાગે છે કે નાઝારેથમાં પોતાના પડોશીઓની નિંદાથી હેરાન થઈને યુસફે નાઝારેથ છોડવાનો અને પોતાના પૂર્વજોના શહેરમાં રહેવાનો નિશ્ચય કર્યો હશે (જુઓ માત્થી ૨ ; ૧-૧૨નો ખુલાસો).

નાઝારેથથી બેથલેહેમ જવાનો રસ્તો ત્રણ દહાડાનો હતો. એટલી મુસાફરી તો મરિયમને ભારે થઈ પડી; કેમકે તેઓ જેવાં બેથલેહેમની પાસે આવી પહોંચ્યાં કે તરત જ તેને પ્રસવવેદના થવા લાગી. એ કારણથી જે રહેઠાણ સૌથી નજીક હોય ત્યાં તેઓને આશ્રય શોધવો પડયો. આ તો ગામનું સામાન્ય

મુસાફરખાનું હતું, અને તે દિવસોમાં ઘણા મુસાફરો આવતાજતા હોવાથી તે તેઓથી ભરપૂર હતું. આ કારણથી મરિયમને જ્યાં ઢોર બાંધવામાં આવતાં હતાં તે તબેલામાં આશરો લેવો પડયો. ત્યાં પવિત્ર બાળકનો જન્મ થયો, અને તેના પ્રેમી હાથોએ જે કપડાં તૈયાર કર્યાં હતાં તેમાં લપેટીને તેણે તેને ગભાણમાં સુવાડયો.

આ પ્રમાણે પ્રભુ ઈસુ ખ્રિસ્તના જન્મની હકીકત છે. વસ્તીગણનામાં યુસફે ઘણું કરીને પોતાના કુટુંબના નામ સાથે તેનું પણ નામ દાખલ કર્યું હશે. આવું ઓરીજેનને ખાસ રીતે છાજતું લાગતું હતું, અને તેની સાથે આપણે પણ મળતા થઈએ છીએ; કેમકે તેવડે આલેખેલા ઈશ્વરી અવતારના ચિત્રમાં જે કંઈ અધુરૂં હોય તે પૂરૂં કરવામાં આવે છે. આપણે વાંચીએ છીએ કે મહિમાનો પ્રભુ આ દુનિયામાં આવ્યો ત્યારે તેને સારૂ જગા ન હતી. એવી રીતે પાછળથી તેની સાથે કેવી રીતે વર્તવામાં આવશે એવું અગાઉથી દર્શાવવામાં આવ્યું. આપણે માટે સવાલ એટલો જ છે કે શું તેને સારૂ આપણી પાસે જગા છે? જો હોય તો તે "પોતાના આત્માના કષ્ટનું ફળ જોઈને સંતોષ પામશે," અને ફરીથી આકાશના દૂતોને ગાવાનું તાજું કારણ મળશે.

## ઘેટાંપાળકો : ૨ ; ૮–૧૨.

**૮ તે દેશમાં ઘેટાંપાળકો રાત્રે ખેતરમાં રહીને પોતાનાં ટોળાંને સાચવતા હતા. ૯ પ્રભુનો એક દૂત તેઓની પાસે આવીને ઊભો રહ્યો, ને પ્રભુના ગૌરવનો પ્રકાશ તેઓની આસપાસ દેખાયો; અને તેઓ ઘણા ભયભીત થયા. ૧૦ દૂતે તેઓને કહ્યું, કે બીહો મા; કેમકે, જુઓ, હું મોટા આનંદની સુવાર્તા તમને કહું છું, અને તે સર્વ લોકોને માટે થશે. ૧૧ કેમકે આજ દાઊદના શહેરમાં તમારે સારૂ એક તારનાર, એટલે ખ્રિસ્ત પ્રભુ, જન્મ્યો છે. ૧૨ તમારે સારૂ એ નિશાની છે, કે તમે એક બાળકને લૂગડામાં લપેટેલો ગભાણમાં સૂતેલો જોશો.**

એવું કહેવામાં આવ્યું છે કે ઇતિહાસમાંની સૌથી મોટી બીનાઓ જે સમયમાં બને છે તેજ સમયના માણસો તેઓનું રહસ્ય સમજી શકતા નથી. આપણા પ્રભુના જન્મ સંબંધી એમજ થયું હતું. ઈસુ ખ્રિસ્તના જન્મના પરિણામે દુનિયાની પુનરુત્પત્તિ થવાની હતી, પણ એ વિષે યહુદીઆના રહીશો સામાન્ય રીતે અજાણ્યા રહ્યા હતા. આ બીનાનું આશ્ચર્ય માત્ર આકાશમાં સમજાતું હતું, અને તે બની ત્યારે આકાશનાં સૈન્યોએ તેને લીધે હર્ષનાદ કર્યો;

પરંતુ તેઓના હર્ષાનંદના પ્રેક્ષક થવાની તક માત્ર નમ્ર માણુસોની એક નાની ટોળીને આપવામાં આવી. સઘળા જમાનામાંના ગરીબ તથા અજ્ઞાન લોકને માટે આ વિચારમાં કેટલો બધો દિલાસો સમાએલો છે! દૂત યરૂશાલેમ ગયો નહિ તેમજ તેણે શાસ્ત્રીઓ તથા ફરોશીઓને શોધી કાઢ્યા નહિ. એ જમાનામાં દુનિયાની ગાદી પર સીઝર ઑગસ્ટસ બેઠેલો હતો, પરંતુ સામ્રાજ્યની રાજધાનીમાંના મહેલમાં જવાનો રસ્તો દૂતને સુઝ્યો નહિ, તેમજ તે જે 'મોટા આનંદની સુવાર્તા' લઈને આવ્યો હતો તે ઑગસ્ટસને કાને નાખવાની ન હતી. માણુસના સમજવા પ્રમાણે આખી પૃથ્વીમાં જે સૌથી અસંભવિત જગા લાગતી હતી તે જગાએ આ દૂત જવાનો હતો. આ અધ્યાયની શરૂઆતમાં જે મોટો સીઝર દુનિયા પર અમલ ચલાવતો હતો તેનું નામ પહેલું જ લેવામાં આવે છે. ત્યાર પછી કુરેનિયસનું નામ આવે છે, અને તે પણ પોતાના જમાનામાં બહુ જ મોટો માણુસ હતો. પરંતુ આ બધાને તેઓના ઠાઠમાઠસહિત પડતા મૂકવામાં આવે છે; કેમકે જે આવ્યો છે તે તેઓ કરતાં પણ મોટો છે. ઈશ્વરે પોતાની સૃષ્ટિની મુલાકાત લીધી છે, અને તેનું કામ ખાસ કરીને દરિદ્રી તથા નમ્ર માણુસોની સાથે છે.

આખી દુનિયામાં જે ગરીબમાં ગરીબ દેશ હતો, અને તેમાંની એક અપ્રસિદ્ધ જગાએ આ દૂત જવાનો હતો; વળી તેના કૃપાવંત સમાચાર જેઓને મળવાના હતા તેઓ પણ પોતાની પ્રજામાં સૌથી હલકા વર્ગમાંના માણુસો હતા; કેમકે તે દિવસોમાં પાલેસ્ટાઈનમાં ભરવાડો સંબંધી હલકા વિચાર કરવામાં આવતા હતા, એટલે સુધી કે રાબ્બીઓએ ધાર્મિક યહુદીને જે ધંધા કરવાની મના કરી હતી તેમાં ભરવાડનો ધંધો પણ સમાએલો હતો. જ્યાં આગળ એ ધંધાની ટીપ આપવામાં આવી છે ત્યાં આગળ એવું પણ એ લખેલું છે, કે "તેઓના ધંધા લૂંટારાના છે." વળી એ પણ છાજતું લાગે છે કે જે 'પાપીઓનો મિત્ર' ગણાવતો હતો તેનું આગમન પ્રથમ આવા ગણાતા પાપીઓની આગળ પ્રકટ કરવામાં આવે. પરંતુ જોકે આ વાર્તા આટલી બધી સાદી છે તોપણ તેમાં સમાએલો પાઠ સમજતાં ચૂકી ન જઈએ તો સારૂં; કેમકે આ લોકો પોતાની ફરજ બજાવવામાં રોકાએલા હતા ત્યારે તેઓને આ દર્શન થયું. તેઓ સાદા અને પ્રામાણિક માણુસો હતા, અને પોતાની શક્તિ પ્રમાણે મુસા તથા ધર્મપિતૃઓની આજ્ઞા પ્રમાણે જીવવાના પ્રયત્ન કરતા હતા; છતાં તેઓ ઊંઘી ગયા હોત અને વાડાની આજુબાજુ રખડતા લોંકડા તથા શિયાળની બેપરવાઈ રાખી હોત તો તે રાતે દૂતોનાં સ્તોત્રો તેઓના સાંભળવામાં આવત નહિ. પરંતુ તેઓ વિશ્વાસુપણાએ પોતાની નમ્ર ફરજ બજાવતા હતા તેથી ઈશ્વરનું પ્રકટીકરણ જેમ પોતાના સસરા યિથ્રોનાં ઘેટાંબકરાંનાં ટોળાં સાચવતાં મુસાની પાસે આવ્યું હતું તેમ તે અહીં આગળ આ ઘેટાંપાળકોની પાસે પણ આવ્યું, અને તેથી

તેઓ પ્રભુના જન્મના પ્રથમ પ્રેક્ષકો તથા સાક્ષીઓ બન્યા. વળી આ બાબતમાં પાછળના વખતમાં ઈસુ પોતે પોતાના પિતાની પદ્ધતિ પસંદ કરવાનો હતો; કેમકે તેને એવું કહેવાનો વખત આવ્યો, કે "ઓ બાપ, આકાશ તથા પૃથ્વીના ધણી, હું તારી સ્તુતિ કરૂં છું, કે જ્ઞાનીઓથી તથા બુદ્ધિમાનોથી તેં એ વાત ગુપ્ત રાખીને બાળકોને પ્રકટ કરી છે; હા, બાપ, કેમકે એ તને સારૂં લાગ્યું" (લુક ૧૦; ૨૧).

સ્વાગતનું ત્રીજું ગીત: Gloria in Excelsis ૨ ; ૧૩-૨૦.

**૧૩ પછી દૂતની સાથે આકાશી સેનાનો સમુદાય એકાએક પ્રગટ થયો; તેઓ દેવની સ્તુતિ કરીને કહેતા હતા, કે**
**૧૪ પરમ ઊંચામાં દેવને મહિમા થાઓ,**
**તથા પૃથ્વી પર જે માણસો વિષે તે પ્રસન્ન છે, તેઓને શાંતિ થાઓ.**

**૧૫ દૂતો તેઓની પાસેથી આકાશમાં ગયા પછી, તે ઘેટાંપાળકોએ**
**એકબીજાને કહ્યું, કે ચાલો, આપણે બેથલેહેમ જઈએ, અને જે**
**વાતની ખબર પ્રભુએ આપણને આપી છે તે જોઈએ. ૧૬ તેઓ**
**ઉતાવળથી ગયા, અને મરિયમને, યુસફને તથા ગભાણમાં સૂતેલા**
**બાળકને તેઓએ દીઠાં. ૧૭ તેઓને દીઠા પછી જે વાત એ છોકરા**
**સંબંધી તેઓને કહેવામાં આવી હતી, તે તેઓએ જાહેર કરી. ૧૮ જે**
**વાતો ઘેટાંપાળકોએ તેમને કહી, તેથી સર્વ સાંભળનારાઓ અચરત**
**થયા. ૧૯ પણ મરિયમ એ સર્વ વાતો મનમાં રાખીને તે વિષે વિચાર**
**કરતી. ૨૦ ઘેટાંપાળકોને જેમ કહેવામાં આવ્યું હતું તેમ તેઓએ બધું**
**સાંભળ્યું તથા જોયું, તેને લીધે તેઓ દેવનો મહિમા તથા સ્તુતિ કરતા**
**પાછા ગયા.**

આગલાં પ્રકરણમાં ઈસુ ખ્રિસ્તનો જન્મ કેવી નમ્ર અવસ્થામાં થયો હતો એ વિષે આપણે વિચાર કરી ગયા છીએ. પરંતુ શું એ અવસ્થા ખરેખર દીન હતી? દુનિયાને જે દર્શન થયું એ તો બેથલેહેમના મુસાફરખાનામાં ગભાણમાં સુવાડેલા બાળકનું દર્શન હતું; એટલે ઉપર આલેખેલાં ચિત્રોમાં ઈસુ ખ્રિસ્તનો અવતાર માણસજાતના દૃષ્ટિબિંદુથી વર્ણવવામાં આવેલો છે. પરંતુ અહીં આગળ દૂતોના ગીતમાં તેને આકાશના દૃષ્ટિબિંદુથી નિહાળવામાં આવે છે; કેમકે તે જે મહિમામાંથી આવ્યો હતો તેને તેના જન્મના સંજોગો ઢાંકી શક્યા નહિ: "પછી દૂતની સાથે આકાશી સેનાનો સમુદાય એકાએક પ્રગટ થયો; તેઓ દેવની સ્તુતિ કરીને કહેતા હતા કે પરમ ઊંચામાં દેવને મહિમા થાઓ, તથા પૃથ્વી પર જે માણસો વિષે તે પ્રસન્ન છે તેઓને શાંતિ થાઓ."

શું આ નમ્રાવસ્થાનો જન્મ કહેવાય ? વળી આ ગીતમાં મુદ્દાની વાત એ છે કે ઈશ્વરના મહિમા તથા પૃથ્વીની શાંતિ વચ્ચે નિકટનો સંબંધ છે ; આકાશમાં ઈશ્વરને મહિમા આપવામાં આવે છે ત્યારે પરિણામે આકારામાં શાંતિ થાય છે. તે જમાનામાં દુનિયાના લોકો કેટલી બધી આતુરતાથી શાંતિની આશા રાખતા હતા તે એશિઆ માઈનર તથા બીજી જગાએ સીઝર ઑગસ્ટસના માનાર્થે ઊભા કરેલા સ્તંભો પરના લેખો પરથી માલૂમ પડે છે. પ્રજાઓને "પેક્ષ રોમાના"—રોમની શાંતિ મળી હતી, પરંતુ એ સદી સમાપ્ત થઈ ત્યાર પહેલાં એપિકટેટસ નામના તર્કશાસ્ત્રીએ આવું જાણવા જેવું વચન લખ્યું, કે "સીઝર ખુશકી માર્ગે થતી લડાઈ સંબંધી અથવા જળમાર્ગે સામા આવતા ચાંચીઆ સંબંધી શાંતિ આપી શકે છે એ સાચી વાત ; પરંતુ કામ, ક્રોધ, શોક કે ઈર્ષા સંબંધી તે શાંતિ આપી શકતો નથી." આ શાંતિ જગત આપી શકતું નથી, અને લઈ શકતું પણ નથી, અને તે ઈસુ ખ્રિસ્તની સુવાર્તામાં જ સમાએલી છે. વળી આપણે નવા કરારનાં પાનાં ફેરવીએ છીએ ત્યારે જે સ્ત્રીપુરુષોનું પાપનિવારણ ઈસુ ખ્રિસ્તે કર્યું હતું તેઓનાં જીવનવૃત્તાંતમાં આ ગીતનો પડઘો પડતો આપણા સાંભળવામાં આવે છે.

## પડઘો

"તરત તે તેઓની આગળ ઊઠીને જે પર તે સૂતો હતો તે ઊંચકીને દેવની સ્તુતિ કરતો કરતો પોતાને ઘેર ગયો. એથી સઘળા વિસ્મિત થયા, અને તેઓએ દેવની સ્તુતિ કરી ; તેઓએ ભયભીત થઈને કહ્યું, કે આજ આપણે અજાયબ જેવી વાતો જોઈ છે" ( ૫; ૨૫, ૨૬ ).

"એથી સઘળાને ભય લાગ્યો; અને તેઓએ દેવની સ્તુતિ કરી" (૭; ૧૬).

"તેણે તેના પર હાથ મૂકયા, કે તરત તે ટટાર થઈ, અને દેવની સ્તુતિ કરી" ( ૧૩ ; ૧૩ ).

"તેઓમાંનો એક, પોતે સાજો થયો છે એ જોઈને, મોટે ઘાંટે દેવની સ્તુતિ કરતો પાછો ફર્યો" ( ૧૭ ; ૧૫ ).

"તરત તે દેખતો થયો, અને દેવનો મહિમા પ્રગટ કરતો તે તેની પાછળ ચાલ્યો" ( ૧૮ ; ૪૩ ).

"જે થયું હતું તે જોઈને સુબેદારે દેવની સ્તુતિ કરી" ( ૨૩ ; ૪૭ ).

આ બાબતો હજી બનવાની હતી, અને તે વિષે આ લોકો હજી અજાણ હતા તોપણ મરિયમ એ સૌ વાતો મનમાં રાખીને એ વિષે વિચાર કરતી, તેમજ ઘેટાંપાળકોએ જે સાંભળ્યું તથા જોયું હતું તેને લીધે તેઓ દેવનો મહિમા તથા સ્તુતિ કરતા પાછા ગયા એવું આપણે વાંચીએ છીએ ત્યારે આપણને નવાઈ લાગતી નથી.

## મંદિરમાં ઈસુનું અર્પણ : ૨ ; ૨૧–૨૮

**[21] આઠ દહાડા પૂરા થયા પછી તેની સુનત કરવાનો વખત
આવ્યો, ત્યારે તેઓએ તેનું નામ ઈસુ પાડયું, કે જે નામ તે પેટ રહ્યો
ત્યાર પહેલાં દૂતે પાડયું હતું.**

**[22] મુસાના નિયમશાસ્ત્ર પ્રમાણે તેઓના શુદ્ધિકરણના દિવસ
પૂરા થયા, [23] ત્યારે જેમ પ્રભુના નિયમશાસ્ત્રમાં લખેલું છે, કે પહેલો
અવતરેલો દરેક નર પ્રભુને સારૂ પવિત્ર કહેવાય, તે પ્રમાણે તેઓ
તેને પ્રભુની આગળ રજુ કરવાને, [24] તથા પ્રભુના નિયમશાસ્ત્રમાં
ફરમાવ્યા પ્રમાણે એક જોડ હોલાનો અથવા કબૂતરનાં બે બચ્ચાંનો
યજ્ઞ કરવા સારૂ, તેઓ તેને યરૂશાલેમ લાવ્યાં.**

**[25] ત્યારે જુઓ, શિમઓન નામે એક માણસ યરૂશાલેમમાં
હતો; તે ન્યાયી તથા ધાર્મિક માણસ હતો, તે ઈસ્રાએલના
દિલાસાની વાટ જોતો હતો; અને પવિત્ર આત્મા તેના પર હતો.
[26] પવિત્ર આત્માએ તેને જણાવ્યું હતું, કે પ્રભુના ખ્રિસ્તને જોયા
પહેલાં તું મરશે નહિ. [27] તે આત્મા[ની પ્રેરણા]થી મંદિરમાં
આવ્યો. બાળક ઈસુના સંબંધમાં નિયમશાસ્ત્રના વિધિ પ્રમાણે
કરવા સારૂ તેનાં માબાપ તેને માંહે લાવ્યાં, [28] ત્યારે તેણે તેને
ખોળામાં લઈને દેવની સ્તુતિ કરીને કહ્યું, કે**

તેના જન્મ પછી આઠમે દિવસે પવિત્ર બાળકની સુનત કરવામાં આવી. જે કારણથી તેણે પાછળના વખતમાં યોહાનના હાથે બાપ્તિસ્મા પામવાની ઇચ્છા બતાવી તેજ કારણથી તે યહુદી મંડળીની આ પુરાતન ક્રિયાને આધીન થયો; એટલે કે "સર્વ ન્યાયીપણું એમ પૂરૂં કરવું" તેને છાજતું હતું. યહુદીઓને સુનત કરવાની ક્રિયા કેટલી બધી અગત્યની લાગતી હતી તે આપણે જાણીએ છીએ, કેમકે જેની સુનત કરવામાં આવી ન હોય તેવો પુરુષ અશુદ્ધ ગણાતો હતો. એવા માણસને મંદિરની ક્રિયાઓમાં ભાગ લેવા દેવામાં આવતો નહિ, અને જો તે ધાર્મિક શિક્ષક બનતો તો તેનું કોઈ સાંભળતું જ નહિ. આ કારણથી ઈસુની સુનત થાય એ અવશ્યનું હતું, એ સારૂ કે તે પોતાના લોકોને સર્વકાળના જીવનનાં વચનો શીખવી શકે. ઈસુની સુનત કરવામાં આવી ત્યારે જેમ દૂતે ફરમાવ્યું હતું તેમ તેનું નામ 'ઈસુ' જાહેર કરવામાં આવ્યું. હેબ્રીમાં જે 'યહોશુઆ' નામ છે તેના ગ્રીક રૂપ પરથી 'ઈસુ' રૂપ બન્યું છે, અને તેનો અર્થ 'તારનાર' થાય છે. આ નામ આપણા પ્રભુના વખતમાં યહુદીઓમાં લોકપ્રિય હતું, અને જે મોટો નેતા તેઓના પૂર્વજોને વચનના દેશમાં દોરી ગયો હતો તેના માનાર્થે યહુદીઓ તેઓના દીકરાઓને આ નામ આપતા હતા.

આ નામ ઈશ્વરી ફરમાનથી આપણા પ્રભુને આપવામાં આવ્યું તે પરથી જ સ્પષ્ટ થાય છે કે પહેલેથી જ પોતાના લોકોને તેઓનાં પાપથી તારવાનો જ તેની સેવાનો હેતુ સમજવાનો હતો. ત્યાર પછી તેત્રીસમે દિવસે નિયમશાસ્ત્રના બીજા બે વિધિઓ પાળવાના હતા: ૧. પહેલો વિધિ શુદ્ધિકરણ કરવાનો હતો (કલમ ૨૨). આ વિધિ પાળવામાં ન આવે ત્યાં સુધી યહુદી મા જેટલાંને અડકે તે અશુદ્ધ ગણાય. શુદ્ધિકરણને અંગે ખરૂં અર્પણ તો હલવાનનું હતું; પરંતુ તે લાવી ન શકાય એટલાં ગરીબ હોય તેઓને એક જોડ હોલાનો અથવા કબૂતરનાં બે બચ્ચાંનો યજ્ઞ કરવાની છૂટ હતી. એ જ મરિયમનું અર્પણ હતું. આ પ્રમાણે મંદિરમાં તેનું અર્પણ કરતી વેળાએ પણ ઈસુને ફરીથી પૃથ્વીનાં ગરીબ માણસોની સાથે ગણવામાં આવ્યો. ૨. બીજો વિધિ પ્રથમજનિતની ખંડણી ભરવાનો હતો (નિર્ગમન ૧૩; ૨, ૧૧-૧૫: લેવી. ૨૭; ૨૬, ૨૭: ગણના ૧૮; ૧૫-૧૯). સઘળાં પ્રથમજનિત પ્રભુનાં ગણાતાં હતાં, પરંતુ જ્યારે શુદ્ધ જનાવરના પ્રથમજનિતનું અર્પણ વેદી પર કરવાનું હતું ત્યારે પાંચ શેકેલ આપીને પ્રથમજનિત બાળકની ખંડણી ભરી આપવી પડતી હતી. આ પુરાતન વિધિને પણ આધીન થઈને યુસફ તથા મરિયમ બાળઈસુને મંદિરમાં લાવ્યાં; ત્યાં તેઓએ ઈશ્વરની આગળ તેનું અર્પણ કર્યું, અને માણસોની આગળ કબૂલ કર્યું કે તે ઈશ્વરનો છે.

સ્વાગતનું ચોથું ગીત: Nunc Dimittis ૨ ; ૨૯–૩૮.

**૨૯ ઓ સ્વામી, હવે તારા વચન પ્રમાણે**
**તું તારા દાસને શાંતિથી જવા દે;**
**૩૦ કેમકે મારી આંખોએ તારૂં તારણ દીઠું છે,**
**૩૧ જેને સર્વ લોકની સંમુખ તેં સિદ્ધ કર્યું છે;**
**૩૨ વિદેશીઓને પ્રકાશ આપવા સારૂ,**
**તથા તારા ઇસ્રાએલી લોકોનો મહિમા થવા સારૂ**
**તે પ્રકાશરૂપ છે.**

**૩૩ તેના સંબંધી જે વાતો કહેવામાં આવી, તેથી તેનાં માબાપ**
**અચરત થતાં હતાં. ૩૪ શિમઓને તેઓને આશીર્વાદ દીધો, અને**
**તેની મા મરિયમને કહ્યું, કે જો, આ બાળક ઇસ્રાએલમાંના ઘણાના પડવા, તથા પાછા ઊઠવા સારૂ, તથા જેની વિરુદ્ધ વાંધા લેવામાં**
**આવે તેની નિશાનીરૂપ થવા સારૂ ઠરાવેલો છે. ૩૫ હા, અને તારા**
**પોતાના જીવને તરવાર વીંધી નાખશે; એ માટે કે ઘણાં [માણસોનાં] મનની કલ્પના પ્રગટ થાય.**

**[36]આશેરના કુળની ફનુએલની દીકરી, આન્ના નામે, એક
પ્રબોધિકા હતી; તે ઘણી વૃદ્ધ થઈ હતી, તે પોતાના કુવારાપણા
પછી પોતાના વરની સાથે સાત વરસ સુધી રહી હતી, [37]તે
ચોર્યાસી વરસથી વિધવા હતી; તે મંદિરમાંથી નહિ ખસતાં
રાતદિવસ ઉપવાસ તથા પ્રાર્થનાઓસહિત ભક્તિ કર્યા કરતી. [38]તેણે
તેજ ઘડીએ ત્યાં આવીને પ્રભુની સ્તુતિ કરી, ને જેઓ યરૂશાલેમના
ઉદ્ધારની વાટ જોતા હતા તે સર્વને તેના સંબંધી વાત કરી.**

આ વિભાગમાં બે ઘરડાં સંતો પોતાના ત્રાતાને આશીર્વાદ દેવા માટે કેવી રીતે ઊભાં થયાં એ જણાવવામાં આવે છે. સૌથી પહેલું શિમઓનનું નામ આવે છે. તે છેક ડોસો હતો અને લાંબા વખતથી તેણે મસીહના આવવાની આશા રાખી હતી. તેની આતુરતા જોઈને ઈશ્વર તેના પર પ્રસન્ન થયો હતો અને તેને કહ્યું હતું કે તું મરી જઈશ ત્યાર પહેલાં તું ખરેખર, પ્રભુના અભિષિક્તનું મોં જોઈશ. પવિત્ર બાળક લઈને યુસફ તથા મારયમ મંદિરમાં આવ્યાં, એટલામાં શિમઓન પણ આવ્યો. તેણે તરત જાણ્યું કે આ તો જગતનો તારનાર છે, અને તેણે પોતાનું ઉપકારીપણું એક ઉમદા ગીતમાં દર્શાવ્યું છે. આ ગીત હજી પણ કેટલીક મંડળીઓમાં દર રવિવારે સાંજે ગાવામાં આવે છે. જોન નોક્ષ પ્રભુભોજનને અંતે તેનો ઉપયોગ કરતો હતો, અને ત્યાં તે ખરેખરૂં બંધબેસતું છે. વળી શિમઓનને માટે આ ગીતમાં જે રહસ્ય રહેલું હતું તેજ રહસ્ય આપણને પણ લાગુ પડે છે, એટલે જેઓએ પ્રભુને જોયો છે તેઓને મરણ ગભરાવી શકતું નથી. પુરાતન વખતમાં આપેલાં વચનો વિષે આ ઘરડા ભક્તે કેટલા બધા વિચાર કર્યા હતા એ તેના ગીતના શબ્દો પરથી જ માલૂમ પડે છે. વળી એક સત્ય યહુદીઓ કબૂલ કરવામાં ધીમા હતા તે આ ગીતમાં સમાએલું છે, અને તેની વિશેષતા પણ છે, એટલે મસીહ એકલા ઈસ્રાએલનો નહિ પણ તિરસ્કાર પામેલા બિનયહુદીઓનો પણ તારનાર થવાનો હતો (યશાયાહ ૨૫; ૭: ૪૦; ૫: ૨૨; ૬: ૪૬; ૧૩: ૪૯; ૬: ૫૨; ૧૦).

પવિત્ર બાળક સંબંધી આવાં મહિમાવાન વચનો બોલવામાં આવે છે એ સાંભળીને યુસફ તથા મરિયમ સ્વાભાવિક રીતે અચંબો પામ્યાં. પછી મરિયમ તરફ વળીને તથા તેને સંબોધીને શિમઓને તેના દીકરા સંબંધી એક ભારે અર્થસૂચક ભવિષ્યવચન કહ્યું, કે "જો, આ બાળક ઈસ્રાએલમાંના ઘણાના પડવા, તથા પાછા ઊઠવા સારૂ,...ઠરાવેલો છે.' તેનું સાંભળ્યા પછી માણસો કદી તેનાતેજ રહી શકે નહિ. તેના આવવાથી આત્મિક ક્રાંતિ થવાની હતી. તેની વિરૂદ્ધ બોલવામાં આવશે એ શબ્દો વાંચીને રોમના યહુદીઓના શબ્દો આપણને યાદ આવે છે, કે "આ પંથની વિરૂદ્ધ લોકો સર્વ સ્થળે બોલે છે એવું અમે જાણીએ

છીએ" (પ્રે. કૃ. ૨૮; ૨૨). વળી મરિયમના સંબંધમાં પણ તેણે કહ્યું, કે "તારા પોતાના જીવને તરવાર વીંધી નાખશે," અને તેણે વધસ્તંભ પર તેને મરતો જોયો તે દહાડે તેનું હૃદય કેવું વીંધાઈ ગયું તે આપણે જાણીએ છીએ. વળી આ બધું થાય છે શા માટે? તે એ માટે થાય છે કે "ઘણાં [ માણસોનાં ] મનની કલ્પના પ્રગટ થાય." ઈસુ ખ્રિસ્ત પ્રત્યે આપણે જે વલણ રાખીએ છીએ તેથી જ આપણા ચારિત્ર્યની કસોટી કરવામાં આવે છે, અને આપણે ખરેખર જેવાં છીએ તેવાં આપણને હાલમાં પ્રગટ કરે છે અને ભવિષ્યમાં પણ પ્રગટ કરશે.

ત્યાર પછી એક પ્રબોધિકા ઈસુ ખ્રિસ્તની આરાધના કરવા શિમઓનની સાથે જોડાઈ જાય છે. આન્ના નામે એક પ્રબોધિકા હતી. તે ઘણી વૃદ્ધ થઈ હતી. જેમ ઘણી વાર થતું તેમ આ બાઈની ઉંમર ૧૪ વર્ષની થઈ ત્યારે તેનાં લગ્ન થયાં હોય તો આ વૃત્તાંત પ્રમાણે તેની ઉંમર ૧૦૫ વર્ષ જેટલી થાય. શિમઓનની માફક તે પણ ઈસ્રાએલના દિલાસાની વાટ જોતી હતી. તે પ્રબોધિકા હતી માટે તે કદાપિ મંદિરમાં રહેતી હોય, અને ઈશ્વરના ઘરનાં કામકાજમાં ભાગ પણ લેતી હોય. તે પણ આ પવિત્ર બાળકનું ઈશ્વરત્વ કબૂલ કરી તેને મસીહ તરીકે જાહેર કરે છે.

એશીકલુસ નામના કવિએ આગામેમ્નોન નામનું એક ગ્રીક નાટક લખ્યું છે. તેમાંના એક પ્રવેશનો મુકાબલો આ સાથે કરવામાં આવ્યો છે. આગામેમ્નોનના મહેલના ધાબા પર એક દેખાવ જોવામાં આવે છે: "રાતનો વખત છે. ચોકીદાર સૂતેલો છે, અને તે પોતાની કોણી પર અઢેલીને કઠેરા પરથી બહાર જુએ છે. શહેરનો કબજો લેવામાં આવે ત્યારે અગ્નિ સળગાવવો એમ ઠરાવેલું હતું તે જોવાની ચોકીદાર રાહ જુએ છે. એકાએક દૂર આવેલા અગ્નિનો પ્રકાશ રાતના અંધકારને ભેદી નાખે છે; ત્યારે ચોકીદાર એકદમ ઊઠીને આનંદનો પોકાર કરે છે: 'હે રાતના મશાલચી, સવારના જેવું અજવાળું પાડનાર, તને સલામ.' એમ કરીને પોતાના લોકોનો જય થયો છે, એટલું જ નહિ પણ પોતે ઉજાગરા તથા ચિંતાથી મુક્ત થયો છે એ કારણથી ચોકીદાર કૂદે છે અને આનંદ કરે છે. એજ પ્રમાણે મંદિરમાંનાં ઈશ્વરનાં ચોકીદારો શિમઓન તથા આન્નાને માટે તેઓ જે અજવાળું જોવાની આતુરતાથી આશા રાખતાં હતાં તેનો ઉદય થયો."

## પવિત્ર બાળકનું પહેલું પાસ્ખાપર્વ : ૨; ૩૯–૫૨

**[૩૯] પ્રભુના નિયમશાસ્ત્ર પ્રમાણે બધું કરી ચૂકયા પછી તેઓ ગાલીલમાં પોતાને શહેર નાઝારેથ પાછાં ગયાં.**

**[૪૦] તે છોકરો મોટો થયો, અને જ્ઞાનથી ભરપૂર થઈને બળવાન થયો; અને દેવની કૃપા તેના પર હતી.**

**[41]તેનાં માબાપ વરસોવરસ પાસ્ખાપર્વમાં યરૂશાલેમ જતાં
હતા. [42]તે બાર વરસનો થયો, ત્યારે તેઓ રીત પ્રમાણે પર્વમાં
ગયાં. [43][પર્વના] દિવસો પૂરા કરીને તેઓ પાછાં જવા લાગ્યાં,
ત્યારે છોકરો ઇસુ રૂશાલેમમાં પાછળ રહ્યો; અને તેનાં માબાપને
તેની ખબર પડી નહિ. [44]પણ તે સંઘમાં હશે, એમ ધારીને તેઓએ
એક મજલ જેટલે ગયા પછી પોતાનાં સગાંઓમાં તથા ઓળખીતાં-
ઓમાં તેને શોધ્યો. [45]તે તેઓને જડયો નહિ, ત્યારે તેઓ તેને
શોધતાં શોધતાં યરૂશાલેમ પાછાં ગયાં. [46]ત્રણ દહાડા પછી તેઓએ
તેને મંદિરમાં ધર્મગુરુઓની વચમાં બેઠેલો, તેઓનું સાંભળતો તથા
તેઓને સવાલો પૂછતો દીઠો. [47]જેઓએ તેનું સાંભળ્યું તેઓ બધા
તેની બુદ્ધિથી તથા તેના ઉત્તરોથી વિસ્મિત થયા. [48]તેને જોઈને
તેઓ અચરતી પામ્યાં; તેની માએ તેને પૂછયું કે દીકરા, તું અમારી
સાથે આવી રીતે કેમ વર્ત્યો? જો, તારા બાપે તથા મેં દુ:ખી થઈને
તારી શોધ કરી. [49]તેઓને તેણે કહ્યું, કે તમે શા માટે મારી શોધ
કરી? શું તમે જાણતાં નહોતાં કે મારા બાપને ત્યાં મારે હોવું જોઈએ?
[50]આ જે વાત તેણે તેઓને કહી તે તેઓ સમજ્યાં નહિ. [51]તે
તેઓની સાથે ગયો, અને નાઝારેથ આવીને તે તેઓને આધીન રહ્યો;
અને તેની માએ એ સર્વ વાતો પોતાના મનમાં રાખી.
[52]ઈસુ જ્ઞાનમાં તથા કદમાં, ને દેવની તથા માણસોની
પ્રસન્નતામાં વધતો ગયો.**

માત્થી જણાવે છે કે હેરોદના ધાકને લીધે યુસફ તથા મરિયમને બાળ-ઈસુને લઈ મિસર દેશમાં નાસી જવું પડયું; પરંતુ તે વિષે લુક કંઈ કહેતો નથી; અલબત, એ વિષે તે અજાણ્યો નહિ જ હોય. તેજ પ્રમાણે "પ્રેરિતોનાં કૃત્યો"માં તે અરબસ્તાનમાં પાઊલના વસવાટ સંબંધી કંઈ કહેતો નથી; છતાં પાઊલની સાથે તેનો આટલો બધો ગાઢ સંબંધ હોવાથી ખાતરી થાય છે કે તે વિષે તે જાણતો હોવો જોઈએ (ગલાતી. ૧; ૧૭). પરંતુ કોઈ પણ સુવાર્તામાં ઈસુ ખ્રિસ્તની બાલ્યાવસ્થા સંબંધી થોડું જ કહેવામાં આવે છે; તથાપિ બીજાં લખાણ પુષ્કળ મળે છે. તેમાં માની શકાય નહિ એવી ઈસુની બાલ્યાવસ્થા વિષેની દંતકથાઓ સમાએલી છે. એવું અનુમાન કરવું ઘટે છે કે કાં તો આપણો પ્રભુ અસાધારણ છોકરો ન હતો, કાં તો યુસફ તથા મરિયમ ડાહ્યાં માણસો હતાં, તેથી તેઓએ તેને પોતાના ઘરના પવિત્ર વાતાવરણમાં રાખ્યો, અને તેને બીજા છોકરાઓની માફક પોતાના સમયના માનીતા શિક્ષકોની પાસે શીખવા મોકલવામાં આવતો હતો. ડુંગરમાંથી નીકળી આવતી નાની નદી જોઈને કોઈને એમ ન લાગે કે તેજ નદી આગળ જતાં મોટાં મોટાં શહેરોના

વેપારનો જળમાર્ગ થશે. તેજ પ્રમાણે આપણા પ્રભુ ઈસુ ખ્રિસ્ત નાઝારેથના મહોલ્લાઓમાં રમતાં બીજાં છોકરાંથી બહુ જુદો ન લાગ્યો હોય તોપણ આખરે તે આખી દુનિયાનાં પાપનો ભાર ઊંચકવાનો હતો.

હવે યરૂશાલેમમાં જે જ્ઞાની માણસો સાન્હેદ્રીનના સભાસદો હતા તેઓ વિષે ઈસુએ નાઝારેથના સભાસ્થાનમાં વારંવાર સાંભળ્યું હશે. તેથી તેની ઉંમર ૧૨ વર્ષની થયે યુસફ તથા મરિયમ તેને પોતાની સાથે પાસ્ખા પર્વમાં ભાગ લેવા માટે લઈ ગયાં ત્યારે તેને એમ લાગ્યું હશે કે જે મોટા શાસ્ત્રીઓ વિષે મેં આટલું બધું સાંભળ્યું છે તેઓને મોઢેમોઢ જોવાની કેવી સરસ તક મળે છે! કેમકે નિયમશાસ્ત્ર તથા પ્રબોધકોમાંનાં અનેક પ્રકરણ સંબંધી તેના વિચારવંત તથા ગંભીર મનમાં પ્રશ્ન ઉપસ્થિત થયા હશે, અને તેનો ખુલાસો જાણવાને તે આતુર બન્યો હશે. એ પ્રમાણે તે કોણ જાણે કેવી રીતે શાસ્ત્રીઓની હજૂરમાં દાખલ થઈ ગયો અને તેઓને પ્રશ્ન પૂછવા લાગ્યો. તેઓના શબ્દો સાંભળવાને માટે તે બહુ જ આસ્થાથી કાન ધરતો હતો, અને તેના ખરાપણાને લીધે તેમજ તેની ડહાપણભરી વાતચીતને લીધે તેઓ પણ તેના તરફ આકર્ષાયા. પરંતુ તેઓને અથવા તેને ખબર ન પડે એવી રીતે તેઓની સ્થિતિ પરસ્પર બદલાઈ ગઈ, તેથી આખરે તે પોતે જ ઈશ્વરની વાતો લઈને તેનો ખુલાસો તેઓને કરી બતાવતો હતો.

જે સમુદાય ચારે દિશા તરફથી પાસ્ખાપર્વને માટે યરૂશાલેમમાં આવતો હતો તે અવ્યવસ્થિત સમુદાય હતો. દૂર દૂરનાં ગામડાંમાંથી જાત્રાળુઓનો પ્રવાહ નાની નાની નદીઓ તરીકે શરૂ થયો હતો, પરંતુ તેઓ જેમ જેમ યરૂશાલેમ પાસે આવતા ગયા તેમ તેમ તેઓના માર્ગ પર આવેલાં કસ્બા તથા ગામડાંમાંથી નવા નવા માણસોનો ઉમેરો થતો ગયો. પાછા જતી વખતે એથી ઊલટું થતું હતું, એટલે તેઓ એક મોટા સમુદાય તરીકે શહેરમાંથી નીકળતા હતા, પરંતુ જે ગામોમાંથી તેઓ આવેલાં હતાં તેની પાસે તેઓ જેમ જેમ આવતાં ગયાં તેમ તેમ તેઓની સંખ્યા ધીમે ધીમે ઓછી થતી ગઈ. આવી રીતે પોતાના સંઘની સંખ્યા ઘણી જ ઓછી થઈ ગઈ હતી ત્યારે જ યુસફ તથા મરિયમે જાણ્યું હતું કે ઈસુ અમારા સંઘમાં નથી.

શું આજે ઈસુ ખ્રિસ્તને ગૂમાવ્યાનો અનુભવ નથી થતો? મને તો એમ લાગે છે કે આ સાદી વાર્તા હાલની દુનિયાના દૃષ્ટાંતરૂપ છે. જે જમાનામાં આપણે રહીએ છીએ તેને ખ્રિસ્તી સુધારાનો જમાનો કહેવામાં આવે છે, છતાં એ જમાનાનાં માણસોના જીવન પર ઈસુ ખ્રિસ્તની કેટલી સત્તા ચાલે છે? પવિત્ર શાસ્ત્ર કહે છે કે "યહોવાહ મળે છે એટલામાં તેને શોધો," પરંતુ આ આધુનિક દુનિયામાં તે ક્યાં મળે એમ છે? યુસફ તથા મરિયમની માફક આપણે દુનિયાઈ માર્ગ પર પોતાના ઓળખીતાઓમાં તેની શોધ કરીએ

છીએ, આધુનિક સાહિત્યમાં આપણે તેની શોધ કરીએ છીએ, દેશપરદેશની રાજનીતિ તથા તેમના પરસ્પર સંબંધોમાં આપણે તેને શોધીએ છીએ, પણ તે ક્યાં છે? કોઈ કોઈ ઠેકાણે તેનાં ઝાંખાં પગલાં આપણા જોવામાં આવે છે, તેથી આપણને ખબર છે કે એક વખતે પવિત્ર બાળક આ રસ્તે થઈને ગયો હતો, પણ તે પોતે હાલ નથી દેખાતો. વાંધો ક્યાં આગળ છે? બેથલેહેમની બીનાઓ પછી સૈકાંથી ચાલતો આવેલો અને સ્વર્ગીય યરૂશાલેમ ભણી જનારા જાત્રાળુઓનો જે મોટો કાફલો તેનું શું થઈ ગયું હશે? એક જ બાબત બની છે અને તે એ છે કે કાફલાએ પોતાના ખ્રિસ્તને ગૂમાવ્યો છે.

પરંતુ વિશેષે કરીને આ વાત વ્યક્તિપરત્વે લાગુ પડે છે. શું આપણામાંના કેટલાકે ખ્રિસ્તને ગૂમાવ્યો નહિ હોય? સંઘમાં એટલાં બધાં માણસો હતાં કે અમુક મુદ્દત સુધી આપણને પોતાની ખોટની ખબર પડી નહોતી; આપણા મિત્રો એટલા બધા હતા કે તેમની મનોરંજક વાતચીતમાં તલ્લીન થવાથી ખ્રિસ્તની કોમળ વાણી સંભળાતી બંધ થઈ છે તેની આપણને ખબર પડી નથી. વળી આપણા પર કોઈ વાર આફત આવે છે, ઝરા આગળ ગાગેર ફૂટી જાય છે, ત્યારે આપણે તેને હાંક મારીએ છીએ પણ તે જવાબ આપતો નથી; આપણે તેને ફંફોસીને શોધીએ છીએ પણ તેની ગેરહાજરી જ દેખાય છે. "મને તે ક્યાં જડે એ હું જાણતો હોત તો કેવું સારૂં!"

એ સવાલનો એક જ જવાબ છે, એટલે આપણે જ્યાં તેને તજી ગયાં હતાં ત્યાં જ તે આપણને મળશે. જો યહુદા જાણતો હોત તો પેલા જૈતુન વૃક્ષ તળે જ્યાં તેણે તેને વિશ્વાસઘાતી ચુંબન કર્યું હતું ત્યાં તે તેને પાછો મળ્યો હોત; ત્યારે તો ફાંસો ખાવાને માટે બીજા ઝાડની જરૂર પડત નહિ. પીતરે જ્યાં આગળ તેનો નકાર કર્યો હતો તે જગાએ તે તેને પાછો મળ્યો. તેજ પ્રમાણે આપણે માર્ગમાંથી જે જગાએ ભૂલાં પડયાં છીએ તેજ જગાએ ઈસુ ખ્રિસ્ત ધીરજથી આપણી રાહ જુએ છે. તેણે આપણને તજી દીધાં નથી, આપણે જ તેને તજી દીધો છે. વળી ફરી મિલાપ થાય તેને માટે બિનશરતે પુનઃસ્વાર્પણ કરવાનું છે. ખ્રિસ્તને માટે સર્વસ્વ આપવાનું છે—એથી ઓછું ચાલે નહિ; ખ્રિસ્ત સર્વમાં સર્વ થાય એ જરૂરનું છે—એથી ઓછાથી તેને સંતોષ થશે નહિ. મરિયમ તથા યુસફ ઠેઠ 'તેના બાપને ઘેર' ગયાં ત્યારે જ તે તેમને મળ્યો હતો; તેજ પ્રમાણે આપણે પણ જ્યાં પાપ કરીને તેને મૂકી ગયાં હતાં ત્યાં સુધી આપણે પગલાં પાછાં ભરીએ તો બેશક, તે આપણને મળ્યા વગર રહેશે નહિ.

અહીં આગળ આપણા પ્રભુનાં જે વચનો સુવાર્તામાં નોંધવામાં આવ્યાં છે તેમાંનું પહેલું વચન અહીં મળે છે, અને તે પરથી તેની ચેતના કેટલો

બધો વિકાસ પામી હતી તે જણાય છે : "તમે શા માટે મારી શોધ કરી ? શું તમે જાણતાં નહોતાં કે મારા બાપને ત્યાં મારે હોવું જોઈએ ?" આ તો પ્રભુ ઈસુના બાળપણનો મોટામાં મોટો દિવસ હતો. મંદિરમાં થતી ધર્મક્રિયાઓથી ઈસ્રાએલના મોટા બચાવની યાદગીરી કરાવવામાં આવતી હતી. તેને નિહાળવાથી પોતાના મનમાં જે પ્રશ્નો ઉપસ્થિત થયા હતા તે પ્રશ્નોના જવાબ તેને સૂચવવામાં આવ્યા એ બનવાજોગ છે. એટલું તો ખરૂં કે તેણે ત્યારથી જ જાણ્યું કે આ પ્રાયશ્ચિત્ત માત્ર પ્રતિછાયારૂપ છે, અને તેવડે વધુ મોટું તથા ઉમદા પ્રાયશ્ચિત્ત દર્શાવવામાં આવે છે. હવેથી હું ક્યાંથી આવ્યો છું અને શું કરવાનો છું એ ઈસુએ જાણ્યું. સાથે સાથે તેને એમ પણ લાગ્યું કે બીજાઓને પણ સ્પષ્ટ જણાવવું જોઈએ કે મરિયમ મારી મા છે ખરી, પણ ઈશ્વર મારો પિતા છે. "દીકરા, તું અમારી સાથે આવી રીતે કેમ વર્ત્યો ? જો, તારા બાપે તથા મેં દુ:ખી થઈને તારી શોધ કરી." તેનો બાપ યુસફ નથી એ મરિયમ તો જાણતી હતી, અને હું પણ જાણું છું એવી ખબર તેને આપવાની જરૂર અત્રે ઈસુને લાગી ; માટે તેણે કહ્યું કે "શું તમે જાણતાં નહોતાં કે મારા બાપને ત્યાં મારે હોવું જોઈએ ?" છતાં યુસફના ઘર સાથેના પોતાના સંબંધમાં તેણે તાત્કાળિક કંઈ ફેરફાર કર્યો નહિ. "તે તેઓની સાથે ગયો, અને નાઝારેથ આવીને તે તેઓને આધીન રહ્યો."

# ઈસુ ખ્રિસ્તનું તેડું : ૩ ; ૧—૪ ; ૧૩.

## રાનમાંની વાણી : ૩ ; ૧–૨૨

હવે તીબેરિયસ કાઇસારની કારકિર્દીને પંદરમે વરસે, જ્યારે
પોન્તિયસ પીલાત યહુદાહનો અધિપતિ હતો, તથા હેરોદ ગાલીલનો
રાજા હતો, તથા તેનો ભાઈ ફિલિપ ઈતુરાઈ તથા ત્રાખોનીતી દેશનો
રાજા હતો, તથા લુસાનિયસ આબિલેનેનો રાજા હતો, [2] અને આન્નાસ
તથા કાયાફાસ પ્રમુખ યાજકો હતા, તે વખતે ઝખાર્યાહના દીકરા
યોહાનની પાસે રાનમાં દેવનું વચન આવ્યું. [3] તે યરદનની આસ-
પાસના આખા પ્રદેશમાં પાપની માફીને સારૂ પસ્તાવાનું બાપ્તિસ્મા
પ્રગટ કરતો આવ્યો. [4] યશાયાહ પ્રબોધકનાં વચનોના પુસ્તકમાં
લખેલું છે, કે

રાનમાં ઘાંટો પાડનારની વાણી,
કે પ્રભુનો માર્ગ તૈયાર કરો,
તેના રસ્તા પાધરા કરો.
[5] હરેક નીચાણ પૂરાશે,
હરેક પહાડ તથા ટેકરો નીચો કરાશે;
વાંકું સીધું કરવામાં આવશે,
ખાડાટેકરાવાળા માર્ગ સપાટ થશે;
[6] અને સર્વ દેહધારી દેવનું તારણ જોશે.

[7] ત્યારે ઘણા લોકો તેનાથી બાપ્તિસ્મા પામવા સારૂ આવ્યા,
તેઓને તેણે કહ્યું, કે ઓ સર્પોના વંશ, આવનાર કોપથી નાસવાને
તમને કોણે ચેતાવ્યા? [8] તો પસ્તાવો [કરનારને] શોભે એવાં ફળ
ઉપજાવો, અને પોતાના મનમાં એમ ન કહેવા માંડો, કે ઈબ્રાહીમ
અમારો બાપ છે; કેમકે હું તમને કહું છું, કે દેવ આ પથ્થરોમાંથી
ઈબ્રાહીમને સારૂ વંશ ઉત્પન્ન કરી શકે છે. [9] વળી હમણાં ઝાડોની
જડ પર કુહાડો લગાડેલો છે; માટે જે કોઇ ઝાડ સારાં ફળ આપતું
નથી તે કપાય છે, અને અગ્નિમાં નંખાય છે. [10] લોકોએ તેને પૂછ્યું,
કે તો અમારે શું કરવું? [11] તેણે તેઓને ઉત્તર આપ્યો, કે જેની પાસે
બે અંગરખા હોય તે જેની પાસે એકે નથી તેને એક આપે. જેની
પાસે ખાવાનું હોય, તે પણ એમ જ કરે. [12] દાણીઓ પણ
બાપ્તિસ્મા પામવા સારૂ આવ્યા, ને તેને પૂછ્યું, કે ઉપદેશક, અમારે

શું કરવું? ૧૩ તેણે તેઓને કહ્યું, કે તમારે સારૂ જે નીમેલું છે, તે
કરતાં બળાત્કારથી વધારે ન લો. ૧૪ સિપાઈઓએ પણ તેને
પૂછ્યું, કે અમારે શું કરવું? તેણે તેઓને કહ્યું, કે કોઈના પર
જબરદસ્તી ન કરો, તેમજ કોઈના ઉપર ખોટું તહોમત ન મૂકો;
અને તમારા પગારથી સંતોષી રહો.
૧૫ લોક [મસીહની] વાટ જોતા હતા, અને સર્વ યોહાન
સંબંધી વિચાર કરતા હતા, કે એ ખ્રિસ્ત હશે કે નહિ; ૧૬ ત્યારે
યોહાને સર્વને કહ્યું, હું તો પાણીથી તમારૂં બાપ્તિસ્મા કરૂં છું; પણ
મારા કરતાં જે બળવાન છે તે આવનાર છે, તેના ચંપલની વાધરી
છોડવા હું યોગ્ય નથી; તે પવિત્ર આત્માથી તથા અગ્નિથી તમારૂં
બાપ્તિસ્મા કરશે. ૧૭ તેનું સૂપડું તેના હાથમાં છે, તેથી તે પોતાની
ખળીને સાફ કરી નાખશે, અને ઘઉં પોતાની વખારમાં તે ભરી
રાખશે; પણ ભૂસું તે ન હોલવાનાર અગ્નિમાં બાળી નાખશે.
૧૮ તેણે બીજો ઘણો બોધ કરતાં લોકોની આગળ સુવાર્તા પ્રગટ
કરી. ૧૯ પણ હેરોદને તેના ભાઈની વહુ હેરોદિયાસને લીધે, તથા
જે ભૂંડાં કામ તેણે કર્યાં હતાં તે બધાંને લીધે યોહાને ઠપકો દીધો હતો;
૨૦ તેથી તેણે પોતાની ભૂંડાઈમાં આગળ વધીને યોહાનને બંદીખાનામાં
પૂર્યો.
૨૧ હવે સર્વ લોક બાપ્તિસ્મા પામી રહ્યા ત્યાર પછી ઈસુ પણ
બાપ્તિસ્મા પામીને પ્રાર્થના કરતો હતો, એટલામાં આકાશ ઉઘડી
ગયું; ૨૨ અને પવિત્ર આત્મા કબૂતરરૂપે તેના પર ઊતર્યો; અને
આકાશમાંથી એવી વાણી થઈ, કે તું મારો વહાલો દીકરો છે; તારા
પર હું પ્રસન્ન છું.

આગલા અધ્યાયમાં વર્ણવેલી બીનાઓ પછી બીજાં ૧૮ વર્ષ સુધી આપણા પ્રભુના જીવનચરિત્ર સંબંધી કંઈ પણ જાણવામાં આવતું નથી. તે શો ધંધો કરતો હતો એવું ચાર સુવાર્તિકોમાં એકલો માર્ક જણાવે છે, અને તે તેને 'સુતાર' કહે છે (માર્ક ૬; ૩). તેની ઉંમર ૩૦ વર્ષની થઈ ત્યાં સુધી તે સુતારી કામ કરવા રાજી હતો; એ બધાં વર્ષો દરમિયાન પોતાની જાહેર સેવા શરૂ કરવાનું તેડું મળે તેની રાહ તે ધીરજથી જોતો હતો. વળી ઝખાર્યાહના દીકરા યોહાનની પાસે રાનમાં ઈશ્વરનું વચન આવ્યું, ત્યારે મારો સમય આવ્યો છે એ ઈસુએ જાણ્યું.

યોહાન બાપ્તિસ્મા કરનારના દેખાવ પરથી કોઈને એમ લાગે નહિ કે તે મહત્ત્વનો માણસ છે. એ માણસનું આખું જીવન સાદું હતું. એ પરથી

આપણને એવું શીખવાનું મળે છે કે એકી વખતે માણસ મોટો અને સાદો પણ હોઈ શકે. આ માણસ આટલો બધો મોટો હોવા છતાં માત્ર ‘વાણી’ સમાન થવા સંતોષી હતો. યશાયાહે ‘રાનમાં પોકારનારની વાણી’ વિષે જે વચન કહ્યું હતું (યશા. ૪૦ ; ૩, ૪), તે યોહાન પોતાને લાગુ પાડે છે. પોતા તરફ લોકોનું ધ્યાન ખેંચવાનો તેનો હેતુ ન હતો ; બધાંનું ધ્યાન આવનાર રાજાના ગૌરવ તરફ ખેંચાય એજ તેનો હેતુ હતો.

આ પ્રમાણે ૪૦૦ વર્ષના ગાળા પછી યુદીઆના ડુંગરોમાં ફરીથી ખરા પ્રબોધકની વાણી સંભળાવા લાગી, અને તે સાંભળવા માટે બધાં શહેરોમાંથી લોકોનાં ટોળેટોળાં નીકળવા લાગ્યાં (જુઓ માત્થી ૩ નો ખુલાસો). સુવાર્તિક અહીં આગળ યોહાનની સેવા આરંભવાની તારીખ કેવી રીતે નક્કી કરે છે તે પર ધ્યાન આપો. ૧. રોમન ઇતિહાસકારોની ગણતરી કરવાની પદ્ધતિ પ્રમાણે અહીં આગળ ઈ. સ. ૨૮ની સાલ સમજવાની છે. એટલે ઑગસ્ટસ ઈ. સ. ૧૪માં મરણ પામ્યો, અને તીબેરિયસ ગાદીએ બેઠો ત્યારથી ગણીએ તો. પરંતુ ત્યાર પહેલાં એટલે ઈ. સ. ૧૧ની આખર સુધીમાં, પ્રાંતો તથા સૈન્યોની દેખરેખ રાખવામાં આ તીબેરિયસ ઑગસ્ટસની સાથે જોડાઈ ગયો હતો. આ હિસાબે તેની કારકિર્દીમાંનું ૧૫મું વર્ષ ઈ. સ. ૨૫ની આખર સુધીમાં બેઠું હશે. ૨. ઇતિહાસકાર યુસેબીઅસના કહેવા પ્રમાણે દુર્ભાગ્ય પોન્તિયસ પીલાતની કારકિર્દી ઈ. સ. ૨૫માં શરૂ થઈ અને ૧૦ વર્ષ સુધી ચાલુ રહી. ૩. મોટા હેરોદના બે દીકરાઓનાં નામ હેરોદ આન્ટીપાસ તથા ફિલિપ હતાં, અને તે ઈ. સ. ૪માં મરણ પામ્યો ત્યારે તેઓને ટેટ્રાર્ખ (હાકેમ) અટક આપીને તેનું રાજ્ય વિભાગી આપવામાં આવ્યું. લુસાનિયસ વિષે એટલું જ જાણવામાં આવ્યું છે કે ઈ. સ. ૩૭માં જે પ્રદેશ ઉપર તે ટેટ્રાર્ખ તરીકે રહેતો હતો તે એટલે આબિલેને પ્રદેશ હેરોદ આગ્રીપા પહેલાને સોંપવામાં આવ્યો હતો. એજ હેરોદે યોહાનના ભાઈ યાકૂબને તરવારથી મારી નાખ્યો અને પીતરને કેદ કર્યો (પ્રે. કૃ. ૧૨ ; ૧–૩). ૪. માત્થી ૨૧ ; ૨૩-૩૨નો ખુલાસો જુઓ. ત્યાં એવું જણાવેલું છે કે ઈ. સ. ૧૮થી કાયાફાસ મુખ્ય યાજક તરીકે કામ કરતો હતો, તોપણ તેના સસરા આન્નાસને રોમન સરકારે હોદ્દા પરથી ઉતારી મૂક્યા છતાં તેને મુખ્ય યાજકના પક્ષના શિરપતિ તરીકે લેખવામાં આવતો હતો.

માત્થીના વૃત્તાંત પરથી માલૂમ પડે છે કે યોહાન લોકોની આગળ ઉપદેશ કરતો હતો એટલામાં કેટલાએક શાસ્ત્રીઓ તથા ફરોશીઓ તેની પાસે આવ્યા, અને તેઓને તેણે ‘હે સર્પોના વંશ’ કહીને સંબોધ્યા. પરંતુ લુકને કેવળ સમુદાયની સાથે કામ છે, અને જુદી જુદી જાતના શ્રોતાઓ પર યોહાનના ઉપદેશની કેવી અસર થતી હતી તે બતાવવાનો તેનો હેતુ જણાય છે. યોહાનનું સાંભળીને તેના શ્રોતાઓના મનમાં પોતાનાં પાપ વિષે ખાતરી તથા

લાગણી એકંદરે ઉપજતાં હતાં. લોકોએ પૂછ્યું કે "તો અમે શું કરીએ?" ત્યારે જવાબમાં યોહાન પુરાતન પ્રબોધકોની રીત મુજબ માણસની માણસ પ્રત્યેની ફરજ પર ભાર મૂકતો જણાય છે (સરખાવો ૧ ; ૧૬, ૧૭). યોહાન એવું શીખવે છે કે જ્યાં સુધી માણસ પોતાના પડોશીઓની સાથે ઘટતી રીતે નથી વર્તતો ત્યાં સુધી ઈશ્વરની સાથે જેવો સંબંધ રાખવો જોઈએ તેવો તે રાખી શકતો નથી. ત્યાર પછી જે જુદા જુદા વર્ગના માણસો તેની પાસે દોરવણી મેળવવાની ઇચ્છા રાખતા હતા તે પૃથક્ પૃથક્ વર્ગ તરફ વળીને તેણે તેઓના સંજોગોને અનુસરતી સલાહ આપી. "અમે શું કરીએ" એવું દાણીઓએ પૂછ્યું ત્યારે જોકે તેઓનો ધંધો યહુદીઓને ધિક્કારપાત્ર લાગતો હતો (માત્થી ૯ ; ૯–૧૩), તોપણ તે ખોટો છે એવું તે તેઓને કહેતો નથી. માત્ર પોતાનો ધંધો કરતાં તેઓએ અન્યાય કરવો નહિ એવું તે તેઓને કહે છે: "તમારે સારૂ જે નીમેલું છે, તે કરતાં બળાત્કારથી વધારે ન લો" (૩ ; ૧૩). સૈનિકો પણ તેની પાસે આવ્યા. આ સૈનિકો યહુદી હતા, અને પોતાની હદમાં હુલ્લડ ન થાય માટે ટેટ્રાર્ખોએ તેઓને રોકયા હતા. આ માણસો યહુદી હતા તેથી તેણે તેઓની આગળ પણ જાહેર કર્યું કે મસીહ આવ્યો છે માટે તમારે પસ્તાવો કરવો જોઈએ. વળી જેમ તેણે દાણીઓનો ધંધો ખોટો ઠરાવ્યો ન હતો તેમ આ લોકોનો ધંધો પણ ખોટો છે એવું કહેલું નથી; વળી તે મૂકી દેવાની સલાહ પણ તે આપતો નથી. તે માત્ર ત્રણ જાણીતી બાબતોમાં તેઓનું વર્તન ગેરવાજબી ઠરાવે છે, એટલે કે તેઓ વેઠ કરાવીને નિરાધાર માણસોને હેરાન કરતા હતા (સરખાવો માત્થી ૫ ; ૪૧), ખોટાં તહોમત મૂકીને ખોટો લાભ મેળવતા હતા, તથા પોતાના પગાર સંબંધી બડબડાટ કરતા હતા.

યોહાનના ઉપદેશની અસર એટલી બધી થઈ કે જોકે તે કોઈ પણ રીતે મસીહ વિષે ચાલુ આદર્શને અનુસરતો ન હતો, તોપણ આજ માણસ ખરેખર મસીહ હશે કે કેમ એ વિષે સમુદાયમાં પુષ્કળ ચર્ચા થવા લાગી. વળી હેરોદ આન્ટીપાસ કેવી રીતે યોહાનને પકડે છે એ વિષે જ્યારે સુવાર્તિક અહીં આગળ અગાઉથી સૂચન કરે છે ત્યારે તેનો હેતુ આજ બાબત પર વાચકનું ધ્યાન ખેંચવાનો માલૂમ પડે છે (સરખાવો માત્થી ૪ ; ૧૨ : ૧૪ ; ૩), કેમકે યોહાનનાં ભાષણ સાંભળીને સમુદાય પર ભારે અસર થઈ એટલું જ નહિ પણ ધાર્મિક તેમજ રાજદ્વારી આગેવાનો પર પણ એવી જ અસર થઈ હતી.

આપણા પ્રભુના બાપ્તિસ્મા સંબંધી મેં પહેલી બે સુવાર્તા વિષેના ટીકા-ગ્રંથોમાં જે લખ્યું છે તે જુઓ (માત્થી ૩ ; ૧૩–૧૭ અને માર્ક ૧ ; ૧–૧૩). અહીં આગળ લુક માર્કના વૃત્તાંતનું અનુકરણ કરે છે અને તે તેના શબ્દોનો એવો અર્થ કરે છે કે પવિત્ર આત્મા ઈસુ પર કબૂતરની માફક ઊતર્યો એટલું જ

નહિ પણ તેણે કબૂતરના જેવું દૃશ્ય રૂપ ધારણ કર્યું. ઉત્પત્તિ ૧ ; ૨માં કહેલું છે કે 'આત્મા પાણી પર હાલતો થયો,' તે પ્રકરણનો ખુલાસો આપતાં "તાલ્મુદ"માં આત્માને કબૂતરની ઉપમા આપવામાં આવી છે. "માત્થીની સુવાર્તા"ના મારા ખુલાસામાં મેં આ બાબત વિષે એક ખુલાસો આપ્યો છે. અહીં આગળ આપણા પ્રભુને જે અનુભવ થયો હતો તે પહેલેથી છેલ્લે સુધી ઉપમારૂપી ભાષામાં વર્ણવેલો છે. જુદી જુદી વિગત સંબંધી ગમે તેટલું અચોક્કસપણું હોય તોપણ એટલી વાત તો મને ખાતરીપૂર્વક લાગે છે કે પવિત્ર આત્માએ કબૂતરનું શારીરિક રૂપ ધારણ નહિ જ કર્યું હોય ; વળી તેઓના શબ્દોનો આપણે એવો અર્થ સમજીએ એવી સુવાર્તિકોની ઇચ્છા હશે એવું મારૂં માનવું નથી. આ ક્રિયામાં ભાગ લેવાથી આપણા પ્રભુએ જાહેર રીતે માણસજાતનું પાપનિવારણ કરવાનું મહા કાર્ય સ્વીકારી લીધું. આપણી પતિત અવસ્થાની સાથે તે પૂરી રીતે એકરૂપ થાય માટે તેની સુનત કરવામાં આવી તેવી જ રીતે તેને બાપ્તિસ્મા પણ આપવામાં આવ્યું. તે પોતાના પિતાની ઇચ્છાને આધીન થયો તેથી આપણે વાંચીએ છીએ કે પિતા તેના પર પ્રસન્ન થયો ; વળી આપણા પર ઈશ્વર પ્રસન્ન થાય એવી આપણી મરજી હોય તો આપણે પણ તેજ પ્રમાણે તેની ઇચ્છાને આધીન થવું જોઈએ.

જાણવા જેવી વાત એ છે કે નવા કરારમાં જુદે જુદે બે પ્રસંગે સમુદાય આજ પ્રશ્ન પૂછતો માલૂમ પડે છે, એટલે 'અમે શું કરીએ'? જ્યારે સ્ત્રીપુરુષોને પોતાની પ્રેરકબુદ્ધિ મારે છે ત્યારે સ્વાભાવિક રીતે આજ પ્રશ્ન તેઓના મનમાં ઉત્પન્ન થાય છે. હમણાં તો યોહાન એટલો જ જવાબ આપી શક્યો કે 'પસ્તાવો કરો.' પરંતુ જ્યારે એજ પ્રશ્ન પચાસમાના દિવસે ફરીથી પૂછવામાં આવ્યો ત્યારે પીતર તેનો પૂરો જવાબ આપી શક્યો. વધસ્તંભ તથા ખાલી કબરના પ્રકાશમાં ઊભા રહીને તેણે કહ્યું, કે "પસ્તાવો કરો, અને ઈસુ ખ્રિસ્તને નામે તમારામાંનો દરેક બાપ્તિસ્મા પામો, કે તમારાં પાપનું નિવારણ થાય; અને તમને પવિત્ર આત્માનું દાન મળશે. કેમકે તે વચન તમારે સારૂ, તમારાં છોકરાંને સારૂ તથા જેઓ દૂર છે તેઓને સારૂ, એટલે આપણો દેવ પ્રભુ જેટલાંને પોતાની પાસે બોલાવશે તે સર્વેને સારૂ છે" ( પ્રે. કૃ. ૨ ; ૩૮, ૩૯ ). હજી પણ ગુંચવણમાં પડેલી દુનિયાના પ્રશ્નનો ખ્રિસ્તી મંડળીનો જવાબ આ પ્રમાણે જ છે, અને જેઓ એ પ્રશ્ન પૂછે છે તે સર્વેને આપણે એજ કહેવાનું છે કે માર્ગ આ છે, તેમાં ચાલો.

## માણસજાતનો ખ્રિસ્ત : ૩ ; ૨૩–૩૮

**[23]ઈસુ પોતે [બોધ] કરવા લાગ્યો, ત્યારે તે આસરે ત્રીસ વર્ષનો હતો, અને (ધાર્યા પ્રમાણે) તે યુસફનો દીકરો હતો, જે હેલીનો**

[દીકરો], ૨૪ જે માત્થાતનો, જે લેવીનો, જે મલ્ખીનો, જે યાનાઈનો,
જે યુસફનો, ૨૫ જે માતાથિયાસનો, જે આમોસનો, જે નાહુમનો,
જે અસલીનો, જે નાગાઈનો, ૨૬ જે માથનો, જે માતાથિયાસનો, જે
સમઈનનો, જે યોસેખનો, જે યોદાનો, ૨૭ જે યોઆનાનનો, જે
રેસાનો, જે ઝરૂબ્બાબેલનો, જે શઆલ્તીએલનો, જે નેરીનો,
૨૮ જે મલખીનો, જે આદીનો, જે કોસામનો, જે અલમાદામનો, જે
એરનો, ૨૯ જે યેશુનો, જે એલીએઝરનો, જે યોરીમનો, જે માત્થાતનો,
જે લેવીનો, ૩૦ જે સીમેઓનો, જે યહુદાહુનો, જે યુસફનો, જે યોના-
મનો, જે એલિયાકીમનો, ૩૧ જે મેલેઆનો, જે મેન્નાનો, જે માતા-
થાનો, જે નાથાનનો, જે દાઊદનો, ૩૨ જે યશાઇનો, જે ઓબેદનો, જે
બોઆઝનો, જે સલમોનનો, જે નાસોનનો, ૩૩ જે અમીનાદાબનો, જે
અરનીનો, જે હેઝ્રોનનો, જે પેરેસનો, જે યહુદાહુનો, ૩૪ જે યાકૂબનો,
જે ઇસ્હાકનો, જે ઈબ્રાહીમનો, જે તેરાહનો, જે નાહોરનો, ૩૫ જે
સરૂગનો, જે રેઉનો, જે પેલેગનો, જે એબેરનો, જે શેલાહનો, ૩૬ જે
કાઇનાનનો, જે આર્ફાક્સાદનો, જે શેમનો, જે નુહનો, જે લામેખનો,
૩૭ જે મથુસેલાહનો, જે હનોખનો, જે યારેદનો, જે મહાલાલએલનો,
જે કાઇનાનનો, ૩૮ જે અનોશનો, જે શેથનો, જે આદમનો, જે દેવનો
[ દીકરો હતો ].

આપણા પ્રભુના બાપ્તિસ્મા વિષે લુક જે વૃત્તાંત આપે છે તેમાં આ જાણવા જેવા શબ્દો મળે છે : "સર્વ લોક બાપ્તિસ્મા પામી રહ્યા ત્યાર પછી ઈસુ પણ બાપ્તિસ્મા પામ્યો" અર્થાત્ ઈશ્વરનો દીકરો અવતાર લે તેની યોજના કરવામાં તેના સંપૂર્ણ મનુષ્યત્વને અર્થે જેટલું કરવું જોઈએ તેમાંનું કંઈ પણ પાછું રાખવામાં આવ્યું નહિ. પરંતુ એટલામાં જ આપણા પ્રભુના બાપ્તિસ્માનું રહસ્ય રહેલું છે એમ નથી ; કેમકે બાપ્તિસ્માનો સંસ્કાર સાધારણ રીતે બિન-યહુદીઓને માટે હતો. સાધારણ સંજોગોમાં કોઈ પણ યહુદી આવી ક્રિયામાં ભાગ લે નહિ. અન્ય ધર્મીઓમાંથી જેઓ યહુદી ધર્મ સ્વીકારતા હતા તેઓને માટે આ સંસ્કાર ઠરાવવામાં આવ્યો હતો. વળી યોહાનના ઉપદેશની કેટલી બધી અસર થઈ હતી તે એ પરથી જણાય છે કે તે વડે યહુદીઓ એટલો બધો પસ્તાવો કરતા કે તેઓ બિનયહુદીનું સ્થાન સ્વીકારવા અને જે ઈશ્વરને તેઓ આજ્ઞાંકિત રહ્યા ન હતા તેની સાથેના નવા કરારમાં પ્રવેશ કરવા બિનયહુદીઓને માટે જે બારણું ઠરાવવામાં આવ્યું હતું તેજ બારણામાં થઈને જવા રાજી થતા હતા. એ તરફ જોઈએ છીએ ત્યારે ઈસુ ખ્રિસ્તનાં કૃત્યનું રહસ્ય વધારે સ્પષ્ટતાથી દીપી નીકળે છે. જેઓ પાપી હતાં અને ઈશ્વરની કૃપા સંબંધી

પારકાં હતાં તેઓની હરોળમાં ઈસુ પોતાને મૂકે છે, અને એમ કરવાનો તેનો હેતુ તેમને 'બાપને ઘેર' દોરી જવાનો હતો. એ પ્રમાણે બાપ્તિસ્મા સ્વીકારવાથી ઈસુ ખ્રિસ્તે પ્રકટ કર્યું કે હું સઘળી માણસજાતનો ખ્રિસ્ત છું.

વળી લુક પોતાની સુવાર્તામાં આપણા પ્રભુની જે વંશાવળી આપે છે તેનો અભ્યાસ કરીએ છીએ ત્યારે આજ અસર આપણા મન ઉપર વધારે થાય છે. માત્થી પોતાની સુવાર્તામાં જે વંશાવળી આપે છે (માત્થી ૧; ૨-૧૭) તેનો અભ્યાસ કરતી વખતે એવો પ્રશ્ન ઉપસ્થિત થયો હતો કે માત્થી યુસફદ્વારે આપણા પ્રભુની વંશાવળી શા માટે ગણે છે? કેમકે માત્થી પોતે જ ત્યાર પછી જણાવે છે કે દેહ પ્રમાણે યુસફ તેનો બાપ ન હતો. લુક પણ ચોકસાઈથી ખુલાસો કરે છે કે યુસફ માત્ર આપણા પ્રભુનો કહેવાનો બાપ હતો (કલમ ૨૩). આ બે વંશાવળીમાં ઘણો તફાવત જોવામાં આવે છે. દાઊદ તથા ઈસુની વચ્ચે માત્થી કેવળ ૨૬ પેઢી ગણાવે છે, ત્યારે લુક ૪૧ પેઢી ગણાવે છે. વળી જ્યારે આદમથી દાઊદ સુધી બંને વંશાવળી એકંદરે મળતી આવે છે ત્યારે તે પછી બે જ નામ એવાં છે કે જે બંનેમાં મળે છે, એટલે શઆલ્તીએલ તથા ઝરૂબ્બાબેલ.

ખરી વાત એ છે કે યહુદી વંશાવળીઓ ઘણી વાર અચોક્કસ હતી, અને તેઓનો ઇતિહાસ વાંચીએ છીએ ત્યારે તેમાં આપણને નવાઈ લાગતી નથી. વળી તેઓ ઘણું કરીને દસ્તાવેજ પર નહિ પણ લોકવાયકા પર આધારભૂત હતી. માત્થી તથા લુકની વંશાવળીઓમાં જે તફાવત છે તે ગમે તે ખુલાસો આપીને પણ દૂર થઈ શકે નહિ. વળી એમ કરવાની કશી જરૂર નથી; પરંતુ તે બંને લખવાનો જે ખાસ ધાર્મિક હેતુ હતો એજ જાણવાની જરૂર છે. કેમકે એ બંને લખવાના હેતુ જુદા જુદા હતા. આપણે માત્થીના ખુલાસામાં જોઈ ગયા તેમ માત્થી યરૂશાલેમની મંડળીને માટે લખે છે. વચનદત્ત મસીહ તરીકે ઈસુ ખ્રિસ્તને દર્શાવવાનો તેનો મુખ્ય હેતુ હતો, અને તેણે જે વંશાવળી રચી છે અને જૂના કરારમાંથી જે શાસ્ત્રવાક્ય ઉતારેલાં છે એ બધાં એ હેતુને અનુસરતાં છે. બીજી તરફ જોઈએ તો લુક ગ્રીક હતો અને તે ગ્રીકોને માટે લખતો હતો; વળી જે દલીલો માત્થી તથા તેના વાચકો પર અસર કરે તે દલીલો લુક તથા તેના વાચકો પર ઓછી અસર કરે એ સ્વાભાવિક હતું. ઈસુ ખ્રિસ્ત યહુદીઓની સાથે કેવો સંબંધ રાખે છે એ વાત લુકને મહત્ત્વની લાગતી ન હતી; તેને જે બાબત સૌથી મહત્ત્વની લાગતી હતી તે એ કે ઈસુ ખ્રિસ્ત સમસ્ત માણસજાતની સાથે કેવો સંબંધ રાખે છે. આ કારણથી આપણા પ્રભુની વંશાવળી ગણતાં તે દાઊદથી નહિ અને ઈબ્રાહીમથીએ નહિ પણ આદમ જે માણસજાતનો પ્રથમ પિતા હતો તેનાથી તેની શરૂઆત કરે છે. એ પરથી આપણને એવું શિખવવામાં આવે છે કે આપણે બે રીતે ઈશ્વરનાં છોકરાં થયાં છીએ; એટલે કુદરતથી

તથા કૃપાથી; અથવા જન્મથી તથા નવા જન્મથી. કેમકે જો આદમ ઈશ્વરનો દીકરો હતો તો આપણે બધાં ઈશ્વરનાં છોકરાં છીએ. કેમકે આપણે બધાં આદમનાં છોકરાં છીએ. આપણા માનવી સ્વભાવમાં બે તત્ત્વો છે: એક દૈવી અને એક માનવી; પાપ તથા મરણને આધીન થવાનો સંભવ છે, એટલું જ નહિ પણ પવિત્ર જીવન ગાળવાની પણ અમુક શક્તિ છે. વળી દૈવી પ્રતિમા પ્રમાણે આપણી પુનરુત્પત્તિ કરવા તથા આપણું ગૂમ થએલું જ્યેષ્ઠપણું આપણને પાછું અપાવવા તારનાર આવ્યો હતો.

### ફંટાતા રસ્તા આગળ: ૪; ૧-૧૩

ઈસુ પવિત્ર આત્માથી ભરપૂર થઇને યરદનથી પાછો ફર્યો, ને
ચાળીસ દહાડા સુધી આત્માથી અહીંતહીં રાનમાં દોરવાયો. ૨ તે
[દરમિયાન] શેતાનથી તેનું પરીક્ષણ થતું. તે દિવસોમાં તેણે કંઇ
ખાધું નહિ, ને તે પૂરા થયા પછી તે ભૂખ્યો થયો. ૩ શેતાને તેને કહ્યું, કે
જો તું દેવનો દીકરો હોય તો આ પથ્થરને આજ્ઞા કર, કે તે રોટલો
થાય. ૪ ઇસુએ તેને ઉત્તર આપ્યો, કે એમ લખેલું છે, કે માણસ
એકલી રોટલીથી નહિ જીવશે. ૫ પછી તે તેને ઊંચી જગાએ લઇ
ગયો, અને એક પળમાં જગતનાં સઘળાં રાજ્ય તેને દેખાડ્યાં.
૬ શેતાને તેને કહ્યું, કે આ બધાંનો અધિકાર તથા મહિમા હું તને
આપીશ; કેમકે એ મારે સ્વાધીન કરેલું છે; અને જેને હું આપવા
ચાહું તેને હું આપું છું. ૭ માટે જો તું મારી આગળ [પડીને] ભજન
કરશે તો તે સઘળું તારૂં થશે. ૮ ઇસુએ તેને ઉત્તર આપ્યો, કે એમ
લખેલું છે, કે તારે તારા દેવ પ્રભુનું ભજન કરવું, ને એકલા તેની જ
સેવા કરવી. ૯ પછી તે તેને યરૂશાલેમ લઇ ગયો, ને મંદિરના બૂરજ
પર તેને ઊભો રાખીને તેણે તેને કહ્યું, કે જો તું દેવનો દીકરો હોય તો
અહીંથી હેઠળ પડ; ૧૦ કેમકે લખેલું છે, કે

તે પોતાના દૂતોને તારા સંબંધી આજ્ઞા કરશે,
કે તેઓ તારૂં રક્ષણ કરે;
૧૧ અને
તેઓ પોતાના હાથ પર તને ધરી લેશે,
રખેને તારો પગ પથ્થર પર અફળાય.
૧૨ ઈસુએ તેને ઉત્તર આપ્યો, કે એમ કહેલું છે,
કે તારે તારા દેવનું પરીક્ષણ ન કરવું.
૧૩ પછી શેતાન સર્વ પરીક્ષણ પૂરૂં કરીને કંઇક મુદ્દત સુધી તેની
પાસેથી ગયો.

જુઓ માત્થી ૪; ૧–૧૧ અને માર્ક ૧૨; ૧૩નો ખુલાસો. આ પ્રકરણુ-માંની હકીકત મૂળે ઈસુ ખ્રિસ્ત તરફથી મળી હશે. રૂપાંતરના પહાડ પર તેની સાથે ત્રણ માણસો હતા. ગેથસેમાને વાડીમાં જ્યારે તે કષ્ટાતો હતો ત્યારે પણ તેની સાથે ત્રણ માણસો હતા, પરંતુ તે અરણ્યમાં એકલો હતો, તેથી આ વાર્તા એકલા પોતા સિવાય બીજું કોઈ જણાવી શકે નહિ. માત્થી તથા માર્કના ખુલાસામાં મેં આ પ્રકરણનો ખુલાસો વિગતવાર આપ્યો છે, માટે અહીં આગળ તેમાંના પાઠ સંક્ષેપમાં જણાવવાની જ જરૂર છે.

૧. પહેલું પરીક્ષણ શારીરિક ઇચ્છાને આધીન થવાનું હતું, અને તેનો હેતુ ઈશ્વર પર તેનો જે વિશ્વાસ હતો તેને નાબૂદ કરવાનો હતો. પરંતુ એસાવે લાલ શાકને માટે પોતાનું જ્યેષ્ઠપણું વેચી દીધું તેમ કરવાની ઈશ્વરના દીકરાએ તો ના પાડી. તેણે તિરસ્કાર સહિત આ પરીક્ષણ ધકેલી મૂક્યું, અને પવિત્ર શાસ્ત્રના શબ્દોમાં જવાબ આપ્યો (પુનર્નિયમ ૮; ૩). એ પ્રમાણે તે આપણને નમૂનો તથા દોરવણી આપે છે.

૨. બીજું પરીક્ષણ ઉમેદને આધીન થવાનું હતું. માણસનો તારનાર શા કારણથી આવ્યો છે એ શેતાન જાણતો હતો. તે મસીહ હતો, અને આ દુનિયાનાં રાજ્યોને પોતાનાં કરી લેવા માટે આવ્યો હતો. એ હેતુને બર લાવવા માટે ઈસુ ખ્રિસ્ત દુનિયાઈ પદ્ધતિઓનો ઉપયોગ કરે એવું તેને પરીક્ષણ થયું. ફરીથી આપણા પ્રભુએ શાસ્ત્રના શબ્દોમાં જવાબ આપ્યો (પુનર્નિયમ ૬; ૧૩), અને એ જવાબ પરથી આપણને એવું શીખવાનું મળે છે કે ઈશ્વરનો મહિમા કરવો એજ માણસનો મુખ્યાર્થ છે: "કેમકે જો માણસ આખું જગત મેળવે, અને પોતાના જીવની હાનિ પામે, તો તેને શો લાભ થશે?"

૩. ત્રીજું પરીક્ષણ આત્મિક અભિમાનને આધીન થવાનું હતું, વળી પોતાની વાતના સમર્થનમાં શેતાન પોતે શાસ્ત્રનો ઉપયોગ કરે છે; તથાપિ તે ખોટી રીતે કરે છે. આ વચન તો (ગી. શા. ૯૧; ૧) "પરાત્પરના ગુપ્તસ્થાનમાં જે વસે છે" તેને આપવામાં આવેલું છે, એટલે જેઓનો માર્ગ ઈશ્વરનો છે તેઓની જ રક્ષા કરવાનું વચન આપવામાં આવેલું છે. પહેલા પરીક્ષણમાં ઈશ્વર પર ઈસુનો જે વિશ્વાસ હતો તેની શેતાને કસોટી કરી, પણ તે ડગાવી શક્યો નહિ. અહીં આગળ તે એવા પ્રયત્ન કરે છે કે ઈસુ ઈશ્વર પર હદ ઉપરાંતનો વિશ્વાસ કરે. તેમાં પણ તે નિષ્ફળ જાય છે. પોતાના જવાબમાં ઈસુ જે શાસ્ત્રવચનનો ઉપયોગ કરે છે તે એવું શીખવે છે કે વિના કારણે ઈશ્વરના પ્રેમ તથા સામર્થ્યની કસોટી કરવી તે પાપ છે (પુનર્નિયમ ૬; ૧૬).

આ પ્રકરણનો અભ્યાસ પૂરો કરતાં તેમાં જે ત્રણ સામાન્ય પાઠ શિખવવામાં આવે છે તે પર આપણે ધ્યાન આપીએ.

(अ) ત્રણે પરીક્ષણો આપણા પ્રભુના કામ સાથે નિકટનો સંબંધ રાખે છે. યહુદીઓ ચિહ્નના શોખીન હતા, અને તેઓ એવું માનતા હતા કે મસીહ આવશે ત્યારે પોતાના અખત્યારની ખાતરી આપવા તે ચિહ્ન દેખાડશે. હવે પોતાની સેવા દરમિયાન આપણા પ્રભુએ ઘણા ચમત્કાર કર્યા હતા, પરંતુ તેમાંનો એક પણ પોતામાં ચામત્કારિક કામ કરવાની શક્તિ છે એવું સાબિત કરવાના હેતુથી તેણે કર્યો ન હતો. તેના બધા જ ચમત્કારો સેવારૂપી હતા અને જાદુઈ કામમાં તથા ઈસુના ચમત્કારોમાં જે તફાવત રહેલો છે તે એ પરથી જ માલૂમ પડે છે. વળી જેવી રીતે આ પરીક્ષણો આપણા પ્રભુની ફરજ સાથે સંબંધ રાખતાં હતાં તેવી રીતે આપણાં પરીક્ષણો પણ આપણી ફરજ સાથે સંબંધ રાખે છે.

(ब) જાણવા જેવી બાબત એ છે કે ત્રણે પરીક્ષણ વખતે આપણો પ્રભુ પવિત્ર શાસ્ત્રના શબ્દો લઈને શેતાનની સામે થયો. ઈશ્વરનું વચન તે આત્માની તરવાર છે. આ તરવાર ઈસુ ખ્રિસ્ત કેટલી બધી અસરકારક રીતે વાપરતો હતો તે જોઈને ગોલ્યાથની તરવાર સંબંધી દાઊદે કહ્યું હતું તેમ આપણને કહેવાનું મન થાય છે કે "એના જેવી એકે નથી ; એ મને આપ."

(क) છેવટે આપણો પ્રભુ ઈસુ ખ્રિસ્ત પોતાનાં પરીક્ષણ પર પૂરી રીતે વિજયી થયો એ જાણીને આપણને આનંદ થાય છે. તે આપણો મોટો પ્રમુખ્ય યાજક છે. આ મોટો હોદ્દો તેને શા આધારે આપવામાં આવ્યો છે તે "હેબ્રીઓને" લખેલા પત્રમાં જણાવેલું છે ; વળી એ હોદ્દાનો હક આજ બીના પર આધાર રાખે છે : "કેમકે આપણી નિર્બળતા પર જેને દયા આવી શકે નહિ એવો નહિ, પણ સર્વ વાતે જે આપણી પેઠે પરીક્ષણ પામેલો છતાં નિષ્પાપ રહ્યો એવો આપણો પ્રમુખ્ય યાજક છે" ( હેબ્રી. ૪; ૧૫ ). અહીં આગળ વિશેષ જાણવા જેવા બે શબ્દ છે, એટલે "નિષ્પાપ રહ્યો." એ શબ્દો ન હોય તો "દયા પામવાને, તથા અગત્યને પ્રસંગે સહાયને સારૂ કૃપા પ્રાપ્ત કરવાને, આપણે હિંમતથી કૃપાસનની પાસે" આવી શકીએ નહિ.

## નાઝારેથમાં આપણા પ્રભુએ કરેલું પહેલું ભાષણ: ૪; ૧૪-૩૦

[૧૪]ઇસુ આત્માને પરાક્રમે ગાલીલમાં પાછો આવ્યો; અને તેના
સંબંધીની ચર્ચા આસપાસના આખા પ્રદેશમાં ફેલાઇ ગઇ. [૧૫]તે
તેઓનાં સભાસ્થાનોમાં બોધ કરતો, અને સઘળાંથી તે માન પામતો.
[૧૬]નાઝારેથ જ્યાં તે ઉછર્યો હતો ત્યાં તે આવ્યો, અને પોતાની
રીત પ્રમાણે વિશ્રામવારે સભાસ્થાનમાં જઇને તે વાંચવા સારૂ ઊભો
થયો. [૧૭]યશાયાહ પ્રબોધકનું પુસ્તક તેને આપવામાં આવ્યું. તેણે
તે ઉઘાડીને, જ્યાં નીચે પ્રમાણે લખેલું છે તે જગા કાઢી, કે

[૧૮]પ્રભુનો આત્મા મારા પર છે,
કેમકે દરિદ્રીઓ આગળ સુવાર્તા પ્રગટ કરવા
સારૂ તેણે મારો અભિષેક કર્યો છે;
બંદીવાનોને છૂટકો
તથા આંધળાઓને દૃષ્ટિ પામવાનું જાહેર કરવા,
ઘાયલ થએલાઓને છોડાવવા,
[૧૯]તથા પ્રભુનું માન્ય વરસ પ્રગટ કરવા સારૂ
તેણે મને મોકલ્યો છે.

[૨૦]તેણે પુસ્તક બંધ કર્યું, અને સેવકને પાછું આપીને તે બેસી
ગયો; અને સભામાં સહુની નજર તેના પર ઠરી રહી હતી. [૨૧]તે
તેઓને કહેવા લાગ્યો, કે આજ આ ધર્મલેખ તમારા સાંભળતાં પૂરો
થયો છે. [૨૨]બધાએ તેને વિષે સાક્ષી આપી, અને તેના મોંમાંથી જે
કૃપાની વાતો નીકળી તેથી તેઓએ અચરત થઇને કહ્યું, કે શું એ
યુસફનો દીકરો નથી? [૨૩]તેણે તેઓને કહ્યું, કે આ કહેવત તમે નિશ્ચે
મને કહેશો, કે વૈદ, તું પોતાને સાજો કર; કાપરનાહુમમાં કરેલાં જે
જે કામો વિષે અમે સાંભળ્યું છે તેવાં કામો અહીં તારા પોતાના વતનમાં
પણ કર. [૨૪]તેણે કહ્યું, કે હું તમને ખચીત કહું છું, કે કોઇ પ્રબોધક
પોતાના વતનમાં માન્ય થતો નથી. [૨૫]પણ હું તમને સાચું કહું છું, કે
એલીયાહના સમયમાં સાડાત્રણ વરસ સુધી આકાશ બંધ રહ્યું, અને
આખા દેશમાં ભારે દુકાળ પડયો, તે વખતે ઇસ્રાએલમાં ઘણી
વિધવાઓ હતી; [૨૬]અને એલીયાહને તેઓમાંની કોઇને ત્યાં નહિ, પણ
સિદોનના સારફાથમાં એક વિધવા હતી તેને ત્યાં મોકલવામાં આવ્યો

**હતો. [27] વળી એલીશા પ્રબોધકના જમાનામાં ઇસ્રાએલ દેશમાં ઘણા**
**કોઢિયા હતા; પણ સુરિયાના નાઆમાન સિવાય તેઓમાંનો કોઇ શુદ્ધ**
**કરાયો ન હતો. [28] એ વાત સાંભળીને સભામાંના સઘળા ક્રોધે**
**ભરાયા; [29] અને તેઓએ ઊઠીને તેને શહેર બહાર કાઢી મૂક્યો, અને**
**તેને હેઠળ પાડી નાખવા સારૂ જે પહાડ પર તેઓનું શહેર બાંધેલું હતું**
**તેની કોરે તેઓ તેને લઇ ગયા. [30] પણ તે તેઓની વચમાં થઇને**
**ચાલ્યો ગયો.**

પોતાની જાહેર સેવા દરમિયાન આપણા પ્રભુએ નાઝારેથની જે સૌથી પહેલી મુલાકાત લીધી તે વિષે આ વાર્તા છે. માત્થી ૧૩; ૫૪–૫૮ તથા માર્ક ૬; ૧–૬ પરથી માલૂમ પડે છે કે ઈસુ ખ્રિસ્તની જાહેર સેવાના બીજા વર્ષમાં આ મુલાકાત થઈ હતી; તો પછી લુક પોતાની સુવાર્તાની શરૂઆતમાં તેનું વર્ણન કરે છે તેનું શું કારણ હશે? ઈસુ ખ્રિસ્ત પોતાના સંકાળિકોને કેવો દેખાતો હતો એ બતાવવાનો માત્થી તેમજ લુકનો પણ ઈરાદો હતો (જુઓ માત્થી ૮; ૧-૧૭નો ખુલાસો); તે પ્રમાણે પોતાના મનમાં જે યોજના હતી તે પ્રમાણે લુકે પોતાના સાહિત્યની વ્યવસ્થા કરેલી જણાય છે. આ કારણથી આપણા પ્રભુ ઈસુ ખ્રિસ્ત વિષેની બીના તથા તેનાં વચન કાળાનુક્રમે ગોઠવવામાં આવેલાં નથી. લુક બિનયહુદી સુવાર્તિક હતો, અને પાઊલ જે બિનયહુદીઓનો મોટો પ્રેરિત હતો તેનો તે શિષ્ય હતો. વળી આપણા પ્રભુ ઈસુ ખ્રિસ્તની કૃપા જ પાઊલના શિક્ષણનો મુદ્દો હતો. જાણવા જેવી બાબત છે, કે "આપણા પ્રભુ ઈસુ ખ્રિસ્તની કૃપા" એવા શબ્દો માત્થી તથા માર્કની સુવાર્તામાં કોઈ ઠેકાણે વાંચવામાં આવતા નથી; વળી તે ચોથી સુવાર્તામાં માત્ર પ્રસ્તાવનામાં વાંચવામાં આવે છે, પરંતુ આ સુવાર્તામાં આઠ વાર અને "પ્રેરિતોનાં કૃત્યો"માં સત્તર વાર તે વાંચવામાં આવે છે. એ પરથી લુકના મન ઉપર પાઊલની કેવી અસર થઈ હતી એ જોઈ શકાય છે. ઈસુ ખ્રિસ્તની કૃપા એ બાબત પર ભાર મૂકવામાં લુક પોતાના શિક્ષક પાઊલનું અનુકરણ કરે છે. વળી જે બીનાવડે લુક ઈસુ ખ્રિસ્તની જાહેર સેવા વિષેનું પોતાનું વૃત્તાંત શરૂ કરે છે તે બીના આ કૃપાના આકર્ષક દાખલારૂપ છે; કેમકે તેના સંબંધમાં આપણે વાંચીએ છીએ, કે "બધાંએ તેને વિષે સાક્ષી આપી, અને તેના મોંમાંથી જે કૃપાની વાતો નીકળી તેથી તેઓ અચરત થયા" (કલમ ૨૨).

આપણા પ્રભુએ નાઝારેથની મુલાકાત લેતાં વિલંબ કર્યો હતો તેનું કારણ એજ હશે કે ત્યાં આગળ મારા સમાચારનો સ્વીકાર થવાનો સંભવ ઓછો છે એવું તે જાણતો હતો; કેમકે તે કહેતો હતો, કે "કોઈ પ્રબોધક પોતાના વતનમાં માન્ય નથી." એટલુંજ નહિ પણ નાઝારેથના લોકો અણસુધરેલા

હતા (સરખાવો યોહાન ૧; ૪૬), અને પોતાનાં સગાં પણ તેની કીર્તિ વિષે તેના પર અદેખાઈ રાખતાં હતાં અને તેના દાવાનો અસ્વીકાર કરતાં હતાં (સરખાવો માર્ક ૩; ૨૧. યોહાન ૭; ૫). વળી તેને કદાપિ એવો વિચાર પણ આવ્યો હોય કે મારાં કામવડે બીજે ઠેકાણે મારા અધિકાર વિષે સાબિતી આપીશ ત્યાર પછી નાઝારેથમાં મારો સ્વીકાર થવાનો વધારે સંભવ છે. પરંતુ નાઝારેથમાં આવ્યા પછી તેને ખબર પડી કે આ લોકો વિષે મને જે દહેશત લાગતી હતી તે સકારણ હતી. શહેરના લોકો તેની કીર્તિ સંબંધી તેના પર અદેખાઈ રાખતા હતા (સરખાવો માત્થી ૧૩; ૫૪–૫૭. માર્ક ૬; ૨, ૩). તેઓ તેની માતાને, યુસફને તથા તેનાં ભાઈબેહેનોને ઓળખતાં હતાં અને ટીકા કરવા તત્પર રહેતાં હતાં. પરંતુ તેઓ તેના પ્રત્યે જે વલણ રાખતાં હતાં તે વલણ એક જ વિચારને અનુસરતું ન હતું; કેમકે જોકે તેના ચમત્કારો પર શક લાવવાની તેઓની તો મરજી હતી છતાં તે ચમત્કારો તેણે નાઝારેથમાં નહિ પણ કાપરનાહુમમાં કર્યા હતા એથી તેઓને ખોટું લાગ્યું હતું (કલમ ૨૩). સાબ્બાથને દિવસે તે પોતાની રીત પ્રમાણે સભાસ્થાનમાં હાજર થયો, અને સભાસ્થાનના રિવાજ પ્રમાણે તેને ઉપદેશ કરવાનું આમંત્રણ આપવામાં આવ્યું (જુઓ માત્થી ૪; ૨૩–૨૫નો ખુલાસો). વરસના દરેક સાબ્બાથને માટે પવિત્ર શાસ્ત્રમાંથી બબ્બે શાસ્ત્રપાઠ ઠરાવવામાં આવેલા હતા: એક નિયમશાસ્ત્રમાંથી અને બીજો પ્રબોધકોમાંથી (સરખાવો પ્રે. કૃ. ૧૩; ૧૫); અને આ પ્રસંગે પ્રબોધકોમાંથી લીધેલો પાઠ યશાયાહના પુસ્તકનો હતો. આ પાઠ તેણે ઊભા રહીને વાંચી સંભળાવ્યો, અને આધારવાક્ય પસંદ કર્યા પછી તે બેઠો અને તેનો ખુલાસો કરવા લાગ્યો. આ આધારવચન અતિ કૃપાવંત હતું (યશા. ૬૧; ૧, ૨: ૫૮; ૬), અને તે વાંચી સંભળાવતી વખતે તેની કૃપાવંત વાણી શ્રોતાજનોને આકર્ષક લાગી. પવિત્ર ઓળીઉં બંધ કરીને તે જેવો બોલવા લાગ્યો કે તરત જ સભામાંના સૌની નજર તેના પર ઠરી રહી. તે તેઓને કહેવા લાગ્યો, કે "આજ આ ધર્મલેખ તમારા સાંભળતાં પૂરો થયો છે." તે 'પ્રભુનું માન્ય વર્ષ પ્રગટ કરવા સારૂ' આવ્યો હતો. યહુદીઓમાં દર પચાસમું વર્ષ જ્યુબિલીનું વર્ષ ગણવામાં આવતું હતું, સઘળું દેવું રદ કરવામાં આવતું હતું, ગીરે મૂકેલી સઘળી મિલ્કત તેના અસલ માલિકને પાછી સોંપવામાં આવતી હતી, અને જેઓને લેણદારનું લેણું વસુલ કરવાને માટે ગુલામગીરીમાં વેચવામાં આવ્યા હોય તે સર્વને છૂટા કરવામાં આવતા હતા. ઈસુ ખ્રિસ્ત પોતાના શ્રોતાઓને અહીં જણાવે છે કે આ તો તમારૂં આત્મિક જ્યુબિલીનું વર્ષ છે, મારે તમને આવા જ આશીર્વાદ આપવાના છે: તમારાં સઘળાં પાપની માફી આપવાને, પાપ કરીને તમે જેટલું ગુમાવ્યું હોય તે સઘળું તમને પાછું આપવાને, તેમજ ઈશ્વરનાં છોકરાં તરીકે તમારી મહિમાવાન મુક્તિ તમને પાછી

આપવાને હું આ દુનિયામાં આવ્યો છું. અમુક વખત સુધી તેઓ ત્યાં ને ત્યાં ઠરી ગયા, પરંતુ થોડી વારમાં તેઓ પર જે સારી અસર થઈ હતી, તે ઘટી જવા લાગી. તેઓ બબડવા લાગ્યા કે 'શું આ યુસફનો દીકરો નથી?' વાતાવરણમાં ફેરફાર થયો છે એમ ઈસુએ જાણ્યું ત્યારે તેણે તેઓને એક કોમળ પરંતુ ગંભીર ચેતવણી આપી. તેણે તેઓને કહ્યું કે માણસો જ્યારે પોતાના બારણા આગળથી અમુક આશીર્વાદને ધકેલી મૂકે છે ત્યારે ઘણી વાર એવું બને છે કે જેઓ તેનો સ્વીકાર કરવા રાજી હોય તેઓના હાથમાં તે જાય છે, કેમકે પુરાતન વખતમાં એવું બે વાર બન્યું હતું. ઈસ્રાએલ મૂર્તિપૂજાને વળગી રહેતો હતો ત્યારે તેઓને પડતા મૂકીને સિદોનના સારફાથમાંથી એક બિનયહુદી વિધવાની સેવા કરવા માટે યહોવાહે એલીયાહને મોકલ્યો (૧ રાજા. ૧૮; ૮–૨૪); વળી એલીશાના વખતમાં પણ ઈસ્રાએલમાં કોઢીઆ પુષ્કળ હતા, છતાં તેઓને પડતા મૂકીને એલીશાએ સીરીઆના નાઅમાનને સાજો કર્યો (૨ રાજા. ૫). તે વખતે એમ થયું હતું, અને હમણાં એમ જ થવાનો સંભવ છે એમ ઈસુએ તેઓને કહ્યું.

પરંતુ આવાં વચન સાંભળવાં પડે એ તેઓથી સહન થઈ શક્યું નહિ. ઈસ્રાએલીઓના કરતાં બિનઈસ્રાએલીઓને પસંદ કરવામાં આવે એવો સંભવ છે એમ તેઓનાં શાસ્ત્રમાં લખેલું હતું, છતાં એ વિચાર તેઓને અસહ્ય લાગ્યો; વળી આવા મહાન પ્રબોધકોની સાથે ઈસુ ખ્રિસ્ત પોતાને સરખામણીમાં મૂકે એ પણ તેઓને દુર્ભાષણ જેવું જ લાગતું હતું. થોડી જ વારમાં સભાસ્થાનમાં તોફાન શરૂ થયું. તેઓએ તેને શહેરમાંથી હાંકી કાઢ્યો. શરૂઆતમાં તો તેને કરાડા પરથી નાખી દઈને મારી નાખવાનો તેઓનો ઈરાદો હતો, પરંતુ તેના હાવભાવમાં કંઈક એવું હતું કે તે જોઈ તેઓને બીક લાગી; તેથી છેવટે તેઓએ તેને જવા દીધો. આ પ્રમાણે "તે પોતાનાંની પાસે આવ્યો, પણ પોતાના [લોકો]એ તેનો સ્વીકાર કર્યો નહિ," અને આપણે પોતાના હૃદયમાં તેમને દૂષિત ઠરાવીએ છીએ; પરંતુ આપણે જ તેનો અસ્વીકાર કરીએ તો ઊલટા તેઓ આપણને વધારે વાજબીપણે દૂષિત ઠરાવી શકે; કેમકે તેઓના કરતાં આપણે વધુ જાણીએ છીએ, અને તેના પર વિશ્વાસ કરવાનું વિશેષ સ્પષ્ટ તેડું પામ્યા છીએ.

## કાપરનાહુમમાં એક સાબ્બાથનો દિવસ: ૪; ૩૧-૪૪

**[૩૧] તે ગાલીલના કાપરનાહુમ નામે શહેરમાં આવ્યો. વિશ્રામ-**
**વારે તે તેઓને બોધ કરતો હતો, [૩૨] અને તેઓ તેના બોધથી અચરત**
**થયા, કેમકે તેનું બોલવું અધિકારયુક્ત હતું. [૩૩] સભાસ્થાનમાં અશુદ્ધ**
**ભૂત વળગેલો એક માણસ હતો; તેણે મોટે ઘાંટે બૂમ પાડીને કહ્યું,**

કે ૩૪ અરે, ઈસુ નાઝારી, તારે ને અમારે શું છે? શું તું અમારો નાશ
કરવા આવ્યો છે? તું કોણ છે તે હું જાણું છું, એટલે દેવનો પવિત્ર.
૩૫ ઇસુએ તેને ધમકાવીને કહ્યું, કે છાનો રહે, ને તેનામાંથી નીકળ.
ભૂત તેને લોકોની વચમાં પાડી નાખીને તેને કંઇ પણ નુકસાન કર્યા
વિના તેમાંથી નીકળ્યું. ૩૬ તેથી બધા અચરતી પામ્યા. તેઓએ
માંહોમાંહે કહ્યું, કે આ તે કેવું વચન છે! કેમકે તે અધિકારથી તથા
પરાક્રમથી અશુદ્ધ આત્માઓને હુકમ કરે છે, એટલે તેઓ નીકળી જાય
છે. ૩૭ આસપાસના પ્રદેશની સર્વ જગાએ તેને વિષે ચર્ચા ફેલાઇ ગઇ.
૩૮ સભાસ્થાનમાંથી નીકળીને તે સીમોનને ઘેર ગયો. સીમોનની
સાસુને સખત તાવ આવતો હતો, ને તેના હકમાં તેઓએ તેને
વિનંતી કરી. ૩૯ તેણે તેની પાસે ઊભા રહીને તાવને ધમકાવ્યો,
એટલે તેનો તાવ ઊતરી ગયો; અને તરત ઊઠીને તે તેઓની સરભરા
કરવા લાગી.
૪૦ સૂરજ આથમતી વખતે જેઓને ત્યાં નાના પ્રકારના રોગથી
પીડાતાં માણસો હતાં તેઓ તેમને તેની પાસે લાવ્યા; અને તેણે
તેઓમાંના દરેક પર હાથ મૂકીને તેઓને સાજાં કર્યાં. ૪૧ ઘણાંઓ-
માંથી ભૂતો પણ નીકળ્યાં, તેઓ ઘાંટો પાડીને કહેતાં હતાં, કે તું
દેવનો દીકરો છે. તેણે તેઓને ધમકાવ્યાં, અને બોલવા દીધાં નહિ,
કેમકે તેઓ જાણતાં હતાં કે તે તો ખ્રિસ્ત છે.
૪૨ દહાડો ઊગ્યો ત્યારે તે ત્યાંથી નીકળીને ઉજ્જડ ઠેકાણે ગયો;
અને લોકો તેની શોધ કરતા કરતા તેની પાસે આવ્યા, અને તે
તેઓની પાસેથી જાય નહિ માટે તેઓએ તેને અટકાવવા યત્ન કર્યો.
૪૩ પણ તેણે તેઓને કહ્યું, કે મારે બીજાં શહેરોમાં પણ દેવના રાજ્યની
સુવાર્તા પ્રગટ કરવી જોઇએ, કેમકે એ સારૂ મને મોકલવામાં આવ્યો છે.
૪૪ આ પ્રમાણે ગાલીલનાં સભાસ્થાનોમાં તે વાત પ્રગટ કરતો
ફર્યો.

ભૂતવળગેલાને સાજો કરવા વિષે (કલમ ૩૩-૩૭), માર્ક ૧; ૧-૨૮નો ખુલાસો જુઓ, કલમ ૩૮-૪૧ વિષે માત્થી ૮; ૧૪-૧૭ સુધીનો ખુલાસો જુઓ અને કલમ ૪૨-૪૪ વિષે માર્ક ૧; ૩૫-૩૯ નો ખુલાસો જુઓ. કલમ ૪૪માં લખ્યું છે, કે "આ પ્રમાણે ગાલીલનાં સભાસ્થાનોમાં તે વાત પ્રગટ કરતો ફર્યો." પરંતુ ત્યાં આગળ સૌથી સારા હસ્તલેખો પ્રમાણે ગાલીલના બદલામાં યુદીઆ વાંચવું જોઈએ. જો એમ હોય તો એક બાબતમાં યોહાનના વૃત્તાંતને લુકનો ટેકો મળે છે, એટલે આપણો પ્રભુ માત્ર ગાલીલમાં સેવા કરતો હતો એમ નહિ પણ તે યરૂશાલેમની મુલાકાત પણ વખતોવખત લેતો હતો.

અહીં આગળ "લુકની સુવાર્તા"ની શરૂઆતમાં આપણો પ્રભુ સાધારણ રીતે સાબ્બાથ કેવી રીતે પાળતો હતો એ વિષેનો એક દાખલો મળે છે. એ જમાનામાં કાપરનાહુમ વેપારનું મોટું મથક હતું, અને પોતાની સેવાને અર્થે આપણા પ્રભુએ પહેલેથી જ પોતાના મુખ્ય સ્થળ તરીકે તેની પસંદગી કીધી. અહીં આગળ સાબ્બાથના એકાદ દિવસનું જે વૃત્તાંત આપવામાં આવ્યું છે, તેમાં ઈસુ ખ્રિસ્ત જુદી જુદી ચાર જગાએ કામ કરતો માલૂમ પડે છે :

૧. સવારમાં તે કાપરનાહુમના સભાસ્થાનમાં માલૂમ પડે છે. આ સભાસ્થાનની હકીકત રસિક છે. એક બિનયહુદીએ તે બંધાવી આપ્યું હતું અને તેના અધિકારીઓમાંનો એક યાએરસ હતો. પ્રભુ ઈસુ ખ્રિસ્ત નિયમિત રીતે જાહેર ભજનસેવામાં હાજર થતો હતો અને તે પ્રમાણે તેના અનુયાયીઓએ પણ કરવું જોઈએ. જેમ બીજા પ્રસંગે થતું હતું તેમ અહીં આગળ તેના શ્રોતાઓના મન ઉપર એવી અસર થએલી માલૂમ પડે છે કે તે 'અધિકારથી' શિક્ષણ આપતો હતો. શાસ્ત્રીઓ પણ અધિકારથી જ શિખવતા હતા ખરા, પરંતુ તેઓનો અધિકાર માત્ર તેઓના હોદ્દાને લીધે હતો. જેટલાં માણસોએ આપણા પ્રભુની વાત સાંભળી તે બધાંના મન પર એવી અસર થઈ કે તેનો અધિકાર શાસ્ત્રીઓના અધિકાર કરતાં જુદો છે; તેનો અધિકાર તો સંપૂર્ણ ચારિત્ર્ય પર આધાર રાખતો હતો, અને તે વડે તરતાતરત તેના શબ્દોની સત્યતા વિષે શ્રોતાઓના મનમાં ખાતરી ઉપજતી હતી. એકાએક મંડળીના સેવાકાર્યમાં ભંગાણ પડે છે; ભૂત વળગેલો એક માણસ આખી સભાનું ધ્યાન પોતા તરફ ખેંચે છે, એટલે તરત જ નવીન ક્ષેત્રમાં પ્રભુ ઈસુનો અધિકાર પ્રગટ થાય છે. "છાનો રહે, ને તેનામાંથી નીકળ," આ પ્રમાણે તે ભૂતને ધમકાવે છે. આપણા પ્રભુનો અધિકાર માત્ર નીતિવિષયક બાબતોનો જ ખુલાસો આપવામાં નહિ, પણ અશુદ્ધ આત્માઓ પર પણ તેનો અધિકાર ચાલતો હતો.

૨. ત્યાર પછી ઈસુ ખ્રિસ્ત એક ઘરમાં જોવામાં આવે છે, ત્યાં પણ તેનો અધિકાર સંપૂર્ણ માલૂમ પડે છે. સીમોનની સાસુ માંદી હતી, અને જેવી રીતે ઈસુએ ભૂતને ધમકાવ્યું હતું તેવી જ રીતે તેણે તાવને પણ ધમકાવ્યો. બાઈ એકદમ સાજી થઈ; સાજી થતાં વાર લાગી નહિ: "તરત ઊઠીને તે તેઓની સરભરા કરવા લાગી."

૩. સાંજે ઈસુ ખ્રિસ્ત ફરીથી જાહેરમાં પોતાનું કામ કરતો માલૂમ પડે છે. સવારે બનેલી બીનાને કારણે મોટો ઊહાપોહ થઈ રહ્યો હતો. જેઓના ઘરમાં માંદાં હતાં તેઓ તેમને લઈને પ્રભુની પાસે લાવ્યાં. સીમોનના ઘર આગળ એટલાં બધાં માણસો એકઠાં થયાં કે ત્યાં આગળ ઊભા રહેવાની જગા મળી નહિ. વળી આપણે એવું વાંચીએ છીએ, કે "તેણે તેઓમાંના દરેક પર હાથ મૂકીને તેઓને સાજાં કર્યાં," અને એમ દરેકની અગત્ય પ્રમાણે દરેકની સેવા કરી.

૪. છેવટે તે એકાંતમાં ડુંગરના ઢોળાવ ઉપર ઈશ્વરની સાથે એકલો રહેલો માલૂમ પડે છે, અને ત્યાં 'પરાત્પરના ગુપ્તસ્થાનમાં' તે નવી સેવાને અર્થે નવું બળ પ્રાપ્ત કરે છે.

આપણા પ્રભુના જીવનમાંના એક સાબ્બાથના દિવસ વિષેના આ પ્રથમ ચિત્રને માટે આપણે લુકના ઋણી છીએ, અને આ ચારે જગાએ પ્રભુ ઈસુ ખ્રિસ્ત હજુ પણ આપણને મળે એમ છે: "ઈશ્વરનું ઘર, આપણું ઘર, જાહેર મહોલ્લો અને ખાનગી ભક્તિનું સ્થળ." જેઓ જાહેર તેમજ ખાનગીમાં ઈશ્વરને માન આપે છે, તેઓને સર્વ વખતે તેમજ સર્વ સ્થળે તેની હાજરીનો અનુભવ થઈ શકે છે.

## તૂટી જતી જાળ : ૫ ; ૧–૧૧

**હવે ઘણા લોક તેના પર પડાપડી કરીને દેવની વાત સાંભળતા
હતા, ત્યારે તે ગેન્નેસારેતના સરોવરને કાંઠે ઊભો રહ્યો હતો. ૨ તેણે
સરોવરને કાંઠે લાંગરેલી બે હોડી દીઠી, પણ માછીઓ તેઓ પરથી
ઊતરીને જાળો ધોતા હતા. ૩ તે હોડીઓમાંની એક સીમોનની
હતી, તેના પર તે ચઢયો, ને તેને કાંઠાથી થોડે દૂર હંકારવાનું કહ્યું.
તેણે તેમાં બેસીને લોકોને બોધ કર્યો. ૪ બોધ કરી રહ્યા પછી તેણે
સીમોનને કહ્યું, કે ઊંડા પાણીમાં હંકારીને [માછલાં] પકડવા સારૂ
તમારી જાળો નાખો. ૫ સીમોને તેને ઉત્તર આપ્યો, કે સ્વામી,
અમે આખી રાત મહેનત કરી, પણ કશું પકડયું નહિ; તોપણ તારા
કહ્યાથી હું જાળો નાખીશ. ૬ એમ કર્યા પછી તેઓએ માછલાંનો
મોટો જથો ઘેરી લીધો, એટલે સુધી કે તેઓની જાળ ફાટવા લાગી.
૭ તેઓના ભાગિયા બીજી હોડીમાં હતા તેઓને તેઓએ ઈશારો
કર્યો, કે તેઓ આવીને તેઓને સહાય કરે; તેઓએ આવીને બન્ને
હોડીઓને એવી ભરી કે તેઓ ડુબવા લાગી. ૮ તે જોઇને સીમોન
પીતરે ઇસુના પગ આગળ પડીને કહ્યું, કે ઓ પ્રભુ, મારી પાસેથી
જા; કારણ કે હું પાપી માણસ છું. ૯ કેમકે માછલાંનો જે જથો
પકડાયો હતો, તેથી તે તથા તેના સર્વ સાથીઓ અચરત થયા.
૧૦ ઝબદીના દીકરા યાકૂબ તથા યોહાન, જેઓ સીમોનના ભાગિયા
હતા, તેઓને પણ અચંબો લાગ્યો. ઇસુએ સીમોનને કહ્યું, કે બી
મા; હવેથી તું માણસો પકડનાર થશે. ૧૧ હોડીઓને કાંઠે લાવ્યા
પછી તેઓ બધું મૂકીને તેની પાછળ ચાલ્યા.**

હવે પછી સુવાર્તિક વારાફરતી આપણા પ્રભુની જાહેર સેવા દરમિયાન બનેલી કેટલીક બીનાનું વર્ણન કરે છે, અને આપણે જેમ જેમ આગળ વાંચીએ

છીએ તેમ તેમ બે બાબતો આપણી નજરે પડે છે: ૧. તેની વધતી જતી કીર્તિ; ૨. યહુદી અધિકારીઓના હૃદયમાં તેને લીધે ઉપજતી અદેખાઈ. આ વાર્તા સીમોન તથા આંદ્રિયા અને યાકૂબ તથા યોહાનના તેડા સાથે સંબંધ રાખે છે. એ તેડાની હકીકત માત્થી ૪; ૧૮–૨૨ અને માર્ક ૧; ૧૬-૨૦ માં જણાવવામાં આવે છે. આ માણસો પહેલવહેલા ઈસુ ખ્રિસ્તના સંસર્ગમાં આવ્યા ત્યારે તેઓ પર કેવી અસર થઈ હતી એ બતાવવાનો આ વાર્તાનો મૂળ હેતુ છે. સવારનો વખત હતો; આખી રાત આ લોકોએ માછલી પકડવાના પ્રયત્ન કર્યા હતા, અને તેમાં તેઓ નિષ્ફળ ગયા હતા, અને હમણાં તેઓ પોતાની જાળ સાફ કરવામાં અને બીજી રાતના કામને સારૂ તેને તૈયાર કરવામાં રોકાએલા હતા. પ્રભુ ઈસુ તેઓની સાથે વાત કરતો હતો એટલામાં લોકો સરોવરને કાંઠે એટલી મોટી સંખ્યામાં એકઠા થયા કે તેને સીમોનની હોડીમાં બેસીને તુતક પરથી તેઓને બોધ આપવો પડયો. આ પ્રમાણે તે સમુદાયને બોધ આપી રહ્યો ત્યાર પછી તેણે સીમોનને કહ્યું, કે "ઊંડા પાણીમાં હંકારીને [માછલાં] પકડવા સારૂ તમારી જાળો નાખો." આ હુકમ સાંભળીને સીમોનને નવાઈ લાગી. કેમકે માછલી પકડવાનો વખત રાત જ હતો અને તેઓએ આખી રાત મહેનત કરી હતી છતાં કાંઈ પણ પકડયું ન હતું. બીજા કોઈએ આવી સૂચના કરી હોત તો આ અનુભવી માછીઓએ તિરસ્કાર સાથે તેનો અસ્વીકાર કર્યો હોત. પરંતુ આ સૂચના કરનાર ઈસુ હતો માટે સીમોને એવો જવાબ આપ્યો કે ભલે, તું કહે છે માટે અમે એમ કરીશું. અહીં આગળ જે શબ્દનો તરજુમો 'સ્વામી' થાય છે, અને બીજી સુવાર્તાઓમાં જે શબ્દનો તરજુમો એજ થાય છે તે બંને જુદા છે. બીજી સુવાર્તાઓમાં જે શબ્દ વાપરવામાં આવે છે તેનો ખરો અર્થ 'શિક્ષક' થાય છે; પરંતુ અહીં આગળ વપરાએલા શબ્દનો અર્થ 'અધિકારયુક્ત જન' અથવા 'સરદાર' થાય છે. પ્રભુનો હુકમ અમલમાં મૂકવામાં આવ્યો એટલે તરત "તેઓએ માછલાંનો મોટો જથો ઘેરી લીધો, એટલે સુધી કે તેઓની જાળ ફાટવા લાગી." આથી બીજી હોડીમાં તેઓના જે ભાગીદાર હતા તેઓને તેઓએ ઈશારો કીધો કે તેઓ આવીને તેઓને સહાય કરે. તેઓએ આવીને બંને હોડીઓ એવી ભરી કે તે ડૂબવા લાગી.

હવે સીમોન તથા તેના મિત્રોએ આપણા પ્રભુના જે ચમત્કાર જોયા તેમાંનો આ સૌથી પહેલો ચમત્કાર ન હતો. માર્ક જણાવે છે તેમ આ સુવાર્તાના ચોથા અધ્યાયમાં (લુક ૪; ૩૧-૪૧) જે ચમત્કારો વર્ણવવામાં આવે છે તે પહેલાં આ ચમત્કાર થયો હતો. પરંતુ યોહાનના કહ્યા પ્રમાણે તેઓએ તે પહેલાં પણ આપણા પ્રભુના ચમત્કાર જોયા હતા; દાખલા તરીકે લગ્નપ્રસંગે કરેલો ચમત્કાર (યોહાન ૨; ૧-૧૧), પાસ્ખાપર્વ વખતે યરૂશાલેમમાં કરેલા ચમત્કાર (યોહાન ૨; ૨૩), તથા કાના ગામમાં અમીરના દીકરાને સાજો

કરવાનો ચમત્કાર (યોહાન ૪; ૪૬-૫૪). પરંતુ એ બધા ચમત્કાર કરતાં આ ચમત્કારથી તેઓના મન પર વધારે અસર થઈ હોય તો તે સ્વાભાવિક હતું; કેમકે તે તેઓના રોજિંદા ધંધાની સાથે સંબંધ રાખતો હતો. આથી તેઓ પર એવી અસર થઈ કે આ જે માણસ દરિયાના મર્મ જાણે છે અને તેમાંનાં સર્વ પર અધિકાર ચલાવે છે તે તો ખરેખર કુદરતના ધણી અને ઈશ્વરના સર્વશક્તિમાન તથા પવિત્ર દીકરા સિવાય બીજું કોઈ હોઈ શકે નહિ. પુરાતન વખતના એક પ્રબોધકે કહ્યું હતું, કે "અફસોસ છે મને! મારૂં આવી બન્યું છે; કારણ કે હું અશુદ્ધ હોઠોનો માણસ છું, ને અશુદ્ધ હોઠોના લોકોમાં રહું છું; કેમકે મારી આંખોએ રાજાને એટલે સૈન્યોના દેવ યહોવાહને જોયો છે" (યશા. ૬; ૫). તેજ પ્રમાણે સીમોન વિષે પણ બન્યું. આ ચમત્કાર જોઈને તેણે ઈસુના પગ આગળ પડીને કહ્યું, કે "ઓ પ્રભુ, મારી પાસેથી જા; કારણ કે હું પાપી માણસ છું" (કલમ ૮).

ત્યાર પછી આપણા પ્રભુએ પીતરને કૃપાવંત જવાબ આપ્યો: "બી મા, હવેથી તું માણસો પકડનાર થશે," અથવા ગ્રીક શબ્દોના મૂળ અર્થ પ્રમાણે તો "તું માણસોને જીવતા પકડશે." જોન બન્યન આનો ખુલાસો કરતાં લખે છે, કે "જેમ માણસો જાળ વડે માછલાં પકડે છે તેમ પ્રેરિતો પોતાનાં વચન વડે માણસોને પકડતા હતા. જાળ તો મોતના સાધનરૂપ છે, પરંતુ સુવાર્તારૂપી જાળ તો મોતથી બચાવવાને માટે માણસોને જીવતાં પકડે છે. પોતે ઈશ્વરના દીકરાની સુવાર્તારૂપી જાળમાં પકડાયા છીએ એ જાણીને માણસોને આનંદ થાય છે એમાં નવાઈ શી, કેમકે તેઓને મરણ તથા નરકથી બચવા સારૂ અને મહિમામાં ઈશ્વરની સાથે રહેવા સારૂ પકડવામાં આવે છે."

ઈસુ ખ્રિસ્તની મંડળી તે માણસોને જીવતાં પકડવાનું ઈશ્વરનું સાધન છે, અને અહીં આગળ એ કાર્ય સફળ થવાની શરતો શિખવવામાં આવે છે. હોડી પર તેનો કાબૂ હોવો જોઈએ, અને તેમાંનાં માણસો પર તેનો અધિકાર હોવો જોઈએ. વળી જ્યાં આગળ ઉપર દેખાડેલા અર્થ પ્રમાણે સ્વામી તરીકે તેનો સ્વીકાર કરવામાં આવે છે ત્યાં આગળ આશીર્વાદના વજનથી જાળ તૂટી જાય એટલે સુધી 'માછલાંનો મોટો જથો' ઘેરી લેવામાં આવશે.

## કોઢીઆનો સ્પર્શ કરવા વિષે: ૫; ૧૨-૧૬

**[૧૨] તે એક શહેરમાં હતો, ત્યારે જુઓ, એક રક્તપિત્તીઓ
માણસ ત્યાં હતો; તે ઈસુને જોઇને તેને પગે પડ્યો; અને તેને વિનંતી
કરી, કે હે પ્રભુ, જો તું ચાહે તો તું મને શુદ્ધ કરી શકે છે. [૧૩] તેણે
હાથ લાંબો કર્યો, અને તેને અડકીને કહ્યું, કે હું ચાહું છું, તું શુદ્ધ
થા; અને તરત તેનું રક્તપિત્ત જતું રહ્યું. [૧૪] તેણે તેને તાકીદ કરી કે**

**તારે આ વિષે કોઇને કહેવું નહિ. પણ તું જઇને યાજકને [તારૂં**
**શરીર] દેખાડ, અને મુસાના ફરમાવ્યા પ્રમાણે તારા શુદ્ધિકરણને**
**લીધે, તેઓને માટે સાક્ષી તરીકે, અર્પણ ચઢાવ. [15] પણ [ઇસુ]**
**સંબંધીની ચર્ચા ઊલટી વધારે ફેલાઇ ગઇ; અને ઘણા લોક સાંભળવા**
**સારૂ તથા પોતાના મંદવાડથી સાજા થવા સારૂ તેની પાસે એકઠા**
**થયા. [16] પણ પોતે એકાંતે રાનમાં જઇને પ્રાર્થના કરતો.**

માત્થી ૮; ૧-૪ તેમજ માર્ક ૧; ૪૦-૪૫નો ખુલાસો જુઓ. માછલાંના મોટા જથા વિષેની વાર્તામાં આપણા પ્રભુએ કેવી રીતે પોતાના પ્રથમ શિષ્યોને આકર્ષ્યા હતા એ લુકે બતાવેલું છે, અને હવેથી તેની અસર કેવી રીતે આખી પ્રજામાં ફેલાઈ ગઈ એ તે જણાવે છે. માત્થી તથા માર્ક એટલું જ જણાવે છે કે આ માણસ રક્તપિત્તી હતો, અને અહીં આગળ જોકે ગુજરાતી તરજુમામાં એજ શબ્દ વાપરેલો છે તોપણ અસલ ગ્રીક શબ્દમાં વિશેષતા જોવામાં આવે છે. લુક પોતે વૈદ હતો તેથી તે જે શબ્દનો ઉપયોગ કરે છે તેનો અર્થ 'રક્તપિત્તથી ભરપૂર' એવો થાય છે, એટલે વૈદક ભાષા પ્રમાણે આ માણસ એ ભયંકર રોગની છેલ્લી અવસ્થાએ પહોંચ્યો હતો. તે ઈસુને જોઈને તેને પગે પડયો અને તેને વિનંતી કરી, કે "હે પ્રભુ, જો તું ચાહે તો તું મને શુદ્ધ કરી શકે છે." આપણા પ્રભુના પરાક્રમ સંબંધી આ બિચારાના મનમાં કોઈ પણ જાતની શંકા ન હતી; જે એક બાબત વિષે તેને ખાતરી આપવાની જરૂર હતી તે તો પ્રભુની ઇચ્છા હતી. આવી શંકા તેના મનમાં હોય એ સ્વાભાવિક હતું, કેમકે પુરાતન વખતમાં રક્તપિત્ત ભૂંડામાં ભૂંડા રોગ તરીકે ઓળખાતો હતો. ઇતિહાસકાર હીરોડોટસ જણાવે છે કે ઇરાની લોકોમાં એવી માન્યતા હતી કે રક્તપિત્ત તો જેઓએ સૂર્યની વિરૂદ્ધ પાપ કર્યું હોય તેઓને જ થાય છે; વળી યહુદીઓમાં આ રોગ ઈશ્વરના શાપ સાથે સંબંધ રાખે છે એવું સામાન્ય રીતે માનવામાં આવતું હતું. જેરોમે લાટીન ભાષામાં જૂના કરારનો તરજુમો કર્યો ત્યારે 'ઈશ્વરથી માર પામેલો' એવા જે શબ્દો યશાયાહના ૫૩મા અધ્યાયમાં મળે છે તેનો તરજુમો તેણે 'રક્તપિત્ત થએલો' એવો કર્યો. પરંતુ આપણા કૃપાવાન પ્રભુએ તરત જ આ બિચારાની શંકા દૂર કરી. તેણે તેનો સ્પર્શ કર્યો એટલે તરત જ તે શુદ્ધ થયો. પોતાના શબ્દોના કરતાં પણ પોતાનાં કૃત્યોવડે ઈસુ ખ્રિસ્ત ઈશ્વરની દયા પ્રગટ કરતો હતો.

હવે તો આ રોગ સંબંધી જે કાયદા હતા તે પ્રમાણે વર્તવાનુંજ બાકી રહ્યું. "જા, યાજકને પોતાને દેખાડ," એ પ્રમાણે પ્રભુએ હુકમ આપ્યો. યાજકની હજૂરમાં નિર્માણ કરેલું અર્પણ ચઢાવવાનું હતું, અને જેથી આ

માણસ ફરીથી સમાજમાં પોતાની જગા લઈ શકે એવો પ્રમાણપત્ર એકલો તેજ તેને આપી શકતો હતો. સામાન્ય રીતે આ ચમત્કાર પ્રભુ ઈસુ ખ્રિસ્તના કામના દૃષ્ટાંતરૂપ છે એમ આપણે માનીએ તો તેમાં કંઈ ખોટું નથી; કેમકે આત્મિક રીતે તે નિત્ય રક્તપિત્તીઆને સ્પર્શ કરતો હતો. આ કરતાં વધુ સારા શબ્દોમાં શી રીતે તેના અવતાર લેવાનું વર્ણન કરી શકીએ? "તેણે ઈબ્રાહીમના સંતાનને હાથ દીધો" (હેબ્રી. ૨; ૧૬), છતાં તેથી તે અશુદ્ધ થયો નહિ. તે આપણામાં "પવિત્ર, નિર્દોષ, નિષ્કલંક અને પાપીઓથી અલગ" રહ્યો (હેબ્રી. ૭; ૨૬), તેથી શુદ્ધિ કરવાને માટે તે આપણો પણ સ્પર્શ કરે એવું આપણે તેની પાસે માગીએ કે જેથી સાર્દિસમાં રહેવા છતાં પણ આપણે પોતાનાં વસ્ત્ર અશુદ્ધ કરીએ નહિ.

## પાપની માફી: ૫; ૧૭-૨૬

**૧૭ એક દહાડો તે બોધ કરતો હતો ત્યારે ગાલીલના હરેક ગામમાંથી, યહુદાહથી તથા યરૂશાલેમથી આવીને ફરોશીઓ તથા નિયમોપદેશકો ત્યાં બેઠા હતા; અને [માંદા માણસોને] સાજા કરવા સારૂ પ્રભુનું પરાક્રમ તેની પાસે હતું. ૧૮ જુઓ, કેટલાએક જણ એક પક્ષઘાતી માણસને ખાટલા પર લાવ્યા; તેને માંહે લઈ જઈને તેની આગળ મૂકવાનો તેઓએ પ્રયત્ન કર્યો; ૧૯ પણ ભીડને લીધે તેને માંહે લઇ જવાનો લાગ ન મળ્યાથી તેઓએ ધાબા પર ચઢીને છાપરામાં થઇને તેને ખાટલા સુદ્ધાં ઇસુની આગળ વચ્ચે ઉતાર્યો. ૨૦ તેણે તેઓનો વિશ્વાસ જોઇને તેને કહ્યું, કે હે માણસ, તારાં પાપ તને માફ થયાં છે. ૨૧ [તે સાંભળીને] શાસ્ત્રીઓ તથા ફરોશીઓ માહોમાંહે વિચાર કરીને કહેવા લાગ્યા, કે આ દુર્ભાષણ કરનાર કોણ છે? એકલા દેવ સિવાય બીજો કોણ પાપની માફી આપી શકે? ૨૨ પણ ઇસુએ તેઓના વિચાર જાણી લઇને તેઓને કહ્યું, કે તમે તમારા મનમાં શા તર્કવિતર્ક કરો છો? ૨૩ તારાં પાપ તને માફ થયાં છે, એમ કહેવું; અથવા ઊઠીને ચાલ, એમ કહેવું; એ બેમાંથી વધારે સહેલું કયું છે? ૨૪ પણ પૃથ્વી પર માણસના દીકરાને પાપ માફ કરવાનો અધિકાર છે, એ તમે જાણો માટે (તેણે પક્ષઘાતીને કહ્યું, કે) હું તને કહું છું, કે ઊઠ, તારો ખાટલો ઊંચકીને તારે ઘેર ચાલ્યો જા. ૨૫ તરત તે તેઓની આગળ ઊઠીને જે પર તે સૂતો હતો તે ઊંચકીને દેવની સ્તુતિ કરતો કરતો પોતાને ઘેર ગયો. ૨૬ એથી સઘળા વિસ્મિત થયા, અને તેઓએ દેવની સ્તુતિ કરી; તેઓએ ભયભીત થઇને કહ્યું, કે આજ આપણે અજાયબ જેવી વાતો જોઇ છે.**

માત્થી ૯ ; ૧–૮ તેમજ માર્ક ૨ ; ૧–૧૨નો ખુલાસો જુઓ. પોતાને વૈદક જ્ઞાન કેટલું છે એ આ સુવાર્તાનો લેખક ફરીથી બતાવે છે, કેમકે આ માણસને જે દરદ હતું તેને માટે તે પોતાના જમાનાના વૈદક જ્ઞાન પ્રમાણે ખરી જ સંજ્ઞા વાપરે છે. માર્ક જણાવે છે કે ખાટલો ઊંચકનાર ગિરદીને લીધે ઘરમાં પ્રવેશ કરી શક્યા નહિ, તેથી ધાબા પર ચઢીને તેઓએ તેનો થોડો ભાગ ઉકેલીને જે ઝોળીમાં માણસને સુવાડેલો હતો તે સહિત તેને નીચે ઉતાર્યો. પરંતુ આવું વર્ણન લુકના ગ્રીક વાચકો સમજી શકે એમ ન હતું. તેઓ તો જુદી જાતનાં મકાનોથી પરિચિત હતા. રોમન ઘરોને નળીઆંવાળાં છાપરાં હતાં. છાપરાંનો ઢાળ બે બાજુ તરફ નહિ પણ બે પડાળની વચ્ચે હતો, અને તેની નીચે ઘરમાં ટાંકું હતું. એ ટાંકામાં વરસાદનું પાણી ભરાતું હતું. એ પ્રમાણે કોઈ પણ જાતનો ખુલાસો કર્યા સિવાય લુક એટલું જણાવે છે કે તેઓએ છાપરામાં થઈને તેને ઝોળી સુદ્ધાં ઈસુની આગળ ઘરમાં ઉતાર્યો, અને તે પરથી તેના વાચકો એમજ સમજે કે છાપરાની વચ્ચે જે ખાલી જગા હતી તેમાં થઈને તેઓએ તેને ઉતાર્યો હશે.

આ માણસો કેટલા બધા વાસ્તવિક તથા ખરા મિત્ર હતા! મિત્રતાને પરિણામે માણસોને ઈસુ ખ્રિસ્તની પાસે લાવવામાં આવે છે ત્યારે તો તે પોતાની કક્ષાએ પહોંચે છે. જેઓ ઈસુ ખ્રિસ્તની પાસે આવે છે તેઓમાંના ઘણાખરા તેના પર પ્રેમ કરનારાઓની અસરને લીધે આવે છે; વળી એ પણ ખરૂં છે કે જેઓ ભૂંડાઈને માર્ગે ચાલે છે તેઓમાંના ઘણાખરા તો તેનો અસ્વીકાર કરનારાઓની અસરને લીધે એમ કરે છે. તો પછી આપણે આપણા મિત્રોને બુદ્ધિપૂર્વક પસંદ કરીએ એ કેટલું બધું જરૂરનું છે! વળી જો આપણે પોતે ઈસુ ખ્રિસ્તની સંગતમાં રહીએ છીએ તો આપણે નિત્ય પોતાના મિત્રોને તેની પાસે લાવવાના પ્રયત્નો કરીએ એ પણ કેટલું બધું જરૂરનું છે!

હવે ઈસુ ખ્રિસ્તને પૃથ્વી પર પાપ માફ કરવાનો અધિકાર હતો એ બતાવવાને માટે આ ચમત્કાર કરવામાં આવ્યો હતો. આનો અર્થ એજ થાય કે તેનામાં ઈશ્વરત્વ હતું. દૂતે અગાઉથી કહ્યું હતું, કે "જે પોતાના લોકોને તેઓનાં પાપથી તારશે તે એજ છે" (માત્થી ૧ ; ૨૧). આ તો શાસ્ત્રીઓને દુર્ભાષણ જેવું લાગ્યું. તેઓએ કહ્યું, કે "આ દુર્ભાષણ કરનાર કોણ છે? એકલા ઈશ્વર સિવાય બીજો કોણ પાપની માફી આપી શકે?" (કલમ ૨૧) વળી એક રીતે તો તેઓનું ધારવું ખરૂં જ હતું. કાંતો તે પાપ માફ કરવાને શક્તિમાન ન હતો અથવા તો તે ઈશ્વરનો ખરો અવતાર હતો એમ માને જ છૂટકો. હવે આ માણસો પોતે જ માનતા હતા કે "તેનાં સઘળાં પાપ તેને માફ ન થાય ત્યાં સુધી કોઈ માંદા માણસ સાજો કરાતો નથી." માટે તેઓની આ માન્યતા

પર ઈસુએ પોતાની દલીલનો આધાર રાખ્યો. "પૃથ્વી પર માણસના દીકરાને પાપ માફ કરવાનો અધિકાર છે; એમ તેઓ જાણે માટે તેણે પક્ષઘાતીને કહ્યું, કે ઊઠ, તારો ખાટલો ઊંચકીને તારે ઘેર ચાલ્યો જા." તોપણ તેઓએ માન્યું નહિ, કેમકે તે માનવાની તેઓની ઇચ્છા ન હતી.

અહીં આગળ એવું પણ લખેલું છે, કે "એથી સઘળા વિસ્મિત થયા, અને તેઓએ દેવની સ્તુતિ કરી; તેઓએ ભયભીત થઈને કહ્યું, કે આજ આપણે અજાયબ જેવી વાતો જોઈ છે." પરંતુ આ શાસ્ત્રીઓ તથા ફરોશીઓના શબ્દો ન હતા; આ તો સામાન્ય લોકોના શબ્દો હતા; કેમકે તેઓએ પોતાની રીત પ્રમાણે ખુશીથી તેનું સાંભળ્યું. પરંતુ તેના પર વિશ્વાસ રાખતાં અધિકારીઓ પોતાને મળેલા અધિકાર વિષેના અભિમાનને લીધે અટકી જતા હતા. આ લોકો તો પાપથી નહિ પણ રોમન ધુંસરીથી છૂટવાની ખુશ ખબર સાંભળવાની ઇચ્છા રાખતા હતા. જેવી સુવાર્તા સાંભળવાની યહુદી અધિકારીઓને ઇચ્છા હતી તેવી સુવાર્તાનો ઉપદેશ ઈસુએ કર્યો હોત તો તે તેઓને સારૂ ભલે ખુશ ખબર હોત પણ તે બીજા કોઈને માટે ખુશ ખબર ન હોત, કેમકે "સઘળાએ પાપ કર્યું છે, અને ઈશ્વરના મહિમા વિષે સઘળા અધુરા રહે છે." વળી પૃથ્વી પર માણસના દીકરાને પાપ માફ કરવાનો અધિકાર છે એવી ખબર આખી વિશાળ દુનિયાને સારૂ ખુશ ખબર છે.

## અસ્પૃશ્ય લોકો મધ્યે: ૫ ; ૨૭–૩૨

**[૨૭] તે પછી તે ત્યાંથી નીકળ્યો, ને લેવી નામે એક દાણીને દાણની ચોકી પર બેઠેલો જોઈને તેણે કહ્યું, કે મારી પાછળ ચાલ.**
**[૨૮] તે સઘળું મૂકીને ઊઠયો ને તેની પાછળ ગયો. [૨૯] લેવીએ પોતાને ઘેર તેને સારૂ મોટી મિજબાની કરી, અને દાણીઓ તથા બીજા ઘણા માણસો તેઓની સાથે જમવા બેઠા હતા. [૩૦] ફરોશીઓએ તથા તેઓના શાસ્ત્રીઓએ તેના શિષ્યોની વિરુદ્ધ કચકચ કરીને કહ્યું, કે તમે દાણીઓ તથા પાપીઓની સાથે કેમ ખાઓ પીઓ છો?**
**[૩૧] ઈસુએ તેઓને ઉત્તર આપ્યો, કે જેઓ સાજા છે તેઓને વૈદની અગત્ય નથી, પણ જેઓ માંદાં છે તેઓને છે; [૩૨] ન્યાયીઓને નહિ, પણ પાપીઓને પસ્તાવાને સારૂ બોલાવવા હું આવ્યો છું.**

અહીં આગળ શાસ્ત્રીઓ તથા ફરોશીઓ પ્રભુ ઈસુની પાછળ ફરે છે, અને તેના પર દોષ મૂકવાનું તાજું કારણ શોધે છે. માત્થી ૯ ; ૯–૧૧ અને માર્ક ૨ ; ૧૩–૧૭નો ખુલાસો જુઓ. પ્રથમ આપણે વાંચીએ છીએ કે ઈસુએ લેવી નામના એક દાણીને જકાત લેવાની ચોકીએ બેઠેલો જોયો, અને તેને તેણે પોતાનો શિષ્ય થવા તેડ્યો. લેવી ઘણા વખતથી ઈસુને ઓળખતો

હશે, કેમકે ઈસુને ઓળખ્યા વિના કાપરનાહુમમાં કોઈ રહી શકે નહિ. પ્રભુ ઈસુ તથા લેવીની વચ્ચે શી શી વાતચીત થઈ અને શું શું બન્યું એ જણાવેલું નથી. પરંતુ આપણે એટલું તો જાણીએ છીએ કે પોતાનાં પાપ સંબંધી લેવીને ઘણી જ લાગણી ઉત્પન્ન થઈ. તે પોતાના ગતકાળના જીવનને લીધે શોકાતુર હતો એટલું જ નહિ, પણ તેની સાથે તેણે પોતાનો સંબંધ સમૂળગો તોડયો. ત્યારબાદ લેવીએ પ્રભુ ઈસુને માટે પોતાના ઘરમાં મોટું જમણ કર્યું; અને ઘણા માણસોને નહોતર્યાં. તેમ કરવાનો તેનો હેતુ ઈસુને માન આપવાનો હતો, એટલું જ નહિ પણ પોતાને મળેલા નવા આનંદમાં બીજા પણ સહભાગીદાર થાય એવો હેતુ પણ હતો. તેણે ઘણા દાણીઓને તેમજ પહેલાંના વખતમાં જેમની સાથે તે વ્યવહાર રાખતો હતો તેવા ઘણાને નહોતર્યાં; કેમકે તે જાણતો હતો કે આજ લોકોને મળવાને પ્રભુ વિશેષ આતુર છે, અને તેને મળવાની તેઓને વિશેષ અગત્ય છે. આ પ્રમાણે માણસોને પકડવા સંબંધી પ્રભુએ જે શિક્ષણ આપ્યું હતું તેનો અમલ લેવી ઉતાવળે કરતો માલૂમ પડે છે.

હવે જેમાં આટલા બધા જુદી જુદી જાતના માણસો બેઠેલા હોય એવા જમણમાં ઈસુ ખ્રિસ્ત હાજર થયો, તેથી યહુદી અધિકારીઓને વાંધો નડયો, કેમકે આવા જમણમાં તેમાંનો કોઈ કદી ભાગ લેજ નહિ. જે માલ ગાલીલમાં આવતો હતો તેનો કર ઉઘરાવવાને માટે આન્ટીપાસે ઘણા માણસોને રોકયા હતા, અને જે દાણીઓની સાથે ઈસુ મિત્રાચારીનો સંબંધ રાખતો હતો તેમાંના ઘણાખરા આન્ટીપાસના માણસો હશે. આ લોકોનો ધંધો યહુદીઓને ધિક્કારપાત્ર લાગતો હતો તેનાં અનેક કારણ હતાં. જે કર ઉઘરાવવામાં આવતો હતો તે પરદેશી રાજ્યના લાભને અર્થે હતો એટલું જ નહિ, પણ તે ઉઘરાવવા જતાં બિનયહુદી વેપારીઓના સહવાસમાં આવવું પડતું હતું. આ બે કારણોથી આવા ધંધામાં કોઈ સ્વદેશભક્ત તેમજ કોઈ ધાર્મિક યહુદી ભાગ લઈ શકે નહિ. માટે યહુદી કોમમાં જેઓ ઓછા આબરૂદાર ગણાતા હતા તેઓમાંથી આ કામને સારૂ માણસોને પસંદ કરવા પડ્યા હતા. સુવાર્તાઓમાં દાણીઓ તથા પાપીઓ એ શબ્દો ઠેકાણે ઠેકાણે જોડાએલા માલૂમ પડે છે, અને તે વડે સામાન્ય રીતે જેઓ આબરૂદાર યહુદીઓથી અલગ રહેતા હોય તે સર્વને દેખાડવામાં આવતા હતા. વળી જાણવા જેવી વાત એ છે કે લુકીઅન જેવા ગ્રીક લેખકોના લખાણમાં પણ દાણીઓને ઓછું માન આપવામાં આવે છે.

શાસ્ત્રીઓ તથા ફરોશીઓએ આ પ્રસંગે આપણા પ્રભુની જે ટીકા કરી હતી તે ધ્યાન આપવા જેવી નથી, પરંતુ તેથી એક લાભ તો થયો, એટલે તેના જવાબમાં આપણા પ્રભુએ કેટલાંએક જાણવા જેવાં વચન કહ્યાં. આ પ્રસંગે

તેણે શાસ્ત્રીઓ તથા ફરોશીઓને જે જવાબ આપ્યો તે ત્રણે સંદર્શક સુવાર્તિકોએ પોતાની સુવાર્તામાં નોંધેલો છે : "જેઓ સાજાં છે તેઓને વેદની અગત્ય નથી, પણ જેઓ માંદાં છે તેઓને છે; હું ન્યાયીઓને નહિ, પણ પાપીઓને પસ્તાવાને સારૂ બોલાવવા [આ જગતમાં] આવ્યો છું;" અર્થાત્ વેદ માંદા માણસોની સાથે પોતાનો વખત ગાળે છે અને હું પાપીઓની સાથે; વળી અમારા બંનેનું કારણ એક જ છે.

## સવારનો આનંદ : ૫; ૩૩–૩૯

**[33]તેઓએ તેને કહ્યું, કે યોહાનના શિષ્યો તેમજ ફરોશીઓના**
**શિષ્યો પણ વારંવાર ઉપવાસ તથા પ્રાર્થના કરે છે; પણ તારા શિષ્યો**
**તો ખાયપીએ છે. [34]ઈસુએ તેઓને કહ્યું, કે વર જાનૈયાઓની સાથે**
**હોય ત્યાંસુધી તેઓની પાસે તમે ઉપવાસ કરાવી શકો શું? [35]પણ**
**એવા દહાડા તો આવશે; વર તેઓની પાસેથી લઈ લેવાશે, ત્યારે**
**તે સમયે તેઓ ઉપવાસ કરશે. [36]તેણે તેઓને એક દૃષ્ટાંત પણ કહ્યું,**
**કે નવા લુગડામાંથી કટકો ફાડીને કોઇ માણસ જૂના લૂગડાને થિગડું**
**દેતું નથી; જો દે તો તે નવું ફાડી નાખશે, અને વળી નવામાંથી**
**લીધેલું થિગડું જૂનાને મળતું નહિ આવશે. [37]વળી નવો દ્રાક્ષારસ**
**જૂની મશકોમાં કોઈ ભરતું નથી; જો ભરે તો નવો દ્રાક્ષારસ મશકોને**
**ફાડી નાખે, અને પોતે ઢળી જશે, ને મશકોનો નાશ થશે. [38]પણ**
**નવો દ્રાક્ષારસ નવી મશકોમાં ભરવો જોઈએ. [39]વળી જૂનો દ્રાક્ષારસ**
**પીધા પછી કોઇ નવો પીવા માગતો નથી; કેમકે તે કહે છે, કે જૂનો**
**સારો છે.**

માત્થી ૯; ૧૪–૨૭ અને માર્ક ૨; ૧૮–૨૨નો ખુલાસો જુઓ. નિયમશાસ્ત્ર પ્રમાણે વર્ષમાં એક જ દિવસે ઉપવાસ કરવાનું ઠરાવવામાં આવ્યું હતું, એટલે પ્રાયશ્ચિત્તને દિવસે. પરંતુ ફરોશીઓએ વારંવાર ઉપવાસ કરવાનો રિવાજ સ્વીકારી લીધો હતો, અને આ બાબતમાં યોહાન તથા તેના શિષ્યોએ તેઓનું અનુકરણ કર્યું હોય એવું લાગે છે. એક ખરા તથા અભ્યંતર સ્વદમન તરીકે ઉપવાસ સંબંધી આપણા પ્રભુને કંઈ કહેવાનું ન હતું; તેને એટલો જ વાંધો નડતો હતો કે તે રિવાજ મારા શિષ્યોના હાલના સંજોગોને અનુકૂળ નથી, એમ તે માનતો હતો. જે સમય વિષે આપણે વિચાર કરીએ છીએ તે તો સુવાર્તાની સવારનો સમય હતો; વળી પોતા પર ટીકા કરનારાઓને ઈસુ એક બાબત વિષે યાદ દેવડાવે છે. તે વખતે એવો રિવાજ પ્રચલિત હતો કે લગ્નપ્રસંગ હોય અને તેજ વખતે વરરાજાના મિત્રોને ઉપવાસ કરવાનો હોય તો ઉપવાસ કરવાની ફરજથી તેઓને મુક્ત કરવામાં આવતા હતા, કે જેથી તેઓ

વરરાજાના આનંદમાં ઘટાડો કરે નહિ. પરંતુ યોહાનના અનુયાયીઓની સ્થિતિ જુદી હતી. તેઓના સ્વામીને બળાત્કારથી તેઓની પાસેથી લઈ લેવામાં આવ્યો હતો અને કેદખાનામાં નાખવામાં આવ્યો હતો (૩; ૨૦). આથી તેઓને ઉપવાસ કરવાનું કારણ હતું અને એ વાત ઈસુ સહલાગણીપૂર્વક કબૂલ કરે છે. પરંતુ પોતાના શિષ્યો સંબંધી તે એમ કહે છે કે ઉપવાસ કરવાનો વખત હજુ આવ્યો નથી. તેઓને માટે પણ એવો વખત આવશે જ આવશે, પણ તે ન આવે ત્યાં સુધી ઉપવાસ કરવાની શી જરૂર? અહીં આગળ આપણો પ્રભુ એવું શીખવે છે કે કોઈપણ ધાર્મિક કાર્યને જે પ્રકારની ધાર્મિક લાગણી અનુકૂળ હોય તે પ્રકારની લાગણીને અભાવે તે કાર્ય નિરર્થક બને છે. મન શોકાતુર ન હોય છતાં આપણે ઉપવાસ કરીએ તે કેવળ ઢોંગ છે.

દરેક ધર્મમાં પરસ્પર વિરૂદ્ધ વલણ રાખનાર માણસો માલૂમ પડે છે, એટલે કેટલાએક જૂના વિચારને વળગી રહેવા માગે છે ત્યારે કેટલાએક જે કંઈ નવું હોય તે ગ્રહણ કરવા તત્પર રહે છે. એક બે જાણીતા દાખલા આપીને પ્રભુ ઈસુ ખ્રિસ્ત આપણને સૂચવે છે કે આપણે વચલો રસ્તો લેવો જોઈએ.

થિંગડાં મારેલા લૂગડાના તથા મશકોના દાખલા પરથી સૂચવવામાં આવે છે કે આપણો પ્રભુ ઈસુ ખ્રિસ્ત જે નવું સત્ય શિખવવાને આવ્યો હતો તે દર્શાવવાને માટે પુરાતન વિધિઓ પૂરતા ન હતા. આ બાબત વિષે લુકને કેટલી બધી સ્પષ્ટતાથી સમજણ પડી હશે એ તેના વૃત્તાંત પરથી માલૂમ પડે છે. સ્તેફન અને આખી માણસજાત વિષે તેને કેટલી બધી લાગણી હતી તે વિષેની વાર્તા લુક જ જણાવે છે; કરનેલ્યસ કેવી રીતે રાજ્યમાં ધસી આવ્યો તે વિષેની વાર્તા જણાવનાર પણ તેજ છે; વળી પુરાતન વખતના પ્રબોધકોએ અગાઉથી કહ્યું હતું તે પ્રમાણે જ્યારે વિદેશીઓની આગળ સુવાર્તા પ્રકટ કરવામાં આવી ત્યારે તે મહાન કાર્યનો ઇતિહાસ લખનાર તો લુક હતો. તથાપિ તેજ જમાનાના યહુદી શિક્ષકો આ બધી બાબતોનો તિરસ્કાર કરતા હતા. પરંતુ એમ કરતાં તેઓ પ્રભુનું વચન સાચું ઠરાવતા હતા; નવાની આગળ જૂનાને નમતું આપવું પડતું હતું.

હવે યોહાનના શિષ્યોએ જે પ્રશ્ન પૂછ્યો હતો તે પરથી ઈસુ ખ્રિસ્તનાં કામ તથા સમાચાર સંબંધી તેઓને કેટલી બધી ગેરસમજ થઈ હતી તે સાબિત થાય છે. ઈસુ ખ્રિસ્ત માત્ર સુધારક તરીકે આવ્યો છે એટલે તે યહુદીઓના ધર્મને સમારવાને આવ્યો છે એવું તેઓનું સમજવું હતું, પરંતુ ઈસુ તેઓને કહે છે કે યહુદી ધર્મનો સુધારો કરવા માટે નહિ પણ તેનું રૂપાંતર કરવા, માણસોમાં સુધારો કરવા માટે નહિ પણ તેમની પુનરુત્પત્તિ કરવા, દુનિયામાંની કેટલીક ભૂંડી બાબતો દૂર કરવા નહિ પણ બધું જ નવું કરવા હું આવ્યો છું. જેમાં ન્યાયીપણું

વાસો કરે એવું નવું આકાશ અને નવી પૃથ્વી એજ ઈસુ ખ્રિસ્તના રાજ્યનું અંતિમ ધ્યેય હતું. તેના સમાગમમાં આવવાથી ખરાબમાં ખરાબ માણુસો પર એવી અસર થતી હતી કે મારી મરજી હોત તો હું ભલો થઈ શકત અને ન થયો તેથી થએલા નુકસાનનું કારણ હું છું. યહુદા ઇસ્કારીઓત પણ આટલો બધો કઠણ હોવા છતાં પોતાના સ્વામીને પરસ્વાધીન કરવાથી તેણે પોતાના વસ્ત્રમાં જે ફાટ પાડી હતી તે તે જોઈ શક્યો નહિ, પરંતુ પોતે શું કર્યું છે એ વિષે જ્યારે તેને ભાન થયું કે તરત તેણે બહાર જઈને ફાંસી ખાધી.

આ પ્રમાણે આપણે જોઈએ છીએ કે ભાગેલાં જીવન સંબંધી આપણા પ્રભુનો ઉપાય એ હતો કે તેમને નવાં કરવાં, નહિ કે તેઓમાં સુધારો કરવો. રૂપાના એક સિક્કાનો દાખલો લો. એટલા બધા હાથ વડે તેને ઘસારો લાગ્યો છે કે તે તદ્દન લીસો બની ગયો છે. જે સરકારે તે પાડયો છે તેનું નામ સરખું પણ તે પર રહ્યું નથી, તો પછી તેને કેવી રીતે સુધારવો ? ટંકશાળમાં તેને ફરી પીગાળીને નવો કરવાની જરૂર છે. હઝકીએલે પોતાના દર્શનમાં સુકાએલાં જે હાડકાં જોયાં હતાં તેમને એજ જરૂર હતી કે કોઈ પણ પરાક્રમ તેઓને માંસ તથા લોહીથી વેષ્ટિત કરે ; વળી ઈશ્વરના શ્વાસ સિવાય અન્ય પરાક્રમ એવું કામ કરી શકે નહિ.

તો પછી ખ્રિસ્ત વિષે આપણો શો વિચાર છે અને આપણા વિષે તેનું શું કાર્ય છે ? શું તે આપણને માત્ર નમૂનારૂપ લાગે છે, અથવા શું તે આપણને તારનાર લાગે છે ? યોહાન લખે છે, કે (૧ યોહાન ૫ ; ૪) ઈશ્વરથી જે કોઈ જન્મેલો હોય તે જગત પર જય મેળવે છે ; જ્યારે માણસો ખ્રિસ્તમાં વાસો કરશે ત્યારે જ ન્યાયીપણું જગતમાં વાસો કરશે.

પરંતુ જે કૃપાવંત સૂચનાથી આ પ્રકરણ બંધ થાય છે તે જાણવા જેવી છે : "વળી જૂનો દ્રાક્ષારસ પીધા પછી કોઈ નવો પીવા માગતો નથી, કેમકે તે કહે છે કે જૂનો સારો છે." 'સારો' એટલે શું ? જે શબ્દનો તરજુમો 'સારો' કરવામાં આવ્યો છે તે અન્ય જગાએ મળે છે. દાખલા તરીકે "મારી ઝુંસરી સહેલ છે" (માત્થી ૧૧ ; ૩૦) ; "પ્રીતિ સહનશીળ તથા **પરોપકારી** છે" (૧ કોરીંથી. ૧૩ ; ૪) ; અને "તમે એક બીજા પ્રત્યે **માયાળુ** તથા કરુણાળુ થાઓ" (એફેસી. ૪ ; ૩૨). અહીં આગળ જેઓ જૂનાનો તિરસ્કાર કરે છે તેઓને ઈસુ ઠપકો આપે છે, કેમકે જૂનાં વાનાંની સાથે હમેશાં પવિત્ર તથા કોમળ વિચારો સંબંધ રાખે છે. યોહાન તથા તેના સાથીઓ નવા સંજોગો તેમજ નવા સમાચાર ગ્રહણ કરવામાં ધીમા હતા, અને તેવા બધાની સાથે ઈસુ સહલાગણી ધરાવતો હતો ; વળી આપણે પણ આ બાબતમાં તેનું અનુકરણ કરીએ એવી તેની મરજી છે.

તારનાર તથા સાબ્બાથ : ૬ ; ૧–૧૧

એક વિશ્રામવારને દહાડે તે ખેતરોમાં થઇને જતો હતો; ત્યારે
તેના શિષ્યો કણસલાં તોડતા હતા, અને હાથે મસળીને ખાતા હતા.
૨ પણ ફરોશીઓમાંના કેટલાએકે પૂછ્યું, કે વિશ્રામવારે જે કરવું
ઉચિત નથી તે તમે કેમ કરો છો? ૩ ઇસુએ તેઓને ઉત્તર આપ્યો, કે
દાઊદ તથા તેના સાથીઓ ભૂખ્યા હતા, ત્યારે તેણે જે કર્યું તે શું
તમે વાંચ્યું નથી, ૪ કે તેણે દેવના મંદિરમાં જઇને જે અર્પેલી રોટલી
યાજક સિવાય બીજા કોઇને ખાવી ઉચિત નથી તે લઇને ખાધી,
અનેપોતાના સાથીઓને પણ આપી? ૫ વળી તેણે તેઓને કહ્યું, કે
માણસનો દીકરો વિશ્રામવારનો પણ પ્રભુ છે.

૬ એક બીજે વિશ્રામવારે તે સભાસ્થાનમાં જઇને બોધ કરતો
હતો; ત્યારે એક માણસ ત્યાં હતો કે જેનો જમણો હાથ સુકાઇ
ગએલો હતો. ૭ વિશ્રામવારે તે કોઇને સાજો કરશે કે નહિ, તે વિષે
શાસ્ત્રીઓ તથા ફરોશીઓ તાકી રહ્યા હતા; એ માટે કે તેના પર
દોષ મૂકવાને તેઓને નિમિત્ત મળે. ૮ પણ તેઓના વિચારો જાણી
લઇને જે માણસનો હાથ સુકાઇ ગએલો હતો તેને તેણે કહ્યું, કે ઊઠીને
વચમાં ઊભો રહે. એટલે તે ઊઠીને વચમાં ઊભો રહ્યો. ૯ પછી
ઇસુએ તેઓને કહ્યું, કે હું તમને પૂછું છું, કે વિશ્રામવારે સારૂં કરવું કે
માઠું કરવું; જીવને બચાવવો કે તેનો નાશ કરવો: એ બેમાંથી કયું
ઉચિત છે? ૧૦ પછી તેણે ચોતરફ નજર ફેરવીને તે માણસને કહ્યું, કે
તારો હાથ લાંબો કર. તેણે તેમ કર્યું, એટલે તેનો હાથ સાજો થયો.
૧૧ પણ તેઓ બાવરા બની ગયા; અને એકબીજાને કહેવા લાગ્યા,
કે ઇસુ વિષે આપણે શું કરીએ?

માત્થી ૧૨ ; ૧–૧૪ તથા માર્ક ૨ ; ૨૩—૩ ; ૬ સુધીનો ખુલાસો જુઓ. છઠ્ઠા સૈકામાં મળેલો એક મહત્ત્વનો હસ્તલેખ છે તેનું નામ કોડેક્ષ બીઝે છે. આ હસ્તલેખમાં આ અધ્યાયમાંની પાંચમી કલમ દશમી કલમ પછી રાખવામાં આવી છે, અને તેની જગાએ એટલે ચોથી કલમ પછી આપણે આ શબ્દો વાંચીએ છીએ: "તેજ દિવસે તેણે કોઈએકને સાબ્બાથને દિવસે કામ કરતો જોઈને તેને કહ્યું, કે હે માણસ, તું સમજીને આમ કરતો હોય તો તને ધન્ય છે; પણ જો તું સમજ્યા વિના આમ કરે છે તો તું શાપિત છે, અને નિયમશાસ્ત્રનું ઉલ્લંઘન કરે છે." આ ખરેખરૂં આપણા પ્રભુનું વચન હશે એ માનવું વાજબી છે. યોહાનના કહ્યા પ્રમાણે (યોહાન ૨૦ ; ૩૦, ૩૧ : ૨૧ ; ૨૫) પોતાની જાહેર સેવા દરમિયાન સુવાર્તિકોએ લખ્યું છે કે તે કરતાં આપણા પ્રભુએ

ઘણું કર્યું અને કહ્યું પણ હતું. દૈવયોગે નવા કરારમાં દાખલ થયાં ન હોય એવાં પ્રભુનાં અનેક વચન બીજી રીતે સાચવવામાં આવ્યાં છે, અને તેમાંનાં કેટલાંએક જાણવા જેવી તથા અણુધારી રીતે સાચવવામાં આવેલાં છે. આ વચન આપણો પ્રભુ ખરેખર બોલ્યો હશે એમ માનવામાં કોઈ પણ જાતનો વાંધો નથી, અને તેનો અર્થ એવો જણાય છે કે આ માણસ પ્રભુની સાથે પોતાની સહલાગણી દર્શાવતો હોય અને શાસ્ત્રીઓ તથા ફરોશીઓના જુલમ સામે પોતાનો વિરોધ દર્શાવતો હોય તો તે વખાણને પાત્ર હતો; પરંતુ પોતાના ખાનગી સ્વાર્થ કરતાં વધારે ઉમદા હેતુથી વર્તતો ન હોય તો તે દૂષણને પાત્ર હતો; અર્થાત તેનો હેતુ કેવો હતો તે પર તેનું વર્તન વાજબી છે કે નહિ તેનો આધાર રહેતો હતો.

અહીં આગળ જે બીનાનું વર્ણન કરવામાં આવેલું છે તે આગલા પાઠમાં રહેલા સત્યના દાખલારૂપ છે. નવો દ્રાક્ષારસ જૂની મશકોને ફાડવા લાગ્યો હતો અને નવા થિંગડાથી જૂનું લૂગડું ફાટી જવા લાગ્યું હતું. આપણા પ્રભુના જમાનામાં યહુદી ધર્મ જે મનોભાવના દર્શાવતો હતો તે વિષેના બે દાખલા અહીં આગળ આપવામાં આવ્યા છે. એક દાખલો એવો છે કે એ મનોભાવના કેટલી બધી ક્ષુદ્ર હતી: અનાજનાં થોડાં કણસલાં મસળીને ખાવાને લીધે શિષ્યો પર વિશ્રામવાર ભંગ કર્યાનું તહોમત મૂકવામાં આવે છે, કેમકે તેઓનું કૃત્ય કણસલાં ઝુડવા સમાન ગણવામાં આવે છે. બીજો દાખલો બતાવે છે કે આ મનોભાવના કેટલી બધી ક્રૂર હોઈ શકે છે: વિશ્રામવારને દિવસે એક માણસનો સુકાઈ ગએલો હાથ સાજો કરવામાં આવે છે, તેથી તે પોતાનું ગુજરાન ચલાવવા શક્તિમાન બને છે; છતાં આ કૃત્યને ભારે પાપસમાન ગણવામાં આવે છે!

ઈસુ ખ્રિસ્ત જૂનો કરાર વાંચતો હતો ત્યારે તેમાં આવી મનોભાવનાને કોઈ ઠેકાણે ટેકો મળે છે એવું તેને લાગ્યું નહિ. ફરોશીઓ તો નિયમશાસ્ત્ર પળાવવામાં છેક હદ બહાર ગયા હતા. ફરોશીઓના બારીક કાયદા સંબંધી દાઊદ કશું જાણતો ન હતો, એટલુંજ નહિ પણ પુનર્નિયમના પુસ્તકમાં ચોથી આજ્ઞા આ પ્રમાણે આપવામાં આવે છે: "સાબ્બાથ દિવસને પવિત્ર પાળવાને તું સંભાળ રાખ......એ સારૂ કે જેમ તને તેમજ તારા દાસને તથા તારી દાસીને વિશ્રામ મળે" (પુન. ૫; ૧૨, ૧૪). એટલું જ નહિ પણ યશાયાહ જોકે વિશ્રામવારપાલન પર ભાર મૂકે છે ખરો, તોપણ તે જ્યાં આગળ એવું કહે છે ત્યાં આગળ તે આ પ્રમાણે લખે છે: "[પણ] દુષ્ટતાનાં બંધનો છોડવાં, ઝુંસરીનાં જોતર છોડવાં, દબાએલાને મોકળા કરીને વિદાય કરવા, અને વળી સર્વે ઝુંસરીને ભાંગી નાખવી,—જે ઉપવાસ હું પસંદ કરૂં છું,

તે શું એ નથી? ભૂખ્યાઓને તારી રોટલી વહેંચી આપવી, અને ભટકતા ગરીબોને ઘેર લાવવા, શું એ ઉપવાસ નથી? નાગાને જોઈને તારે તેને [વસ્ત્ર] પહેરાવવું, ને તારા બંધુઓથી મોં સંતાડવું નહિ" (યશાયાહ ૫૮; ૬, ૭).

જૂના કરારમાં જ્યાં વિશ્રામવારના પાલન વિષે લખવામાં આવ્યું છે ત્યાં હમેશાં 'દયા' પર ભાર મૂકવામાં આવે છે, અને તેજ બાબતની અસર આપણા પ્રભુના મન પર વિશેષ થઈ હતી. વળી તે પોતે જ્યારે વિશ્રામવાર વિષે શિક્ષણ આપે છે ત્યારે તે હમેશાં આજ બાબત પર ભાર મૂકે છે અને તેનો વિકાસ કરે છે. "માર્કની સુવાર્તા"માં પ્રભુના નીચે પ્રમાણેના શબ્દો ઉમેરવામાં આવે છે: "વિશ્રામવાર માણસને અર્થે થયો, માણસ વિશ્રામવારને અર્થે નહિ." આ શબ્દો વિશ્રામવાર વિષેના આપણા પ્રભુના વિચાર સંપૂર્ણ રીતે દર્શાવે છે, અને તે લુકે શા માટે પડતા મૂક્યા હશે એ સમજવું મુશ્કેલ છે.

સાત દિવસમાં એક દિવસ પવિત્ર પાળવાનો નિયમ માણસજાતના શારીરિક તેમજ આત્મિક સ્વભાવની અગત્ય પર આધારભૂત માલૂમ પડે છે. ઈ. સ. ૧૯૧૪–૧૯૧૮ સુધીની મોટી લડાઈ વખતે દારૂગોળાના કારખાનાના મજૂરો પહેલા જ આઠ મહિનાને અંતે બ્રિટિશ સરકાર પાસે ગયા. તેઓએ માગણી કરી કે આ કારખાનામાં કામ કરતાં બધાં માણસોને દર અઠવાડીએ એક દિવસની રજા આપવામાં આવે તો સારૂં. વળી તેઓએ એવું કારણ દર્શાવ્યું કે તેમ કરવાથી કારખાનાની વધારે ઉપજ થશે અને તેના કામમાં વિશેષ કાર્યદક્ષતા જોવામાં આવશે. પરંતુ એ ઉપરાંત અમુક આત્મિક અગત્ય પણ છે. ખ્રિસ્તી માણસ જીવનના ઝગડા મધ્યે થોભે અને સાત દિવસમાં એક દિવસ પાળી કબરના આશ્ચર્ય વિષે વિચાર કરે, અને પાપ તથા મરણ પર થએલા ઈસુ ખ્રિસ્તના જયનું મનન કરે તો તેથી તેના આત્માને કેટલી બધી તાજગી મળે એમ છે! એક વખતે એક મોટા રાજદ્વારી પુરુષે વિશ્રામને દિવસે કામ કરવાની ના પાડી, અને તેનું કારણ એ દર્શાવ્યું કે હું ક્યાં છું અને ક્યાં જવાનો છું એ વિષે વિચાર કરવા માટે મારે અઠવાડીઆમાં એક દિવસ તો જોઈએ જ. વળી વોલ્ટેર નામે એક ફ્રેન્ચ નાસ્તિક માણસ હતો. તેણે પણ એક વખતે કહ્યું હતું કે જો તમારે ખ્રિસ્તી ધર્મનો નાશ કરવો હોય તો પ્રથમ તમારે રવિવારનો નાશ કરવો જોઈએ. આપણે જેઓ ઈસુ ખ્રિસ્ત પર વિશ્વાસ કરીએ છીએ તેઓએ કેટલી બધી કાળજીથી વિશ્રામવારરૂપી આ અમૂલ્ય વારસો સાચવી રાખવો જોઈએ. તેવડે આપણા શરીરને જે આરામ મળે છે અને આપણા આત્માને જે તક મળે છે તે આપણે કોઈ પણ રીતે જવા દેવાં નહિ; રખેને રવિવારનો નાશ કરવામાં ખ્રિસ્તના શત્રુઓની મદદ કરવા જતાં ખ્રિસ્તી ધર્મનો નાશ કરવામાં પણ આપણે તેઓને મદદ કરીએ.

આ બીનાનું વર્ણન કરતાં માર્ક જણાવે છે, કે "તેઓનાં હૃદયની કઠણતાને લીધે પ્રભુએ દલગીર થઈને ગુસ્સાસહિત ચોતરફ તેઓ ભણી જોયું" (માર્ક ૩; ૫). શાસ્ત્રીઓ ઈસુ પર ગુસ્સે થયા હતા, અને ઈસુ પણ શાસ્ત્રીઓ પર ગુસ્સે થયો હતો; પરંતુ તેઓના ગુસ્સામાં અને ઈસુના ગુસ્સામાં આભ-જમીનનો તફાવત જોવામાં આવે છે. પવિત્ર શાસ્ત્રમાં દરેક જગાએ ગુસ્સાની વિરૂદ્ધ શિક્ષણ આપવામાં આવે છે કે ગુસ્સો નબળાઈનું ચિહ્ન છે, પરંતુ ગુસ્સા પર અંકુશ રાખવો તે બળનું ચિહ્ન છે. તો પછી પ્રભુ ઈસુનો ગુસ્સો વાજબી હતો અને માણસોનો ગુસ્સો ઘણી વાર ગેરવાજબી હોય છે તેનું કારણ શું?

## આપણો ગુસ્સો

૧. પ્રથમ તો આપણો ગુસ્સો ઘણી વાર સ્વાર્થી હોય છે. ઈસુનું કૃત્ય અમારા અધિકારનું ખંડન કરવાની ધમકી આપે છે એમ લાગવાથી શાસ્ત્રીઓ તેના પર ગુસ્સે થયા હતા. આપણે પણ જે જે કૃત્યો આપણા પોતા પર અસર કરે છે તેને લીધે જ ઘણું કરીને ગુસ્સે થઈએ છીએ. બીજા પર ટીકા કરવામાં આવે છે ત્યારે આપણને વાંધો નડતો નથી; બીજાના હક ડૂબાવવામાં આવે છે ત્યારે આપણે કહીએ છીએ કે મારે શું?

૨. જ્યારે આપણે ગુસ્સે થઈએ છીએ ત્યારે ઘણી વાર જેના પર ગુસ્સે થયા છીએ તેને ઉપદ્રવ કરવાની ઇચ્છા થાય છે. વળી આપણે પોતાના હાથ વડે જ નહિ પણ પોતાની જીભ વડે પણ એમ કરી શકીએ છીએ. પરંતુ આવો ગુસ્સો તો મૂર્ખતાભરેલો છે, કેમકે સામા માણસનું આપણે ગમે તેટલું નુકસાન કરીએ તોપણ તે કરતાં આપણે પોતાનું વધારે નુકસાન કરીએ છીએ.

## પ્રભુનો ગુસ્સો

આપણા પ્રભુનો ગુસ્સો ન્યાયી હતો, તેનું પહેલું કારણ એ છે કે તેનો હેતુ ખરો હતો. તેનો ગુસ્સો તો પ્રેમમાંથી ઉદ્દભવતો હતો. જ્યારે તેનું નુકસાન કરવામાં આવ્યું ત્યારે તેણે તે સહન કર્યું; તેનું અપમાન થવાથી તે કદી ગુસ્સે થયો હોય એવું આપણે વાંચતાં નથી. તેના ગાઢ મિત્રે છાતી ઠોકીને કહ્યું, કે હું તારી સાથે કેદખાનામાં જવા તૈયાર છું અને મરવાને પણ તૈયાર છું; છતાં તેજ મિત્રે થોડા જ કલાક પછી સોગન ખાઈને કહ્યું, કે એ માણસને હું ઓળખતો જ નથી. તે વખતે ઈસુ ગુસ્સે થયો ન હતો. તે વખતે તો પીતરે તેની આંખમાં ગુસ્સો નહિ, પણ શોકાતુર પ્રેમ જોયો હતો. વળી તે કષ્ટ સાથે મરણ પામતો હતો અને તેની મશ્કરી કરવામાં આવતી હતી ત્યાં આગળ તેણે પ્રાર્થના કરી, કે "હે બાપ, તેઓને માફ કર; કારણ કે તેઓ જે કરે છે તે તેઓ જાણતા નથી." આ વાત પીતર કદી ભૂલી ગયો નહિ અને તેણે જ પ્રભુ વિષે એવી સાક્ષી આપી છે કે તેની નિંદા કરવામાં આવી ત્યારે તેણે સામી નિંદા કરી નહિ.

૨. પરંતુ અન્યાય જોઈને આપણો પ્રભુ હમેશાં ગુસ્સે થતો હતો. આ માણસ સાજો થાય તે કરતાં અમારો વિશ્રામવારના પાલનનો કાયદો અગત્યનો છે એવું શાસ્ત્રીઓએ કહ્યું ત્યારે તે ગુસ્સે થયો. તેણે પોતાના પિતાનું ઘર બજારના રૂપમાં ફેરવી નાખેલું જોયું ત્યારે તે ખરેખર ગુસ્સે થયો. બળવાન લોકો ગેરવાજબી રીતે નબળા લોકોનો ગેરલાભ લે એ જોતાંની સાથે જ તે ગુસ્સે થતો હતો.

૩. આપણા પ્રભુનો ગુસ્સો વાજબી હતો તેનું એક ત્રીજું કારણ છે. તેના ગુસ્સાનું ધ્યેય ન્યાયી હતું. જ્યારે તે ગુસ્સે થતો હતો ત્યારે સાજા કરવાના તથા બચાવવાના પોતાના જુસ્સાને લીધે તે ગુસ્સે થતો હતો; કેમકે તે સમજતો હતો કે આવા અન્યાયથી મારા કૃપાવંત ઇરાદા નિષ્ફળ જાય છે. સુકાએલા હાથવાળા માણસ પર તે જેટલો પ્રેમ રાખતો હતો તેટલો જ પ્રેમ તે ફરોશીઓ તથા શાસ્ત્રીઓ પર પણ રાખતો હતો.

પ્રભુ ઈસુ ખ્રિસ્ત માણસો પર જેવો પ્રેમ રાખતો હતો તેવો પ્રેમ આપણે રાખીએ તો જુલમ અને અન્યાય તેને જેમ અસહ્ય લાગતા હતા તેમજ તે આપણને પણ લાગે. પાઊલ લખે છે, કે "કોને અશક્ત જોઈને હું અશક્ત નથી થતો? કોને ઠોકર ખવડાવવામાં આવે છે, ને મારું હૃદય બળતું નથી?" (૨ કોરીંથી. ૧૧ ; ૨૯). અન્યાય જોઈને આપણે ગુસ્સે થઈ શકતા નથી, અને ખ્રિસ્તનું નામ નિંદાય છે એ જાણવા છતાં આપણે તેની પરવા કરતા નથી ત્યારે તો આપણા સમાજને સડો લાગ્યો છે એમ સમજવું. ઈસુના જેવો પ્રેમ કરે અને જે કારણોને લીધે તે ગુસ્સે થતો હતો તેજ કારણોને લીધે ગુસ્સે થઈ શકે એવાં માણસોની આપણને જરૂર છે. વળી એવાં માણસો સારા પ્રમાણમાં ઊભાં થશે ત્યારે આપણા સમાજને જે જે ભૂંડી બાબતો વળગી રહી છે તે ખસી જશે અને વધતા સારા દિવસનો ઉદય થશે.

## બાર પ્રેરિતોની દીક્ષાક્રિયા : ૬ ; ૧૨-૧૯

**[12] તે દિવસોમાં તે ઘેરથી નીકળીને [કોઇ એક] પહાડ પર**
**પ્રાર્થના કરવા ગયો; અને તેણે દેવની પ્રાર્થનામાં આખી રાત કાઢી.**
**[13] દહાડો ઊગ્યો ત્યારે તેણે પોતાના શિષ્યોને બોલાવીને તેઓમાંથી**
**બારને પસંદ કર્યા, તેઓને તેણે પ્રેરિતો પણ કહ્યા; [14] એટલે, સીમોન**
**જેનું નામ તેણે પીતર પણ પાડયું તેને તથા તેના ભાઈ આંદ્રિયાને,**
**યાકૂબને તથા યોહાનને, ફિલિપને તથા બારથલમીને, [15] માત્થીને**
**તથા થોમાને, અલફીના [દીકરા] યાકૂબને તથા સીમોન, જેને**
**ઝેલોટીસ કહેતા હતા તેને, [16] યાકૂબના [ભાઈ] યહુદાને, યહુદા**
**ઇસકારીઓત જે વિશ્વાસઘાતી હતો તેને. [17] તે તેઓની સાથે**

**[પહાડ પરથી] ઊતરીને મેદાનમાં ઊભો રહ્યો, તેના શિષ્યોનો મોટો જથો તથા આખા યહુદાહમાંના તથા યરૂશાલેમમાંના, અને તૂર તથા સીદોનના કાંઠાના લોકોનો મોટો સમુદાય [ત્યાં હતો,] કે જેઓ તેની વાત સાંભળવા તથા પોતાના રોગથી સાજા થવા સારૂ આવ્યા હતા;**
**[૧૮] અને જેઓ અશુદ્ધ આત્માઓથી પીડાતા હતા તેઓને સાજા**
**કરવામાં આવ્યા. [૧૯] સઘળા લોકો તેનો સ્પર્શ કરવાને કોશિષ કરતા**
**હતા, કેમકે તેનામાંથી પરાક્રમ નીકળીને સઘળાંને સાજાં કરતું હતું.**

માત્થી ૧૦ ; ૨–૪ અને માર્ક ૩ ; ૭–૧૦નો ખુલાસો જુઓ. અહીં આગળ ત્રણ બાબતો આપણું ધ્યાન ખેંચે છે: ૧. ખાસ જાણવા જેવી વાત એ છે, કે તેઓના પવિત્ર તેડાને અર્થે પ્રેરિતોની દીક્ષા કર્યા પહેલાં આપણો પ્રભુ આખી રાત પ્રાર્થનામાં લાગુ રહ્યો. કાપરનાહુમની પડોશમાં ઊંચા ટેકરા હતા ત્યાં જઈને પ્રાર્થના કરવાનો તેનો રિવાજ હતો. ૨. 'યાકૂબનો ભાઈ યહુદા' (કલમ ૧૬) તેના બદલામાં યાકૂબનો દીકરો યહુદા એમ વાંચવું જોઈએ. આ પ્રેરિતને માત્થી લેબ્બેઅસ કહે છે (માત્થી ૩ ; ૧૦નો ખુલાસો જુઓ), માર્ક થાદીઅસ કહે છે (માર્ક ૩ ; ૧૮), અને યોહાન 'યહુદા, ઇસકારીઓત નહિ' એમ કહે છે (યોહાન ૧૪ ; ૨૨). ૩. પહાડ પરથી આવ્યા પછી પ્રભુ દુઃખિત સમુદાયની સાથે કેટલી બધી કૃપાથી વર્તતો હતો એ વિષે જે વૃત્તાંત આપવામાં આવ્યું છે તે વિષે કેટલાક અભ્યાસીઓ એવું માને છે કે તે આ અધ્યાયને અંતે આવવું જોઈએ. આની કશી સાબિતી તો નથી, પરંતુ ત્યાં તે વધારે બંધબેસતું આવે છે.

અહીં આપણે એવું વાંચીએ છીએ કે લોકો આપણા પ્રભુની વિરૂદ્ધમાં યા તો તરફેણમાં જુદા જુદા પક્ષમાં ભળવા લાગ્યા હતા. આપણે ઉપર વાંચી ગયા કે તેઓ બહાવરા બની ગયા, અને એકબીજાને કહેવા લાગ્યા કે ઇસુ વિષે આપણે શું કરીએ (કલમ ૧૧); ત્યારે અહીં એવું વાંચવામાં આવે છે કે "તેના શિષ્યોનો મોટો જથો તથા આખા યહુદાહમાંના તથા યરૂશાલેમમાંના, અને તૂર તથા સીદોનના કાંઠાના લોકોનો મોટો સમુદાય [ત્યાં હતો,] કે જેઓ તેની વાત સાંભળવા તથા પોતાના રોગથી સાજા થવા સારૂ આવ્યા હતા" (કલમ ૧૭). અહીં આગળ ફરીથી આપણા પ્રભુને આ દુનિયાના રાજ્યનું તથા તેના ગૌરવનું દર્શન થાય છે; તથાપિ આ દર્શન તો પરીક્ષણરૂપી નહિ પણ તકરૂપી જણાય છે. વળી આ દર્શનમાં જોએલી વાતનો અમલ થાય એજ હેતુથી તે આ બાર માણસોને પસંદ કરે છે. તેના ગયા પછી આજ માણસો તેનું કામ જારી રાખવાના હતા, તેથી તે હવે પછી એમ સમજે છે કે મારૂં ખાસ કામ આ માણસોને તાલીમ આપવાનું છે.

આ માણસોનાં રાગદ્વેષ, તેઓનો સ્વભાવ, તેમજ તેઓની શક્તિ એક-બીજાથી બહુ જુદાં માલૂમ પડે છે. આ સંઘમાં સીમોન ઝેલોટ જે બંડખોર પક્ષનો સભાસદ હતો, અને માત્થી દાણી જે પરદેશી રાજ્યનો પગાર ખાતો હતો તે સાથે સાથે જોડાય છે. ઉતાવળીઓ પીતર, મનન કરનાર યોહાન, સાવચેત ફિલિપ, અને ઉદાસ થોમા એવા જુદા જુદા સ્વભાવવાળા માણસને આ સંઘમાં સમેટવામાં આવ્યા છે. બીજા પણ કેટલાક હતા. તેઓનું વર્ણન આપણે આટલી બધી ચોકસાઈથી કરી નથી શકતા, તોપણ ઈસુ ખ્રિસ્તના રાજ્યની સ્થાપના કરવામાં દરેકેદરેકને પોતપોતાનો ફાળો આપવાનો હતો.

પછી યહુદા ઈસકારીઓતનું નામ આવે છે. તેના વિષે આપણે શું કહીએ? તેનામાં પણ મોટાં કામ કરવાની શક્તિ હતી, અને તે નિષ્ફળ ગયો હતો તે પરથી અપૂર્ણ પરિવર્તનમાં કેટલું બધું જોખમ સમાએલું છે તે શીખી શકીએ છીએ. યહુદાની બાબતને બંધબેસતું આવે એવું દૃષ્ટાંત એક આધુનિક લેખકે આપેલું છે. "જે ઘરમાં ભાગ્યના વિધાતા માણસનાં ભાવિ વણતા હતા તે ઘરના બારણે આવીને એક આત્માએ તે ઠોક્યું અને તેમની પાસેથી એક આશીર્વાદ માગ્યો. તેણે પોકાર કર્યો કે મારી ભૂલ મને પાછી સોંપી દો તો પ્રેમના શ્વેત પગને સારૂ તેના નાશને અર્થે પાશ પાથરવાને બદલે હું તેને સારૂ રસ્તો કરીશ. પરંતુ ભાગ્યના વિધાતાનો વણવાનો હાથો ગુંજતો જ રહ્યો, અને તેણે ઘણું કલ્પાંત કર્યાં છતાં પણ થોભ્યો નહિ. છેવટે ભાગ્યના વિધાતાએ જવાબ આપ્યો કે તારી ભૂલનો દોરો હાથામાં ભરાઈ રહેલો છે, તેથી કોઈથી તેની ગતિ અટકાવી શકાય એમ નથી, માટે ઓ બિચારા આત્મા, તું જેવો ખાલી હાથે તથા કલ્પાંત કરતો આવ્યો તેવો જ પાછો જા; છતાં તારી સાથે આટલો દિલાસો લેતો જા: આની પણ, હા, આની પણ વણાટમાં જરૂર હતી."

## પ્રેરિતોની દીક્ષાક્રિયા માટે આપણા પ્રભુનું ભાષણ: ૬; ૨૦–૪૯

**૨૦ તેણે પોતાના શિષ્યો તરફ પોતાની આંખો ઊંચી કરીને કહ્યું, કે ઓ દરિદ્રીઓ, તમને ધન્ય છે: કેમકે દેવનું રાજ્ય તમારૂં છે. ૨૧ ઓ હમણાંના ભૂખ્યાઓ, તમને ધન્ય છે: કેમકે તમે તૃપ્ત થશો. ઓ હમણાંના રડનારાઓ, તમને ધન્ય છે: કેમકે તમે હસશો. ૨૨ જ્યારે માણસના દીકરાને લીધે માણસો તમારો દ્વેષ કરશે, તમને બહાર કાઢશે, તમને મેણાં મારશે, અને તમારૂં નામ ભૂંડું માનીને કાઢી નાખશે, ત્યારે તમને ધન્ય છે. ૨૩ તે દહાડે આનંદ કરો, ને [ખુશાલીમાં] કૂદો: કેમકે જુઓ, આકાશમાં તમારૂં ફળ ઘણું છે; કેમકે તેઓના બાપદાદાઓ પ્રબોધકોની પ્રત્યે એમજ વર્ત્યા. ૨૪ પણ તમ**

શ્રીમંતોને અફસોસ છે! કેમકે તમે તમારો દિલાસો પામી ચુક્યા છો.
૨૫ ઓ હમણાંના ધરાએલાઓ, તમને અફસોસ છે! કેમકે તમે ભૂખ્યા
થશો. ઓ હમણાંના હસનારાઓ, તમને અફસોસ છે! કેમકે તમે
શોક કરશો ને રડશો. ૨૬ જ્યારે સર્વ માણસો તમારૂં સારૂં બોલશે
ત્યારે તમને અફસોસ છે! કેમકે તેઓના બાપદાદાઓ જૂઠા પ્રબોધકો
પ્રત્યે તેમજ વર્ત્યા.

૨૭ પણ હું તમ સાંભળનારાઓને કહું છું, કે તમારા વૈરીઓ પર
પ્રેમ કરો, જેઓ તમારો દ્વેષ કરે છે તેઓનું ભલું કરો. ૨૮ જેઓ
તમને શાપ દે છે તેઓને આશીર્વાદ દો, જેઓ તમારૂં અપમાન કરે છે
તેઓને સારૂ પ્રાર્થના કરો. ૨૯ જે કોઇ તને એક ગાલ પર તમાચો
મારે, તેની આગળ બીજો પણ ધર; વળી જે તારો અંગરખો લઇ લે,
તેનાથી તારૂં બદન પણ પાછું રાખતો ના. ૩૦ જે કોઇ તારી પાસે કંઇ
માગે, તેને તે આપ; અને જે કોઇ તારો માલ લઇ જાય તેની પાસેથી તું
પાછો માગીશ નહિ. ૩૧ અને જેમ તમે ચાહો છો કે માણસો તમારા
પ્રત્યે વર્તે તેમજ તમે પણ તેઓ પ્રત્યે વર્તો. ૩૨ તમારા પર જેઓ
પ્રીતિ રાખે છે તેઓના પર જો તમે પ્રીતિ રાખો, તો તેમાં તમારી
મહેરબાની શાની? કેમકે પાપીઓ પણ તેમના પર પ્રીતિ રાખનારા
પર પ્રીતિ રાખે છે. ૩૩ જેઓ તમારૂં ભલું કરે છે તેઓનું ભલું જો તમે
કરો, તો તેમાં તમારી મહેરબાની શાની? કેમકે પાપીઓ પણ
એમજ કરે છે. ૩૪ વળી જેઓની પાસેથી તમે પાછું લેવાની આશા
રાખો છો, તેઓને જો તમે ઉછીનું આપો, તો તેમાં તમારી મહેરબાની
શાની? કેમકે પાછું લેવા સારૂ પાપીઓ પણ પાપીઓને ઉછીનું
આપે છે. ૩૫ પણ તમે તમારા વૈરીઓ પર પ્રીતિ રાખો, તેઓનું ભલું
કરો, ને કચવાયા વગર ઉછીનું આપો; એથી તમને ઘણું પ્રતિફળ
મળશે, અને તમે પરાત્પરના દીકરાઓ થશો; કેમકે અનુપકારીઓ
પર તથા ભૂંડાઓ પર તે માયાળુ છે. ૩૬ માટે જેવો તમારો બાપ
દયાળુ છે, તેવા તમે દયાળુ થાઓ.

૩૭ કોઇનો ઇન્સાફ ન કરો, એટલે તમારો ઇન્સાફ નહિ કરાશે;
કોઇને દૂષિત ન ઠરાવો, અને તમને કોઇ દૂષિત નહિ ઠરાવશે; છોડો
ને તમે છોડાશો; ૩૮ આપો ને તમને અપાશે; સારૂ માપ દાબેલું ને
હલાવેલું તથા ઊભરાતું તમારા ખોળામાં તેઓ [ઠાલવી] દેશે. કેમકે
જે માપથી તમે માપી આપો છો, તેથી તમને પાછું માપી આપવામાં
આવશે.

[39] તેણે તેઓને એક દૃષ્ટાંત પણ કહ્યું, કે શું આંધળો આંધળાને
દોરી શકે? શું બન્ને ખાડામાં પડશે નહિ? [40] શિષ્ય પોતાના ગુરુ
કરતાં મોટો નથી, પણ પ્રત્યેક જન સંપૂર્ણ રીતે કેળવાયા પછી પોતાના
ગુરુ સરખો થશે. [41] તારી પોતાની આંખમાંનો ભારોટીઓ ધ્યાનમાં
લીધા વિના તારા ભાઇની આંખમાંનું તણખલું કેમ જુએ છે!
[42] અથવા તારી પોતાની આંખમાંનો ભારોટીઓ ન જોતાં તું તારા
ભાઈને કેમ કહી શકે, કે ભાઇ, તારી આંખમાંથી મને તણખલું
કાઢવા દે? ઓ ઢોંગી, તું પહેલાં પોતાની આંખમાંથી ભારોટીઓ
કાઢ, અને ત્યાર પછી તારા ભાઈની આંખમાંથી તણખલું કાઢવાને
તને સારી પેઠે સૂઝશે. [43] કેમકે કોઇ સારા ઝાડને નઠારૂં ફળ આવતું
નથી; વળી નઠારા ઝાડને સારૂં ફળ આવતું નથી. [44] હરેક ઝાડ
પોતાનાં ફળથી ઓળખાય છે; કેમકે કાંટાના ઝાડ પરથી લોક અંજીર
વીણતા નથી, અને ઊંટકટા પરથી દ્રાક્ષા વીણતા નથી. [45] સારૂં
માણસ પોતાના મનના સારા ભંડારમાંથી સારૂં કાઢે છે; અને ભૂંડું
માણસ પોતાના મનના ભૂંડા ભંડારમાંથી ભૂંડું કાઢે છે: કારણ કે
મનના ભરપૂરપણામાંથી તેનું મોં બોલે છે.

[46] તમે મને પ્રભુ, પ્રભુ, કેમ કહો છો, અને હું જે કહું છું તે કરતા
નથી? [47] હરેક જે મારી પાસે આવે છે, અને મારી વાતો સાંભળે
છે તથા પાળે છે, તે કોના જેવો છે, એ હું તમને બતાવીશ: [48] તે એક
ઘર બાંધનાર માણસના જેવો છે, કે જેણે ઊંડું ખોદીને ખડક પર પાયો
નાખ્યો. જ્યારે રેલ આવી, ત્યારે તે ઘરને નદીનો સપાટો લાગ્યો,
પણ તે તેને હલાવી ન શકયો; કેમકે તે સારી રીતે બાંધેલું હતું.
[49] પણ [મારી વાતો] જે સાંભળીને પાળતો નથી તે એક માણસના
જેવો છે, કે જેણે પાયો નાખ્યા વિના ભોંય પર ઘર બાંધ્યું; તેને નદીનો
સપાટો લાગ્યો, એટલે તે તરત પડી ગયું; અને તે ઘરનો સમૂળગો
નાશ થયો.

### વિષય: નવા રાજાનું સભાસદપણું

ઈસુએ પોતાના પ્રેરિતો થવા માટે તથા આકાશના રાજ્યની સ્થાપના કરવાના કામમાં પોતાને સહાય કરવા માટે પોતાના શિષ્યોમાંથી ૧૨ જણને પસંદ કર્યા હતા. અહીં આગળ તે તેઓની આગળ ભાષણ કરે છે. તેમાં એ રાજ્યના કાયદા વિષે તેમજ જે સિદ્ધાંતો પર તેનો પાયો નાખવાનો છે એ વિષે તે તેઓને શિક્ષણ આપે છે. માત્થી ૫; ૧–૧૬ ને ૩૯–૪૮ : ૭; ૧–૬ અને ૧૫–૨૭નો ખુલાસો જુઓ. અહીં આગળ નવા રાજના સભાસદપણા

વિષે વિવેચન કરવામાં આવે છે, અને સભાસદોનાં લક્ષણુ કેવાં હોવાં જોઈએ, તેઓની શી શી ફરજો છે અને કયા સિદ્ધાંતોને આધારે તેઓનો ન્યાય થવાનો છે એ બતાવવામાં આવ્યું છે.

(અ) તેઓનાં લક્ષણુ: ૨૦–૨૬

પ્રથમ આપણે એ જોવાનું છે કે આપણો પ્રભુ પોતાના નવા દીક્ષિત થએલા પ્રેરિતોને જૂના કરારના પ્રબોધકો સાથે સરખામણીમાં મૂકે છે. પ્રબોધક કોને કહેવાય? જે માણુસ ઈશ્વરનું વચન જાહેર કરે છે તેને પ્રબોધક કહેવામાં આવે છે. ઈશ્વરના પુરાતન લોકો પ્રત્યે ઘણુા વિશ્વાસુ માણુસોએ આ ફરજ હિંમતથી અને સારી રીતે બજાવી હતી, અને પ્રભુ ઈસુ ખ્રિસ્ત આ પ્રસંગે તેઓ વિષે વિચાર કરે છે. પેલા જૂના પ્રબોધકો પૃથ્વી પર પાછા આવી શકે એમ હોય અને મનુષ્યોની બાબતમાં ફરીથી ભાગ લઈ શકે એમ હોય તો મારા જમાનામાં આખા પાલેસ્ટાઈનમાં કયું સ્થળ તેઓને અનુકૂળ પડે એ વિષેનો વિચાર આ પ્રસંગે આપણા પ્રભુના મનમાં આવ્યો હશે. ફરોશીઓની સાથે તો તેઓને ન બને, કેમકે તેઓ લોકો ઉપર ધર્મક્રિયારૂપી જે બંધનો નાખતા હતા એ તેમને નજ પરવડે. વળી હેરોદના દરબારમાં જેઓ જાંબુઆ રંગનાં અને શણુનાં ઝીણાં વસ્ત્ર પહેરતા હતા તેઓની સાથે બને જ કયાંથી? આખા પાલેસ્ટાઈનમાં જો તેમને કોઈની પણુ સંગત અનુકૂળ આવે તો પ્રભુ ઈસુ ખ્રિસ્ત પોતે જે નમ્ર તથા સાદા લોકોની સાથે સહવાસ રાખતો હતો તેમની જ સંગત હોય. વળી આ બાર માણુસોમાંના ઘણુાખરા આ વર્ગમાંના હતા; અને તેઓની આગળ આપણા પ્રભુએ જે ભાષણુ કર્યું તે ગીતશાસ્ત્રના ૩૪મા ગીતને મળતું આવે છે. દૈહિક બાબતમાં તેઓ બધા દરિદ્રી ન ગણુાય એ ખરૂં; કેમકે તેઓમાંના કેટલાએકની પાસે હોડીઓ તથા પગારદાર નોકરો હતાં. પરંતુ તેઓ એકંદરે જનસમાજમાંના નીચલા વર્ગના માણુસો હતા. ઉપરાંત તેઓનો સ્વભાવ પણુ નમ્ર હતો અને તેઓને ન્યાયીપણુાની ભૂખ લાગતી હતી. આ ભૂખ તો રાજ્યના સભાસદોનું મુખ્ય લક્ષણુ છે. જે સેવાને અર્થે આપણા પ્રભુએ આ માણુસોને તેડ્યા હતા તેમાં તેઓને તંગીનો, શોકનો, તેમજ અદેખાઈનો અનુભવ થવાનો હતો; પરંતુ તે તેઓને જણુાવે છે કે એ અનુભવના પરિણામે બીજો અનુભવ પણુ થશે. એટલે કે આ લોકમાં તેઓને અભ્યંતર આનંદ તથા આત્મિક ભરપૂરપણુાનો અનુભવ થશે, અને પરલોકમાં તેઓ મોટો બદલો પામશે. વળી અહીં આગળ આપણુને પણુ શીખવાનું મળે છે. ધન્યતાનાં પહેલાં ત્રણુ વચન આપણુને એવું શીખવે છે કે જો વિપત્તિ વડે આપણે ઈશ્વર પર આધાર રાખતાં શીખીએ તો તે આપણે માટે આશીર્વાદરૂપ બની જાય છે; વળી ધન્યતાનું ચોથું વચન એવું શીખવે છે કે તારનારની ખાતર જગત આપણો દ્વેષ કરે તેના બદલામાં

આશીર્વાદ મળવાનો છે. કેમકે આ રીતે તેનાં પગલાંમાં ચાલવાથી પુરાતન વખતના પ્રબોધકોને જે બદલો આપવામાં આવ્યો છે તેમાં આપણે પણ સહભાગીદાર થઈશું.

જેઓનાં લક્ષણ આવાં હોય તેઓને જ ખરી રીતે સુખી ગણવાં જોઈએ; વળી જેઓનાં લક્ષણ આવાં નથી તેઓની બાહ્ય અવસ્થા ગમે તેવી દેખાય તોપણ તેમને દુ:ખી જ ગણવાનાં છે. જ્યારે માણસનું હૃદય ઈશ્વરની સાથે જોડાએલું નથી ત્યારે સઘળા બાહ્ય આશીર્વાદ પરીક્ષણના સાધનરૂપ બને છે. તથાપિ આપણા પ્રભુના જમાનામાં પણ આરીમથાઈના યુસફ જેવો દ્રવ્યવાન માણસ આકાશના રાજ્યમાં પ્રવેશ કરી શકતો હતો; વળી પોતાની ખાતર ઘર તથા મિલ્કતનો ત્યાગ કરવાની માગણી ખ્રિસ્તે પોતાના સર્વ શિષ્યોની પાસે કરી ન હતી. પરંતુ એ સાચું જ છે કે દૈહિક વાનાં સંબંધી જેમની સ્થિતિ સારી હોય તેમને આત્મિક જરૂરિયાત સંબંધી ઓછી લાગણી થવાનો સંભવ છે, અને આપણે માટે આ પ્રકરણમાં એજ મુખ્ય શિક્ષણ છે.

## (ब) તેઓની ફરજો: ૨૭–૪૫

રાજ્યના સભાસદો કોણ ગણાય અને કોણ ન ગણાય એવું કહ્યા પછી જે નિયમ પર આકાશના રાજ્યનો પાયો નાખેલો છે તે પર પ્રભુ પોતાના શિષ્યોનું લક્ષ ખેંચે છે. આ નિયમને પ્રેમનો નિયમ કહેવામાં આવે છે, અને તે જુદાં જુદાં બે રૂપમાં દર્શાવવામાં આવે છે: ૧. "તમારા વૈરીઓ પર પ્રેમ કરો" (કલમ ૨૭); અને ૨. "જેમ તમે ચાહો છો કે માણસો તમારા પ્રત્યે વર્તે તેમજ તમે પણ તેઓ પ્રત્યે વર્તો" (કલમ ૩૧). એક સિદ્ધાંત તરીકે તો આપણે બધાં જ આ નિયમ સ્વીકારીએ છીએ, પરંતુ તેનો અમલ કરવા માટે આપણે કેટલી હદ સુધી જવા તૈયાર છીએ? ૧. દાખલા તરીકે સહનતાની બાબતમાં આપણે કેટલી હદ સુધી જવા તૈયાર છીએ? ગાલ પર માર પડવાના દાખલા પરથી (કલમ ૨૯) આપણને યાદ દેવડાવવામાં આવે છે કે આપણે કદાપિ ઘણે દૂર સુધી જવું પડે. ૨. ઉદારતા સંબંધી આપણે કેટલી હદ સુધી જવા તૈયાર છીએ? અંગરખા ને બદનના દાખલા પરથી (કલમ ૨૯) આ ફરજની હદ પણ બહોળી માલૂમ પડે છે. ૩. પ્રેમની બાબતમાં આપણે કેટલી હદ સુધી જવા તૈયાર છીએ? ન્યાય કરવા વિષે (કલમ ૩૭) જે સલાહ આપવામાં આવે છે તે દરેક માણસની પ્રેરકબુદ્ધિને ડંખે છે. આ બાબત સંબંધી બેન્જલનું કહેવું વિશેષ ડહાપણભરેલું માલૂમ પડે છે: એટલે "જ્ઞાન, પ્રેમ અને અગત્ય વિના ન્યાય કરવો નહિ."

અલબત્ત, આ દાખલો અક્ષરશ: સમજવાનો નથી એવું આપણા પ્રભુના પોતાના નમૂના પરથી માલૂમ પડે છે (યોહાન ૧૮; ૨૩). વળી આ હુકમનો અમલ અક્ષરશ: કરવા જતાં પ્રેમના નિયમનો ભંગ થાય, અને તાજો

અન્યાય થાય એવો સંભવ રહે છે; દાખલા તરીકે વગર વિચારે આપવા વિષે. બધી બાબતોમાં આપણે પોતાના પડોશીનું ભલું શોધવું જોઈએ, એટલે જેથી તેનું ખરૂં હિત થાય એવું જ આપણે કરવું. ૩૫મી કલમમાં આપણે એ પ્રમાણે વાંચવું જોઈએ કે "તમે તમારા વેરીઓ પર પ્રીતિ રાખો, તેઓનું ભલું કરો, ને નિરાશ થયા વગર ઉછીનું આપો." અથવા બીજા શબ્દોમાં કહીએ તોપણ ચાલે કે કોઈપણ માણસ એટલો ખરાબ નથી કે આપણે તેના પર પ્રેમ કરી શકીએ નહિ અને તેને મદદ કરી શકીએ નહિ; કેમકે ખ્રિસ્તી ફરજની કોઈ પણ જાતની મર્યાદા ઠરાવવામાં આવી નથી, અને જેઓને એવું જ ગમે છે તેઓ "પરાત્પરનાં છોકરાં" કહેવાય.

જોકે આ વચનોનું લાગુકરણ સામાન્ય રીતે કરી શકાય તોપણ તેઓ પ્રથમ પ્રેરિતોને લાગુ કરવામાં આવ્યાં હતાં, અને હવે પછી દાખલો આપવામાં આવે છે (કલમ ૩૯-૪૫), તે પરથી એવું શિખવવામાં આવે છે કે આત્મિક જિંદગી સંબંધી આપણે બધું પાકું કરવું જોઈએ. ૧. આ પ્રેરિતોએ શિક્ષણ મેળવ્યા સિવાય બહાર જવું નહિ (કલમ ૩૯), નહિ તો આંધળા આંધળાને દોરે ને બંને ખાડામાં પડે એના જેવું થશે. ૨. તેઓએ જોઈએ તે કરતાં મોટી ઉમેદ રાખવી જોઈએ નહિ: "શિષ્ય પોતાના ગુરુ કરતાં મોટો નથી, પણ પ્રત્યેક જન સંપૂર્ણ રીતે કેળવાયા પછી પોતાના ગુરુના સરખો થશે" (કલમ ૪૦). એટલે તાલીમ પામવાની બધાને જરૂર હતી, અને તેઓ જેમ જેમ તે પામતા જાય તેમ તેમ તેઓ પોતાના સ્વામીનું અનુકરણ કરી શકશે. ૩. તેઓ બીજાની ભૂલ શોધનાર હોવા ન જોઈએ (કલમ ૪૧, ૪૨), કેમકે જેઓ બીજાની ભૂલ શોધે છે તેઓ તો ઘણું કરીને પોતાની ભૂલ સંબંધી આંધળા છે. ૪. છેવટે (કલમ ૪૩-૪૫) તેઓએ પોતાનાં હૃદય તથા હેતુ વિષે કાળજી રાખવી જોઈએ, એવી ચેતવણી ઝાડ તથા તેના ફળના દૃષ્ટાંત પરથી મળે છે. હૃદયની જે સ્થિતિ હોય તેજ માણસનું વર્તન બતાવી આપે છે (કલમ ૪૫); તેથી માણસનો હોદ્દો ગમે તેટલો મોટો હોય, તેને ગમે તેટલું જ્ઞાન હોય અને તે ગમે તેટલી શક્તિ ધરાવતો હોય તોપણ જેવું તેનું પોતાનું ચારિત્ર્ય છે તેવી જ તેની પોતાની અસર પણ થશે. પ્રેરિતોને આ શિક્ષણની જરૂર હતી. તેની તેઓને કેટલી બધી જરૂર હતી તે તેઓના જીવનના પાછળના ઈતિહાસ પરથી માલૂમ પડે છે; વળી આપણને તેજ સેવા કરવા સારૂ તેડું મળેલું છે ને આપણને પણ એ શિક્ષણની તેટલી જ જરૂર છે.

### (क) તેઓનો ન્યાય: ૪૬-૪૯

આપણો પ્રભુ બે ઘરના બાંધનાર વિષે જાણીતું દૃષ્ટાંત કહીને આ વિવેચન પૂરૂં કરે છે. એક માણસ પોતાનું ઘર બાંધવા માટે જ્યાં તેને સારો પાયો

મળવાની ખાતરી છે ત્યાં જગા પસંદ કરે છે. આ ઉપમાથી જે માણસ પોતાના આત્મિક જીવન વિષે આતુર છે તેને દર્શાવવામાં આવે છે. તે માણસ પોતાનું ચારિત્ર્યરૂપી ઘર ઈશ્વરની મદદ લઈને બાંધવા પ્રયત્ન કરે છે. બીજો માણસ પોતાના ઘરને માટે જે જગા પસંદ કરે છે તે વિષે તે વિચાર કરતો જ નથી. રસ્તામાં ચાલતો માણસ પણ તેને કહી શકે કે આ જગાએ ઘર બાંધશો તો ચોમાસામાં પાયા જરૂર બેસી જશે, તોપણ તેને તેની પરવા નથી. આ ઉપમા-વડે જે માણસ દેખાવ કરવા ખાતર ધર્મ પાળે છે અને પોતાના આત્મિક સ્વભાવની પરવા કરતો નથી તેને દર્શાવવામાં આવે છે. દુઃખ આવે છે ત્યારે આ બંને માણસોની કસોટી કરવામાં આવે છે, અને તે સમયે પહેલા માણસનું ચારિત્ર્ય જ નભી રહે છે. આ દૃષ્ટાંત પરથી આપણે એ શીખવાનું છે કે આપણે પોતાને માણસોની આગળ જેવા ધાર્મિક બતાવીએ તેવું આપણું વર્તન હોવું જોઈએ. વળી આપણા આજ્ઞાંકિતપણા પર કોણ હક કરે છે એ વિષે પણ અહીં આપણને યાદ દેવડાવવામાં આવે છે. તે તો પ્રભુ છે, અને સઘળાં માણસોનું ભાવિ તે પોતાના હાથમાં રાખે છે; પરંતુ આપણે તેને એ નામથી સંબોધીએ તો તે આપણને જે કહે છે તે પ્રમાણે આપણે કરવું જોઈએ.

રોમન અમલદારના નોકરને સાજો કરવા વિષે : ૭; ૧–૧૦

**લોકોને પોતાની બધી વાતો કહી સંભળાવ્યા પછી તે કાપરનાહુમ
આવ્યો. [૨] એક સૂબેદારનો ચાકર જે તેને વહાલો હતો તે માંદો
પડીને મરવાની અણી પર હતો. [૩] ઇસુ સંબંધી તેણે સાંભળ્યું, ત્યારે
તેણે તેની પાસે યહુદીઓના વડીલોને મોકલીને તેને વિનંતી કરી, કે
તું આવીને મારા ચાકરને બચાવ. [૪] તેઓએ ઇસુની પાસે આવીને
તેને આગ્રહથી વિનંતી કરી, કે જેને સારૂ તું આટલું કરે તેને તે યોગ્ય
છે; [૫] કેમકે તે આપણા લોક પર પ્રેમ રાખે છે, વળી તેણે [પોતાને
ખરચે] આપણું સભાસ્થાન બંધાવ્યું છે. [૬] ઈસુ તેઓની સાથે ગયો.
તે તેના ઘરથી વેગળો નહોતો એટલામાં સૂબેદારે તેની પાસે પોતાના
કેટલાએક મિત્રોને મોકલીને તેને કહેવડાવ્યું, કે પ્રભુ, તું તસ્દી ન લે;
કેમકે તું મારા છાપરા તળે આવે, એવો હું યોગ્ય નથી; [૭] એ કારણથી
મેં પણ તારી પાસે આવવા પોતાને યોગ્ય ગણ્યો નહિ; પણ તું શબ્દ
બોલ, એટલે મારો ચાકર સાજો થશે. [૮] કેમકે હું પણ તાબેદાર
માણસ છું, ને મારે તાબે સિપાઇઓ છે; એકને હું કહું છું, કે જા,
એટલે તે જાય છે; બીજાને કહું છું, કે આવ, અને તે આવે છે; અને
મારા ચાકરને હું કહું છું, કે આ કર, અને તે તે કરે છે. [૯] એ વાત
સાંભળીને ઇસુ તેનાથી અચરત થયો, અને પાછા ફરીને તેણે પાછળ**

**આવતા લોકોને કહ્યું, કે હું તમને કહું છું, કે આટલો બધો વિશ્વાસ ઇસ્રાએલમાં પણ મારા જોવામાં આવ્યો નથી. [10] [સુબેદારે] જેઓને મોકલ્યા હતા તેઓ પાછા ઘેર આવ્યા, ત્યારે તેઓએ માંદા ચાકરને સાજો થએલો જોયો.**

નાઝારેથમાં આપણા પ્રભુનો અસ્વીકાર થયા પછી તેણે કાપરનાહુમને પોતાના મુખ્ય સ્થળ તરીકે પસંદ કર્યું. "માત્થીની સુવાર્તા"માં 'પોતાના શહેર' તરીકે તેનું વર્ણન કરેલું છે. હેરોદ આન્ટીપાસ ગાલીલમાં રાજ કરતો હતો અને કાપરનાહુમ તેની સરહદ પર આવેલું હોવાથી તેણે ત્યાં આગળ લશ્કરની ટુકડી રાખી હતી. આ ટુકડીમાંના રોમન અમલદારોમાંના એકનો ચાકર માંદો હતો, તેથી ઈસુ તેને સાજો કરે એવી તેણે તેને વિનંતી કરી. આ માણુસ પોતાના નોકર સંબંધી આટલી બધી ચિંતા કરતો હતો તેથી તે આપણને પ્રિય લાગે છે, અને તે માણુસનું જે ચિત્ર અહીં આલેખવામાં આવેલું છે તે ખરેખર એક આદર્શ માણુસનું જ છે.

માત્થી ૮; ૫-૧૩નો ખુલાસો જુઓ. વળી અહીં આગળ લુકે જે વાતનો વિસ્તાર કરેલો છે તે પણ જુઓ. એ જમાનામાં બિનયહુદીઓમાં એક વર્ગ ઉપસ્થિત થયો હતો. તેને "ઈશ્વરનું ભય રાખનારા" એવું નામ આપવામાં આવતું હતું. આ માણુસો યહુદીઓના સહવાસમાં આવવાથી તેઓ પર યહુદી ધર્મની અસર થતી હતી અને એકેશ્વરવાદ તરફ તેઓ વલણ રાખતા હતા. આ ભલો અમલદાર પણ આ વર્ગમાંનો માણુસ હતો. તે પોતે પ્રભુની પાસે આવવાની હિમ્મત ધરતો ન હતો, કેમકે તે નમ્ર માણુસ હતો; તેથી સભાસ્થાનના કેટલાક વડીલો તેના વતી ઈસુની મદદ માગવા તેની પાસે ગયા. સાધારણ રીતે આ વડીલો બીજા કોઈ પણ રોમનને માટે આવું કરે જ નહિ; પરંતુ તેઓ આ અમલદારના ઋણી હતા, કેમકે તેઓ જે સભાસ્થાનમાં ભજન કરતા હતા તે તેણે પોતાના ખર્ચે તેઓને બંધાવી આપ્યું હતું. આ કારણથી ઈસુની પાસે આવીને તેઓએ આ માણુસના હકમાં વિનંતી કરી અને તેનું એક કારણ એ દર્શાવ્યું કે તે લાયક માણુસ છે, અમારી પ્રજા પર પ્રેમ રાખે છે, અને અમારે માટે તેણે સભાસ્થાન બાંધ્યું છે.

પ્રભુ ઈસુ આ માણુસના ઘર તરફ જવા લાગ્યો, એટલામાં તેના બીજા મિત્રો પણ તેને સામા મળ્યા. તેઓએ અમલદાર તરફથી એવી વિનંતી કરી કે તું જાતે આવવાની તસ્દી ન લે. વળી તેઓએ બે કારણ દર્શાવ્યાં: પહેલું, પ્રભુ મારા છાપરા નીચે આવે એવો હું યોગ્ય નથી એમ અમલદારને લાગતું હતું; અને બીજું, તેના સમજવા પ્રમાણે તેમ કરવાની જરૂર ન હતી. કેમકે તેજ શહેરમાં એક અમીર રહેતો હતો. તેણે કાના ગામમાં આવીને પ્રભુની

પાસે એવી વિનંતી કરી હતી કે તું આવીને મારા દીકરાને સાજો કર. એ દાખલો આ અમલદારને યાદ આવ્યા વિના રહે નહિ, અને તે ઘણું કરીને તેનો ઓળખીતો પણ હશે. આથી અમલદારને એમ લાગ્યું કે તે પ્રસંગે જેમ બન્યું હતું તેમ હમણાં પણ બની શકે એટલે પ્રભુ ઈસુની ઇચ્છા હોય તો તે દૂર રહીને પણ આ ચમત્કાર કરી શકે (યોહાન ૪; ૪૩-૫૪). તેને એમ લાગ્યું કે જે પ્રમાણે હું મારા હાથ નીચેના માણસોને હુકમ આપું છું અને તેઓ તે પાળે છે તેજ પ્રમાણે તંદુરસ્તી તેમજ મંદવાડ ઈસુ ખ્રિસ્તના હુકમને આધીન છે. આપણા સ્વામીએ આ માણસનાં વખાણ કર્યાં અને પાછળ આવનાર લોકસમુદાયને કહ્યું, કે વિશ્વાસ સંબંધી મારા અનુભવ પ્રમાણે યહુદીઓમાં આ બિનયહુદી અમલદારનો જોટો મને મળ્યો નથી. ઘણી વાર મોટો વિશ્વાસ અને મોટી નમ્રતા સાથે સાથે જોવામાં આવે છે; અને તેજ પ્રમાણે અહીં આગળ જોવામાં આવે છે. "તે યોગ્ય છે" એવી સાક્ષી આ માણસના પડોશીઓએ તેના વિષે આપી હતી. "હું યોગ્ય નથી" એવી સાક્ષી તેણે પોતા વિષે આપી; પરંતુ ઈસુ ખ્રિસ્ત તેના પડોશીઓના મતને મળતો થયો: "જે પોતાને નીચો કરે છે તે ઊંચો કરાશે."

આપણે અહીં આગળ વાંચીએ છીએ કે પ્રભુ ઈસુ ખ્રિસ્ત અચંબો પામ્યો તે શા કારણથી? પ્રથમ તો આ અમલદાર કોણ છે એ તરફ જોઈને તે અચંબો પામ્યો હતો. જો તે યહુદી હોત તો આપણો પ્રભુ કદાપિ ઓછો અચંબો પામ્યો હોત; કેમકે યહુદીઓનો જે સૌથી મોટો પૂર્વજ હતો તે 'વિશ્વાસીઓનો પિતા' એ નામે ઓળખાતો હતો. વળી તેઓના મોટા પ્રબોધકો પણ ઘણો વિશ્વાસ રાખનારા માણસો હતા. પરંતુ આ માણસને એવી એકે તક મળી ન હતી. જેથી આવું પરિણામ નીપજે એવી કોઈ અસર નાનપણમાં તેના પોતાના ઘરમાં તેના પર કરવામાં આવી ન હતી. તે બિનયહુદી હતો એટલું જ નહિ પણ તે સૈનિક હતો, અને એ જમાનાના સૈનિકો ઘણું કરીને ધર્મ પ્રત્યે વલણ રાખતા ન હતા, તો પછી તેને આવો મોટો વિશ્વાસ મળ્યો કયાંથી?

૧. આ વિશ્વાસ પ્રાપ્ત કરવાનું સૌથી પ્રથમ પગલું તે 'સાંભળવું' એવું હતું. "વિશ્વાસ સાંભળવાથી પ્રાપ્ત થાય છે." કોઈ માણસ વિશ્વાસ કરે ત્યાર પહેલાં તેણે સાંભળવું જોઈએ. આ માણસ યહુદીઓ મધ્યે રહેવા આવ્યો ત્યાર પછી તેઓના ધર્મ વિષે તેને કંઈક સાંભળવાનો પ્રસંગ મળ્યો હતો. મને એમ પણ લાગે છે કે તેનો વિશ્વાસ પ્રથમ એક મિત્રની જુબાની પર આધાર રાખતો હતો, અને એ મિત્ર ઘણે ભાગે જે અમીરના દીકરાને ઈસુએ સાજો કર્યો હતો તેજ હશે. તેઓ બંને એક જ શહેરમાં રહેતા હતા અને એક જ સીઝરની સેવા કરતા હતા.

૨. સાંભળ્યા પછી બીજું પગથીઉં તે આજ્ઞાંકિતપણું છે. પ્રતિવર્ષ આ અમલદાર વર્તણૂકના જે સારામાં સારા ધોરણ વિષે જાણતો હતો તે પ્રમાણે તે પોતાનું જીવન ગાળવાનો પ્રયત્ન કરતો હતો. વળી વિશ્વાસ પ્રાપ્ત કરવાનો સારામાં સારો રસ્તો એજ છે. બીજી બધી બાબતો કરતાં અનાજ્ઞાંકિતપણું વિશ્વાસને ગંભીરમાં ગંભીર ધક્કો પહોંચાડે છે. હવે આ માણસ જે સારામાં સારા ધોરણ વિષે જાણતો હતો તે પ્રમાણે જીવન ગાળતો હતો એ આપણે શા આધારે કહી શકીએ!

(अ) આ માણસ પોતાના પૈસાનો કેવો ઉપયોગ કરતો હતો એ તરફ જોઈએ તો એમજ લાગે છે, કે તે બીજાઓની સેવાને અર્થે પોતાના પૈસાનો ઉપયોગ કરતો હતો. આ યહુદી વડીલો તેના વિષે એવી શાક્ષી આપે છે કે તેણે અમારે માટે એક સભાસ્થાન બાંધ્યું છે; વળી તેજ સભાસ્થાનમાં ઈસુએ પણ ઉપદેશ કર્યો હતો. જેઓ ઉદારતાથી ઈશ્વરને આપે છે તેઓને ઈશ્વર પણ ઉદારતાથી આપે છે: "દશાંશો ભર્યાપૂર્યા ભંડારમાં લાવો, જેથી મારા મંદિરમાં અન્નની છત રહે, અને એમ કરીને મારૂં પારખું તો લઈ જુઓ, કે હું તમારે સારૂ આકાશની બારીઓ ખોલી નાખીને સમાવેશ કરવાને પૂરતી જગા ન હોય એટલો બધો આશીર્વાદ તમારા પર મોકલી દઉં છું કે નહિ? એવું સૈન્યોનો [દેવ] યહોવાહ કહે છે" (માલાખી ૩; ૧૦).

(ब) આ માણસની નમ્રતા પણ એવું જ જાહેર કરે છે. તેને પોતાની અયોગ્યતાની લાગણી થાય છે. ઈસુ મારા છાપરા તળે આવે એવો હું યોગ્ય નથી એમ તેને લાગતું હતું, પરંતુ આ બાબતમાં તેના પડોશીઓ અને ઈસુ પણ મળતા થયા નહિ. એક દૃષ્ટાંતમાં આપણે વાંચીએ છીએ કે એકી વખતે એક દાણી તથા એક ફરોશી પ્રાર્થના કરવા માટે મંદિરમાં આવ્યા. ફરોશી તો અભિમાની હતો અને દાણી નમ્ર હતો. વળી આપણે એ પણ વાંચીએ છીએ કે ફરોશીની નહિ, પણ દાણીની પ્રાર્થના સાંભળવામાં આવી. નમ્રતા વિશ્વાસને જેટલો બળવાન કરે છે તેટલો અભિમાન તેને નબળો પાડે છે.

(क) વળી આ માણસને એક સારા પડોશી તરીકે આલેખવામાં આવ્યો છે. તે જાતે રોમન હતો અને તેણે તરત જ પોતાના યહુદી પડોશીઓનો ચાહ મેળવ્યો હોય એવું મારૂં માનવું નથી; કેમકે યહુદીઓ અને રોમનો એકબીજાનો કેટલો બધો તિરસ્કાર કરતા હતા એ આપણે જાણીએ છીએ. પરંતુ આ સૂબેદાર પોતાના ચાકરની સાથે કેવી રીતે વર્તે છે તે પરથી જ તેનો સ્વભાવ કેવો હતો તે માલૂમ પડી આવે છે. તે પોતાના યહુદી પડોશીઓને માણસ જાણીને તેઓની સાથે વર્તતો હતો, અને તે અમારા પર પ્રેમ કરે છે એવું તેઓએ જાણ્યું ત્યારે તેઓએ પણ તેના પર પ્રેમ કર્યો.

છેવટે તેને સારો બદલો મળ્યો : તેના પર આફત આવી પડી ત્યારે તેના યહુદી પડોશીઓ જ તેના સારામાં સારા મિત્રો માલૂમ પડયા.

પ્રેમ અસર કર્યા વગર રહેતો નથી. આપણા પૈસાના આપણે માલિક છીએ એમ નહિ, પણ તે વાપરવા માટે ઈશ્વરના કારભારી છીએ એમ જાણીને આપણે તેનો ઉપયોગ કરવા લાગીએ તો જતે દહાડે આ સૂબેદારના જેવો બદલો આપણને પણ મળશે. આપણે ઈશ્વર તેમજ માણસોની આગળ નમ્રતાથી ચાલીએ અને માણસોને માણસ જાણીને તેમની સાથે વર્તીએ તો આપણે પણ આપણી આસપાસના સર્વનો ચાહ મેળવી લઈશું ; વળી તે કરતાં પણ ઉત્તમ આશીર્વાદ છે તે પણ આપણને પ્રાપ્ત થશે, એટલે આપણે પ્રભુના હૃદયને આનંદ આપનારા થઈશું. તે અચંબો પામે તો પામે પણ તેને આનંદ તો થશે જ.

## જીવનનો પ્રભુ : ૭; ૧૧-૧૭

**૧૧ થોડી મુદત પછી નાઇન નામના શહેરમાં તે ગયો; અને તેના**
**શિષ્યો તથા ઘણા લોક પણ તેની સંઘાતે ગયા. ૧૨ હવે શહેરની**
**ભાગળ પાસે તે આવ્યો ત્યારે, જુઓ, તેઓ એક મૂએલા માણસને**
**બહાર લઇ જતા હતા; અને તે તેની માનો એકનોએક દીકરો હતો,**
**તે તો વિધવા હતી; અને શહેરના ઘણા લોક તેની સાથે હતા. ૧૩ તેને**
**જોઇને પ્રભુને તેના પર કરુણા આવી, અને તેણે તેને કહ્યું, કે રડ મા.**
**૧૪ તે પાસે આવીને ઠાઠડીને અડકયો; એટલે ખાંધિયા ઊભા રહ્યા.**
**તેણે કહ્યું, કે જુવાન, હું તને કહું છું, કે ઊઠ. ૧૫ ત્યારે જે મૂએલો**
**હતો તે બેઠો થયો, અને બોલવા લાગ્યો. તેણે તેને તેની માને**
**સોંપ્યો. ૧૬ એથી સઘળાને ભય લાગ્યું; અને તેઓએ દેવની સ્તુતિ**
**કરીને કહ્યું, કે એક મોટો પ્રબોધક આપણામાં ઊભો થયો છે, અને**
**દેવે પોતાના લોક પર રહેમનજર કરી છે. ૧૭ તેના સંબંધીની આ**
**વાત આખા યહુદાહમાં તથા આસપાસના સઘળા પ્રદેશમાં ફેલાઇ ગઇ.**

મરણ પામેલા માણસોને જીવતા કરવાના જે જે ચમત્કારો વર્ણવવામાં આવ્યા છે તેમાંના કેટલા બધા શોકાતુર સ્ત્રીઓના લાભને અર્થે કરવામાં આવ્યા હતા એ જાણવા જેવી બાબત છે ( સરખાવો ૧ રાજા. ૧૭ ; ૧૭-૨૪. ૨ રાજા. ૪ ; ૧૮-૩૭. યોહાન ૧૧ ; ૧-૪૨. પ્રે. કૃ. ૯ ; ૩૬-૪૨. હેબ્રી. ૧૧ ; ૩૫ ). આ આકર્ષક વાર્તા એકલી લુકની સુવાર્તામાં મળે છે અને તે પરથી આપણો પ્રભુ સ્ત્રીઓને કેટલી બધી કૃપાદૃષ્ટિથી નિહાળતો હતો એ જણાઈ આવે છે. વળી આવા દાખલા આપતાં લુકને વિશેષ આનંદ થતો

હતો એ પણ માલૂમ પડે છે. આ જુવાન તેની માતાનો એકનોએક દીકરો હતો, અને તે વિધવા હતી એવું જ્યારે આપણે વાંચીએ છીએ ત્યારે આપણને વિશેષ લાગણી થાય છે.

નાઈન નગર નાઝારેથથી અગ્નિ ખૂણા તરફ આશરે છ માઇલ અને કાપરનાહુમથી લગભગ ત્રીસ માઇલ પર આવેલું હતું. અહીં આગળ આપણો પ્રભુ આ નગરની મુલાકાત લેતો માલૂમ પડે છે, અને તે બનાવ ગાલીલમાં કરેલી એક મુસાફરી દરમિયાન બન્યો હતો. નગરની બહાર પૂર્વ તરફ આશરે એક માઇલ દૂર પુરાતન વખતનું એક કબરસ્તાન હજી પણ માલૂમ પડે છે. પ્રભુ નગર તરફ જતો હતો એટલામાં એક મોટો લોકસમુદાય તેની સાથે ભળી ગયો હતો. તેઓ નગર પાસે આવી પહોંચ્યા એટલામાં કબરસ્તાન જવા માટે શહેરમાંથી નીકળતું ડાઘુઓનું એક ટોળું તેઓને સામું મળ્યું. યહુદી રિવાજ મુજબ સ્ત્રીઓ ઠાઠડીની આગળ ચાલતી હતી, કેમકે તેઓની માન્યતા એવી હતી કે એક સ્ત્રીદ્વારા મરણે દુનિયામાં પ્રવેશ કર્યો હતો. ત્યાર પછી ખાંધિયા અને તેઓની પછી શોક કરતા પુરુષો ચાલતા હતા. મદદ અથવા દિલાસાને માટે આપણા પ્રભુની પાસે કોઈ પણ જાતની વિનંતી કરવામાં આવતી નથી; તેમજ વિશ્વાસસૂચક કોઈ ઉદ્‌ગાર પણ તેને કાને પડતો નહોતો; પરંતુ અન્યનો શોક જોઈને તેને લાગણી થયા વગર રહેતી નહિ. ઠાઠડી પકડીને તેણે કહ્યું, કે યુવાન, હું તને કહું છું, કે ઊઠ. જેમ માંદો માણસ સાજો થતી વખતે પહેલી જ વાર ખાટલામાં બેઠો થાય છે, તેમ જે મૂએલો હતો તે બેઠો થયો, અને બોલવા લાગ્યો. અહીં આગળ પણ લુક વૈદની ભાષામાં બોલે છે (સરખાવો પ્રે. કૃ. ૯; ૪૦). પછી પ્રભુએ મરણમાંથી ઉત્થાન પામેલા જુવાનને તેની માને પાછો સોંપ્યો.

જાણવા જેવી વાત એ છે કે જેટલા પ્રસંગોએ પ્રભુએ માણસોને મરણમાંથી ઊઠાડયાં તેટલા પ્રસંગોએ તેઓ જાણે જીવતાં હોય તેમ તેણે તેઓને સંબોધ્યાં. એ પરથી તે એવો દાવો કરતો હતો કે તેઓ જીવતાં છે જ. જે અવસ્થાને માણસો મરણ કહે છે તે અવસ્થામાં તેઓ હતાં ખરાં, પરંતુ ઈસુ એ સંજ્ઞાનો આવો ઉપયોગ કરતો ન હતો. જ્યારે જ્યારે ઈસુ 'મરણ' શબ્દ વાપરતો હતો ત્યારે ત્યારે તે આત્મિક મરણ સંબંધી બોલતો હતો; શારીરિક મરણ વિષે બોલવું હોય તો તેને તે હમેશાં 'ઊંઘ' કહેતો.

આ ચમત્કાર વિષેની ખબર થોડી વારમાં તો આખા યુદીઆમાં ફેલાઈ ગઈ એમાં નવાઈ જેવું કાંઈ નથી; કેમકે મરણમાંથી માણસને ઊઠાડવાનો આપણા પ્રભુનો આ પ્રથમ ચમત્કાર હતો, એટલું જ નહિ પણ ત્યાંથી આશરે બે માઇલ દૂર શૂનેમનું પુરાતન ગામ આવેલું હતું, અને ત્યાં એલીશાએ એવો જ

ચમત્કાર કર્યો હતો (૨ રાજા. ૪ ; ૮). "એથી સઘળાને ભય લાગ્યું ; અને
તેઓએ દેવની સ્તુતિ કરીને કહ્યું, કે એક મોટો પ્રબોધક આપણામાં ઊભો
થયો છે, અને ઇશ્વરે પોતાના લોક પર રહેમનજર કરી છે."

## ઈસુ તથા યોહાન: ૭; ૧૮–૩૫

[૧૮] યોહાનના શિષ્યોએ એ સર્વ વાતો તેને કહી જણાવી.
[૧૯] ત્યારે યોહાને પોતાના શિષ્યોમાંના બેને પાસે બોલાવીને તેઓને
પ્રભુની પાસે મોકલીને તેને પૂછાવ્યું, કે જે આવનાર છે તે શું તુંજ છે,
કે અમે બીજાની વાટ જોઈએ? [૨૦] તે માણસોએ તેની પાસે આવીને
તેને કહ્યું, કે બાપ્તિસ્મા કરનાર યોહાને તારી પાસે અમને એવું પૂછવા
મોકલ્યા છે, કે જે આવનાર છે તે શું તુંજ છે કે અમે બીજાની વાટ
જોઈએ? [૨૧] તેજ વેળાએ તેણે [નાના પ્રકારના] રોગથી તથા
પીડાથી તથા ભૂંડા આત્માઓથી [પીડાતા] ઘણાઓને સાજા કર્યા,
અને ઘણા આંધળાને દેખતા કર્યા. [૨૨] તેણે તેઓને ઉત્તર આપ્યો, કે
તમે જે જે જોયું તથા સાંભળ્યું તે જઈને યોહાનને કહી સંભળાવો;
એટલે આંધળા દેખતા થાય છે, લૂલા ચાલતા થાય છે, રક્તપિત્તીઓને
શુદ્ધ કરવામાં આવે છે, બહેરા સાંભળતા થાય છે, મૂએલાઓને
ઊઠાડવામાં આવે છે, દરિદ્રીઓને સુવાર્તા પ્રગટ કરવામાં આવે છે.
[૨૩] અને જે કોઈ મારા સંબંધી ઠોકર નહિ ખાશે તેને ધન્ય છે.

[૨૪] યોહાનના એલચીઓ ગયા પછી તે લોકને યોહાન સંબંધી પૂછવા
લાગ્યો, કે તમે રાનમાં શું જોવા ગયા હતા? શું પવનથી હાલતા
બરૂને? [૨૫] પણ તમે શું જોવા ગયા હતા? શું ઝીણાં લૂગડાં પહેરેલા
માણસને? જુઓ, જેઓ ભપકાદાર લૂગડાં પહેરે છે તથા એશઆરામ
ભોગવે છે, તેઓ તો રાજદરબારમાં હોય છે. [૨૬] પણ તમે શું જોવા
ગયા હતા? શું પ્રબોધકને? હું તમને કહું છું, કે હા, પ્રબોધકના કરતાં
જે ઘણો મહાન તેને. [૨૭] જેના સંબંધી એમ લખેલું છે, કે

જો, હું મારા દૂતને તારા મોં આગળ મોકલું છું,
કે જે તારી આગળ તારો માર્ગ સિદ્ધ કરશે,

તે એજ છે. [૨૮] હું તમને કહું છું, કે સ્ત્રીઓથી જેઓ જન્મ્યા છે,
તેઓમાં યોહાન કરતાં કોઈ મોટો થયો નથી; તો પણ દેવના રાજ્યમાં
જે માત્ર નાનો છે, તે તેના કરતાં મોટો છે. [૨૯] એ સાંભળીને સર્વ લોક
તથા દાણીઓ જેઓ યોહાનના બાપ્તિસ્માથી બાપ્તિસ્મા પામ્યા હતા,
તેઓએ દેવ યથાર્થ છે, એમ કબૂલ કર્યું. [૩૦] પણ ફરોશીઓ તથા

**પંડિતો તેનાથી બાપ્તિસ્મા પામ્યા નહોતા, માટે તેઓને વાસ્તે દેવનો
જે ઇરાદો હતો તેને તેઓએ નિરર્થક કર્યો. [31] આ પેઢીના માણસોને
હું શાની ઉપમા આપું? તેઓ કોના જેવા છે? [32] તેઓ તો છોકરાંના
જેવા છે, કે જેઓ ચૌટામાં બેસીને એકબીજાને હાંક મારતાં કહે છે,
કે અમે તમારી આગળ વાંસળી વગાડી, પણ તમે નાચ્યાં નહિ; અમે
વિલાપ કર્યો, પણ તમે રડ્યાં નહિ. [33] કેમકે યોહાન બાપ્તિસ્મા
કરનાર રોટલી ખાતો કે દ્રાક્ષારસ પીતો આવ્યો નથી; અને તમે કહો
છો કે તેને ભૂત વળગ્યું છે. [34] માણસનો દીકરો ખાતોપીતો આવ્યો
છે; અને તમે કહો છો, કે જુઓ, ખાવરો ને દારૂબાજ માણસ,
દાણીઓનો તથા પાપીઓનો મિત્ર! [35] પરંતુ જ્ઞાન પોતાનાં સર્વ
છોકરાંથી યથાર્થ મનાય છે.**

માત્થી ૧૧; ૧–૧૯નો ખુલાસો જુઓ. ઈસુ મસીહ છે અને હું કેવળ તેનો પૂર્વગામી છું તેમજ તેના ચંપલની વાધરી છોડવા યોગ્ય નથી એવું યોહાને હિંમતથી જાહેર કર્યું હતું. તેણે એમ પણ કહ્યું હતું, કે "જુઓ, દેવનું હલવાન, જે જગતનું પાપ હરણ કરે છે." પરંતુ ત્યાર પછી ઘણા બનાવ બન્યા હતા. યોહાનને ન્યાયીપણાની ખાતર માખેરસ નામે કિલ્લામાં કેદ કરવામાં આવ્યો હતો, કેમકે હેરોદ પોતાના ભાઈની વહુની સાથે અઘટિત સંબંધ રાખતો હતો તેથી તેને તેણે ઠપકો આપ્યો હતો. જે સંજોગોમાં યોહાન હાલ મુકાયો હતો તે સંજોગોની અસર તેના મન પર થયા વિના રહે જ નહિ. આ અરસામાં તેના મનમાં કેટલાએક વહેમ આવ્યા હતા એ વિષે આપણા વાંચવામાં આવે છે: તેના મનમાં એવી શંકા હતી કે ઈસુને મસીહ તરીકે પ્રગટ કરવામાં શું મેં ઉતાવળ નહિ કરી હોય? એક બાબતને લીધે તે વિશેષ ગુંચવણમાં પડેલો હતો, અને તે તો ઈસુની કામ કરવાની પદ્ધતિ હતી. ઈસુ માણસની સાથે સખ્તાઈથી વર્તશે એમ યોહાન ધારતો હતો, પરંતુ ઈસુનાં જાહેર કૃત્યોમાં તો તેમાંનું કંઈ પણ તેના જોવામાં આવતું ન હતું. ઈસુ સંબંધી તો તેણે પૂર્વે એવું કહ્યું હતું, કે "તે પવિત્ર આત્મા તથા અગ્નિથી તમારું બાપ્તિસ્મા કરશે. તેનું સુપડું તેના હાથમાં છે, તેથી તે પોતાની ખળીને સાફ કરી નાખશે, અને ઘઉં પોતાની વખારમાં તે ભરી રાખશે; પણ ભુંસું ન હોલવાનાર અગ્નિમાં તે બાળી નાખશે" (લુક ૩; ૧૬, ૧૭). આ પ્રમાણે યોહાને ઈસુ ખ્રિસ્તના આગમનનું વર્ણન કર્યું હતું. પરંતુ તેના બદલામાં હમણાં તો ઈસુ ખ્રિસ્ત નિત્ય પ્રેમ તથા દયાના કામમાં રોકાએલો માલૂમ પડતો હતો. આ તો યોહાનથી સમજાયું નહિ. વળી તેના મનમાં બીજો પણ એક શક પેઠો હોય એવું સંભવે છે, એટલે કે ઈસુ ખરેખર મસીહ હોય તો તે મને એટલે પોતાના પૂર્વગામીને કેદખાનામાં પડી રહેવા કેમ દે છે?

આપણા પ્રભુની ઇચ્છા હતી કે હું બોલું તે કરતાં મારાં કામ મારા વતી જવાબ આપે તો વધારે સારૂં. આ વિચારને અનુસરીને તેણે યોહાનના એલચીઓને પોતાની પાસે રાખ્યા. તેઓની હજૂરમાં તેણે માંદાઓને સાજા કર્યા, આંધળાઓને દેખતા કર્યા, ભૂતોને કાઢ્યાં, અને દરિદ્રીઓની આગળ સુવાર્તા પ્રગટ કરી. યોહાને પોતાના ઉપદેશમાં ચેતવણી તથા ધમકી પર વધારે આધાર રાખ્યો હતો, માટે આવી રીતે વર્તવાથી ઈસુ તેને એવી સૂચના કરે છે કે તારે જૂનો કરાર ફરી વાંચી જવો જોઈએ (યશાયાહ ૨૯; ૧૮ : ૩૫; ૫ : ૪૨; ૭ : ૬૧; ૧). અહીં આગળ તેમજ માત્થી ૧૧; ૫ માં મસીહને લગતાં આપેલાં ચિહ્નોની પરાકાષ્ટા તે દરિદ્રીઓને સુવાર્તા પ્રગટ કરવી એ છે. વળી મસીહના આવવા સંબંધી યશાયાહે જે મોટું ભવિષ્યવચન કહ્યું હતું (યશા. ૬૧; ૧, ૨) ત્યાં પણ મસીહનાં કાર્યોની પરાકાષ્ટા એવીજ જણાવવામાં આવે છે, અને એ વાતની યાદી લુક બીજી જગાએ આપે છે (૪; ૧૮). આ કારણથી હું ખરેખર વચનદત્ત મસીહ છું, તેના સબળ પ્રમાણ તરીકે ઈસુ પોતાનાં ચાલુ કાર્યો તરફ યોહાનનું ધ્યાન ખેંચે છે. પરંતુ જાણવા જેવી વાત એ છે કે બંદીવાનોને છૂટકારો આપવા વિષે ઈસુ કંઈ કહેતો નથી. તેનો અર્થ તો આત્મિક રીતે સમજવાનો હતો, અને આપણા પ્રભુને બેશક એવી દહેશત લાગી હશે કે આનો અર્થ યોહાન અક્ષરશ: સમજશે. તેના બદલામાં તે એમ કહે છે, કે "જે કોઈ મારા સંબંધી ઠોકર નહિ ખાશે તેને ધન્ય છે" (કલમ ૨૩). વ્યક્તિગત કામદારનું ગમે તે થાય, પણ ઈશ્વરનાં વચન તો પરાક્રમસહિત અમલમાં મૂકવામાં આવતાં હતાં.

યોહાનના એલચીઓ ત્યાંથી ઉપડયા કે તરત જ ઈસુએ લોકસમુદાયના સાંભળતાં યોહાનનાં વખાણ કર્યાં; યોહાન વિષે મારો અભિપ્રાય કેવો છે એ વિષે કોઈના મનમાં શંકા રહે એવી તેની મરજી ન હતી. હેરોદને થએલા અનુભવ પ્રમાણે યોહાન તો કંઈ પવનથી હાલી ઊઠે એવા બરૂ જેવો ન હતો; તેમજ તે એશઆરામ પર પ્રેમ રાખે, અગર ઝીણાં લૂગડાં પસંદ કરીને રાજાની ખુશામત કરે એવો પણ ન હતો. યોહાન એવો માણસ હોત તો તે કેદખાનામાં ન હોત, તે તો ઈશ્વરનાં વચનનો એક બળવાન તથા વિશ્વાસુ પ્રબોધક હતો, હા, તે પ્રબોધક કરતાં પણ વિશેષ હતો; કેમકે તે મસીહનો પૂર્વગામી હતો. પરંતુ આટલો બધો મોટો હોવા છતાં ઈશ્વરના રાજ્યમાં જે માત્ર નાનો છે તે તેના કરતાં મોટો છે; એટલે ચારિત્ર્ય સંબંધી મોટો એમ નહિ પણ તક તથા આશીર્વાદ સંબંધી મોટો; કેમકે તે વખતે ઈશ્વરના પ્રેમ તથા કૃપા સંબંધી યોહાન જેટલું જાણતો હતો તે કરતાં હાલમાં નાનામાં નાનો ખ્રિસ્તી પણ વધારે જાણે છે. ઈસુ ખ્રિસ્ત આવી રીતે યોહાનનાં વખાણ કરે છે એથી લોકોને ઘણું સારૂં લાગ્યું, કેમકે તેઓ પણ તેને માન આપતા હતા; પરંતુ ફરોશીઓને તો કંઈ સારૂં ન

લાગ્યું. "હે સર્પોના વંશ" એવા જે શબ્દો તે બોલ્યો હતો તે હજુ પણ તેઓના કાનો પર અથડાતા હતા અને તેઓની પ્રેરકબુદ્ધિને ડંખતા હતા. તેઓ નારાજ છે એ જાણીને આપણા પ્રભુએ તેઓની અદેખાઈ વિષે તેઓને ઠપકો આપ્યો, અને તેથી તેણે ચોટામાં ધડીકમાં રમતાં તથા ધડીકમાં વઢી પડતાં છોકરાંની ઉપમા આપી. કેમકે યોહાન આવ્યો ત્યારે તે રાનમાં રહેતો હતો અને જનસમાજના આનંદમાં ભાગ લેતો ન હતો, તોપણ આ લોકો કહેતા હતા, કે "તેને ભૂત વળગ્યું છે." ત્યાર પછી ઈસુ ખાતોપીતો આવ્યો, જેઓ શોક કરતા હતા તેઓની સાથે તે પણ શોક કરતો હતો, અને જેઓ આનંદ કરતા હતા તેઓની સાથે તે પણ આનંદ કરતો હતો, તોપણ તેઓએ કહ્યું, કે "જુઓ, ખાવરો ને દારૂબાજ માણસ, દાણીઓનો તથા પાપીઓનો મિત્ર!" પછી આપણો પ્રભુ એમ કહે છે કે જ્ઞાન પોતાનાં સર્વ છોકરાંથી યથાર્થ મનાય છે; અર્થાત્ આ દુનિયામાં જુદી જુદી જાતના શિક્ષકોની જરૂર છે, અને જે દૈવી જ્ઞાને કરીને તેઓને એકબીજાથી જુદા કરવામાં આવે છે તેને તેઓનાં કામ તથા તેના પરિણામ પરથી યથાર્થ ઠરાવવામાં આવે છે; કેમકે તેઓ એકબીજાથી જુદા છે તેથી જ તેઓ જુદા જુદા સ્વભાવનાં માણસ પર અસર કરી શકે છે.

અહીં આગળ આપણા પ્રભુએ ફરોશીઓ પર જે ટીકા કરી હતી તે કડવી લાગે છે. વળી તે વારંવાર તેઓ પર આવી જ ટીકા કરતો હતો. એક વખતે તેણે તેઓને ધોળેલી કબરની ઉપમા આપી, જે બહારથી સુંદર દેખાય છે, પણ અંદરથી દરેક પ્રકારના સડાથી ભરપૂર છે. વળી તેણે તેઓને એમ પણ કહ્યું હતું કે તમે વિધવાઓને લૂંટી લો છો, અને લાંબી પ્રાર્થનાઓ કરી કરીને તમારી ક્ષુદ્રતા ઢાંકવાના પ્રયત્ન કરો છો. બીજી વખતે તેણે તેઓને "સર્પોના વંશ" કહીને પૂછ્યું, કે તમે શી રીતે નર્કની શિક્ષાથી બચશો? છેવટે અહીં આગળ તે તેઓને બગડેલાં છોકરાંની ઉપમા આપે છે.

હવે બાળકના જેવા થવું, અને બાળકની માફક વર્તવું એ બાબતમાં ઘણો તફાવત છે. એક વખતે શિષ્યો તકરાર કરતા હતા ત્યારે પ્રભુએ તેઓની વચ્ચે એક બાળકને ઊભું રાખ્યું, અને તેઓને કહ્યું, કે "આકાશનું રાજ્ય એવાંનું છે." ફરોશીઓ છોકરાંના જેવા તો નહોતા જ; તેઓ છોકરવાદ હતા, અને તેઓનું વર્ણન કરવા આપણો પ્રભુ એક દૃષ્ટાંતનો ઉપયોગ કરે છે:

રસ્તામાં કેટલાક છોકરા ભેગા રમે છે. રમતાં રમતાં તેઓ એકાએક તકરાર કરવા લાગે છે. કોઇએ એવી સૂચના કરી કે ચાલો, આપણે દફનનો ખેલ ભજવીએ. મગન કહે છે કે ઠીક, હું મુડદું બનીશ. યોહાન કહે છે કે હું પાદરી બનીશ. બીજાએ કહ્યું, કે અમે ખાંધિયા બનીશું. પણ બાકીના શું કરે? એવી સૂચના કરવામાં આવી કે તેઓ શોક કરનાર સમુદાય બને,

પણ એ તેમને પરવડયું નહિ. બધાંને મુખ્ય મુખ્ય પાઠ ભજવવાની મરજી હતી, તેથી તેઓ એક મતના થઈ શક્યા નહિ. ત્યાર પછી કોઈએ એવી સૂચના કરી, કે ચાલો, આપણે લગ્નનો ખેલ ભજવીએ. મોતી કહે છે, કે બહુ સારૂં, હું વરરાજા બનીશ. મણી કહે છે, કે હું કન્યા બનીશ. ત્યારે યોહાને ફરીથી પાદરીનું કામ માથે લેવા કહ્યું, કેમકે તે ધારતો હતો કે દફન હોય કે લગ્ન હોય તોપણ પાદરીનો પાઠ ભજવતાં મને સારૂં આવડે છે. બાકી જેઓ રહ્યા તેઓ જાનમાં જાય એવી સૂચના કરવામાં આવી; પરંતુ તેમ કરવા કોઈ ઇચ્છતું ન હતું. દરેકને એમજ લાગ્યું કે મને મુખ્ય પાઠ સોંપવામાં ન આવે તો મારે રમવું જ નથી. શું આપણી કેટલીએક મંડળીઓમાં આવું જ નથી બનતું? ઈસુએ કહ્યું કે ફરોશીઓ આ છોકરાંના જેવા છે.

તે તેઓને યાદ દેવડાવે છે કે થોડાજ મહિના ઉપર તેઓ મધ્યે એક મહાન પ્રબોધક ઊભો થયો હતો એટલે યોહાન બાપ્તિસ્મા કરનાર. આ પ્રબોધક પાપની વિરૂદ્ધ ભાષણ કરતો, અને કોઈનો પણ ડર રાખતો ન હતો. તે સાફ કહેતો હતો, કે "ઝાડના મૂળમાં હમણાંજ કુહાડો લગાડવામાં આવ્યો છે, અને જો તે સારૂં ફળ નહિ આપે તો તેને કાપી નાખવામાં આવશે." છેવટે તે હેરોદના મહેલમાં જઈ પહોંચ્યો અને જેટલું ચોખ્ખું તે અરણ્યમાં બોલતો હતો તેટલુંજ ચોખ્ખું તે ત્યાં પણ બોલ્યો. પરિણામે તેનું માથું કાપીને કથરોટમાં નાખવામાં આવ્યું. હેરોદને સારૂં લાગે એવું તે બોલ્યો હોત તો કદાપિ એજ કથરોટમાં જમવાનું આમંત્રણ તેને આપવામાં આવ્યું હોત. વળી આ માણસ સંબંધી ફરોશીઓ શું કહેતા હતા? તેઓ એમ કહેતા હતા કે તે જોઈએ તે કરતાં કઠોર છે. પ્રબોધકોના જમાનાથી તે આજ દિવસ સુધી જેઓ 'ભાગળમાં ઠપકો' આપે છે તેઓ ભાગ્યે જ લોકપ્રિય હોય છે.

ત્યાર પછી બીજો પણ એક ઉપદેશક આવ્યો, એટલે ઈસુ ખ્રિસ્ત પોતે. તે પણ માણસોને પસ્તાવો કરવાનું તેડું આપતો હતો, પણ આ કામ તે એવી રીતે કરતો હતો કે લોકો તેના પર પ્રેમ રાખતા હતા. લોકોને પાપ તજી દેવાનું તે કહેતો હતો ખરો, પણ તેઓનાં પાપને બદલે કંઈક આપવાનું પણ કહેતો હતો; એટલે કે નવો આનંદ, નવી સ્વતંત્રતા ને નવું પરાક્રમ. નાનામાં નાનાને માટે તે ઇશ્વરનું રાજ્ય ખુલ્લું કરી મૂકતો હતો. તેનામાં તથા યોહાનમાં એક બીજો પણ તફાવત હતો, એટલે જંગલમાં રહેવાને બદલે તે માણસોમાં રહેતો હતો. છતાં કોઢીઆને શુદ્ધ કરવાનો તેમજ વિદેશીઓ આગળ સુવાર્તા પ્રગટ કરવાનો અવકાશ તેને મળતો હતો. વળી મુલાકાતે જવાનો તેને શોખ હતો, અને કોઈ ફરોશી ન જાય એવા ઘરમાં તે જતો હતો; જ્યાં કહીં તેનો આવકાર થાય, અથવા જ્યાં કહીં જરૂર જણાય ત્યાં તે ગયા વિના રહેતો નહિ. એ પણ ફરોશીઓને ગમ્યું નહિ. તેઓને એમ લાગ્યું કે આ માણસ લોકોની સાથે છૂટથી વર્તે છે.

એ પ્રમાણે આપણે વાંચીએ છીએ કે તેઓને વાસ્તે ઈશ્વરનો જે ઇરાદો હતો તેને તેઓએ નિરર્થક કર્યો (કલમ ૩૦). વળી હજી પણ ફરોશીઓના જેવા લોકો મંડળીના દરેક ભાગમાં છે. પોતા તરફથી જે કંઈ દરખાસ્ત રજુ કરવામાં આવી ન હોય તેને તેઓ ટેકો આપી શકતા નથી; અગર જો આપે તો એ શરતે આપે છે કે તેનો અમલ કરવામાં મુખ્ય ભાગ અમને મળવો જોઈએ. દાખલા તરીકે મંડળીના બધા જ સભાસદો પંચમાં આવે એ બનવું મુશ્કેલ છે. જેઓને ખ્રિસ્તની સેવાને અર્થે જુદા કરવામાં આવ્યા છે, તેઓના કરતાં ગુજરાતને શરણે લાવવાનો વધતો સારો રસ્તો તમને દેખાતો હોય; અથવા ઈશ્વરના લોકોનું તારણ કરવાનો તથા ખ્રિસ્તના શરીર પરના ડાઘ દૂર કરવાનો વત્તો સારો રસ્તો તમને દેખાતો હોય તો મહેરબાની કરીને આગળ આવીને કહેશો. પરંતુ જો તમારે કેવળ ટીકા જ કરવી હોય તો તમે છાના રહો એ બહેતર છે; કેમકે એવો ઘણો સંભવ છે કે ઘણુંખરા લોકો પર એવી અસર થશે કે તમે તમારી છોકરવાદી તથા નિરુપયોગીપણાને ઢાંકી દેવાના હેતુથી જ ટીકા કરો છો. શું તમારી જ મરજી પ્રમાણે રમવામાં આવે તો જ રમવું છે?

છોકરવાદીનો ખરો ઉપાય તે છોકરાંના જેવા થવું એ છે. નાઅમાન શરૂઆતમાં તો કેવળ છોકરવાદ હતો, પણ જ્યારે તે સમજી ગયો કે દુનિયામાં મારા સિવાય બીજા માણસ છે ત્યારે જ "તેનું માંસ બદલાઈને નાના બાળકના જેવું થઈ ગયું."

## સવર્ણોની મધ્યે: ૭; ૩૬–૫૦

**[૩૬] કોઇએક ફરોશીએ પોતાની સાથે જમવા સારૂ તેને વિનંતી**
**કરી. ફરોશીના ઘરમાં જઇને તે જમવા બેઠો. [૩૭] ત્યારે જુઓ, એ**
**શહેરમાં એક પાપી સ્ત્રી હતી; તેણે જ્યારે જાણ્યું કે ફરોશીના ઘરમાં**
**તે જમવા બેઠો છે, ત્યારે અત્તરની સંગેમરમરની એક ડબ્બી લાવીને,**
**[૩૮] તે તેના પગ પાસે રડતી રડતી પછવાડે ઊભી રહી, અને પોતાનાં**
**આંસુઓથી તેના પગ પલાળવા તથા પોતાના ચોટલાથી લુછવા**
**લાગી, તેણે તેના પગને ચુમ્યા, અને તેમને અત્તર ચોળ્યું. [૩૯] તે**
**જોઇને જે ફરોશીએ તેને નહોતર્યો હતો તે વિચાર કરવા લાગ્યો, કે જો**
**આ માણસ પ્રબોધક હોત, તો આ જે સ્ત્રી તેને અડકે છે, તે કોણ ને**
**કેવી છે, તે તે જાણત, એટલે કે તે પાપી છે. [૪૦] ઇસુએ તેને કહ્યું, કે**
**સીમોન, મારે તને કંઇક કહેવું છે. તેણે તેને કહ્યું, કે ઉપદેશક, કહે.**
**[૪૧] [ઇસુએ કહ્યું,] એક લેણદારને બે દેવાદાર હતા; એકને પાંચસો**
**દીનારનું દેવું, અને બીજાને પચાસનું હતું. [૪૨] જયારે તેઓની પાસે**
**વાળી આપવાનું કંઇ નહોતું, ત્યારે તેણે બંનેને માફ કર્યું. તો તેના**

પર તેઓમાંનો કોણ વિશેષ પ્રેમ રાખશે? [43] સીમોને ઉત્તર આપ્યો,
કે મને લાગે છે કે જેને તેણે વિશેષ માફ કર્યું તે. તેણે કહ્યું, તેં વાજબી
નિર્ણય કર્યો. [44] પછી તેણે પેલી સ્ત્રી તરફ મોં ફેરવીને સીમોનને કહ્યું,
કે આ સ્ત્રીને તું જુએ છે? હું તારે ઘેર આવ્યો ત્યારે મારા પગ
[ધોવા]ને સારૂ તેં મને પાણી આપ્યું નહિ; પણ એણે મારા પગ
આંસુથી પલાળીને તેમને પોતાના ચોટલાથી લુછયા છે. [45] તેં મને
ચુંબન કર્યું નહિ; પણ હું માંહે આવ્યો ત્યારથી એ મારા પગને
ચુંબન કર્યા કરે છે. [46] તેં મારે માથે તેલ ચોળ્યું નહિ; પણ એણે
મારા પગે અત્તર ચોળ્યું છે. [47] માટે હું તને કહું છું, કે એનાં પાપ
ઘણાં છે તે તેને માફ થયાં છે; કેમકે એણે ઘણો પ્રેમ રાખ્યો; પણ જેને
થોડું માફ થયું છે તે થોડો પ્રેમ રાખે છે. [48] ત્યાર પછી તેણે એ સ્ત્રીને
કહ્યું, કે તારાં પાપ માફ થયાં છે. [49] તેની સાથે જેઓ જમવા બેઠા
હતા, તેઓ વિચાર કરવા લાગ્યા, કે એ કોણ છે કે જે પાપને પણ
માફ કરે છે? [50] પછી તેણે તે સ્ત્રીને કહ્યું, કે તારા વિશ્વાસે તને બચાવી
છે; શાંતિથી જા.

અસ્પૃશ્યો મધ્યે ફરતા ઈસુ ખ્રિસ્તનું ચિત્ર ઉપર આલેખવામાં આવ્યું છે (૫; ૨૭–૩૨), ત્યારે અહીં સવર્ણો મધ્યે ફરતા ઈસુ ખ્રિસ્તનું ચિત્ર આલેખવામાં આવ્યું છે. આપણો પ્રભુ જ્યાં અગત્ય જણાતી હતી અને જ્યાં જવાની તેને તક મળતી હતી ત્યાં જતો હતો; લેવી દાણીનું અને સીમોન ફરોશીનું ઘર એ બંને તેને એકસરખાં લાગતાં હતાં. આ કિંમતી વાર્તા એકલો લુક જણાવે છે. માત્થી તથા માર્કના વૃત્તાંત પરથી જણાય છે કે ફરોશીઓ આપણા પ્રભુના શત્રુઓ હતા, અને પોતાના શત્રુઓ એટલે સાદુકીઓની સાથે તેઓ તેની વિરૂદ્ધ નિત્ય મસલત કરતા હતા. વળી જોકે આ ખરૂં છે, તોપણ તે સર્વાંશે ખરૂં નથી; કેમકે આપણે કબૂલ કરવું પડે છે કે તેની સઘળી ખામીઓ હોવા છતાં ફરોશીવર્ગમાં એ સમયમાં ઘણાખરા ધાર્મિક અને બધા જ દેશભક્ત માણસો સમાએલા હતા. વળી જોકે ઈસુ ખ્રિસ્તને જાહેરમાં કબૂલ કરવાને તેઓની હિંમત ચાલતી ન હતી, તોપણ નીકોદેમસ તથા આરીમથાઈના યુસફની માફક ઘણા ફરોશીઓ અંદરખાને તેના પ્રત્યે સારો ભાવ રાખતા હતા. આવા ફરોશીઓને લુક યોગ્ય ઇન્સાફ આપવા માગે છે. તેથી તે આપણને વખતોવખત જણાવે છે કે તેઓ તેને પોતાના ઘરમાં જમવાનું આમંત્રણ આપતા હતા, અને તે જેમ દાણીઓની સાથે તેમ તેઓની સાથે પણ ખાતોપીતો હતો (સરખાવો ૧૧; ૩૭, ૩૮: ૧૪; ૧: ૧૫; ૧, ૨); કેમકે ખરૂં જોતાં તે તો બંનેનો મિત્ર હતો, અને જોકે જૂના રીતરિવાજોને વળગી રહેવાને

લીધે તેમજ તેઓના ઢોંગ તથા અભિમાનને લીધે તે ફરોશીઓને નિત્ય ઠપકો આપતો હતો, તોપણુ તેઓ પણ ઈશ્વરનાં ભટકતાં છોકરાં છે એ તે જાણતો હતો અને તેથી તેઓ તેના પર વિશ્વાસ કરે એવા પ્રયત્ન તે કરતો હતો.

જે ફરોશી અત્રે પોતાના ઘરમાં પ્રભુને માટે જમણ કરે છે અને તેને મળવાને માટે પોતાના મિત્રોને પણ આમંત્રણ આપે છે તેની પણ એવી જ વાત છે. શરૂઆતમાં તેણે સારા હેતુથી આપણા પ્રભુને આમંત્રણ આપ્યું હશે, પરંતુ તેમ કરવાથી તે મુશ્કેલીમાં આવ્યો હોય એમ લાગે છે; કેમકે ત્યાર પછીનું તેનું વર્તન જુદા પ્રકારનું જણાય છે. ઘણું કરીને પોતાના બીજા મહેમાનો ઈસુની સાથે કેવી રીતે વર્તે છે એ જોઈને સીમોન મુશ્કેલીમાં આવ્યો હશે, તેથી જેટલા વિવેકથી પ્રથમ પ્રભુનો આવકાર કરવાનો તેનો વિચાર હતો તેટલા વિવેકથી તે કર્યો નહિ, રખેને બીજા મહેમાનોને ખોટું લાગે. યહુદી જમણ વખતે રિવાજ પ્રમાણે ગુલામો મહેમાનોનાં ચંપલ કાઢતા અને તેઓના પગ ધોતા હતા. વળી ગૃહસ્વામી પોતે તેઓને ચુંબન કરીને તેઓનો આવકાર કરતા હતા, અને જમતી વખતે તાજગી આપનારૂં તેલ તેઓના માથા પર ચોળવામાં આવતું હતું (ગીતશાસ્ત્ર ૨૩; ૫). પરંતુ અહીં આગળ આપણા પ્રભુ સંબંધી આ બધી **કૃપાવંત** સેવા પડતી મૂકવામાં આવી.

વળી એ જમાનામાં જમણ સંબંધી આપણને વિચિત્ર લાગે એવો રિવાજ હતો; એટલે જમતી વખતે ગમે તે માણસ અંદર આવીને બેસે, જે કંઈ વાતચીત થતી હોય તે સાંભળે અને તેમાં ભાગ પણ લે; તેથી એક સ્ત્રી અંદર આવી એમાં નવાઈ જેવું કંઈ નથી. પરંતુ આવી સ્ત્રી આવા ઘરમાં આવે વખતે આવે એ નવાઈ જેવું તો હતું જ, કેમકે તે 'પાપી' હતી, એટલે તે વેશ્યાનો ધંધો કરતી હતી.

આ બિચારી સ્ત્રીએ 'પાપીઓના મિત્ર'ની કીર્તિ સંબંધી સાંભળ્યું હતું. જ્યારે લોકસમુદાય તેની વાત સાંભળવા ભેગો થતો હતો ત્યારે તેણે દૂર ઊભી રહીને સાંભળ્યું હોય અને તેથી તેના હૃદયમાં પશ્ચાત્તાપ અને આશા ઉત્પન્ન થયાં હોય એવો સંભવ છે. એટલું તો ખરૂં કે કોઈ પણ રીતે તેને પોતાનાં પાપ સંબંધી પસ્તાવો અને ઈસુ ખ્રિસ્ત પર પ્રેમ ઉત્પન્ન થયો હતો. તે વખતના રિવાજ પ્રમાણે મહેમાનો મેજની આજુબાજુ નીચા કોચ પર અઢેલીને સુતા હતા. આથી એ બાઈ ઈસુના માથા સુધી પહોંચી શકી નહિ, પણ તે તેના પગને પહોંચી શકતી હતી તેથી તે તેના પગ પાસે રડતી રડતી પછવાડે ઊભી રહી, અને પોતાનાં આંસુથી તેના પગ પલાળવા તથા પોતાના ચોટલાથી લુછવા લાગી. પછી તેણે તેના પગને ચુમ્યા અને તેને અત્તર ચોળ્યું (કલમ ૩૮). આ તો સીમોનને નિશોભિત લાગ્યું. તે જેટલા રાબ્બીઓને ઓળખતો હતો તેમાંનો કોઈ પણ

આવું કામ સહન કરે નહિ, માટે તેના મનમાં એવો વિચાર આવ્યો, કે "જો આ માણસ પ્રબોધક હોત, તો આ જે સ્ત્રી તેને અડકે છે, તે કોણ અને કેવી છે, તે તે જાણત, એટલે કે તે પાપી છે." સીમોનના મનમાં કેવા વિચારો આવ્યા છે એ જાણીને આપણા પ્રભુએ તેને કહ્યું, કે "સીમોન, મારે તને કંઈ કહેવું છે." તેણે કહ્યું, કે "ઉપદેશક, કહે." પછી આપણા પ્રભુએ એક લેણદાર અને તેના બે દેવાદાર વિષે એક દૃષ્ટાંત કહ્યું. એકના કરતાં બીજાનું દેવું ઘણું મોટું હતું, છતા લેણદારે બન્નેને તે માફ કર્યું. ઈસુ સીમોનને પૂછે છે, કે "તેના પર તેઓમાંનો કયો વિશેષ પ્રેમ રાખશે?" સીમોને જવાબ આપ્યો, કે "મને લાગે છે કે જેને તેણે વિશેષ માફ કર્યું તે." પછી આપણા પ્રભુએ કહ્યું કે બરોબર, તારો નિર્ણય વાજબી છે. વળી તારી તથા આ સ્ત્રીની બાબત પણ એવી જ છે. તેને પાપની લાગણી ઘણી જ છે, અને મારા પર તે તેટલો જ પ્રેમ રાખે છે. તારાં પાપની તને ઓછી લાગણી છે, અને તેટલો જ તું મારા પર પ્રેમ કરે છે.

પોતાને પાપ માફ કરવાનો અધિકાર છે એવો જે હકદાવો આપણા પ્રભુએ અહીં આગળ કર્યો હતો, એ તો તેની સાથે જમનારાના ધ્યાન બહાર રહ્યો નહિ. "એ કોણ છે કે જે પાપને પણ માફ કરે છે?" કેટલાએકને દુર્ભાષણ વિષે પોકાર કરવાનું મન થયું હશે, પણ તેઓએ પહેલાં એ વિષે જે પ્રશ્ન ઊભો કર્યો હતો તેનો ઈસુએ કેવો નિકાલ કર્યો હતો તેનું સ્મરણ તેમને થતું હતું (સરખાવો માત્થી ૯; ૧–૮નો ખુલાસો). તેઓના બડબડાટ પર ધ્યાન ન આપતાં તેણે સ્ત્રીને કહ્યું, કે "તારા વિશ્વાસે તને બચાવી છે; શાંતિથી જા." જાણવા જેવી વાત એ છે કે પોતાના મહેમાનોના બડબડાટમાં સીમોન સામેલ થયો નહિ, અને જોકે તેના વિષે ત્યાર પછી કંઈ પણ વાંચવામાં આવ્યું નથી, તોપણ આપણા હૃદયમાં આશા ઉત્પન્ન થાય છે કે તેના પર અસર થઈ હોય, અને તેનો શક દૂર કરવામાં આવ્યો હોય તો સારૂં.

## સેવા કરતી સ્ત્રીઓ : ૮; ૧–૩

**થોડી મુદત પછી તે શહેરેશહેર તથા ગામેગામ ઉપદેશ કરતો તથા દેવના રાજ્યની સુવાર્તા પ્રગટ કરતો ફર્યો, અને તેની સાથે બાર [શિષ્યો] હતા. [2] કેટલીએક સ્ત્રીઓ જેઓને ભૂંડા આત્માઓથી તથા મંદવાડમાંથી સાજી કરવામાં આવી હતી, એટલે માગદાલેણ કહેવાએલી મરિયમ જેનામાંથી સાત ભૂત નીકળ્યાં હતાં તે. [3] હેરોદના કારભારી ખુજાની વહુ યોહાન્ના, સુસાન્ના તથા બીજી ઘણી સ્ત્રીઓ જેઓ પોતાની પૂંજીમાંથી તેની સેવા કરતી હતી તેઓ પણ [તેની સાથે] હતી.**

જ્યારે આપણા પ્રભુએ પ્રેરિતોને ઉપદેશ કરવા બહાર મોકલ્યા ત્યારે તેણે તેઓને એવો હુકમ ફરમાવ્યો કે તેઓએ પૈસા કે સરસામાન પોતાની સાથે લેવા નહિ. પરંતુ જેઓનાં હૃદય પર સુવાર્તાની અસર થશે તેઓ તમારી પરોણાચાકરી કરશે એમ તેણે તેઓને કહ્યું હતું (સરખાવો ૯; ૯, ૧૦); વળી તે પોતે પણ એમજ કરતો. તે ઘરબાર વિનાનો હતો, અને દૈહિક દ્રવ્ય તેની પાસે ન હતું, તેથી તેના શિષ્યો પોતાના ઘરમાં તેની સેવા કરતા. લુકની સુવાર્તામાં સ્ત્રીઓ વિષે ઘણું લખવામાં આવ્યું છે, તેથી જ તેની સુવાર્તા વિશેષ મોહક બની છે. અહીં આગળ લુક આપણને જણાવે છે કે આપણા પ્રભુની શારીરિક જરૂરિયાતો પૂરી પાડવામાં સ્ત્રીઓ ઘણો ભાગ લેતી હતી. દ્રવ્યવાન યહુદી સ્ત્રીઓ જે રાબ્બીઓને વિશેષ સન્માનનીય ગણતી હતી તેઓના પોષણને અર્થે તેઓ પૈસા આપતી હતી, તેજ પ્રમાણે આ પ્રથમ ખ્રિસ્તી બાઈઓ પણ આપણા પ્રભુની સેવા કરતી હતી. તેઓને તેણે જાતજાતના મંદવાડથી અને દુ:ખથી મુક્ત કરી હતી, તેથી આવી રીતે તેની સેવા કરતાં તેઓ પોતાનું ઉપકારીપણું દર્શાવતી હતી.

૧. **મરિયમ માગદાલેણ:** ગાલીલથી યરૂશાલેમ જવા માટે આપણા પ્રભુએ જે છેલ્લી મુસાફરી કરી તે વખતે જે સ્ત્રીઓ તેની સાથે આવી હતી તેમાંની એક મરિયમ માગદાલેણ હતી; તે તેના વધસ્તંભ પાસે ઊભી રહી હતી (માર્ક ૧૫; ૪૦, ૪૧); તેનું શબ ક્યાં મૂકવામાં આવ્યું તે તેણે જોયું હતું (લુક ૨૩; ૫૫); તે પુનરુત્થાનની સવારે વહેલી કબરે ગઈ હતી (માર્ક ૧૬; ૨-૫); અને પોતાનું પુનરુત્થાન થયા પછી આપણા પ્રભુએ તેને જ પ્રથમ દર્શન દીધું હતું.

૨. વધસ્તંભની પાસે મરિયમ માગદાલેણની સાથે એક બીજી સ્ત્રી પણ ઊભેલી હતી, તેનું નામ **યોહાન્ના** હતું (લુક ૨૩; ૧૦). તે તો હેરોદના કારભારી ખુઝાની વહુ હતી (લુક ૨૩; ૧૦). કેટલાક એવું માને છે કે કાપરનાહુમમાં જે અમીરના દીકરાને આપણા પ્રભુએ સાજો કર્યો હતો (યોહાન ૪; ૪૬-૫૪) તેજ એનો ધણી હશે.

૩. **સુસાન્ના** વિષે અહીં લખવામાં આવ્યું છે એ ઉપરાંત આપણે કંઈ જાણતા નથી; પરંતુ બીજી સ્ત્રીઓની માફક તે પણ લુકના જમાનામાં યરૂશાલેમની મંડળીમાં જાણીતી સભાસદ હશે.

## બી તથા જમીન: ૮; ૪-૧૫

**[4] જ્યારે ઘણા લોક એકઠા થયા, અને શહેરેશહેરના લોકો તેની પાસે આવ્યા, ત્યારે તેણે દૃષ્ટાંતદ્વારા કહ્યું, કે [5] વાવનાર બી વાવવા ગયો. તે વાવતો હતો ત્યારે કેટલાંએક [બી] માર્ગની કોરે**

પડયાં; તે પગ તળે ખૂંદાઈ ગયાં, અને આકાશનાં પક્ષીઓ તે ખાઇ
ગયાં. [6] બીજાં [બી] પથ્થર પર પડયાં; અને તેને ભીનાશ નહિ
મળવાથી ઊગ્યાં તેવાંજ તે ચીમળાઇ ગયાં. [7] બીજાં કાંટાઓમાં
પડયાં; કાંટાઓએ તેની સાથે ઊગીને તેને દાબી નાખ્યાં. [8] વળી
બીજાં સારી ભોંયમાં પડયાં, તે ઊગ્યાં, અને તેને સોગણું ફળ આવ્યું.
એ વાતો કહેતાં તેણે ઘાંટો પાડીને કહ્યું, કે જેને સાંભળવાને કાન છે
તેણે સાંભળવું.
[9] તેના શિષ્યોએ તેને પૂછ્યું, કે એ દૃષ્ટાંત[નો અર્થ] શો હશે?
[10] તેણે તેઓને કહ્યું, કે દેવના રાજયના મર્મ જાણવાનું તમને આપેલું
છે, પણ બીજાઓને તો દૃષ્ટાંતોદ્વારે; એ માટે કે જોતાં તેઓ જુએ
નહિ, ને સાંભળતાં તેઓ સમજે નહિ. [11] દૃષ્ટાંત[નો અર્થ] આ છે:
બી તો દેવનું વચન છે. [12] માર્ગની કોરે પડેલાં તો સાંભળનારાં છે;
શેતાન આવીને તેઓનાં મનમાંથી વચન લઇ જાય છે, રખેને તેઓ
વિશ્વાસ કરીને તારણ પામે. [13] પથ્થર પર પડેલાં તો એ છે, કે જેઓ
વચન સાંભળીને હરખથી તેને માની લે છે; પણ તેઓને મૂળ ન
હોવાથી તેઓ થોડી વાર સુધી વિશ્વાસ કરે છે, અને પરીક્ષણની વેળાએ
પાછા હઠી જાય છે. [14] જે કાંટાઓમાં પડયાં તે એ છે, કે જેઓએ
વચન સાંભળ્યું અને પોતાને માર્ગે ચાલતાં ચાલતાં સંસારની ચિંતા,
દ્રવ્ય તથા વિલાસથી દબાઇ જાય છે, અને તેઓને પાકું ફળ આવતું
નથી. [15] સારી ભોંયમાં પડેલાં એ છે, કે જેઓ સાંભળીને ચોખ્ખા
તથા રૂડા દિલથી વચન ગ્રહણ કરે છે, ને ધીરજથી ફળ આપે છે.

માત્થી ૧૩; ૧-૨૩નો ખુલાસો જુઓ. આપણો પ્રભુ અહીં આગળ ગાલીલમાંના એક ખેતરનું જાણીતું દૃષ્ટાંત આપે છે. આ ખેતરમાં થઈને પગરસ્તો જતો હતો, અને માણસ તથા ઢોરના અવરજવરથી તે કઠણ થઈ ગયો હતો. વાવતી વખતે આ પગથી પર જે કંઈ બી પડે તે વીણી ખાવાનો લાગ પક્ષીઓ શોધતાં હતાં. તે પથ્થરવાળી જમીન જણાય છે અને કોઈ કોઈ ઠેકાણે તે ઊંડી ન હતી, તેથી જોકે બી જલદી ઊગી નીકળે છે તોપણ તે મોટું થાય ત્યાર પહેલાં તે સૂરજના તાપથી ચીમળાઈ જાય છે. બીજી જગાએ કાંટા જોવામાં આવે છે. તેઓએ જમીનમાં મૂળ ઊંડાં ઘાલ્યાં છે, અને ખેડૂતની ગમે તેટલી મહેનત હોવા છતાં પણ તેના ફણગા અનાજની સાથે ઊગી નીકળે છે, અને અનાજના છોડને વધતાં અટકાવે છે. છેલ્લે સારી જમીન પણ છે. ત્યાં બી સારીપેઠે ઊગી નીકળે છે, અને તે ફળ પણ આપે છે. આ તો દુનિયાના કોઈ પણ ભાગને લાગુ પડે એવું ખેડૂતના કામને લગતું એક સારું ચિત્ર છે, અને વાવણી તથા કાપણી રહેશે ત્યાં સુધી તે સ્મરણીય પણ રહેશે.

ત્યાર પછી જે વાત આવે છે તે પૂરી રીતે સમજવા માટે દશમી કલમમાંના એક શબ્દનો અર્થ જાણવાની જરૂર છે, એટલે મર્મ. નવા કરારમાં આ શબ્દનો એક જ અર્થ છે, એટલે જે કંઈ પહેલાં ગુપ્ત રાખેલું છતાં હમણાં પ્રગટ થવાનું હોય તે (કોલોસી. ૧; ૨૬: ૧ તીમોથી ૩; ૧૬: માત્થી ૧૧; ૨૫, ૨૬: પ્રકટી. ૧૭; ૫). આ દૃષ્ટાંતનો હેતુ કોઈથી પણ સત્ય છુપાવવાનો નથી, પરંતુ તે સાંભળવા માટે જેઓનાં હૃદય તૈયાર થયાં ન હોય તેઓ તે સમજી શકે નહિ. પીતર તથા યોહાન પ્રભુની કબરે આવ્યા, ત્યારે તે ખાલી છે એ બંનેએ જોયું; પણ એકલો યોહાન સમજી ગયો કે ખ્રિસ્ત ઊઠયો છે. જૂના કરારનાં ભવિષ્યવચન યશાયાહના જમાનામાં ઈસ્રાએલીઓના મન પર મંદતાની અસર કરતાં હતાં, અને કોઈ વાર સુવાર્તાની અસર પણ એવી જ થાય છે (સરખાવો માત્થી ૧૩; ૧૩-૧૫: યશા. ૬; ૯, ૧૦). વળી અહીં આગળ આપણે એમ સમજવાનું છે કે આત્મિક અંધાપો તો આત્મિક આડાઈનું સ્વાભાવિક પરિણામ છે. એવા માણસોને પ્રભુ ઈસુ ખ્રિસ્ત માત્ર વાર્તા કહેનાર જેવો લાગતો હતો, અને હજી પણ તે એવો ને એવો જ લાગે છે; તેથી તેના ખરા શિષ્યો જોકે તારણનું રહસ્ય સમજી શકે છે તોપણ તે તેઓની સમજણ બહાર રહે છે.

અહીં ઈસુ ખ્રિસ્ત પોતાને થએલા અનુભવનું વર્ણન કરે છે, અને પોતાના શિષ્યોને પણ ચેતવણી આપે છે કે તમે પણ સુવાર્તાનો ઉપદેશ કરવા જશો ત્યારે તમને એજ અનુભવ થશે. ૧. એક જાતના લોકો તો મુદ્દલે સમજતા નથી. બી વીણી ખાનાર પક્ષીઓ તે કોણ? બેપરવાઈ, નિશ્ચિંતતા, અજ્ઞાન અને વિસ્મરણ. ૨. બીજી જાતના શ્રોતાઓ તો એવા મળે છે કે તેઓ પર સહેજે અસર કરી શકાય છે. પરંતુ તે અસર બહુ વખત સુધી ટકતી નથી. તેઓનો મુકાબલો થોડી માટીવાળી જમીનની સાથે કરી શકાય. એ માણસનો સ્વભાવ એવો છે કે કદી મુશ્કેલી કે પરીક્ષણ સામાં આવે ત્યારે તેઓની હોંસ મંદ પડી જાય છે. ૩. માણસો જુદાં જુદાં કારણસર જગત પર ચિત્ત રાખે છે, અને જે કાંટા વચનને દાબી દે છે તે જગત પરનું ચિત્ત છે, તેથી કાંટાવાળી જમીન પરથી અશુદ્ધ હૃદય સમજવાનું છે. આ બાબત ગીતકર્તા સમજ્યો હતો ત્યારે તેણે પોકાર કર્યો હતો, કે “હે ઈશ્વર, મારામાં શુદ્ધ હૃદય ઉત્પન્ન કર.”

૪. પરંતુ જ્યારે સારી જમીન વિષે વિચાર કરીએ છીએ ત્યારે માલૂમ પડે છે કે તે વડે દર્શાવેલા લોકો ઉપરોક્ત માણસોથી દરેક બાબતમાં જુદા છે. (અ) તેઓ વચનને સાચવી રાખે છે, તેથી તેને છીનવી લેવાનો લાગ પક્ષીઓને મળતો નથી; (બ) તેઓ ધીરજથી ફળ આપે છે, એટલે ચળિત ચારિત્ર્યના બદલામાં અચળિત ચારિત્ર્ય જોવામાં આવે છે; (ક) કાંટાનો અભાવ હૃદયની

શુદ્ધતા દર્શાવે છે તેમજ પૂરી ફસલ પણ નક્કી કરે છે. જ્યારે હું જુવાનોની આગળ ઉપદેશ કરૂં છું ત્યારે ઘણી વાર મને આ દૃષ્ટાંત યાદ આવે છે, અને તે વખતે તેઓ વિષે મારા મનમાં એ વિચાર આવે છે કે આ જુવાનોમાંથી કેટલા યોગ્ય થઈ શ્વેત વસ્ત્ર ધારણ કરી ખ્રિસ્તની સાથે આવશે? તે કેટલા બધા પ્રેમથી તેમને કાલાવાલા કરે છે! "મારા દીકરા, [મારી દીકરી], તારૂં હૃદય મને આપ." પરંતુ તેને તો આખું જ હૃદય જોઈએ છે.

## સાંભળવાની જવાબદારી: ૮; ૧૬–૨૧

**[16] વળી કોઇ માણસ દીવો સળગાવીને તેને વાસણ તળે ઢાંકતો**
**નથી, અથવા ખાટલા નીચે મૂકતો નથી; પણ માંહે આવનારાઓને**
**અજવાળું મળે માટે દીવી પર મૂકે છે. [17] કેમકે પ્રગટ નહિ કરાશે,**
**એવું કંઇ છાનું નથી; અને જણાશે નહિ, તથા ઉઘાડું નહિ થશે, એવું**
**કંઇ ગુપ્ત પણ નથી. [18] માટે તમે કેવી રીતે સાંભળો છો તે વિષે**
**સાવધાન રહો; કેમકે જેની પાસે છે તેને આપવામાં આવશે; અને**
**જેની પાસે નથી તેની પાસેથી તેના ધારવા પ્રમાણે તેનું જે છે તે પણ**
**લઇ લેવાશે.**

**[19] તેની મા તથા તેના ભાઇઓ તેને મળવા આવ્યાં, પણ લોકની**
**ભીડને લીધે તેઓ તેની નજીક જઇ શકયાં નહિ. [20] તેને [કોઇએ]**
**ખબર આપી, કે તારી મા તથા તારા ભાઇઓ બહાર ઊભાં રહ્યાં છે,**
**તેઓ તને મળવા ચાહે છે. [21] પણ તેણે તેઓને ઉત્તર આપ્યો, કે આ**
**જેઓ દેવની વાત સાંભળે છે, તથા પાળે છે તેઓ મારી મા તથા**
**મારા ભાઇઓ છે.**

બી તથા જમીન વિષેના દૃષ્ટાંતમાં બેવડો પાઠ સમાએલો હતો. બાર પ્રેરિતોને એવું શિખવવામાં આવ્યું કે તમારી ફરજ જેમ ખેડૂત બી પોંકે છે તેમ સુવાર્તા પ્રગટ કરવાની છે; સાથે સાથે સમુદાયને પણ એવી ચેતવણી આપવામાં આવી કે સુવાર્તા સાંભળવાની જોખમદારી તમારે શિર છે. આ બંને પાઠના સંબંધમાં માર્કની માફક (માર્ક ૪; ૨૧–૨૫) આ સુવાર્તિક પણ શિક્ષકો તથા શિષ્યો સંબંધી કેટલીક યહુદી કહેવતો અહીં આગળ દાખલ કરે છે. આ કહેવતો માત્થી પણ વાપરે છે, અને વળી તે જુદી જુદી જગાએ (સરખાવો માત્થી ૫; ૧૫: ૧૦; ૨૬: ૭; ૨). વળી એજ હેતુથી તે અહીં આગળ ઈસુની મા તથા ભાઈઓની વાર્તા દાખલ કરે છે. આ વાર્તા માત્થી (૧૨; ૪૬–૫૦નો ખુલાસો જુઓ), અને માર્ક (૩; ૩૧–૩૫) બીજી જગાએ મૂકે છે, એટલે બાલઝબુલની મદદથી પ્રભુ પોતાના ચમત્કાર કરે છે એવું તહોમત ફરોશીઓએ

તેના પર મૂક્યું હતું, અને તેઓને આપણા પ્રભુએ જવાબ આપ્યો ત્યાર પછી આ વાત આવે છે. એજ તેનું ખરૂં સ્થાન છે. ફરોશીઓએ મૂકેલા તહોમત સંબંધી લુક કંઈ કહેતો નથી, અને તે ઈસુની મા તથા ભાઈઓની વાત એટલા જ હેતુથી દાખલ કરે છે કે ઈશ્વરની વાત સાંભળનાર અને પાળનારની ધન્યતા તેઓના દાખલા પરથી શીખવી શકાય.

ફ્લોરેન્સના એક મોટા ઉપદેશક સાવાનારોલાએ એક વાર એ બાબત પર લોકોનું ધ્યાન ખેંચ્યું કે પોતાને લાભ થયા સિવાય કેટલાં બધાં માણસ સાંભળે છે. તેઓને તેણે દેવળના ઘંટ પર બેઠેલા કાગડાની ઉપમા આપી. પ્રથમ ઘંટ વગાડવામાં આવ્યો ત્યારે તેઓ ઊડી ગયા, પરંતુ ઘંટના અવાજથી ટેવાઈ ગયા પછી તે ગમે તેટલા જોરથી વગાડવામાં આવે તો પણ તેઓ શાંતિથી તેના પર બેસતા હતા. ભાષણની તૈયારી કર્યા વગર તમારા પાળક બોધાસન પર ચઢે તો તમે જ પહેલવહેલા ટીકા કરશો; પરંતુ છેલ્લા વરસમાં તમે કેટલી વાર બોધ સાંભળવા માટે તૈયાર થઈને આવ્યા હશો?

સુવાર્તામાંનું સત્ય ખાસ રીતે આશીર્વાદ પામેલાં થોડાં માણસોને માટે જ રાખી મૂકવામાં આવ્યું નથી. એથી ઊલટું જેટલાં તે સાંભળે છે તે બધાંને "માંહે આવનારાઓને અજવાળું મળે માટે તે પ્રગટ કરવાની જરૂર છે." વળી અજવાળાને ઢાંકી દેવામાં ન આવે તો લોકો તે જોયા વિના રહેશે નહિ. પાઊલે "કોરીંથીઓને લખેલા પત્ર"માં ભજન કરતી જે ખ્રિસ્તી મંડળીનું ચિત્ર આલેખેલું છે તે અતિશય આકર્ષક લાગે છે (૧ કોરીંથી. ૧૪; ૨૫). આ ખ્રિસ્તી મંડળી ભજન કરવા એકઠી થએલી છે એટલામાં બહારનો એક માણસ દેવળમાં પ્રવેશ કરે છે. આખું વાતાવરણ શુદ્ધ ભક્તિથી ભરપૂર છે. તરત જ એ માણસના મન પર એવી અસર થાય છે કે ખરેખર ઈશ્વર અહીં હાજર છે, અને તે ઊંધો પડીને તેનું ભજન કરે છે. "જગતમાં ઘણી જાતની ભાષાઓ છે, અને તેઓમાંની કોઈ પણ અર્થ વગરની નથી" (૧ કોરીંથી. ૧૪; ૧૦) એ ખરી વાત; પરંતુ ખુદ ઈસુ ખ્રિસ્તની વાણી તેના સેવકો દ્વારે સંભળાય છે, ત્યારે જેઓને તે સમજવાનું મન છે તે બધા સમજી શકે છે. પરંતુ સમજવાનું મન છે કે કેમ એજ મોટો સવાલ છે. વળી જેઓને સમજવાનું મન હોય તેઓની સાથે ઈસુ અહીં આગળ પોતાનું સગપણ જાહેર કરે છે. પ્રભુ ઈસુ ખ્રિસ્તનું આત્મિક કુટુંબ શી રીતે પેદા થાય છે? જુદાં જુદાં ત્રણ પગથીઆં છે: ૧. જેઓ ઈશ્વરની વાત સાંભળે છે અને પાળે છે તેજ મારા ભાઈઓ છે (કલમ ૨૧); ૨. એ પ્રમાણે તે ઘણા ભાઈઓમાં પ્રથમજનિત બને છે (રૂમી. ૮; ૨૯); અને ૩. આ પ્રમાણે કુટુંબની સંખ્યા પૂરી થયા પછી "તે તેઓને ભાઈઓ કહેવાને શરમાતો નથી" (હેબ્રી. ૨; ૧૧). હમણાં તો દેશેદેશ આ કુટુંબમાં નવા નવા સભાસદો

ઉમેરાતા જાય છે. તેઓ હજી બિનઅનુભવી અને કાચા પણ હોય, પરંતુ જો તેઓ પોતે જે સાંભળે છે તે પર રૂડા અંતઃકરણથી ધ્યાન આપે તો તે ખુશીથી તેઓનો સ્વીકાર કરશે અને પૃથ્વી તથા આકાશની આગળ તેઓને કબૂલ કરશે.

## પવન તથા મોજાંનો ધણી: ૮; ૨૨–૨૫

**૨૨ એ અરસામાં એક દહાડો તે પોતાના શિષ્યોની સાથે હોડી પર ચઢયો; ત્યારે તેણે તેઓને કહ્યું, કે આપણે સરોવરને પેલે પાર જઇએ; અને તેઓ નીકળ્યા. ૨૩ તેઓ હંકારતા હતા એટલામાં તે ઊંઘી ગયો; સરોવર પર પવનનું તોફાન થયું; જેથી હોડીમાં પાણી ભરાઇ જવા લાગ્યું, અને તેઓ જોખમમાં આવી પડયા. ૨૪ તેઓએ તેની પાસે આવીને તેને જગાડીને કહ્યું, કે હે સ્વામી, સ્વામી, અમારો નાશ થાય છે. પછી તેણે ઊઠીને પવનને તથા પાણીનાં મોજાંને ધમકાવ્યાં; એટલે તેઓ બંધ પડયાં, ને શાંતિ થઇ. ૨૫ તેણે તેઓને પૂછયું, કે તમારો વિશ્વાસ કયાં છે? તેઓ બીને અચરત થયા, અને માંહોમાંહે કહ્યું, કે આ તે કોણ છે કે પવનને તથા પાણીને પણ આજ્ઞા કરે છે, ને તેઓ તેનું માને છે?**

માત્થી ૮; ૨૩–૨૭ અને માર્ક ૪; ૩૫–૪૧નો ખુલાસો જુઓ. આ બનાવ બનવાની તારીખ માર્ક વિશેષ ચોકસાઈથી આપે છે. આપણા પ્રભુએ બી તથા જમીન સંબંધીનું દૃષ્ટાંત કહ્યું તે મોટા દિવસની સાંજે આ બનાવ બન્યો હતો. લોકસમુદાય એટલો બધો મોટો હતો કે તેને હોડી પરથી તેઓને બોધ આપવો પડયો હતો. તે પછી તેને થાક લાગ્યો. માર્ક જણાવે છે કે "તેઓએ સમુદાયને મોકલી દીધો" પછી ઈસુ જેવો હતો તેવો જ તેને હોડીમાં લઈ લીધો (માર્ક ૪; ૩૬); અને લુક પણ જણાવે છે, કે "તેઓ હંકારતા હતા એટલામાં તે ઊંઘી ગયો" (કલમ ૨૩).

આ ગાલીલનું સરોવર હજી પણ તેનાં તોફાનોને લીધે પ્રખ્યાત છે. જ્યારે તોફાન શરૂ થાય છે ત્યારે ઘણું કરીને તે એકદમ શરૂ થાય છે, તેથી શિષ્યો હંકારવા લાગ્યા તે વખતે જોકે શાંતિ હતી, તોપણ થોડી જ વારમાં તેઓ પોતાના જીવને બચાવવા માટે ફાંફાં મારતા હતા. પરંતુ તોફાનનું આટલું બધું જોર હોવા છતાં પણ ઈસુ જાગ્યો નહિ, અને શિષ્યોએ ભયભીત થઈને તેને જગાડયો અને તેની મદદ માગી. પ્રભુએ તરત જ પવનને ધમકાવ્યો અને મહા શાંતિ થઈ (માર્ક ૪; ૩૯); એટલે રોગનાં જંતુ પર તેને જેટલો અધિકાર હતો તેટલો જ અધિકાર પવન તથા મોજાં પર પણ જણાય છે.

માર્ક જણાવે છે કે તેની સાથે બીજી પણ નાની હોડીઓ હતી (માર્ક ૪; ૩૬), તેથી આ બનાવ જેટલાના જોવામાં આવ્યો તે બધાએ એકબીજાને કહ્યું, કે "તે કોણ છે કે તે પવન તથા પાણીને પણ આજ્ઞા કરે છે અને તેઓ તેનું માને છે" (લુક ૮; ૨૫)? તેને લીધે તેઓ અચરત થયા; તેઓના અવિશ્વાસને લીધે તે પણ અચરત થયો. વળી તે હજી પણ આપણા અવિશ્વાસને લીધે અચરત થાય છે. તે આટલા બધા વખતથી આપણી સાથે છે છતાં શું હજી પણ આપણે તેને ઓળખ્યો નથી? કેમકે જે વહાણમાં ખ્રિસ્ત છે તે ડૂબી શકે નહિ. વળી તે વખતે જેમ બનતું હતું તેમ હમણાં બને છે, કે "તે તોફાન બંધ પાડે છે, જેથી મોજાં શાંત થાય છે. ત્યારે શાંતિ થવાથી તેઓને આનંદ થાય છે; અને તે તેઓને ઇચ્છેલે બંદરે પહોંચાડે છે" (ગીત. ૧૦૭; ૨૯, ૩૦).

"તમારો વિશ્વાસ ક્યાં છે" એમ ઈસુએ આ લોકોને પૂછ્યું હતું. "હાગાર, તને શું થયું છે" એમ ઈશ્વરે હાગારને પૂછ્યું હતું. બન્ને પ્રસંગે પ્રશ્ન પૂછનાર તેનો જવાબ પણ જાણતો હતો. આ બે પ્રશ્નોમાંનો એકે પ્રશ્ન ખાલી જિજ્ઞાસાથી નહિ, પણ મદદ કરવાની મતલબથી પૂછવામાં આવ્યો હતો. વળી ઈસુ હમેશાં આજ પ્રશ્ન પૂછે છે તેનું શું કારણ?

૧. બીક દુનિયામાં આટલી બધી પ્રસરેલી છે તેથી આ પ્રશ્ન પૂછવામાં આવે છે. અજ્ઞાન અને વહેમી લોકોને બીક લાગે છે, ઘરડાંને બીક લાગે છે, ગરીબોને બીક લાગે છે, કેમકે તેઓની પાસે પૈસા નથી; દ્રવ્યવાન માણસોને પણ બીક લાગે છે, રખેને તેઓ પોતાનું દ્રવ્ય ગૂમાવી બેસે. આપણને ઘણી ઘણી બાબતોને લીધે બીક લાગે છે. પોતાની તંદુરસ્તી વિષે અને પોતાના તારણ વિષે પણ બીક લાગે છે. ભૂતકાળનાં કરેલાં કામ વિષે બીક લાગે છે, રખેને તે પ્રકાશમાં આવે; લોકો આપણા વિષે કેવા વિચાર કરે અને આપણા વિષે શું કહે તેને લીધે પણ બીક લાગે છે. વળી આપણા પોતા વિષે જેટલી બીક લાગે છે તેટલી જ બીક આપણાં છોકરાં અને મિત્રો વિષે પણ લાગે છે.

૨. હવે ઈસુ જાણતો હતો કે બીક નુકસાનકારક છે, તથાપિ કેટલીક બાબતોથી બીવાની જરૂર છે એવું પણ તે શિખવતો હતો. શરીર અથવા આત્માને અગત્ય વિના જોખમમાં ઉતારવાથી બીવું જોઈએ. શામશૂન પોતાના આત્માને લીધે બીધો હોત તો તે તેને માટે સારૂં થાત; આદમે ઈશ્વરનો ત્યાગ કર્યો ત્યારે જ તેને બીકનો અનુભવ થયો.

૩. બીક આપણને હેરાન કરે છે અને અશક્ત બનાવે છે. એક તાલંત-વાળા માણસે પોતાના તાલંતનો ઉપયોગ ન કર્યો તેનું કારણ એ હતું કે તે બીતો હતો. દ્રવ્યવાન જુવાન અધિકારી ઈસુની પાછળ જતાં અટક્યો તેનું કારણ પણ એ હતું કે તે બીતો હતો. બીક આપણને જે કરવું જોઈએ

તે કરતાં અટકાવે છે, અને ઘણી વાર જે ન કરવું જોઈએ તે કરવાની ફરજ પાડે છે. જેટલું જૂઠું બોલવામાં આવે છે તેમાંનું ઘણુંખરૂં બીકને લીધે બોલવામાં આવે છે. વળી બીકનું એક ભયંકર લક્ષણ એ છે કે તેનો ચેપ સહેલાઈથી બીજાને લાગે છે.

તો પછી આપણે શી રીતે બીકથી મુક્ત થઈએ? એક બાબતની એટલે શુદ્ધ અને પ્રામાણિક જીવનની અગત્ય છે. જે માણસ પોતાના મનમાં ભૂંડી વાતો સંઘરી રાખે છે તે નિર્ભય હોઈ શકે નહિ. પરંતુ ઈસુ આગળ વધીને એક બીજી વાતની પણ અગત્ય બતાવે છે. તે આ લોકોને પૂછે છે કે તમારો વિશ્વાસ ક્યાં છે? (કલમ ૨૪) બીક અને વિશ્વાસ એકનેએક હૃદયમાં એકી વખતે સાથે રહી શકતાં નથી. હૃદયમાં બીક દાખલ થાય છે ત્યારે તે વિશ્વાસનો નાશ કરે છે; હૃદયમાં વિશ્વાસ દાખલ થાય છે ત્યારે બીક નાસી જાય છે. જ્યારે આપણો પ્રભુ પોતે વધસ્તંભ પર હતો ત્યારે તે આટલો બધો શાંતિમય છે તેથી લોકોને અજાયબ લાગ્યું, અને તે વાતનો તેઓએ એજ ખુલાસો કર્યો હતો, કે "તે ઈશ્વર પર વિશ્વાસ રાખતો હતો." જેઓ પોતાના જીવનમાં ઈશ્વરની ઇચ્છાને પ્રથમ સ્થાન આપે છે તેઓ બીતાં નથી. ઈશ્વર પર પ્રેમ કરનારાઓને સારૂ સઘળું એકઠું મળીને ફાયદાકારક નીવડે છે એવું જે માણસ ખાતરીપૂર્વક માને છે તેને કદી બીક લાગે જ નહિ: "જે જયે જગતને જીત્યું છે તે આપણો વિશ્વાસ છે" (૧ યોહાન ૫; ૪).

## એક વિભાગેલું વ્યક્તિત્વ: ૮; ૨૬–૩૯

[26] **ગાલીલની સામેના ગેરાસીનીઓના દેશમાં તેઓ જઇ**
**પહોંચ્યા. [27] તે કાંઠે ઊતર્યો, ત્યારે શહેરમાંથી એક માણસ તેને**
**મળ્યો, જેને ભૂતો વળગેલાં હતાં; તે ઘણી મુદ્દતથી લૂગડાં પહેરતો ન**
**હતો, અને ઘરમાં નહિ, પણ કબરોમાં રહેતો હતો. [28] તેણે ઇસુને**
**દીઠો ત્યારે તે બૂમ પાડીને તેની આગળ પડ્યો, ને મોટે ઘાંટે કહ્યું, કે**
**ઓ ઇસુ, પરાત્પર દેવના દીકરા, મારે ને તારે શું છે? હું તને વિનંતી**
**કરૂં છું, કે મને પીડા ન દે. [29] કારણ કે તેણે તે માણસમાંથી અશુદ્ધ**
**આત્માને નીકળવાનો હુકમ કર્યો હતો, કેમકે તે વારે વારે તેને વળગતું**
**હતું; અને સાંકળોથી તથા બેડીઓથી તેઓ તેને બાંધી રાખતા હતા;**
**પણ બંધનો તોડી નાખીને તે ભૂત તેને રાનમાં હાંકી જતું હતું.**
**[30] ઈસુએ તેને પૂછ્યું, કે તારૂં નામ શું છે? તેણે કહ્યું, કે સેના; (કેમકે**
**તેમાં ઘણાં ભૂતો પેઠાં હતાં). [31] [ભૂતોએ] તેને વિનંતી કરી, કે**
**અમને નીકળીને ઊંડાણમાં જવાનો હુકમ ન કર. [32] હવે ત્યાં ઘણાં**
**ભૂંડાનું એક ટોળું પહાડ પર ચરતું હતું; તેઓએ તેને વિનંતી કરી,**

**કે અમને તેઓમાં પેસવાની રજા આપ. તેણે તેઓને રજા આપી.**
**33 ભૂતો તે માણસમાંથી નીકળીને ભૂંડોમાં પેઠાં; તે ટોળું કરાડા**
**પરથી સરોવરમાં ધસી પડીને ડૂબી મૂઉં. 34 જે થયું તે જોઇને**
**ચરાવનારા નાઠા, અને શહેરમાં તથા ગામડાંમાં તે જાહેર કર્યું. 35 જે**
**થયું તે જોવા સારૂ લોક નીકળ્યા, અને ઇસુની પાસે આવ્યા; ત્યારે**
**જે માણસમાંથી ભૂતો નીકળ્યાં હતાં તેને તેઓએ [લૂગડાં] પહેરેલો**
**તથા શુદ્ધિમાં આવેલો ઇસુના પગ આગળ બેઠેલો દીઠો; અને તેઓ**
**બીધા. 36 ભૂત વળગેલો માણસ શી રીતે સાજો થયો, તે જેઓએ**
**જોયું હતું તેઓએ તેમને કહ્યું. 37 ગેરાસીનીઓના આસપાસના**
**દેશમાંના સર્વ લોકે તેને વિનંતી કરી, કે અમારી પાસેથી ચાલ્યો જા;**
**કેમકે તેઓને ઘણી દહેશત લાગી હતી. પછી હોડી પર ચઢીને તે**
**પાછો ગયો. 38 પણ જે માણસમાંથી ભૂતો નીકળ્યાં હતાં તેણે**
**[ઇસુની] સાથે રહેવાની વિનંતી કરી; પણ તેણે તેને વિદાય કરીને**
**કહ્યું, કે 39 તારે ઘેર પાછો જા, અને દેવે તારે સારૂ કેવાં મોટાં કામ**
**કર્યાં છે તે કહી જણાવ. તેણે જઇને ઇસુએ કેવાં મોટાં કામ તેને સારૂ**
**કર્યાં હતાં, તે આખા શહેરમાં પ્રગટ કર્યું.**

માત્થી ૮; ૨૮-૩૪ અને માર્ક ૫; ૧-૧૦નો ખુલાસો જુઓ. સુવાર્તાઓમાંના બીજા કોઈ પણ પ્રકરણ કરતાં આનો ખુલાસો કરવો વિશેષ મુશ્કેલ છે. તે એ પરથી જણાય છે કે એક ને એક જ ખુલાસો ભાગ્યે જ બે ટીકાકારો કરતા માલૂમ પડે છે. લૉન્સ્ડેલ રેગ લખે છે, કે "કોઈ પણ ખુલાસો નિર્ણયકારક લાગતો નથી. ૧. માણસોને ભૂતો વળગે છે એ બાબત જો વાસ્તવિક હોય તો બેશક તે વિષે આપણે વધુ ન સમજી શકીએ એ દેખીતું છે, વળી ૨. આ વૃત્તાંત પ્રેક્ષકવર્ગના દૃષ્ટિબિંદુથી આપવામાં આવ્યું છે. આ પ્રેક્ષકોએ ભૂત વળગેલા માણસ તથા આપણા પ્રભુની વચ્ચે જે વાતચીત થઈ હતી તે સાંભળી હતી. ત્યાર પછી તેઓએ ભૂંડોની નાસભાગ જોઈ, અને પછી આ વાર્તા કહેતાં તેઓએ પોતાના ખુલાસા સાથે તેનું વર્ણન કર્યું હશે. વળી એ વાત બનવાજોગ છે કે માણસને સાજો કરતી વેળાએ તેના બરાડા અને હાથપગના પછાડવાથી એક બે ભૂંડ ગભરાયાં હોય અને પછી આખું ટોળું નાસી ગયું હોય." પરંતુ ઘણી વાર આવી જ રીતે જનાવરોનું ટોળું ભડકતું અને નાસી જતું જોવામાં આવ્યું છે ત્યારે માનવી પ્રેક્ષકને તેઓની નાસભાગનું કંઈ પણ કારણ માલૂમ પડયું નથી.

પરંતુ હાલના જમાનાના ઘણાખરા ટીકાકારો એક બાબતમાં મળતા થાય છે કે આ માણસને એક પ્રકારનું ગાંડપણ હતું. તેને વૈદકશાસ્ત્ર પ્રમાણે

'વિભાગેલું વ્યક્તિત્વ' કહેવામાં આવે છે. આ પ્રકારના ગાંડા માણસો પોતે કોણ છે એ વિષે જુદી જુદી વખતે જુદું જુદું ધારે છે, અને જ્યારે તેઓ બોલે છે ત્યારે એક વ્યક્તિ તરીકે અને કોઈ વાર બીજી વ્યક્તિ તરીકે બોલે છે. હવે આ પ્રકારનું ગાંડપણ ભૂતોના વળગાટથી થાય કે ન પણ થાય એ વિષે આપણે ચોક્કસ નિર્ણય કરી શકતા નથી, પરંતુ આપણે ગમે તે મત સ્વીકારીએ તોપણ આપણા પ્રભુએ ચામત્કારિક રીતે આ માણસને સાજો કર્યો હતો એમ તો છે જ.

સર જ્યોર્જ આડમ સ્મિથ જણાવે છે કે હું આ પ્રદેશમાં મુસાફરી કરતો હતો ત્યારે એક જગાએ ખોદકામ કરતાં કેટલાક ખેડૂતોને પુરાતન વખતનો એક સ્મરણસ્તંભ મળી આવ્યો. એ તો એક રોમન સૈનિકની કબર પર ઊભો કરેલો હતો, અને તે પર એવો લેખ હતો, કે "પબ્લીઅસ એલીઅસ, ચોદમી સેનાનો સૈનિક, ઉંમર વર્ષ ૪૦." પછી તેની નીચે આ શબ્દો પણ કોતરેલા હતા : "તેના વારસ માર્કસ, ગાયસ તથા રૂફીનસે (દફનની) બધી વ્યવસ્થા કરી." આ મુલકમાં મલેરીઆ રોગ પ્રબળ હતો અને ત્યાં ઘણા રોમન સૈનિકો મરણ પામ્યા હતા. તેઓની કબરો મળી આવી છે અને દરેક કબર પર આવા જ લેખવાળો પથ્થર મૂકેલો જણાય છે. વળી દરેક લેખમાં 'સેના' શબ્દ આવે છે. આ શબ્દ આ માણસના મનમાં ચોંટેલો હતો અને પોતાની ગાંડપણની સ્થિતિમાં તેને એમ લાગ્યું કે તે વડે મારી સ્થિતિનું યોગ્ય વર્ણન કરવામાં આવે છે. કેમકે જેને તે સમજતો ન હતો તેમજ જેના પર તે કાબૂ મેળવી શકતો ન હતો એવી અસંખ્ય શક્તિઓ સાથે તે ઝઘડામાં રોકાએલો હતો. 'તારૂં નામ શું છે' એમ ઈસુએ તેને પૂછ્યું, ત્યારે તેણે પોકાર કર્યો કે મારૂં નામ 'સેના' છે.

તો પછી આ વાર્તામાં આપણે માટે કયો પાઠ રહેલો છે? તે પરથી આપણને એ શીખવાનું મળે છે, કે આપણને પણ વિભાગેલા વ્યકિતત્વનું દરદ થએલું છે. આપણામાં નવું તથા જૂનું માણસપણું એકબીજાની સાથે મહાવિગ્રહમાં જોડાએલું માલૂમ પડે છે. આનો અર્થ શો છે તે પ્રેરિત પાઊલ સારી રીતે જાણતો હતો. "કેમકે જે સારૂં હું ઇચ્છું છું તે હું કરતો નથી; પણ જે ભૂંડું ઇચ્છતો નથી તે હું કર્યા કરૂં છું" (રૂમી. ૭ ; ૧૯); વળી આ સ્થિતિને પહોંચી વળવા માટે એકલું ખ્રિસ્તનું સામર્થ્ય પૂરતું છે.

અમને રહેવા દે, એવી ભૂંડા આત્મા તેમજ ભૂંડા માણસોની પહેલી તથા છેલ્લી ઇચ્છા છે. અહીં આગળ ભૂતોની માગણી પણ એવી હતી. વળી આપણે એ પણ વાંચીએ છીએ કે ગેરાસીની લોકોએ તેને એવી વિનંતી કરી કે અમારી સીમોમાંથી જા (કલમ ૩૭. સરખાવો માર્ક ૫ ; ૧૭). ઈસુ ત્યાંથી ચાલ્યો જાય એવી ભૂંડા આત્માઓની તેમજ ગેરાસીની લોકોની પણ ઇચ્છા હતી.

વળી તે ચાલ્યો ગયો પણ ખરો, પરંતુ તે પાછો આવ્યો; કેમકે જ્યાં સુધી માણસોનું ભલું કરવું શક્ય જેવું લાગે ત્યાં સુધી ઈસુ તેમને કદી તજી દેતો નહિ. એક વખતે તેણે એમ કહ્યું, કે "પૃથ્વી પર શાંતિ કરાવવા હું આવ્યો છું એમ ન ધારો; શાંતિ તો નહિ, પણ તરવાર ચલાવવા હું આવ્યો છું." કેમકે ખરી અને ખોટી શાંતિ વચ્ચે જે તફાવત છે તે પર તે હમેશાં માણસોનું ધ્યાન ખેંચતો હતો. માણસોની ખોટી શાંતિમાં તે ભંગાણ પાડતો હતો એ સારૂ કે તે તેઓને ખરી શાંતિ આપી શકે. જૂના કરારમાંના એક અતિશય મોહક પ્રકરણમાં ઈશ્વર પોતાના લોકોની કેવી સંભાળ રાખે છે તે દર્શાવવાને માટે પોતાનાં બચ્ચાં સંબંધી ગરૂડની સંભાળનો દાખલો વાપરવામાં આવે છે. અમુક વખત સુધી માળામાં રહેતાં ગરૂડોનાં બચ્ચાંની સંભાળ રાખવામાં આવે છે, અને તેઓની પાસે ખાવાનું લાવવામાં આવે છે, પરંતુ એક દિવસ તો તેઓની મા પોતાના નહોરથી તેઓની નીચેથી માળો તોડી નાખે છે. આથી બચ્ચાં નીચે પડી જાય છે, છતાં તેઓને ઈજા ન થાય એવી સંભાળ તે વખતે પણ રાખવામાં આવે છે, કેમકે બચ્ચાંની મા પોતાની પાંખો પર તેઓને ઝીલી લે છે. આપણા સંબંધી પણ પ્રભુની એવી ઇચ્છા છે, કે આપણે ગરૂડની પેઠે પાંખો પસારીએ (યશા. ૪૦; ૩૧); અને તેથી તે આપણા માળાને હલાવે છે (પુન. ૩૨; ૧૧). ગેરાસીની લોકોની પ્રાર્થના તો ભયંકર હતી, છતાં ઘણાં જણ હજી પણ તેજ પ્રાર્થના કરે છે; તથાપિ તેઓ પોતાની પ્રાર્થના શબ્દોવડે નહિ પણ કૃત્યોવડે દર્શાવે છે. પાઊલને જગાડવામાં આવ્યો હતો, તેમજ ફેલીકસને પણ જગાડવામાં આવ્યો હતો; પરંતુ તેઓને જગાડવાનાં પરિણામ જુદાં જુદાં માલૂમ પડે છે. યહુદીઓએ સ્તેફનને પથ્થરે માર્યો એ ઘાતકી કૃત્યનો પ્રેક્ષક થયા પછી લાંબા વખત સુધી પાઊલને શાંતિનો અનુભવ થયો ન હતો, કેમકે ખ્રિસ્તને અર્થે પ્રથમ પ્રાણત્યાગ કરનારનું પ્રકાશિત મોં કેવું હતું એ તે ભૂલી જઈ શકયો નહિ. આખરે તેણે કહ્યું, કે "પ્રભુ, હું શું કરૂં, એ વિષે તારી શી ઇચ્છા છે?" ત્યાર પછી પાઊલે ફેલીકસને જગાડવાના પ્રયત્ન કર્યા, અને તેના મન પર અસર થઈ પણ ખરી, પરંતુ તે આ જગત પર એટલો બધો પ્રેમ કરતો હતો કે આખરે તેનો ત્યાગ કરવાનું મન તેને થયું નહિ: "હમણાં તો તું જા; મને અનુકૂળ પ્રસંગ મળેથી હું તને બોલાવીશ" (પ્રે. કૃ. ૨૪; ૨૫). આ બેમાંના કોનું અનુકરણ આપણે કરીશું?

પરંતુ કોઈ માણસ ખરી રીતે જાગૃત થવાનો હોય તો તેને માટે પ્રભુ ઈસુ ખ્રિસ્તનું વચન એ છે, કે "તારે ઘેર પાછો જા, અને ઈશ્વરે તારે સારૂ કેવાં મોટાં કામ કીધાં છે તે કહી જણાવ" (કલમ ૩૯). હવે ઈસુએ આ માણસ માટે શું કર્યું હતું તે આપણે જાણીએ છીએ. પરંતુ આ માણસે ઈસુને માટે શું કર્યું તે ભૂલી જવું નહિ: "તેણે જઈને ઈસુએ તેને સારૂ કેવાં મોટાં કામ

કર્યાં હતાં તે આખા શહેરમાં પ્રગટ કર્યું." શું તમારૂં પરિવર્તન થયું છે? જો
થયું હોય તો પ્રભુનો સંદેશો એ છે, કે "તમે પણ જઈને એમજ કરો."

### રોગ તથા મરણનો ધણી: ૮; ૪૦–૫૬

૪૦ ઇસુ પાછો આવ્યો, ત્યારે લોકોએ તેનો આવકાર કર્યો; કેમકે
બધા તેની વાટ જોતા હતા. ૪૧ જુઓ, યાઐરસ નામે એક માણસ
આવ્યો, તે સભાસ્થાનનો અધિકારી હતો. તેણે ઇસુને પગે પડીને
તેને વિનંતી કરી, કે મારે ઘેર આવ; ૪૨ કેમકે તેને આશરે બાર
વરસની એકનીએક દીકરી હતી, તે મરવા પડી હતી. તે જતો હતો
તે દરમિયાન ઘણા લોકે તેના પર પડાપડી કરી.

૪૩ એક સ્ત્રીને બાર વરસથી લોહીવા હતો, તેણે પોતાની બધી
પૂંજી વૈદો પાછળ ખરચી નાખી હતી, પણ કોઇ તેને સાજી કરી શક્યું
નહોતું. ૪૪ તે તેની પછવાડે આવીને તેના લૂગડાની કોરને અડકી,
અને તરત તેનો લોહીવા બંધ થયો. ૪૫ ત્યારે ઇસુએ પૂછયું, કે મને
કોણ અડકયું? બધાએ ના પાડી, ત્યારે પીતર તથા જેઓ તેની સાથે
હતા તેઓએ તેને કહ્યું, કે સ્વામી, તારા ઉપર ઘણા લોક પડાપડી કરે છે,
અને [તને] ચગદી નાખે છે. ૪૬ પણ ઇસુએ તેઓને કહ્યું, કે કોઇ મને
અડકયું ખરૂં; કેમકે મારામાંથી પરાક્રમ નીકળ્યું એવી મને ખબર
પડી. ૪૭ જયારે તે સ્ત્રીએ જાણ્યું કે હું ગુપ્ત રહી નથી, ત્યારે તે ધૂજતી
ધૂજતી આવી, અને તેના પગ આગળ પડીને શા કારણથી તે તેને
અડકી હતી, અને શી રીતે તરત સાજી થઇ હતી, તે તેણે બધા
લોકની આગળ તેને કહી સંભળાવ્યું. ૪૮ તેણે તેને કહ્યું, કે દીકરી,
તારા વિશ્વાસે તને સાજી કરી છે; શાંતિથી જા.

૪૯ તે હજી બોલતો હતો એટલામાં સભાસ્થાનના અધિકારીને
ત્યાંથી એક જણે આવીને તેને કહ્યું, કે તારી દીકરી મરી ગઇ છે;
ઉપદેશકને તસ્દી ન દે. ૫૦ પણ તે સાંભળીને ઇસુએ તેને ઉત્તર
આપ્યો, કે બી મા; માત્ર વિશ્વાસ કર, એટલે તે સાજી થશે. ૫૧ તે
ઘરમાં આવ્યો, ત્યારે પીતર, યાકૂબ, યોહાન તથા છોકરીનાં માબાપ
સિવાય તેણે કોઇને પોતાની સાથે માંહે આવવા દીધું નહિ. ૫૨ તેને
સારૂ બધાં રડતાં તથા વિલાપ કરતાં હતાં; પણ તેણે તેઓને કહ્યું, કે
રડો મા; કેમકે તે મરી ગઇ નથી, પણ ઊંઘે છે. ૫૩ તે મરી ગઇ છે
એમ જાણીને તેઓએ તેને હસી કાઢયો. ૫૪ પણ તેણે તેનો હાથ
પકડીને મોટે ઘાંટે કહ્યું, કે હે છોકરી, ઊઠ. ૫૫ તેનો આત્મા પાછો

**આવ્યો, ને તે તરત ઊઠી; અને તેણે તેને ખાવાનું આપવાનો હુકમ કર્યો. [56] તેનાં માબાપ અચરત થયાં; પણ તેણે તેઓને આજ્ઞા આપી, કે જે થયું તે કોઇને કહેતાં ના.**

માત્થી ૯; ૧૮-૨૬ અને માર્ક ૫; ૨૧-૪૩નો ખુલાસો જુઓ. યાઐરસ કાપરનાહુમના સભાસ્થાનનો અધિકારી હતો. રોમન સૂબેદારે પોતાના ખર્ચે યહુદીઓને જે સભાસ્થાન બંધાવી આપ્યું હતું તેજ સભાસ્થાન તે હશે (લુક ૭; ૫). વળી સૂબેદારના હકમાં વિનંતી કરવા જે પ્રતિનિધિમંડળ આપણા પ્રભુની પાસે આવ્યું હતું તેમાંનો એક યાઐરસ પણ હોય એ બનવાજોગ છે (લુક ૭; ૩૪). યાઐરસે ઘણું કરીને આપણા પ્રભુના ચમત્કાર જોયા હતા (લુક ૪; ૩૧-૩૬). વળી તે તેને ઓળખતો પણ હશે. સરોવરની પેલી પાર જે ગેરાસીની લોકો હતા તેઓ બિનયહુદી હતા. તેઓ ઈસુ ખ્રિસ્તની સાથે ખરાબ રીતે વર્ત્યા હતા, પરંતુ તેનો લાભ બીજાઓને મળ્યો; કેમકે કાપરનાહુમમાં ઘણાં માણસોને પ્રભુની હાજરીની જરૂર હતી, અને તેઓ ચિંતાગ્રસ્ત થઈને તેના આવવાની રાહ જોતા હતા. તેઓમાંનો એક આ યાઐરસ હતો.

આપણો પ્રભુ દરેક વિનંતીને કાન ધરવા તત્પર રહેતો હતો તેથી તે તરત જ આ દુઃખી થએલા બાપની પાછળ જવા તૈયાર થયો; પરંતુ રસ્તામાં અણધાર્યો વિલંબ થયો. યાઐરસના ઘરમાં કેવી સ્થિતિ છે એ જાણીને ઈસુ શું કરશે તે જોવાને માટે મોટો સમુદાય તેની પાછળ ચાલ્યો હતો. તેઓ યાઐરસના ઘર તરફ જતા હતા, એટલામાં એક બાઈ જેને બાર વર્ષથી લોહીવા થયો હતો તે છૂપી રીતે પાછળથી આવીને તેને અડકી. મને કોણ અડક્યું, એમ ઈસુએ પૂછયું. હવે શિષ્યોએ કહ્યું તે પ્રમાણે એ લોકસમુદાયમાંનાં ઘણાં માણસો તેને અડક્યાં હશે, પરંતુ આ બાઈએ તેનો જે સ્પર્શ કર્યો તે વિશ્વાસથી કર્યો, અને તેને તેનો બદલો મળ્યો. તે દિવસે કાપરનાહુમમાંથી જે લોકસમુદાય નીકળી આવ્યો તેમાં ઈસુ ખ્રિસ્તને અડક્યાં હોય એવાં ઘણાં જણ હશે, પરંતુ એક બાઈ સિવાય કોઈને ફાયદો થયો નહિ. તેની સાથે હાલની ખ્રિસ્તી મંડળીઓની સ્થિતિ સરખાવી શકાય છે; કેમકે ઈસુ ખ્રિસ્તના પરાક્રમનો અનુભવ કર્યા વિના કેટલા બધા કહેવાતા ખ્રિસ્તીઓ મંડળીની ધર્મક્રિયાઓમાં ભાગ લેતા હશે?

આ વિલંબ થવાથી યાઐરસ અધીરો બન્યો હોય તો તેમાં નવાઈ જેવું કંઈ નથી. વળી થોડી વારમાં તેને ઘેરથી એવા સમાચાર લઈને માણસો આવ્યા હતા, કે "તારી દીકરી મરી ગઈ છે; ઉપદેશકને તસ્દી ન દે" (કલમ ૪૯). પરંતુ ઈસુએ કહ્યું, કે "બી મા; માત્ર વિશ્વાસ કર, એટલે તે સાજી થશે." ત્યાંથી પોતાને ઘેર જવાની બાકીની મુસાફરી દરમિયાન યાઐરસના મનમાં કેવા કેવા

વિચાર ઘોળાયા કરતા હશે એ વિષે આપણે કેવળ અનુમાન કરી શકીએ છીએ. તેના મનમાં આશા અને નિરાશાની લાગણીઓ એક પછી એક થતી હશે. લોહીવાવાળી સ્ત્રીને આપણા પ્રભુએ જે શબ્દો કહ્યા હતા તે હજી પણ તેને કાને અથડાતા હતા : "દીકરી, તારા વિશ્વાસે તને સાજી કરી છે; શાંતિથી જા." પરંતુ આ તો મરણ હતું. શું ઈસુ મરણ કરતાં બળવાન હશે? "તારી દીકરી મરી ગઈ છે" એમ સંદેશવાહકે કહ્યું હતું; "બી મા, વિશ્વાસ રાખ," એમ ઈસુએ કહ્યું હતું—આમાં શું સમજવું?

હવે લુક ચોકખેચોકખું જણાવે છે કે જે સ્થિતિને આપણે મરણ કહીએ છીએ તે સ્થિતિમાં યાએરસની દીકરી તો હતી જ, છતાં આપણા પ્રભુએ કહ્યું, કે "તે મરી નથી ગઈ, પણ ઊંઘે છે" (કલમ ૫૩). આમાં તે શું કહેવા માગતો હશે? તે એવું કહેવા માગતો હતો કે શારીરિક મરણ છે, ખરૂં મરણ નથી. જ્યારે તે પોતે આ શબ્દો વાપરતો હતો ત્યારે તે હમેશાં આત્મિક મરણ દેખાડતો હતો. લાજરસને દટાયાંને ચાર દિવસ થયા હતા છતાં આપણા પ્રભુએ કહ્યું, કે "હું તેને ઊંઘમાંથી જગાડવા સારૂ જવાનો છું." તો પછી મરણ વિષે આપણો પ્રભુ શું સમજતો હશે? ઉડાઉ દીકરાના દૃષ્ટાંતમાં તે આપણને સાફ જણાવે છે, કે "આ મારો દીકરો મૂઓ હતો, તે જીવતો થયો છે." ખરૂં મરણ તો આજ છે. માણસનો આત્મા ઈશ્વરથી જુદો થાય છે ત્યારે જ તે મરણ પામે છે, તેથી તે હજી પણ આપણામાંના દરેકને પૂછે છે, કે ભાઈ, શું તું મૂએલો છે?

## પ્રેરિતોની સુવાર્તાપ્રચારક મુસાફરી : ૯ ; ૧-૧૦

**તેણે [પોતાના] બાર [શિષ્યો]ને બોલાવીને તેઓને સઘળાં
ભૂતો પર, તથા રોગો ટાળવાને પરાક્રમ તથા અધિકાર આપ્યાં;
[૨]વળી દેવનું રાજ્ય પ્રગટ કરવા તથા માંદાંઓને સાજાં કરવા તેણે
તેઓને મોકલ્યા. [૩]તેણે તેઓને કહ્યું, કે મુસાફરીને સારૂ તમે કંઈ
પણ લેતા ના, લાકડી નહિ, ઝોળી નહિ, રોટલી નહિ, કે નાણું પણ
નહિ; વળી બબ્બે અંગરખા રાખશો નહિ. [૪]જે કોઇ ઘરમાં તમે
જાઓ, ત્યાં જ રહો, ને ત્યાંથી જ નીકળો. [૫]તે શહેરમાંથી તમે
નીકળો ત્યારે જેટલાએ તમારો અંગીકાર કર્યો ન હોય, તેટલાની
વિરુદ્ધ સાક્ષી તરીકે તમારા પગ પરની ધૂળ ખંખેરી નાખજો.
[૬]તેઓ [ત્યાંથી] નીકળ્યા, અને ગામેગામ સુવાર્તા પ્રગટ કરતા તથા
સર્વ ઠેકાણે રોગ મટાડતા ગયા.**

**[૭]હવે જે થયું તે સઘળું સાંભળીને હેરોદ રાજા બહુ ગુંચવણમાં
પડયો, કેમકે કેટલાએક એમ કહેતા હતા, કે યોહાન મૂએલાંમાંથી
ઊઠયો છે. [૮]પણ કેટલાએક કહેતા હતા, કે એલીયાહ પ્રગટ થયો**

**છે; અને બીજાઓ કહેતા હતા, કે પુરાતન પ્રબોધકોમાંનો એક પાછો ઊઠયો છે. [9] હેરોદે કહ્યું, કે મેં યોહાનનું માથું કાપી નંખાવ્યું; પણ જેના સંબંધી હું આવી વાતો સાંભળું છું તે કોણ છે? અને તેણે તેને જોવા ચાહ્યું.**

**[10] પ્રેરિતોએ પાછા આવીને તેઓએ જે જે કર્યું હતું તે તેને કહી સંભળાવ્યું. પછી તે તેઓને તેડીને બેથસાઇદા નામના શહેરમાં એકાંતમાં ગયો.**

માત્થી ૧૦; ૧, ૫-૧૫ : ૧૪; ૧, ૨ અને માર્ક ૬; ૭-૧૬નો ખુલાસો જુઓ. આ અધ્યાયમાં ગાલીલમાં કરેલી આપણા પ્રભુની સેવાની પરાકાષ્ઠા જોવામાં આવે છે. બે બાબત સાથે સાથે નજરે પડે છે, એટલે કે લોક-સમુદાયની વધતી જતી હોંસ અને અધિકારીઓની વધતી જતી વિરૂદ્ધતા. અણીનો વખત પાસે આવ્યો છે એમ પ્રભુ સુદ્ધાં બધાને લાગ્યું હતું, તેથી તેના ગયા પછી જે સેવા પ્રેરિતોને કરવાની હતી તે સંબંધી તેઓને તાલીમ આપવાના કામમાં પ્રભુ કેવો રોકાએલો હતો એ જણાવવા માટે લુક અહીં આગળ વારાફરતી કેટલીએક ચિત્તાકર્ષક બીનાઓનું વર્ણન કરે છે (કલમ ૧-૩૬). સૌથી પહેલાં તેણે તેઓમાંના બબ્બેને સુવાર્તાનો પ્રચાર કરવા માટે બહાર મોકલ્યા એમ માર્ક જણાવે છે. વળી તેઓ ગામેગામ જતા હતા એટલામાં તેઓના પડછાયાની પેઠે તેની પ્રાર્થના પણ તેઓની સાથે ને સાથે જ હતી, અને તેવડે તે પોતે પવિત્ર આત્મા તથા પરાક્રમનું જે બાપ્તિસ્મા પામ્યો હતો તેમાં તેણે તેમને પણ સહભાગીદાર કર્યા. તેઓએ એવો સંદેશો પ્રગટ કરવાનો હતો કે માણસોના જીવનમાં ઈશ્વરનું રાજ્ય સ્થપાવું જોઈએ, અને આ સંદેશો ખરો છે તેની સાબિતી તરીકે તેણે તેમને પોતાના પરાક્રમ તથા અધિકારથી વેષ્ટિત કર્યા. વળી તેઓની સર્વ અગત્ય પૂરી પાડવામાં આવશે એ વિષે તે તેઓને ખાતરી આપે છે. સાદા ગાલીલીઓ જેવી રીતે મુસાફરી કરતા હતા તેવી રીતે તેઓને પણ મુસાફરી કરવાની હતી. તેઓનો આવકાર કયાં આગળ થવાનો સંભવ છે એ વિષે તેઓ સહેલાઈથી ખબર કાઢી શકે, અને ત્યાં આગળ જ્યાં સુધી તેઓનું કામ ચાલવાનું હોય ત્યાં સુધી તેઓએ રહેવું જોઈએ (માત્થી ૧૦; ૧૧). તેણે તેઓને ઘેરઘેર ફરી માગવાની મના કરી (લુક ૧૦; ૭); તેમજ તેઓની અગત્ય ઉપરાંત તેઓની પરોણાચાકરી કરવામાં આવે એવું શોધવાની તેઓને મના હતી. પરંતુ જ્યાં કહીં તેઓનો અસ્વીકાર કરવામાં આવે ત્યાં એવાં માણસોની વિરૂદ્ધ તેઓએ પોતાના પગ પરની ધૂળ ખંખેરી નાખવાની હતી (કલમ ૫). તેઓ માત્ર સંદેશવાહકો હતા, તેમનું પોતાનું મહત્ત્વ કંઈ ન હતું. અલબત, મહત્ત્વ તો સંદેશાનું જ હતું. વળી આ સંદેશાનો જેઓ અસ્વીકાર કરે તેઓને માથે ભારે જવાબદારી રહેશે એવું આપણા પ્રભુએ કહ્યું હતું. તેઓએ પોતાના

પ્રભુના હુકમનો અમલ પૂરેપૂરી રીતે કર્યો, અને તેણે તેઓને જે વચન આપ્યું હતું તે તેણે પણ પૂરેપૂરી રીતે પાળ્યું. ત્યાર પછી એક વખતે આ બાબત વિષે યાદ દેવડાવીને તેણે પૂછ્યું, કે "જ્યારે થેલી તથા ઝોળણું તથા જોડા વિના મેં તમને મોકલ્યા ત્યારે તમને કશાની ખોટ પડી? તેઓએ કહ્યું, કે કશાની નહિ" (લુક ૨૨ ; ૩૫). વળી તેઓનું કામ પ્રભુમાં નિષ્ફળ ગયું નહિ. તેઓએ સુવાર્તાનો પ્રચાર કર્યો તેથી આખા દેશમાં ઊહાપોહ થઈ ગયો. સીમોન માક્કાબીઅસના વખતથી યહુદીઓ "વિશ્વાસુ પ્રબોધકોની" રાહ જોતા હતા. તેઓને એવી આશા હતી કે એક વિશ્વાસુ પ્રબોધક ઊભો થઈને ઈશ્વરની ઇચ્છા સ્પષ્ટ રીતે જણાવશે, અને ઈસુ તેઓને એવો જ પ્રબોધક લાગ્યો. આ અફવા પ્રમાણે તે મસીહ છે એવું લોકોનું માનવું હોય એમ હજી દેખાતું નથી એ ખરૂં; પરંતુ ઈસુ વિષેની અફવાઓ ઝુંપડાં તથા ગામડાંમાંથી ફેલાતી ફેલાતી છેવટે મોટા માણસોનાં આસન સુધી પહોંચી ગઈ. તે વિષે હેરોદે પોતાના મહેલમાં રહ્યે રહ્યે સાંભળ્યું, અને તેની પ્રેરકબુદ્ધિએ તેને સૂચવ્યું, કે જેને મેં મારી નાખ્યો હતો તે યોહાન બાપ્તિસ્મા કરનાર મરણમાંથી સજીવન થયો છે. તેને તો એમ જ લાગ્યું હતું કે આ નવી હિલચાલ રાજકીય હશે, અને પોતાના હકમાં તેનું પરિણામ કેવું આવશે એ વિષે તેને દહેશત લાગતી હતી.

### પાંચ હજારને જમાડવાનો ચમત્કાર : ૯ ; ૧૧-૧૭

**૧૧ પણ એ જાણીને ઘણા લોકો તેની પછવાડે ગયા; અને તેણે
તેઓનો આવકાર કરીને તેઓને દેવના રાજ્ય સંબંધી વાત કરી, અને
જેઓને સાજાં થવાની ગરજ હતી તેઓને સાજાં કર્યાં. ૧૨ દહાડો
નમવા લાગ્યો ત્યારે બાર [શિષ્યોએ] આવીને તેને કહ્યું, કે લોકોને
વિદાય કર કે તેઓ આસપાસનાં ગામોમાં તથા પરાંમાં જઇને ખાવાનું
વેચાતું લે; કેમકે આપણે અહીં ઉજ્જડ ઠેકાણે છીએ. ૧૩ પણ તેણે
તેઓને કહ્યું, કે તમે તેઓને ખાવાનું આપો. તેઓએ તેને કહ્યું, કે
અમારી પાસે તો પાંચ રોટલી ને બે માછલી સિવાય બીજું કંઇ નથી;
અમે જઇને એ સઘળા લોકોને સારૂ ખાવાનું વેચાતું લાવીએ તો જ
[મળે]. ૧૪ કેમકે તેઓ આશરે પાંચ હજાર પુરુષ હતા. તેણે પોતાના
શિષ્યોને કહ્યું, કે આશરે પચાસ પચાસની પંગતમાં તેઓને બેસાડો.
૧૫ તેઓએ તેમ કર્યું, અને સર્વને બેસાડયા. ૧૬ પછી પાંચ રોટલી
અને બે માછલી લઇને તેણે આકાશ તરફ જોઇને તેઓને આશીર્વાદ
દીધો, અને તે ભાંગીને લોકને પીરસવા સારૂ શિષ્યોને આપી.
૧૭ તેઓ સર્વ ખાઇને તૃપ્ત થયાં; અને છાંડેલા કકડા વીણીને તેઓએ
બાર ટોપલી ભરી.**

માત્થી ૧૪; ૧૩-૨૧ અને માર્ક ૬ ; ૩૦-૪૪નો ખુલાસો જુઓ. ઈસુને મળવાનું હેરોદને ઘણું મન હતું, પરંતુ મિત્ર તરીકે નહિ એટલું તો ખાતરીપૂર્વક છે. વળી જ્યારે તેઓનો મિલાપ થયો ત્યારે ઈસુનો ન્યાયચુકાદો થતો હતો (લુક ૨૩ ; ૮). પરંતુ એ વખત હજી આવ્યો ન હતો. પોતાના શિષ્યોને તાલીમ આપવા સંબંધી આપણા પ્રભુને હજી ઘણું કામ કરવાનું હતું અને તેથી આપણે વાંચીએ છીએ કે તે રહેવા માટે બેથસાઈદા ગયો. આ ગામ સરોવરની પેલી પાર તેમજ યરદન નદીની પણ પેલી પાર ઉત્તર દિશામાં આવેલું હતું. એટલે જે પ્રદેશ પર હેરોદની સત્તા ચાલતી હતી તે પ્રદેશની હદ બહાર તે આવેલું હતું. ઈસુ જાય છે એ લોકોએ જાણ્યું ત્યારે તેઓને ચિંતા થઈ કે તે કદાપિ પાછો ન આવે તો ? તેથી ત્યાં પણ મોટો સમુદાય તેની પાછળ ગયો, અને માર્ક આપણને જણાવે છે, કે "તેને તેઓ પર કરુણા આવી, કેમકે તેઓ પાળક વગરનાં ઘેટાંના જેવા હતા" (માર્ક ૬ ; ૩૪). આ વાર્તા ચારે સુવાર્તામાં આવેલી છે, અને તરત જ આપણા પ્રભુ તથા તેના શિષ્યોની વચ્ચે જે તફાવત હતો તે માલૂમ પડે છે : "શિષ્યોએ આવીને તેને કહ્યું, કે લોકોને વિદાય કર ;" તેણે તેઓને કહ્યું, કે "તમે તેઓને ખાવાનું આપો." પછી તે પાંચ રોટલી તથા બે માછલી લઈ ને આખા સમુદાયને જમાડે છે. હવે પાંચ રોટલી ને બે માછલી સિવાય તેઓની પાસે બીજું કંઈ ન હતું, પરંતુ આપણા પ્રભુના હાથમાં એટલું પૂરતું હતું. વળી એ પરથી આપણને એ શીખવાનું મળે છે, કે આપણી પાસે જે કંઈ છે તેનું અર્પણ આપણે તેની સેવાને અર્થે કરીએ, પછી ભલે તે જુજ હોય તો પણ તે પૂરતું થશે. વળી ચારે સુવાર્તામાં એ વાત પણ જણાવવામાં આવી છે કે લોકોને જમાડયા પછી બાર ટોપલી ભરી શકાય એટલા ટુકડા વધ્યા ; એ પરથી ખરેખર ચમત્કાર થએલો છે એમ સમજવાનું છે.

પરંતુ સમુદાય પર દયા કરવી એટલો જ આ કૃપાવંત ચમત્કાર કરવાનો આપણા પ્રભુનો હેતુ ન હતો. યોહાનના જણાવ્યા પ્રમાણે તેમાં વધારે ઊંડો તથા સંસ્કારસૂચક અર્થ રહેલો હતો ; વળી તે અર્થ વિષે આપણા પ્રભુએ પાછળથી ખુલાસો કર્યો. પરંતુ સુવાર્તિકોના વૃત્તાંત પરથી પણ માલૂમ પડે છે કે આ બીના બન્યા પછી આપણા પ્રભુના માર્ગ પર વધસ્તંભનો પડછાયો પડવા લાગ્યો. આ ખોરાકની વહેંચણી કરવામાં આપણા પ્રભુએ જે જે કૃત્ય કર્યાં હતાં તે બધાં જ કૃત્ય પ્રભુભોજનની સ્થાપના કરતી વેળાએ પણ કરવામાં આવે છે. પ્રથમ તેણે રોટલી તથા માછલી પર આશીર્વાદ માગ્યો ; પછી તેણે બધાંના દેખતાં તેનું ભંજન કર્યું ; છેલ્લે તેણે લોકોને આપવા સારૂ તે પોતાના શિષ્યોને આપ્યાં. આ રોટલી ઉપમારૂપ છે (યોહાન ૬ ; ૨૬-૬૫), અને તે પરથી ઈશ્વરના રાજ્યમાં તેઓ પોતાની સાથે જે એકતાનો અનુભવ કરવાના હતા તે દર્શાવવામાં આવે છે ; વળી તેવડે આકાશના રાજ્યમાં તેઓ જે

**જમણમાં ભાગ લેવાના હતા તે અગાઉથી દર્શાવવામાં આવે છે (સરખાવો લુક ૧૩ ; ૨૯ : ૧૪ ; ૧૫ : ૨૨ ; ૧૫-૧૮).**

## ખ્રિસ્ત તથા તેનો વધસ્તંભ : ૯ ; ૧૮-૨૭

**૧૮ તે એકાંતમાં પ્રાર્થના કરતો હતો, ત્યારે તેના શિષ્યો તેની
સાથે હતા; તેણે તેઓને પૂછ્યું, કે હું કોણ છું, તે વિષે લોકો શું કહે
છે? ૧૯ તેઓએ તેને ઉત્તર આપ્યો, કે યોહાન બાપ્તિસ્મા કરનાર;
પણ કેટલાએક [કહે છે,] કે એલીયાહ; વળી બીજા [કહે છે, કે]
પુરાતન પ્રબોધકોમાંનો એક પાછો ઊઠયો છે. ૨૦ તેણે તેઓને પૂછ્યું,
કે પણ હું કોણ છું તે વિષે તમે શું કહો છો? પીતરે ઉત્તર આપ્યો, કે
દેવનો ખ્રિસ્ત.**

**૨૧ પણ તેણે તેઓને સખત આજ્ઞા કરી, કે એ વાત કોઇને કહેતા
ના. ૨૨ વળી તેણે તેઓને કહ્યું, કે માણસના દીકરાએ ઘણું સહેવું,
વડીલોથી તથા યાજકોથી તથા શાસ્ત્રીઓથી નાપસંદ થવું તથા માર્યા
જવું, અને ત્રીજે દહાડે પાછા ઊઠવું જરૂરનું છે.**

**૨૩ તેણે સઘળાને કહ્યું, કે જો કોઇ મારી પાછળ આવવા ચાહે,
તો તેણે પોતાનો નકાર કરવો, અને દરરોજ પોતાનો વધસ્તંભ
ઊંચકીને મારી પાછળ ચાલવું. ૨૪ કેમકે જે કોઇ પોતાનો જીવ
બચાવવા ચાહે છે, તે તેને ખોશે; પણ જે કોઇ મારે લીધે પોતાનો
જીવ ખોશે, તે તેને બચાવશે. ૨૫ કેમકે જો કોઈ માણસ આખું જગત
મેળવીને પોતાનો [આત્મા] ખોએ, અથવા તેની હાનિ પામે, તો તેને
શો લાભ? ૨૬ કેમકે જે કોઇ મારે લીધે તથા મારી વાતોને લીધે
લજવાશે, તેને લીધે જ્યારે માણસનો દીકરો પોતાના તથા બાપના તથા
પવિત્ર દૂતોના મહિમામાં આવશે ત્યારે તે લજવાશે. ૨૭ પણ હું તમને
સાચું કહું છું, કે અહીં જેઓ ઊભા છે તેઓમાંના કેટલાએક એવા છે
કે તેઓ દેવનું રાજ્ય નહિ જોશે ત્યાં સુધી મરણ પામશે જ નહિ.**

માત્થી ૧૬ ; ૧૩-૨૮ અને માર્ક ૮ ; ૨૭—૯ ; ૧ સુધીનો ખુલાસો જુઓ. અહીં આગળ લુક કેટલીએક જાણવા જેવી બીના પડતી મૂકે છે. તે જોવી હોય તો માત્થી ૧૪ ; ૨૨—૧૬ ; ૧૨ સુધીનું અને માર્ક ૬ ; ૪૫—૮ ; ૨૬ સુધીનું વૃત્તાંત વાંચો. અહીં આગળ જે બનાવ બને છે તે બનવાનું સ્થળ કાઈસારીઆ ફિલિપ્પી છે. કેટલાક વખતથી જ્યાં તે શાંતિથી પોતાના શિષ્યોને શીખવી શકે એવું સ્થળ આપણો પ્રભુ શોધતો હતો, અને છેવટે તે અહીં જ મળ્યું. પરંતુ લુક સ્થળનું નામ લેતો નથી, અને પીતરની જે મોટી કબૂલાત પર માત્થી ભાર

મૂકે છે તે વિષે તે માત્ર સૂચના જ કરે છે. અહીં આગળ ઈસુ ખ્રિસ્તે પોતાના દુઃખસહન સંબંધી જે વચન કહ્યું તે પર જ લુક આપણું ધ્યાન ખેંચવા માગે છે; વળી આ અગમવચન કહ્યા અગાઉ આપણો પ્રભુ આખી રાત એકાંત પ્રાર્થનામાં લાગુ રહ્યો હતો એવું ચાર સુવાર્તિકોમાં એકલો લુક જણાવે છે. પોતાના જીવનના દરેક કટોકટીના સમયે એકાંતમાં જઈને પ્રાર્થના કરવાનો આપણા પ્રભુનો રિવાજ હતો.

અહીં આગળ એક શબ્દ એવો છે કે જે આખા પ્રકરણનો ઉકેલ કરવા માટે ચાવી સમાન જણાય છે. એ શબ્દ 'જોઈએ' છે. શરૂઆતમાં પ્રભુ ઈસુ તેઓને પૂછે છે કે મારા વ્યક્તિત્વ તથા કામ સંબંધી લોકોનો શો વિચાર છે? ત્યારપછી તે આગળ વધીને તેઓને પૂછે છે કે તમારો શો વિચાર છે? પોતાના પ્રશ્નનો તેને જવાબ મળ્યો એટલું જ નહિ પણ માથ્થીના જણાવ્યા પ્રમાણે તે તેને આનંદ આપે એવો જવાબ હતો; કેમકે તેણે ત્યાં ને ત્યાં પોતાના પિતાની ઉપકારસ્તુતિ કરી. આ જવાબ સાંભળ્યા પછી તેણે 'જોઈએ' શબ્દનો ઉપયોગ કર્યો. તે તેઓને કહે છે કે હું તો તમે કહો છો એવો જ છું માટે મારે મરવું **જોઈએ.** સેવા કરવા, દુઃખ સહન કરવા તથા મરવા રાજી હોય એવા જ ખ્રિસ્તને ઈશ્વર આ દુનિયામાં મોકલી શકે; કેમકે જુદા પ્રકારના ખ્રિસ્તને મોકલવાથી ફાયદો ન હતો. આ દુનિયામાં આવવાનો મસીહનો માર્ગ તારાઓની પેલી ગમના વિશાળ ક્ષેત્રમાંથી શરૂ થતો. આ દુનિયામાં મસીહને આવવાનો માર્ગ તેણે બેથલેહેમની ગભાણમાં માનવી જન્મદ્વારે મનુષ્યજીવનની મર્યાદા સ્વીકારી લીધી ત્યાં સુધી સંકોચાતો સંકોચાતો આવ્યો હતો. ત્યાંથી તે માર્ગ તેને પાધરો યરૂશાલેમ તથા તેના કોટની બહાર આવેલા લીલા ડુંગર સુધી લઈ જવાનો હતો. ત્યાં સુધીનો એ બધો માર્ગ ઈશ્વરી અગત્યરૂપી ઊંચી વાડો વચ્ચે થઈને જતો હતો. તેના મરણની આવશ્યકતા તેના વ્યક્તિત્વ પર આધાર રાખતી હતી, અને તેને જે કામ કરવાનું હતું તેને લીધે તેને મરવાનું હતું. આ આવશ્યકતાને અંગે તેને ઉગરવાનો એકે માર્ગ હતો નહિ.

ફરીથી આપણા પ્રભુને ફરજ શબ્દનો ઉપયોગ કરવાની અગત્ય પડે છે; આ વખતે આ શબ્દ તેને પોતાને નહિ પણ તમને અને મને લાગુ પડે છે: "જો કોઈ મારી પાછળ આવવા ચાહે તો તેણે પોતાનો નકાર કરવો, અને દરરોજ પોતાનો વધસ્તંભ ઊંચકીને મારી પાછળ ચાલવું **જોઈએ**" (કલમ ૨૩). અહીં પણ લુક સંક્ષેપમાં લખે છે. પીતરે જે વાંધો લીધો અને આપણા પ્રભુએ તેને જે ઠપકો આપ્યો તે વિષે તે કંઈ કહેતો નથી; પરંતુ તે અહીં આગળ એક એવો શબ્દ ઉમેરે છે કે તે બીજા કોઈ પણ વૃત્તાંતમાં મળતો નથી એટલે 'દરરોજ.' એ શબ્દ પરથી ખાતરી થાય છે કે શિષ્યો મારા શબ્દો અક્ષરશઃ સમજે એવી આપણા પ્રભુની મરજી ન હતી, છતાં આ શબ્દો તો અતિ ગંભીર છે.

જે માણસ ઊંચા નૈતિક ધોરણ પ્રમાણે જીવન ગાળવાના પ્રયત્ન કરે છે તેને વહેલી ખબર પડે છે કે દુનિયામાં બે ઇચ્છા છે, એટલે પોતાની તથા ઈશ્વરની. જો તે પોતાની ઇચ્છા પ્રમાણે ચાલે તો પરિણામે તે ઈશ્વરને ગૂમાવે છે, અને જો ઈશ્વરને ગૂમાવ્યો હોય, અને તેના બદલામાં આખી દુનિયા મળે તોપણ મને સારો બદલો મળ્યો છે એવું કોઈને લાગે જ નહિ. આપણા પ્રભુના બધા શિક્ષણમાં બે તત્ત્વ રહેલાં માલૂમ પડે છે, એટલે ચેતવણી તથા ઉત્તેજન; વળી અહીં આગળ જે છેલ્લું ચિત્ર આલેખવામાં આવે છે, તેમાં આ બંને તત્ત્વ જોવામાં આવે છે. અહીં આગળ ન્યાયકાળનું દર્શન કરાવવામાં આવે છે; અને તે વખતે જેઓ તેને વિશ્વાસુ રહ્યાં હોય તેઓ પ્રત્યે પ્રભુ વિશ્વાસુ માલૂમ પડે છે; વળી જેઓ માણસોની આગળ તેને કબૂલ કરતાં શરમાતા હોય તેઓને લીધે તે પણ શરમાતો માલૂમ પડે છે (કલમ ૨૬). છેલ્લે એક વચન આપવામાં આવે છે: "હું તમને સાફ કહું છું કે અહીં જેઓ ઊભા છે તેઓમાંના કેટલાએક એવા છે કે તેઓ દેવનું રાજ્ય નહિ જોશે ત્યાં સુધી મરણ પામશે જ નહિ" (કલમ ૨૭). આ વાક્યના જુદા જુદા ખુલાસા આપવામાં આવ્યા છે: તે આપણા પ્રભુના રૂપાંતરને, યરૂશાલેમના નાશને તેમજ પચાસમાના દિવસને લાગુ પાડવામાં આવ્યું છે. તેનો ચોક્કસ અર્થ આપણે સમજી ન શકીએ, પરંતુ જે કોઈએ "પ્રેરિતોનાં કૃત્યો"નું પુસ્તક વાંચ્યું હોય તેને ઈશ્વરનું રાજ્ય પરાક્રમથી જ આવ્યું હતું એ વિષે શંકા રહે જ નહિ.

## થનાર મહિમા : ૯; ૨૮-૩૬

[૨૮] એ વાતો કહ્યાને આસરે આઠ દહાડા થયા પછી તે પીતર, યોહાન
તથા યાકૂબને તેડીને પ્રાર્થના કરવા સારૂ પહાડ પર ગયો. [૨૯] તે પ્રાર્થના
કરતો હતો ત્યારે તેના ચહેરાનું સ્વરૂપ બદલાઈ ગયું, અને તેનાં વસ્ત્રો
ઊજળાં [તથા] ચળકતાં થયાં. [૩૦] ત્યારે જુઓ, બે પુરુષ, એટલે મુસા
તથા એલીયાહ, તેની સાથે વાત કરતા હતા. [૩૧] તેઓ મહિમાવાન
દેખાતા હતા, અને યરૂશાલેમમાં તેનું જે મરણ થવાનું હતું તે સંબંધી
વાત કરતા હતા. [૩૨] હવે પીતર તથા જેઓ તેની સાથે હતા તેઓ ઊંઘથી
ઘેરાયલા હતા; પણ જ્યારે તેઓ જાગી ઊઠયા, ત્યારે તેઓએ તેનો
મહિમા દીઠો, તથા તેની સાથે જે બે પુરુષ ઊભા હતા તેઓને પણ
દીઠા. [૩૩] તેઓ તેની પાસેથી વિદાય થતા હતા, ત્યારે પીતરે ઈસુને
કહ્યું, કે સ્વામી, અહીં રહેવું આપણે માટે સારૂ છે; [તું કહે] તો અમે
ત્રણ માંડવા બનાવીએ; એક તારે સારૂ, એક મુસાને સારૂ અને એક
એલીયાહને સારૂ; પણ પોતે શું બોલતો હતો તે તે સમજતો નહોતો.
[૩૪] તે બોલતો હતો, એટલામાં એક વાદળું આવ્યું, અને તેણે તેઓ પર

**છાયા કરી; તેઓ વાદળામાં પેઠા ત્યારે તેઓ બીધા. [35] વાદળામાંથી એવી વાણી થઇ, કે આ મારો દીકરો છે, મારો પસંદ કરેલો; તેનું સાંભળો. [36] તે વાણી થયા પછી ઇસુ એકલો દેખાયો. તેઓ છાના રહ્યા, અને તેઓએ જે જે જોયું હતું તેમાંનું કંઇ પણ તે દિવસોમાં કોઇને કહ્યું નહિ.**

માત્થી ૧૭; ૧-૧૩ અને માર્ક ૯; ૨-૧૩નો ખુલાસો જુઓ. જ્યારે આપણા પ્રભુએ પોતાના શિષ્યોને પોતાના મરણ સંબંધી અગમસૂચના કરી ત્યારે તે વખતે તેણે તેઓને પૂરૂં સત્ય જણાવ્યું નહિ. તે પછી જે જય થવાનો છે તે વિષે તે અહીં આગળ તેઓને શિક્ષણ આપે છે, પરંતુ તે બારે શિષ્યોને આ દર્શન કરાવતો નથી. જેઓ તેનું રહસ્ય સમજવાને અને જતે દહાડે તે જગતને જણાવવાને વિશેષ લાયક હતા એવા ત્રણ માણસને પસંદ કરીને તેણે બાકીના નવને પડતા મૂક્યા. આ ત્રણ માણસોમાંથી બેનાં લખાણ નવા કરારમાં મળે છે. આ બીના વિષે પીતર વધારે વિગતવાર લખે છે (૨ પીતર ૧; ૧૬-૧૮), પરંતુ યોહાન પણ તે વિષે ચોકખી સૂચના કરે છે (યોહાન ૧; ૧૪); તે પરથી રૂપાંતરના પહાડ પર તેઓને જે અનુભવ થયો હતો તેવડે તેઓને કેટલી બધી હિંમત અને દિલાસો પ્રાપ્ત થયાં હશે એ આપણે સમજી શકીએ.

તથાપિ તેજ વખતે તેઓને સમજણ પડી નહિ; ખરૂં જોતાં તો પ્રભુ ઈસુનું પુનરુત્થાન ન થયું ત્યાં સુધી તેઓની કાયમની સ્થિતિ સમજણ વિનાની હતી. ત્રણ માંડવા બાંધવા સંબંધી પીતરે જે સૂચના કરી હતી તે પરથીજ તેઓની મૂંઝવણ માલૂમ પડે છે. ખરેખર, અમારે શું કહેવું જોઈએ એ તેઓ સમજતા ન હતા. જો પીતરની સૂચના પ્રમાણે કરવામાં આવ્યું હોત તો ખ્રિસ્તને મુસા તથા એલીયાહની હરોળમાં કેમ કરીને મૂકવામાં આવ્યો હોત! આકાશી વાણીદ્વારા આ ભૂલ સુધારવામાં આવી: "આ મારો વહાલો દીકરો છે, તેનું સાંભળો." અર્થાત્ "હેબ્રીઓને પત્ર"માં કહ્યા પ્રમાણે મુસા તથા એલીયાહ માત્ર સેવકો હતા; અલબત, તેઓ મહિમાવાન તથા વિશ્વાસુ સેવકો હતા ખરા, પણ ઈસુ ખ્રિસ્ત તો દેવનો દીકરો હતો.

જયારે પીતર તથા બીજા બે ભાઈઓ પોતાના ઉદાસીન અનુભવમાં લીન થએલા હતા ત્યારે ખ્રિસ્ત તો જુદા જ વિષય સંબંધી વિચાર કરતો હતો, તેજ પ્રમાણે મુસા તથા એલીયાહ પણ કરતા હતા, તેજ પ્રમાણે આકાશનાં સર્વ સૈન્ય પણ કરતાં હતાં. આ સ્વર્ગીય વાતચીતમાં કઈ કઈ બાબતો વિષે ચર્ચા કરવામાં આવી હશે એ વિષે આપણે કેવળ અનુમાન કરી શકીએ છીએ; વળી તે વિષે આપણે સભ્યતાપૂર્વક જેટલું અનુમાન કરીએ તેટલું ઓછું જ છે. એ વાતચીતવડે ત્રાતાને નવું બળ અને દિલાસો પ્રાપ્ત થયાં હશે એમ ધારવું

કંઈ ખોટું નથી. પરંતુ આ દર્શનમાં તો શિષ્યોને માટે, મંડળીને માટે તેમજ દુનિયાને માટે પણ ખાસ અર્થ રહેલો હશે; નહિ તો તેઓ ત્યાં આગળ હાજર હોત પણ નહિ. એક બાબત સંબંધી શિષ્યોને વધારે ખાતરી કરી આપવાનો વખત આવ્યો હતો, એટલે પોતાના ઈશ્વરત્વ સંબંધી પોતાનો જે મહિમા હતો, અને જેમાં તે પાછો પ્રવેશ કરવાનો હતો તે વિષે તેઓને વિશેષ ખાતરી આપવાનો વખત આવ્યો હતો. આ કારણથી શિષ્યોને અહીં આગળ પ્રભુ ઈસુ ખ્રિસ્તના સ્વાભાવિક મહિમાનું દર્શન કરાવવામાં આવે છે. રૂપાંતરના પહાડ પર તેની દીનાવસ્થાનું દરેક લક્ષણ અલોપ થાય છે; બેથલેહેમનો તારો સૂર્યના કરતાં પણ વધારે જોરથી પ્રકાશ આપે છે; લબાનોનના આલોન વૃક્ષ કરતાં પણ સૂકી ભૂમિમાંની જડ ઊંચી કરવામાં આવે છે. અહીં આગળ આપણા પ્રભુએ દાસનું જે રૂપ ધારણ કર્યું હતું તે તે થોડી વાર સુધી પડતું મૂકે છે, અને આકાશના રાજા તરીકે પોતાને પ્રગટ કરે છે. જે માણસોથી ધિક્કારાએલો તથા તજાએલો હતો તેનામાં ઈશ્વરના ગૌરવનું તેજ તથા તેના સત્ત્વની આબેહૂબ પ્રતિમા દૃશ્યમાન થાય છે.

આ દર્શનનું રહસ્ય શિષ્યો તરત સમજી શકશે નહિ એ આપણો પ્રભુ જાણતો હતો, પરંતુ તે એ પણ જાણતો હતો કે ભવિષ્યમાં પોતાના વ્યક્તિત્વના મર્મનો ઉકેલ કરવા માટે આ અનુભવ તેઓને સારૂ ચાવીરૂપ થઈ પડશે. તે એ પણ જાણતો હતો કે તેઓ જતે દિવસે એ પણ સમજી જશે કે અમારા પ્રભુનું રૂપાંતર અમારા પોતાના રૂપાંતરના બ્યાનારૂપ છે. જે વખત તેઓએ તેની સંગતમાં ગાળ્યો હતો તેવડે તેઓનાં ઉત્તર જીવન ઘડવામાં આવશે, અને તેઓમાં ઈશ્વરે કૃપાનું જે કામ શરૂ કર્યું હતું તે તે ભવિષ્યમાં સંપૂર્ણ કરશે એ પણ આપણો પ્રભુ જાણતો હતો. તેથી વાદળાએ તેઓ પર છાયા કરી ત્યારે આપણા પ્રભુનું રૂપાંતર પૂરૂં થયું અને શિષ્યોનું રૂપાંતર શરૂ થયું.

## શિષ્યોની કેટલીક ખામીઓ: ૯; ૩૭–૫૦

**૩૭ બીજે દહાડે તેઓ પહાડ પરથી ઊતર્યા, ત્યારે ઘણા લોક તેને**
**મળ્યા. ૩૮ અને જુઓ, લોકોમાંથી એક માણસે ઘાંટો પાડીને કહ્યું,**
**કે ઉપદેશક, હું તને વિનંતી કરૂં છું, કે મારા દીકરા પર કૃપાદૃષ્ટિ કર;**
**તે મારો એકનોએક પુત્ર છે; ૩૯ અને એક [અશુદ્ધ] આત્મા તેને વળગે**
**છે, તે એકાએક બૂમ પાડે છે; અને તે તેને એવો મરડી નાખે છે કે તેને**
**ફીણ આવે છે, અને તેને ઘણી ઇજા કરીને માંડમાંડ તેને છોડે છે.**
**૪૦ તેને કાઢવાની મેં તારા શિષ્યોને વિનંતી કરી, પણ તેઓ તે કાઢી**
**શક્યા નહિ. ૪૧ ઇસુએ તેને ઉત્તર આપ્યો, કે ઓ અવિશ્વાસી તથા**
**આડી પેઢી, હું ક્યાં સુધી તમારી સાથે રહીને તમારૂં સહન કરૂં? તારા**

દીકરાને અહીં લાવ. [42] તે આવતો હતો એટલામાં ભૂતે તેને પછાડી
નાખીને તેને બહુ મરડ્યો. પણ ઇસુએ અશુદ્ધ આત્માને ધમકાવ્યો,
અને છોકરાને સારો કર્યો ને તેને તેના બાપને પાછો સોંપ્યો.
[43] તેઓ બધા દેવના આવા મહા પરાક્રમથી વિસ્મિત થયા.
પણ તેણે જે જે કર્યું તે સઘળું જોઇને સર્વ વિસ્મિત થતા હતા,
ત્યારે તેણે પોતાના શિષ્યોને કહ્યું, કે [44] આ વચનો તમારા કાનમાં
ઊતરવા દો; કેમકે માણસનો દીકરો માણસોના હાથમાં સોંપાશે.
[45] પણ એ વાત તેઓ સમજ્યા નહિ, અને તેઓથી તે ગુપ્ત રખાઇ, કે
તેઓ તે સમજે નહિ; અને તે સંબંધી તેને પૂછતાં તેઓ બીધા.
[46] તેઓમાં વાદવિવાદ શરૂ થયો કે આપણામાં સૌથી મોટો કોણ
થાય? [47] પણ ઇસુએ તેઓના મનના વિચાર જાણીને એક બાળકને
લઇને પોતાની પાસે ઊભું રાખ્યું. [48] તેણે તેઓને કહ્યું, કે જે કોઇ
મારે નામે આ બાળકનો અંગીકાર કરે છે, તે મારો અંગીકાર કરે છે;
અને જે કોઈ મારો અંગીકાર કરે છે તે મારા મોકલનારનો અંગીકાર
કરે છે; કેમકે તમ સર્વમાં જે સૌથી નાનો છે તેજ મોટો છે.
[49] યોહાને તેને કહ્યું, કે સ્વામી, અમે એક માણસને તારે નામે
ભૂતોને કાઢતાં જોયો; અને અમે તેને મના કરી, કારણ કે તે આપણી
સાથે ચાલતો નથી. [50] પણ ઇસુએ તેને કહ્યું, કે તેને મના ન કરો;
કેમકે જે કોઇ તમારી વિરૂદ્ધ નથી, તે તમારા પક્ષનો છે.

માત્થી ૧૭; ૧૪–૨૩ : ૧૮; ૧–૫ અને માર્ક ૯; ૧૪–૪૧નો ખુલાસો જુઓ. આગલા પ્રકરણની સાથે આ પ્રકરણનો મુકાબલો કરીએ છીએ ત્યારે વાતાવરણ છેક બદલાઈ ગએલું માલૂમ પડે છે; વળી આ બે પ્રકરણ સાથે સાથે રાખવાનો સુવાર્તિકોનો હેતુ ઇરાદાપૂર્વક માલૂમ પડે છે. મોટા ચિત્રકાર રાફાએલે આપણા પ્રભુના રૂપાંતરનું પ્રખ્યાત ચિત્ર દોર્યું છે. તેના નીચલા ભાગમાં મુકાબલારૂપે પહાડની તળેટી આગળ આવેલા ભુત વળગેલા છોકરાનું ચિત્ર દોરવામાં આવ્યું છે. અહીં પણ આ બન્ને વૃત્તાંત મુકાબલારૂપે જ ગોઠવવામાં આવ્યાં છે. પ્રભુ ઇસુ ખ્રિસ્તના સ્વાભાવિક મહિમાનું વર્ણન કર્યા પછી શિષ્યોની સ્વાભાવિક ખામીઓ બતાવવાને માટે મુકાબલારૂપે કેટલીએક બીનાનું વર્ણન અહીં કરવામાં આવે છે.

સૌથી પહેલી બીનાનું વર્ણન કરતાં લેખક કાર્યદક્ષતાના અભાવનું ચિત્ર આલેખે છે. છોકરાનો પિતા કહે છે, કે "તેને કાઢવાની મેં તારા શિષ્યોને વિનંતી કરી, પણ તેઓ તે કાઢી શક્યા નહિ" (કલમ ૪૦). માર્કસ ઑરેલીઅસ નામનો એક મોટો સીઝર થઈ ગયો. તેના વિષે ટીકા કરતાં ડૉ. ગ્લવર એમ

લખે છે, કે "તેણે કામ કર્યું, રાજ કર્યું, યુદ્ધ કર્યું; તે શુદ્ધ હતો, ફરજ બજાવવામાં ખંતીલો હતો અને નિઃસ્વાર્થી હતો; પરંતુ તે વિશ્વાસ રાખતો ન હતો, તે કારણથી તેનામાં કાર્યદક્ષતાનો અભાવ હતો." હાલમાં પણ પ્રભુ ઈસુ ખ્રિસ્તના ઘણા સેવકોનું વર્ણન એવી જ રીતે થઈ શકે એમ છે; વળી જ્યાં એવી સ્થિતિ છે ત્યાં તેનું કારણ વિશ્વાસનો અભાવ જ છે.

હવે બીજાં પણ કારણ હશે. દાખલા તરીકે આ શિષ્યોને સ્વાર્થ હતો એ પણ અહીં તેઓના વર્તન પરથી માલૂમ પડે છે: "તેઓમાં વાદવિવાદ શરૂ થયો કે આપણામાં સૌથી મોટો કોણ થાય?" (કલમ ૪૬) રૂપાંતરના રહસ્ય વિષે તેમજ આપણા પ્રભુએ તેઓને વખતોવખત વધસ્તંભ વિષે જે ચેતવણી આપી હતી તે વિષે પણ આ શિષ્યો કેટલું ઓછું સમજ્યા હશે તે એ પરથી જણાય છે કે તેઓ તરત જ આવા વાદવિવાદમાં ઊતરી શકતા હતા. પરંતુ જે જમાનામાં તેઓ રહેતા હતા તે જમાનાનું એક મુખ્ય લક્ષણ ધાર્મિક ધર્માંધપણું હતું. એ તો તે જમાનામાં બધા જ ધર્મના લક્ષણરૂપ હતું, અને એ વિષે બીજાના જેટલો જ દોષ યહુદીઓને પણ લાગતો હતો. "પણ ઈસુએ તેમના મનના વિચાર જાણીને એક બાળકને લઈને પોતાની પાસે ઊભું રાખ્યું. તેણે તેઓને કહ્યું, કે જે કોઈ મારે નામે આ બાળકનો અંગીકાર કરે છે, તે મારો અંગીકાર કરે છે; અને જે કોઈ મારો અંગીકાર કરે છે તે મારા મોકલનારનો અંગીકાર કરે છે; કેમકે તમ સર્વમાં જે સૌથી નાનો છે તેજ મોટો છે" (કલમ ૪૭, ૪૮). બાળક તો અભિમાન, મહત્ત્વાકાંક્ષા તથા સ્વાર્થથી નિરાળું હોય છે, અને તેથી તે આપણ બધાંને શરમાવે છે.

હવે જેઓને આત્મસંતોષ હોય છે તેઓમાં સહનતાના અભાવનો દુર્ગુણ જોવામાં આવે છે. આ શિષ્યોને એકલા રહીને કામ કરવાનું હતું ત્યારે તેઓમાં કાર્યદક્ષતાનો કેટલો બધો અભાવ હતો એ આપણે જોઈ ગયાં છીએ. પરંતુ જેઓ કાર્યદક્ષ હતા તેઓ પર ટીકા કરતાં પોતાની કાર્યદક્ષતાનો અભાવ તેમને અટકાવી શક્યો નહિ. ખ્રિસ્તી ધર્મમાં અસહનતાને માટે સ્થાન નથી. જે કોઈ તેના વ્યકિતત્વ પર ખરો પ્રેમ રાખતો હોય અથવા તેના જીવનનું અનુકરણ ઉત્સાહપૂર્વક કરતો હોય એવા કોઈને ઈસુ ખ્રિસ્તે કદી પોતાની સંગતમાંથી દૂર કર્યો હોય એવું લખેલું ક્યાંએ વાંચવામાં આવતું નથી; વળી અહીં આગળ તેઓને જે પાઠ શિખવવામાં આવ્યો હતો તે પાઠ શિષ્યો પૂરી રીતે શીખ્યા પછી તેઓએ પણ એવું કર્યું નથી.

ઈસુ ખ્રિસ્ત અહીં કહે છે, કે "તેને મના ન કરો; કેમકે જે કોઈ તમારી વિરૂદ્ધ નથી તે તમારા પક્ષનો છે" (કલમ ૫૦). બીજી જગાએ તે એમ પણ કહે છે, કે "જે મારા પક્ષનો નથી તે મારી વિરૂદ્ધ છે, અને જે મારી સાથે

સમેટતો નથી તે વેરી નાખે છે" (૧૧; ૨૩). આ બે કહેવતો પરસ્પર વિરૂદ્ધ નથી. આપણે બીજાઓનો ન્યાય કરીએ છીએ ત્યારે પહેલી કહેવત લાગુ પડે છે; અને આપણે પોતાનો ન્યાય કરીએ છીએ ત્યારે બીજી લાગુ પડે છે. બીજા માણસોનો ન્યાય કરવામાં આપણે હમેશાં દયાભાવ રાખવો જોઈએ; પોતાનો ન્યાય કરવામાં આપણે પોતાની સાથે સખ્તાઈથી વર્તવું જોઈએ: "જો તારી જમણી આંખ તને ઠોકર ખવડાવે તો તેને કાઢીને તારી પાસેથી ફેંકી દે." પરંતુ બીજાઓ સંબંધી આપણે ક્ષમાવાન તથા ધીરજવાન હોવું જોઈએ: "તમે ન્યાય ન કરો એ સારૂ કે તમારો ન્યાય ન ઠરાવાય."

વળી અહીં આગળ પ્રભુ ઈસુ ખ્રિસ્ત પોતાના થનાર મરણ સંબંધી તેઓને ફરીથી ચેતવણી આપે છે; પરંતુ આપણે વાંચીએ છીએ, કે "એ વાત તેઓ સમજ્યા નહિ, અને તેઓથી તે ગુપ્ત રખાઈ, કે તેઓ તે સમજે નહિ; અને તે સંબંધી તેને પૂછતાં તેઓ બીધા" (કલમ ૪૫). આ વાત સમજતાં તેઓને આવી આવી ખામીઓ નડતી હતી. જે હૃદયો અભિમાન, સ્વાર્થ અને અસહનતા સંબંધી હજી શુદ્ધ થયાં ન હોય તેઓ સર્વ પ્રીતિવાન તથા દશ હજારમાં શિરોમણી ઈસુ વિષે શી રીતે સમજી શકે!

# ભાગ ચોથો

## ઈસુ ખ્રિસ્તનું યરૂશાલેમ તરફ પ્રયાણ:

૯; ૫૧–૧૯; ૨૭

# ઈસુ ખ્રિસ્તનું યરૂશાલેમ તરફ પ્રયાણ: ૯; ૫૧—૧૯; ૨૭

**વિશેષ નોંધ:** અત્રે લુકના વૃત્તાંતની યોજના વિષે વિચાર કરવાની જરૂર છે. આપણા પ્રભુએ ગાલીલમાં કરેલી સેવાનું વૃત્તાંત હવે સમાપ્ત થયું છે (૪; ૧૪—૯; ૫૦). અત્યાર સુધી લુકે જે જે બીનાનું વર્ણન કરેલું છે તે સર્વ પરથી એક તરફ યહુદી અધિકારીઓની વધતી જતી વિરૂદ્ધતા અને બીજી તરફ પ્રભુ પ્રત્યે લોકસમુદાયનો વધતો જતો પ્રેમ નજરે પડે છે. આ બન્ને બાબતો તેના કામમાં ખલેલ પહોંચાડતી હતી, તે કારણથી આગલાં પ્રકરણોમાં પ્રભુ ઈસુ ઉત્સાહી સમુદાય તેમજ વિરોધી અધિકારીઓ પાસેથી ખસી જતો જોવામાં આવ્યો છે. વળી તેમ કરવાનો તેનો એક ત્રીજો પણ હેતુ હતો. તેના અનુયાયીઓ તેના મરણ પછી તેનું કામ જારી રાખી શકે માટે તેના રાજ્યના મર્મો સંબંધી તેઓને શિક્ષણ આપવાનો તેનો ઈરાદો હતો. હમણાં તો તેને એમ લાગે છે કે મારો સમય પાસે આવ્યો છે, તેથી આપણે વાંચીએ છીએ, કે "તેણે યરૂશાલેમ જવા સારૂ પોતાનું મોં [તે ભણી] દૃઢ રાખ્યું." આથી તેની સેવાના મુખ્ય સ્થળ કાપરનાહુમને તે છેલ્લી સલામ કરે છે (સરખાવો માત્થી ૧૯; ૧: માર્ક ૧૦; ૧). ત્યાર બાદ લુક પવિત્ર રાજધાનીમાં જવાની પ્રભુની મુસાફરીની રૂપરેખા આપે છે. પરંતુ કાપરનાહુમ છોડ્યા પછી તે તરત જ યરૂશાલેમ ગયો નહિ. તે હજી પણ કેટલાક વખત સુધી ગાલીલની હદમાં રહીને તેનાં કસ્બા તથા ગામડાંની મુલાકાત લેતો રહ્યો. તે સમયમાં બનેલી કેટલીક બીનાનું વર્ણન કરીને લુક આ સેવા વિષે આપણને જણાવે છે; પરંતુ આ વૃત્તાંતમાં તે પહેલાં બનેલી કેટલીએક બીના દાખલ કરવામાં આવી છે, એ માત્થી તથા માર્કની સુવાર્તા પરથી માલૂમ પડે છે (લુક ૧૧; ૧૧—૧૩; ૨૧). છેવટે પ્રભુ ગાલીલમાંથી વિદાય થાય છે, અને દક્ષિણ તરફ જવાની તેની મુસાફરી દરમિયાન કઈ કઈ બીના બની હતી એ લુક જણાવે છે (લુક ૧૩; ૨૨—૧૯; ૨૭).

## સહનતા વિષે પાઠ: ૯; ૫૧–૫૬

**[૫૧] તેને ઉપર લઈ લેવાવાના દિવસો પૂરા થવા આવ્યા, ત્યારે તેણે
યરૂશાલેમ જવા સારૂ પોતાનું મોં [તે ભણી] દૃઢ રાખ્યું. [૫૨] તેણે
પોતાની આગળ એલચીઓ મોકલ્યા; તેઓ તેને સારૂ તૈયારી કરવા માટે
સમરૂનીઓના એક ગામમાં ગયા. [૫૩] તેઓએ તેનો આવકાર કર્યો
નહિ, કારણ કે તેનું મોં યરૂશાલેમ ભણી હતું. [૫૪] એ જોઇને તેના
શિષ્યો યાકૂબ તથા યોહાને તેને પૂછ્યું, કે પ્રભુ, શું તારી એવી ઇચ્છા**

**છે કે અમે આજ્ઞા કરીએ કે આકાશથી આગ પડીને તેઓનો નાશ કરે? [55] પણ તેણે પાછા ફરીને તેઓને ધમકાવ્યા. [56] પછી તેઓ બીજે ગામ ગયા.**

કાપરનાહુમથી નીકળ્યા પહેલાં આપણા પ્રભુએ સિત્તેર માણસોને આગળ મોકલ્યા, અને તેઓના કામ વિષે આગળ વાંચવામાં આવશે (લુક ૧૦; ૧-૧૬). આ પ્રદેશમાં આ મારી છેલ્લામાં છેલ્લી મુસાફરી થશે એ તે જાણતો હતો, માટે પોતાની છેલ્લી વાતનો સ્વીકાર થાય એવી તેની બહુ ઇચ્છા હતી. તે કારણથી પોતાના આગમન સંબંધી ખબર આપવાને તથા પોતાની વાતનો સ્વીકાર કરવા લોકોનાં મન તૈયાર કરવા તેણે આ સિત્તેર માણસોને આગળ મોકલ્યા.

યરૂશાલેમનાં મોટાં પર્વો પાળવા સારૂ ત્યાં જતાં યહુદીઓ ઘણું કરીને યરદન નદી ઓળંગતા હતા, અને સમારીઆની પૂર્વ સરહદની પાસે થઈને જતા હતા, કેમકે સમરૂનીઓની સાથે તેઓનો સંબંધ સારો ન હતો, અને તકરાર થાય એવી દહેશત લાગતી હતી. આ બંને પ્રજા વચ્ચે જે વિરોધભાવ હતો તેનું મૂળ પુરાતન વખતના ઇતિહાસમાં મળે છે. સમારીઆ ગાલીલ તથા યુદીઆની વચ્ચે આવેલો હતો, અને તેના વતનીઓ અર્ધા યહુદી અને અર્ધા બિનયહુદી હતા. ઈ. સ. પૂર્વે આશરે ૭૫૦માં આશ્શૂરના રાજાએ ઈસ્રાએલના ઉત્તર રાજ્ય પર ચઢાઈ કરી હતી. ત્યાર પછી તેણે તે પ્રદેશમાં જુદી જુદી જાતના બિનયહુદીઓને વસાવ્યા હતા (૨ રાજા. ૧૭). બાકી રહેલા ઈસ્રાએલીઓ સાથે આ લોકોનો લગ્નવ્યવહાર થયો, અને તેના પરિણામે જે સમરૂનીઓ પેદા થયા તેના વંશજો તે આપણા પ્રભુના વખતના સમરૂનીઓ. બાબેલના બંદીવાસમાંથી જે યહુદીઓ પાછા આવ્યા (ઈ. સ. પૂર્વે ૫૩૬) તેઓની સાથે આ સમરૂનીઓ સગા હોવાનો દાવો કરતા હતા, અને મંદિરની પુનઃરચનાના કામમાં ભાગ લેવા માગતા હતા, પરંતુ યહુદીઓએ તિરસ્કાર-સહિત તેઓની વિનંતીનો અનાદર કર્યો (એઝરા ૪; ૩). તેનું કારણ તેઓ એ રજુ કરતા હતા કે સમરૂનીઓ મૂર્તિપૂજા કરે છે. તેઓ તો યહોવાહનું ભજન કરતા હતા, પણ એકલા તેનું નહિ; તેઓએ પોતાના દેવોમાં યહોવાહનો માત્ર ઉમેરો કર્યો હતો: "તેઓ યહોવાહથી ડરીને, જે પ્રજાઓમાંથી તેમને પકડી આણ્યા હતા, તેઓના રિવાજ પ્રમાણે તેઓ પોતપોતાના દેવોની ઉપાસના કરતા હતા" (૨ રાજા. ૧૭; ૩૩). આ તો ગંભીર ભૂલ થઈ. પુનર્મિલાપ કરવાની સોનેરી તક ગૂમાવવામાં આવી. યહોવાહની ભક્તિ વિષેની આસ્થા જ તેનું કારણ ન હતું; તેનું ખરૂં કારણ તો પ્રજાકીય અભિમાન હતું. તે વખતે સમરૂનીઓની સાથે યહુદીઓ સારી રીતે વર્ત્યા હોત તો તેઓના ધર્મમાંથી

મૂર્તિપૂજારૂપી તત્ત્વો દૂર કરવામાં આવ્યાં હોત, અને તે બંને પ્રજાનો પુનર્મિલાપ થયો હોત. આ પ્રમાણે સમરૂનીઓ તથા યહુદીઓ વચ્ચેના વિરોધની શરૂઆત થઈ હતી, અને વખત જતાં તે વધુ ને વધુ ઉગ્ર બનતો ગયો. યહુદીઓની સાથે હરિફાઈ કરવા માટે સમરૂનીઓએ ગેરીઝીમ પહાડ પર પોતાનું જુદું મંદિર બાંધ્યું; મુસાના નિયમશાસ્ત્રનો સ્વીકાર કર્યો, અને તેના વિધિઓ પ્રમાણે પવિત્ર પર્વોનું પાલન કર્યું. છતાં છેવટ સુધી યહુદીઓએ તેઓને પાખંડી ગણ્યા! અરે, બિનયહુદીઓના કરતાં પણ તેઓને વધારે અશુદ્ધ ગણ્યા!

હવે સમરૂનમાં થઈને જે માર્ગે સીધો યરૂશાલેમ જતો હતો તે માર્ગ આપણા પ્રભુએ પકડ્યો. પ્રભુ ઈસુ તથા બાર શિષ્યો પવિત્ર રાજધાની તરફ મુસાફરી કરવા લાગ્યા તે માંડવાપર્વનો સમય હતો એવું યોહાનની સુવાર્તા પરથી માલૂમ પડે છે (યોહાન ૭; ૨). સમારીઆની હદ ઓળંગીને જે ગામ સૌથી પહેલું આવ્યું તે તરફ તેઓ જવા લાગ્યા ત્યારે તેઓને સમરૂનીઓના વિરોધનો અનુભવ થયો. યોહાનના વૃત્તાંત પરથી (યોહાન ૪; ૧-૪૧) માલૂમ પડે છે કે આ વખત પહેલાં આપણો પ્રભુ સમારીઆમાં થઈને ગયો હતો, અને તે વખતે તેને જુદા પ્રકારનો અનુભવ થયો હતો. પરંતુ તે વખતના સંજોગો જુદા હતા. તે વખતે તે ગાલીલ ભણી મુસાફરી કરતો હતો ત્યારે હમણાં તો તે યરૂશાલેમ ભણી જતો હતો. તે વખતે તે યહુદી અધિકારીઓ પાસેથી ખસી જતો હતો, ત્યારે હમણાં તો તે યરૂશાલેમમાં એક યહુદી પર્વ પાળવા માટે જતો હતો. વળી તે વખતે તેઓ તેના હકદાવા વિષે સમજતા ન હતા, ત્યારે હમણાં તો ગામેગામ એવી વાત પ્રગટ કરવામાં આવતી હતી કે તે યરૂશાલેમ જાય છે અને ત્યાં મસીહ તરીકે તેની પ્રતિષ્ઠા થવાની છે. સમરૂનીઓ પણ એક મસીહની આશા રાખતા હતા, પરંતુ જે મસીહ પોતાના મુખ્ય સ્થળ તરીકે ગેરીઝીમ નહિ પણ યરૂશાલેમ પસંદ કરે તેની સાથે તેઓ કોઈ પણ જાતનો સંબંધ રાખવા માગતા ન હતા. આવાં આવાં કારણને લીધે સમરૂનીઓ પહેલાંના કરતાં આપણા પ્રભુ પ્રત્યે અહીં જુદું જ વલણ રાખતા અને તેની પરોણાચાકરી કરવાનું ના પાડતા માલૂમ પડે છે, તેથી આપણને નવાઈ લાગવી જોઈએ નહિ. પરંતુ સમરૂનીઓમાં જેવી અસહનતા જોવામાં આવે છે તેવી જ અસહનતા શિષ્યોમાં પણ માલૂમ પડે છે. પોતાના સ્વામીનો આવી રીતે અસ્વીકાર થાય છે તેથી એલીયાહની માફક તેઓને આકાશમાંથી અગ્નિ મંગાવવાનું મન થયું (જુઓ ૨ રાજા. ૧; ૧૦-૧૨). ત્યારે તો આપણા પ્રભુએ તેઓને ફરીથી નમ્રતાનો નમૂનો આપ્યો. જેને ગુસ્સે થવાનો વિશેષ હક હતો તેણે પોતાના શિષ્યોના ગુસ્સામાં ભાગીદાર થવાની ના પાડી. આપણે વાંચીએ છીએ, કે "તેણે પાછા ફરીને તેઓને ધમકાવ્યા. પછી તેઓ બીજે ગામ ગયા" (૫૫, ૫૬).

જેરેમી ટેલર ઈબ્રાહીમ વિષેની એક પુરાતન દંતકથાનું સ્મરણ કરાવે છે. એક માણસ તેની મુલાકાતે આવ્યો, અને તેની પાસે પરોણાચાકરીની માગણી કરી. એ તો લગભગ ૧૦૦ વર્ષનો ડોસો હતો અને તેના વાળ હિમ જેવા શ્વેત હતા. પ્રથમ તો ઈબ્રાહીમે તેનો આવકાર માયાપ્રીતિથી કર્યો, પણ પાછળથી તેને ખબર પડી કે આ માણસ તો અગ્નિપૂજક છે. ત્યારે ગુસ્સે થઈને તેને તેણે રાતે ને રાતે ઘરમાંથી કાઢી મૂક્યો. પછી ઈશ્વરે ઈબ્રાહીમ સાથે વાત કરતાં પૂછ્યું, કે પેલો માણસ ક્યાં ગયો? ત્યારે ઈબ્રાહીમે જવાબ આપ્યો કે તે તારું ભજન કરતો નથી માટે મેં તેને ઘરમાંથી કાઢી મૂક્યો. ત્યારે ઈશ્વરે કહ્યું કે મેં ૧૦૦ વર્ષથી એજ માણસનું સહન કર્યું છે તો તું એક રાત પણ સહન કરી શક્યો નહિ! આથી ઈબ્રાહીમે પેલા ડોસાની પાછળ દોડીને તેને પાછો આણ્યો, ખાવાનું આપ્યું અને બોધ પણ આપ્યો.

## નબળા મિત્રોને માટે સંદેશો : ૯; ૫૭–૬૨

**૫૭ તેઓ માર્ગે ચાલતા હતા, તેવામાં કોઈએકે તેને કહ્યું, કે પ્રભુ, જ્યાંકહીં તું જઇશ ત્યાં હું તારી પાછળ આવીશ. ૫૮ ઇસુએ તેને કહ્યું, કે લોંકડાંને દર હોય છે, અને આકાશનાં પક્ષીઓને માળા હોય છે; પણ માણસના દીકરાને માથું મૂકવાનું ઠામઠેકાણું નથી. ૫૯ તેણે બીજાને કહ્યું, કે મારી પાછળ આવ. પણ તેણે તેને કહ્યું, કે પ્રભુ, મને રજા આપ કે હું પહેલાં જઈને મારા બાપને દાટું. ૬૦ પણ તેણે તેને કહ્યું, કે મૂએલાંઓને પોતાનાં મૂએલાંઓને દાટવા દે; પણ તું જઇને દેવના રાજ્ય[ની વાત] પ્રગટ કર. ૬૧ એક બીજાએ પણ તેને કહ્યું, કે પ્રભુ, હું તારી પાછળ આવીશ; પણ પહેલવહેલાં જેઓ મારે ઘેર છે તેઓને છેલ્લી સલામ કરી આવવાની મને રજા આપ. ૬૨ પણ ઈસુએ તેને કહ્યું, કે કોઇ માણસ હળ પર હાથ દીધા પછી પછવાડે જુએ તો તે દેવના રાજ્યને યોગ્ય નથી.**

આ પૃથ્વી પર આપણા પ્રભુને જે ભારેમાં ભારે ત્રાસ હતો તે તો નબળા મિત્રોનો હતો. હજી પણ તેના રાજ્યનો ફેલાવો થતાં જે મોટામાં મોટો અટકાવ થાય છે તે તેના શત્રુઓ તરફથી નહિ, પણ જેઓએ પૂરી રીતે તેને સ્વાર્પણ કર્યું નથી તેઓની નબળાઈથી થાય છે. આ વાતનાં ત્રણ દૃષ્ટાંત અહીં આપવામાં આવ્યાં છે. તેમાંનાં બે માત્થીએ આપેલાં છે (માત્થી ૮; ૧૯–૨૨નો ખુલાસો જુઓ). અહીં લુક એક ત્રીજું દૃષ્ટાંત પણ આપે છે. આ બીના યરૂશાલેમ ભણીની આપણા પ્રભુની મુસાફરી દરમિયાન બની હતી તેથી નહિ, પરંતુ તે સમયે આપણા પ્રભુને જે અનુભવ થયો હતો તેના દાખલારૂપ તે છે માટે તે દાખલ કરવામાં આવ્યાં છે.

પહેલો માણસ શાસ્ત્રી હતો (માત્થી ૮ ; ૧૯). તે પરથી સાબિત થાય છે કે જેઓ ઈસુ ખ્રિસ્તના મોટામાં મોટા વિરોધી હતા, તેઓમાંથી પણ કેટલાએક તેના તરફ આકર્ષાતા હતા. આ માણસ ઉતાવળીઓ, ઉત્સાહી તેમજ પોતા પર ભરોસો રાખનાર માલૂમ પડે છે, અને તેના વિષે વાંચીએ છીએ ત્યારે વાવનારના દૃષ્ટાંતમાંની પથ્થરવાળી જમીન યાદ આવે છે. એવા માણસ પર સહેલાઈથી અસર કરી શકાય છે, પરંતુ મુશ્કેલીઓ આવીને ઊભી રહે છે ત્યારે તેઓની સામે તેઓ ટકી શકતા નથી. અહીં આગળ એ પ્રમાણે જ બન્યું હતું. જ્યારે આપણા પ્રભુએ આ માણસને કહ્યું, કે મારે માથું મૂકવાનું ઠામ નથી ત્યારે તે નિરાશ થઈને ચાલ્યો ગયો, અને ત્યાર પછી તેના વિષે કંઈ પણ વાંચવામાં આવતું નથી.

બીજો દાખલો જુદો છે. પેલો માણસ જેટલો ઉતાવળીઓ હતો તેટલો આ સાવચેત માલૂમ પડે છે. તેનો બાપ ખરેખર મરી ગયો હતો અથવા મરવાની અણી પર હતો એવું માનવાની કંઈ જરૂર નથી; કારણ કે જો એમ હોત તો તે અહીં હાજર જ ન હોત. તે માત્ર નિશ્ચય કરવા માટે વિલંબ કરવા માગતો હતો. આપણા પ્રભુના જવાબ પરથી એવું સૂચન થાય છે કે મરણ અનેક પ્રકારનું હોઈ શકે છે. જેઓ આત્મિક રીતે મરેલાં હોય એવાં ઘણાં છે, અને તેઓ જે જે બાબતોમાં રસ લે છે તે તે બાબતો તેમની પાસે ભલે રહી. એથી જેઓ આત્મિક રીતે જીવતાં છે તેઓને ઈશ્વરના રાજ્યનું કામ કરવા માટે છૂટાં કરવામાં આવે છે.

ત્રીજો દાખલો બીજા દાખલાના જેવો જ લાગે છે, પરંતુ આ માણસ પોતાના કુટુંબીઓ વિષે ખરી રીતે ચિંતાતુર હોય એ બનવાજોગ છે. આપણો પ્રભુ જાણતો હતો કે આ માણસ ઘેર જશે તો પાછો આવશે જ નહિ, માટે તે તેને એવી ચેતવણી આપે છે કે કોઈ પણ કૌટુંબિક બંધન એવું નથી કે તેથી માણસ રાજ્યની સેવામાંથી મુક્ત થાય. એક જાણીતો દાખલો આપીને આપણો પ્રભુ કહે છે કે જેણે સીધો ચાસ કાઢવો હોય તેણે હળ પર નજર રાખવી જોઈએ.

"મારી પાછળ આવવું એ અન્યની પાછળ ચાલવા જેવું નથી. પવન નિત્ય મારી સામો છે, અને જે હોડીમાં હું અને મારા અનુયાયીઓ છીએ તેના પર આ ભવસાગરનાં મોટાં અને ભયંકર મોજાં નિત્ય અથડાયા કરે છે; માટે જેને જોખમ ખેડવાની મરજી નથી, અથવા જેને ડૂબી જવાની બીક લાગે છે તેણે આ હોડીમાં પગ મૂકવો જ નહિ."

(જોન બન્યન)

## સિત્તેર બહાર નીકળે છે : ૧૦; ૧-૧૬

આ બીનાઓ બન્યા પછી પ્રભુએ બીજા સિત્તેર શિષ્યોને ઠરાવ્યા,
અને જે પ્રત્યેક શહેર તથા જગામાં તે પોતે જવાનો હતો, ત્યાં તેઓ-
માંના બબ્બેને પોતાની આગળ મોકલ્યા. [2] તેણે તેઓને કહ્યું, કે ફસલ
પુષ્કળ છે ખરી, પણ મજૂરો થોડા છે; માટે તમે ફસલના ધણીની
પ્રાર્થના કરો કે તે પોતાની ફસલને સારૂ મજૂરો મોકલે. [3] ચાલ્યા
જાઓ; જુઓ, હું તમને વરૂઓમાં ઘેટાંનાં બચ્ચાં જેવા મોકલું છું.
[4] થેલી કે ઝોળી કે જોડા લેતા ના; અને માર્ગે કોઇને પણ સલામ કરતા
ના. [5] વળી જે કોઇ ઘરમાં તમે પેસો ત્યાં પ્રથમ એમ કહો, કે આ
ઘરનાંને શાંતિ થાઓ. [6] જો કોઈ શાંતિનો પુત્ર ત્યાં હોય તો તમારી
શાંતિ તેના પર રહેશે; પણ જો નહિ હોય, તો તે તમારી પાસે પાછી
વળશે. [7] તે ને તેજ ઘરમાં રહો, અને તેઓની પાસે જે હોય તે ખાતા-
પીતા રહો; કેમકે મજૂર પોતાના મુસારાને યોગ્ય છે. ઘેરેઘેર જતા ના.
[8] જે કોઇ શહેરમાં તમે જાઓ, અને તેઓ તમારો આવકાર કરે, તો
તેઓ તમારી આગળ જે કંઈ મૂકે તે ખાઓ; [9] તેમાંનાં માંદાંઓને
સાજાં કરો, અને તેઓને કહો, કે દેવનું રાજ્ય તમારી પાસે આવ્યું છે.
[10] પણ જે કોઈ શહેરમાં તમે જાઓ, અને તેઓ તમારો આવકાર ન કરે,
તો તેના રસ્તાઓમાંથી નીકળી જઇને એમ કહો, કે [11] તમારા શહેરની
જે ધૂળ અમારા પગને લાગેલી છે તે પણ અમે તમારી સામે ખંખેરી
નાખીએ છીએ; તોપણ એટલું જાણજો કે દેવનું રાજ્ય પાસે આવ્યું છે.
[12] હું તમને કહું છું, કે તે દહાડે તે શહેરના કરતાં સદોમના હાલ સહેલ
થશે. [13] ઓ ખોરાજીન, તને હાયહાય! ઓ બેથસાઇદા, તને હાયહાય!
કેમકે તમારામાં જે પરાક્રમી કામો થયાં છે, તે જો તૂર તથા સીદોનમાં
થયાં હોત, તો તેઓએ કયારનોએ તાટમાં તથા રાખમાં બેસીને
પસ્તાવો કર્યો હોત. [14] તથાપિ ન્યાયકાળે તમારા કરતાં તૂર તથા
સીદોનને સહેલું પડશે. [15] વળી ઓ કાપરનાહુમ, તું આકાશ સુધી
ઊંચું કરાશે શું? તું તો હાડેસ સુધી નીચું નંખાશે. [16] જે કોઇ તમારૂં
સાંભળે છે તે મારૂં સાંભળે છે; અને જે કોઇ તમારો નકાર કરે છે તે
મારો નકાર કરે છે; અને જે કોઇ મારો નકાર કરે છે તે મારા મોકલ-
નારનો નકાર કરે છે.

હવે પછી આપણો પ્રભુ ૭૦ શિષ્યોને કેવો બહાર મોકલે છે એ વિષેની વાર્તા લુક જણાવે છે. આ વાર્તા માત્થી તથા માર્કની સુવાર્તામાં સમાએલી નથી, કેમકે આપણા પ્રભુની સેવાના આ ભાગ સંબંધી તેઓ કંઈ હેવાલ આપતા

નથી. પ્રથમ યહુદીઓ આંકડાનો કેવો ઉપયોગ કરે છે તે આપણે જોવાનું છે. શરૂઆતમાં આપણા પ્રભુએ ૧૨ પ્રેરિતોને પસંદ કર્યાં હતા, તેનું કારણ એ હતું કે તેઓને ઈસ્રાએલની હદમાં રહીને કામ કરવાનું હતું (માત્થી ૧૦ ; ૫, ૬) ; અને ઈસ્રાએલનાં ૧૨ કુળ હતાં; તેજ પ્રમાણે યહુદીઓની ગણતરી મુજબ (જુઓ ઉત્પત્તિ ૧૦) આખી માણુસજાત ૭૦ પ્રજાઓની બનેલી છે, માટે આપણા પ્રભુએ "બીજા સિત્તેર શિષ્યોને ઠરાવ્યા." એ પરથી તે એવું સૂચવવા માગતો હતો કે સુવાર્તા તો આખી માણુસજાતને માટે છે. કેટલાંક શહેરોમાં આપણા પ્રભુની વાતનો નકાર કરવામાં આવ્યો હતો તે વિષે તે હમણાં નિરાશા દર્શાવે છે; કેમકે આ શહેરો તો ખાસ રીતે આશીર્વાદ પામેલાં શહેરો હતાં. તેમાંનું એક ગાલીલમાંનું તેનું મુખ્ય સ્થળ હતું. વળી બીજાં પાસે આવેલાં હતાં. આ શહેરના લોકોએ તેની વાત વારંવાર સાંભળી હતી, અને તેઓ ખાસ રીતે તેની કૃપા તથા પરાક્રમના પ્રેક્ષક થયા હતા. જાણવા જેવી વાત એ છે કે આ ત્રણ શહેરોમાંથી એક જ શહેરનાં ચિહ્ન હાલ જોવામાં આવે છે, તે માત્ર થોડાં ખંડેર.

એ સિત્તેરને તેણે જે હુકમ આપ્યા તે બાર પ્રેરિતોને આપેલા હુકમોને મળતા છે. તેઓને તેણે જણાવ્યું કે તમારા કામનાં જુદાં જુદાં પાંચ લક્ષણ હોવાં જોઈએ: ૧. આ કામમાં સમર્પણની જરૂર છે: "ફસલ પુષ્કળ છે ખરી, પણ મજૂરો થોડા છે; માટે તમે ફસલના ધણીની પ્રાર્થના કરો કે તે પોતાની ફસલને સારૂ મજૂરો મોકલે" (કલમ ૨). એ કામ તો એટલું બધું અગત્યનું હતું કે તે વિષે તેઓએ નિરંતર પ્રાર્થનામાં લાગુ રહેવું જોઈએ. ૨ હિંમતની જરૂર છે: "જુઓ, હું તમને વરૂઓમાં ઘેટાંનાં બચ્ચાં જેવા મોકલું છું" (કલમ ૩). સુવાર્તાના સંદેશીઆ સાથે જગત ક્યાં આગળ સારી રીતે વર્ત્યું દેખાય છે? ૩. વિશ્વાસની જરૂર છે: "થેલી કે જોળી કે જોડા લેતા ના" (કલમ ૪). તમારી સઘળી અગત્ય પૂરી પાડવામાં આવશે એવું તે તેઓને કહેતો હતો. ૪. આસ્થાની જરૂર છે: "માર્ગે કોઈને પણ સલામ કરતા ના" (કલમ ૪). તેઓનું કામ એટલું બધું અગત્યનું અને ઉતાવળનું હતું કે તેઓએ સાધારણ વ્યવહારમાં પણ વખત ગૂમાવવો નહિ. ઉતાવળે કરવાનું કામ કોઈને સોંપતી વખતે "જોજે, માર્ગે કોઈને પણ સલામ કહેતો ના" એમ કહેવાનો યહુદીઓમાં રિવાજ હતો (૨ રાજા ૪; ૨૯). ૫. વિવેકની પણ જરૂર છે: "વળી જે કોઈ ઘરમાં તમે પેસો ત્યાં પ્રથમ એમ કહો, કે આ ઘરનાંને શાંતિ થાઓ.........અને તેઓની પાસે જે હોય તે ખાતાપીતા રહો" (કલમ ૫, ૭).

વળી તે તેઓને ઉત્તેજન આપ્યા વિના પણ રહ્યો નહિ. તેણે તેઓને કહ્યું, કે "જુઓ, હું તમને ઘેટાંનાં બચ્ચાં જેવા મોકલું છું" (કલમ ૩) એ ખરૂં; પરંતુ તેણે તેઓને એમ પણ કહ્યું, કે "ઓ નાની ટોળી, બીહો મા; કેમકે

તમને રાજ્ય આપવાની તમારા બાપની ખુશી છે" (લુક ૧૨; ૩૨). વળી આ દિલાસો તેઓએ કેવો સંપાદન કર્યો તે પાછળના વૃત્તાંત પરથી માલૂમ પડે છે; કેમકે પાઊલ લખે છે, કે "ખ્રિસ્તના પ્રેમથી આપણને કોણ જુદા પાડશે? શું વિપત્તિ, કે વેદના, કે સતાવણી, કે દુકાળ, કે નગ્નતા, કે જોખમ, કે તરવાર? લખેલું છે, કે તારે લીધે અમે આખો દિવસ માર્યા જઈએ છીએ; કપાવાનાં ઘેટાંના જેવા અમે ગણાએલા છીએ" (રૂમી. ૮; ૩૫, ૩૬). વળી "પ્રકટીકરણ"ના પુસ્તક પરથી સતાવણી હોવા છતાં પણ ખ્રિસ્તને વિશ્વાસુ રહેવાનું પરિણામ કેવું આવશે તે આપણે જોઈ શકીશું: "કેમકે રાજ્યાસનની મધ્યે જે હલવાન છે, તે તેઓનો પાળક થશે, અને જીવનના પાણીના ઝરાઓ પાસે તે તેઓને દોરી લઈ જશે; અને ઈશ્વર તેઓની આંખોમાંથી પ્રત્યેક આંસુ લોહી નાખશે" (પ્રકટી. ૭; ૧૭). આ બાબતો વિષે મનન કર્યા પછી સોળમી કલમમાં જે મોટું વચન મળે છે તેનું રહસ્ય સમજવાને આપણે તૈયાર થઈએ છીએ. ત્યાં આગળ એવું લખેલું છે, કે "જે કોઈ તમારૂં સાંભળે છે તે મારૂં સાંભળે છે; અને જે કોઈ તમારો નકાર કરે છે તે મારો નકાર કરે છે; અને જે કોઈ મારો નકાર કરે છે તે મારા મોકલનારનો નકાર કરે છે." જ્યારે ઈસુ ખ્રિસ્તની સામે બારણું બંધ કરવામાં આવે છે ત્યારે કેટલા બધા મોટા મહેમાનને બહાર ઊભો રાખવામાં આવે છે! પરંતુ જ્યારે તેનો સ્વીકાર કરવામાં આવે છે ત્યારે કેવો દૈવી મિત્ર ઘરમાં પ્રવેશ કરે છે!

## સિત્તેરનું પાછું આવવું: ૧૦; ૧૭–૨૪

**૧૭ તે સિત્તેર હરખાતા હરખાતા પાછા આવ્યા, અને તેઓએ
કહ્યું, કે પ્રભુ, તારા નામથી ભૂતો પણ અમારે તાબે થયાં છે.
૧૮ તેણે તેઓને કહ્યું, કે મેં શેતાનને વીજળીની પેઠે આકાશથી પડેલો
જોયો. ૧૯ જુઓ, મેં તમને સર્પો તથા વીંછુઓ પર પગ મૂકવાનો,
તથા શત્રુના બધા પરાક્રમ પર અધિકાર આપ્યો છે; અને તમને
કશાથી પણ ઈજા થશે નહિ. ૨૦ પરંતુ આત્માઓ તમારે તાબે થયા,
તેને લીધે હરખાઓ મા; પણ તમારાં નામ આકાશમાં લખેલાં છે,
તેને લીધે હરખાઓ.**

**૨૧ તેજ વેળાએ પવિત્ર આત્માથી હરખાઇને તે બોલ્યો, કે ઓ
બાપ, આકાશ તથા પૃથ્વીના ધણી, હું તારી સ્તુતિ કરૂં છું, કે
જ્ઞાનીઓથી તથા બુદ્ધિમાનોથી તેં એ વાત ગુપ્ત રાખીને બાળકોને
પ્રગટ કરી છે; હા, બાપ, કેમકે એ તને સારૂં લાગ્યું. ૨૨ મારા બાપે
મને સઘળું સોંપ્યું છે; અને દીકરો કોણ છે, એ બાપ વિના બીજો
કોઇ જાણતો નથી; તેમજ બાપ કોણ છે, એ દીકરા વિના તથા જેને**

**દીકરો પ્રગટ કરવા ચાહે તે વિના બીજો કોઇ જાણતો નથી. [23] તેણે શિષ્યો તરફ ફરીને તેઓને એકાંતમાં કહ્યું, કે તમે જે જુઓ છો, તે જેઓની આંખો જુએ તેઓને ધન્ય છે! [24] કેમકે હું તમને કહું છું, કે તમે જે જુઓ છો તે ઘણા પ્રબોધકો તથા રાજાઓ જોવા ચહાતા હતા, પણ તેઓ તે જોવા પામ્યા નહિ; અને તમે જે સાંભળો છો તે તેઓ સાંભળવા ચહાતા હતા, પણ તેઓ તે સાંભળવા પામ્યા નહિ.**

આપણો પ્રભુ છેલ્લી વારે યરૂશાલેમ જવાની મુસાફરી કરતો હતો તે દરમિયાન પોતાના કામનો હેવાલ આપવા માટે સિત્તેર જણ તેની પાસે પાછા આવ્યા. તેઓ ક્યારે અને કયા સ્થળે તેની પાસે આવ્યા એ કંઈ કહેવામાં આવતું નથી, પરંતુ પોતાને સોંપેલા કામમાં તેઓ ફતેહમંદ નીવડ્યા હતા અને તે સંબંધી તેને કહેવા આતુર હતા: "તે સિત્તેર હરખાતા હરખાતા પાછા આવ્યા, અને તેઓએ કહ્યું, કે પ્રભુ, તારા નામથી ભૂતો પણ અમારે તાબે થયાં છે" (કલમ ૧૭). આવી રીતે પોતાને ફતેહ મળી છે તેથી તેઓને નવાઈ લાગી હોય એમ દેખાય છે; પરંતુ પ્રભુને તો કંઈ નવાઈ લાગી નહિ. પોતાના શિષ્યોને મળેલી ફત્તેહદ્વારા તે શેતાનનો અંતિમ પરાજય જોઈ શકતો હતો. તેણે તેઓને કહ્યું, કે "મેં શેતાનને વીજળીની પેઠે આકાશથી પડેલો જોયો" (સરખાવો યશા. ૧૪; ૧૨). તેજ વખતે તેણે તેઓને ફરીથી ખાતરી આપી કે ઈશ્વર તમારી રક્ષા કરશે, કેમકે પવિત્ર શાસ્ત્રમાં એવું કહ્યું છે, કે "તું સિંહ તથા સાપ પર પગ મૂકશે; સિંહના બચ્ચાને તથા એરૂને તું ખૂંદી નાખશે" (ગીતશાસ્ત્ર ૯૧; ૧૩).

સિત્તેર હરખાય એમાં નવાઈ જેવું કંઈ ન હતું, અને તેઓના આનંદમાં આપણો પ્રભુ પણ ભાગ લેતો હતો, પરંતુ તેઓમાં એક જાતનું ધાર્મિક અભિમાન માલૂમ પડતું હતું, તેથી તેને તેઓને ચેતવણી આપવાની જરૂર જણાઈ. તેઓ ભૂતોને કાઢી શકતા હતા એ આનંદ કરવાનું કારણ હતું ખરૂં, પરંતુ તે કરતાં પણ આનંદ કરવાનું મોટું કારણ તેઓને મળે એવી તેની મરજી હતી, તેથી તેણે તેઓને કહ્યું, કે "આત્માઓ તમારે તાબે થયા, તેને લીધે હરખાઓ મા; પણ તમારાં નામ આકાશમાં લખેલાં છે, તેને લીધે હરખાઓ" (કલમ ૨૦). થોડી વાર ઉપર આકાશના રાજ્યની સેવામાં જેઓ પ્રવેશ કરવાની ઇચ્છા રાખતા હોય તેઓને નમૂનો આપવા સારૂ તેણે તેઓની વચમાં એક બાળકને ઊભું રાખ્યું હતું, અને તે પરથી તે એવું શિખવવા માગતો હતો કે શિષ્યપણાની કસોટી પ્રાપ્તિથી નહિ પણ ચારિત્ર્યથી થાય છે. આવા સાધુ માણસો આટલું બધું કરી શક્યા હતા તેથી આપણા પ્રભુના આનંદનો પાર રહ્યો નહિ: "તેજ વેળાએ પવિત્ર આત્માથી હરખાઈને તે બોલ્યો, કે ઓ બાપ, આકાશ તથા

પૃથ્વીના ધણી, હું તારી સ્તુતિ કરૂં છું, કે જ્ઞાનીઓથી તથા બુદ્ધિમાનોથી તેં એ વાત ગુપ્ત રાખીને બાળકોને પ્રગટ કરી છે; હા, બાપ, કેમકે એ તને સારૂં લાગ્યું" (કલમ ૨૧). સ્વર્ગ જેવી કોઈ જગા છે કે નહિ એ વિષે ડાહ્યા માણસો ચર્ચા કરે છે એટલામાં બાળકો ત્યાં પ્રવેશ કરે છે. પ્રબોધકો તથા રાજાઓએ આવો સમય જોવાની આશા રાખી હતી, અને તેઓ મરણ પામ્યા છતાં તેઓને વચન મળ્યું નહિ. અમુક જમાનાનો મહિમા ઘણી વાર પાછળથી જ જોવામાં આવે છે; ત્યારે તેજ જમાનાનાં માણસો તે જોઈ શકતાં નથી. મોટામાં મોટી વ્યક્તિઓ તેમજ મોટામાં મોટી બીનાનો મહિમા જેઓ વિશેષ નજીક રહેતાં હોય તેઓથી ઘણી વાર ગુપ્ત રાખવામાં આવે છે. માટે આપણો પ્રભુ અહીં આગળ ભાર દઈને તેમજ ચોકખા શબ્દોમાં જણાવે છે કે હું ઈશ્વરનો દેવી પુત્ર છું, અને માણસોને ઈશ્વરને પ્રગટ કરવાનું પરાક્રમ મારા સિવાય કોઈને છે જ નહિ: "મારા બાપે મને સઘળું સોંપ્યું છે; અને દીકરો કોણ છે, એ બાપ વિના બીજો કોઈ જાણતો નથી; તેમજ બાપ કોણ છે એ દીકરા વિના તથા જેને દીકરો પ્રગટ કરવા ચાહે તે વિના બીજો કોઈ જાણતો નથી" (કલમ ૨૨). આપણા પ્રભુના ઈશ્વરત્વ વિષે આથી વધારે ચોકખું વચન આખા પવિત્ર શાસ્ત્રમાં મળતું નથી. આ તો મહા જમાનો હતો, કારણ કે તે મહાન તારનાર હતો.

## મારો પડોશી કોણ? ૧૦; ૨૫–૩૭

૨૫ જુઓ, એક પંડિતે ઊભા થઇને તેનું પરીક્ષણ કરતાં કહ્યું, કે
ઉપદેશક, અનંતજીવનનો વારસો પામવા સારૂ મારે શું કરવું?
૨૬ તેણે તેને પૂછ્યું, કે નિયમશાસ્ત્રમાં શું લખેલું છે? તું શું વાંચે છે?
૨૭ તેણે ઉત્તર આપ્યો, કે તારા દેવ પ્રભુ પર તારા ખરા હૃદયથી તથા
તારા ખરા જીવથી તથા તારા પૂરા સામર્થ્યથી તથા તારા ખરા મનથી
પ્રેમ રાખવો; અને જેવો પોતા પર તેવો તારા પડોશી પર [પ્રેમ
રાખવો]. ૨૮ તેણે તેને કહ્યું, કે તેં ઠીક ઉત્તર આપ્યો છે; એમ કર,
એટલે તું જીવશે. ૨૯ પણ તેણે પોતાને ન્યાયી ઠરાવવાની ઇચ્છા
રાખીને ઈસુને કહ્યું, મારો પડોશી કોણ છે? ૩૦ ઇસુએ ઉત્તર આપ્યો,
કે એક પુરુષ યરૂશાલેમથી યરેખો જતો હતો; અને તે લૂંટારાના
હાથમાં પડયો, અને તેઓ તેનાં લૂગડાં ઉતારી લઈને તથા તેને
મારીને તેને અધમૂઓ મૂકીને ચાલ્યા ગયા. ૩૧ દેવયોગે એક યાજક
તે માર્ગે થઇને જતો હતો; અને તે તેને જોઇને બીજી બાજુએ
ચાલ્યો ગયો. ૩૨ એમજ એક લેવી પણ તે ઠેકાણે આવ્યો, ત્યારે
તેને જોઇને તે પણ બીજી બાજુએ ચાલ્યો ગયો. ૩૩ પણ એક
સમરૂની માર્ગે ચાલતાં ચાલતાં જ્યાં તે પડયો હતો ત્યાં આવ્યો;

**અને તેને જોઇને તેને કરુણા આવી. [34] તે તેની પાસે ગયો, તેના
ઘા પર તેલ તથા દ્રાક્ષારસ રેડીને પાટા બાંધ્યા; અને તેને પોતાના
જાનવર પર બેસાડીને ઉતારામાં લઈ ગયો, અને તેની માવજત
કરી. [35] બીજે દહાડે તેણે બે દીનાર કાઢીને ઉતારાવાળાને આપીને
કહ્યું, કે એની માવજત કરજે; અને એ કરતાં જે કંઇ વધારે ખરચ
લાગશે તે હું પાછો આવીશ ત્યારે તને આપીશ. [36] હવે તું શું ધારે
છે, લૂંટારાના હાથમાં પડેલા માણસનો પડોશી એ ત્રણમાંનો કોણ
ઠર્યો ? [37] તેણે તેને કહ્યું, કે જેણે તેના પર દયા કરી તે. ઇસુએ તેને
કહ્યું, કે તું જઇને એ પ્રમાણે કર.**

આ બીના બની ત્યારે આપણો પ્રભુ સમારીઆમાંથી નીકળ્યો હતો અને યુદીઆમાં કોઈ ઠેકાણે ઉપદેશ કરતો હતો. શ્રોતાજનો બેઠેલા હતા (કલમ ૨૫). એ ઉપરથી માનવામાં આવે છે કે આ બીના કદાપિ સભાસ્થાનમાં બની હોય; વળી ત્યાર પછી બેથાનીઆ આવ્યું ત્યારે જ તે થોભ્યો. તે પરથી માનવામાં આવે છે કે તે સ્થળ કદાપિ યરેખો હોય. એક રાબ્બીએ અનંતજીવન પામવા હું શું કરૂં એવો પ્રશ્ન ઊભો કરીને તેને વાદવિવાદમાં સપડાવવાનો પ્રયત્ન કર્યો. ત્યારે આપણા પ્રભુએ સામો પ્રશ્ન કર્યો, કે "નિયમશાસ્ત્રમાં શું લખેલું છે? તું શું વાંચે છે?" રાબ્બીનો જવાબ તૈયાર હતો. રાબ્બીવર્ગમાં કહેવત જેવું થઈ ગયું હતું કે એ બાબતમાં આખા નિયમશાસ્ત્રનો સમાવેશ થઈ શકે, એટલે (અ) ઈશ્વર પ્રત્યેનો પ્રેમ, અને (બ) પોતાના પડોશી પ્રત્યેનો પ્રેમ. આ વાત આપણો પ્રભુ પણ કબૂલ કરતો હતો, તેથી આ બાબત વિષે ઈસુને ભૂલ ખવડાવવાની તક મને મળી છે એમ આ પંડિતને લાગ્યું, માટે તેણે પૂછ્યું, કે "મારો પડોશી કોણ છે?" હવે નિયમશાસ્ત્રમાં એવું લખેલું છે, કે "તું વેર ન વાળ, ને તારા લોકના વંશ પર ખાર ન રાખ. જેમ પોતા પર તેમજ પોતાના પડોશી પર પ્રીતિ રાખ" (લેવી. ૧૯ ; ૧૮). તેનો અર્થ યહુદીઓ એવો કરતા હતા, કે 'અમારા લોકનો વંશ' એજ અમારા પડોશી છે, અને બીજા બધાને તેઓ કૂતરા સમાન ગણતા હતા. જે દૃષ્ટાંતવડે આપણા પ્રભુએ આ માણસને જવાબ આપ્યો તે દૃષ્ટાંતની ભ્રાતૃભાવને લગતી જેટલી અસર થઈ છે એટલી અસર દુનિયામાંના બીજા કોઈ પણ સાહિત્યથી થઈ નથી. વળી જો આપણા પ્રભુના શ્રોતાઓ યરેખોના માણસો હોય તો તે વિશેષ બંધબેસતું જણાય છે. આ શહેર યરૂશાલેમથી આશરે પંદર માઇલ પર આવેલું હતું, વળી રસ્તો ઢોળાવવાળો હતો અને ડુંગરાળ પ્રદેશમાં થઈને જતો હતો. એ રસ્તે થઈને જતાઆવતા મુસાફરોને બહારવટીઆનો ત્રાસ ભોગવવો પડતો હતો, તેથી તેનું નામ 'લોહીનો ઢોળાવ' રાખવામાં આવ્યું હતું. આ રસ્તાનો ઉપયોગ વેપારીઓ કરતા હતા એટલું જ નહિ પણ જ્યારે મંદિરમાં સેવા કરવાની પોતાના વર્ગની વારી ન હોય

ત્યારે યાજકો તથા લેવીઓ મોટી સંખ્યામાં યરેખોમાં રહેતા હતા, અને તેઓને વારેઘડીએ આ રસ્તે થઈને જવું પડતું હતું. દૃષ્ટાંતમાંનો ઘાયલ થએલો માણસ યહુદી હતો એમ આપણે સમજવાનું છે. જ્યારે તેના પોતાના ધાર્મિક નેતાઓએ તેને ત્યાં ને ત્યાં મરવા પડી રહેવા દીધો ત્યારે એક સમરૂની તેની સેવા કરતો માલૂમ પડે છે. આ સમરૂનીએ તે જાણે પોતાનો સગો ભાઈ હોય એવી રીતે તેની સેવા કરી, અને જ્યાં સુધી તે પોતાનાં સગાંની સાથે વ્યવહાર રાખી ન શક્યો ત્યાં સુધી તેણે તેની સારવારની બધી વ્યવસ્થા કરી. દૃષ્ટાંતનું લાગુકરણ કરતાં આપણા પ્રભુએ પંડિતને પૂછ્યું, કે "હવે તું શું ધારે છે, લૂંટારાના હાથમાં પડેલા માણસનો પડોશી એ ત્રણમાંનો કોણ ઠર્યો?" આ સવાલનો એક જ જવાબ આપી શકાય એમ હતું, અને તે પંડિતજીને શરમાઈને આપવો જ પડ્યો: "જેણે તેના પર દયા કરી તે." ઈસુએ કહ્યું, કે "તું જઈને એ પ્રમાણે કર."

## મારથા તથા મરિયમ : ૧૦ ; ૩૮–૪૨

**૩૮ તેઓ માર્ગે ચાલતા હતા તે દરમિયાન તે એક ગામમાં પેઠો;
અને મારથા નામે એક સ્ત્રીએ પોતાને ઘેર તેને પરોણો રાખ્યો.
૩૯ મરિયમ નામે તેની એક બહેન હતી, તે ઇસુના ચરણ આગળ
બેસીને તેની વાત સાંભળતી હતી. ૪૦ પણ મારથા કામ ઘણું હોવાથી
ગભરાઇ; તેથી તેણે તેની પાસે આવીને કહ્યું, કે પ્રભુ, મારી બહેને
મને કામ કરવાને એકલી મૂકી છે, તેની શું તને ચિંતા નથી? તેથી
તેને કહે કે તે મને સહાય કરે. ૪૧ પણ પ્રભુએ તેને ઉત્તર આપ્યો, કે
મારથા, મારથા, તું ઘણી વાતો વિષે ચિંતા કરે છે અને ગભરાય છે;
૪૨ પણ એક વાતની જરૂર છે; અને મરિયમે સારો ભાગ પસંદ કર્યો
છે, કે જે તેની પાસેથી લઈ લેવાશે નહિ.**

અહીં આપણે વાંચીએ છીએ, કે "તેઓ માર્ગે ચાલતા હતા તે દરમિયાન તે એક ગામમાં પેઠો." એ ગામ તો બેથાનીઆ હતું, અને તે જૈતુન પહાડના ઢોળાવ પર આવેલું હતું; વળી આ બે તો લાજરસની બહેનો હતી (સરખાવો યોહાન ૧૧ ; ૧). પરંતુ લુક ગામનું તેમજ તેઓના ભાઈનું નામ જણાવતો નથી. એવું ધારવામાં આવે છે કે જે પાપી બાઈ સીમોન ફરોશીના ઘરમાં કૃપા પામી હતી તે એટલે મરિયમ માગદાલેણ હતી (સરખાવો લુક ૭ ; ૩૬–૫૦). યોહાને પોતાની સુવાર્તા લખી ત્યાર પહેલાં ભાઈ તથા બહેનો મરણ પામ્યાં હતાં, તેથી યોહાન વિના સંકોચે તેઓનાં નામ જણાવે છે; પરંતુ પહેલા ત્રણે સુવાર્તિકો તેઓ પ્રત્યેની ભલી લાગણીને લીધે તેઓનાં નામ પર પડદો ઢાંકે છે. માત્થી તથા માર્ક માત્ર મરિયમ માગદાલેણનું નામ લે

છે, પરંતુ તેના વિષે કંઈ વિશેષ હકીકત જણાવતા નથી; અત્રે લુક તે રજુ કરે છે ત્યારે તે પણ કંઈ પાછું રાખતો હોય એમ માલૂમ પડે છે.

આપણે ઉપર જોઈ ગયા તેમ માંડવા પર્વનો સમય હતો (સરખાવો યોહાન ૭; ૧–૧૦), અને તે બધાં યહુદી પર્વો કરતાં વિશેષ આનંદમય પર્વ હતું. કહેવત ચાલતી હતી, કે જેણે માંડવા પર્વનો આનંદ અનુભવ્યો ન હોય તે આનંદ શું છે એ જાણતો નથી. આ પર્વ વખતે મિસરમાંથી હેબ્રીઓનું જે નિર્ગમન થયું હતું તેની યાદગીરી કરવામાં આવતી હતી, અને પોતાના પૂર્વજો અરણ્યમાં જે માંડવામાં રહેતા હતા તેની યાદગીરીને અર્થે લોકો ઝાડની ડાળીઓના માંડવા બનાવીને તેમાં રહેતા હતા. આ પર્વ કાપણીનું પણ હતું. તેઓ સ્વાદિષ્ઠ ભોજન કરતા, મિષ્ટપાન કરતા અને જેઓએ કંઈ તૈયાર કરેલું ન હોય તેઓને માટે હિસ્સા મોકલી આપતા હતા (નહે. ૮; ૯-૧૮).

આપણા પ્રભુએ આ ઘરને ઘણો આશીર્વાદ દીધો હતો, તેથી ગમે તે વેળાએ તેનો આવકાર થાય જ; પરંતુ આવો આનંદનો સમય હતો, તેથી મારથાએ વિશેષ ઉદારતાથી તેની પરોણાચાકરી કરવાનો નિશ્ચય કર્યો; ત્યારે મરિયમ તો જે પગ તેણે એક વેળા પોતાનાં આંસુથી ધોયા હતા અને પોતાના વાળથી લુછ્યા હતા તેની પાસે બેઠી. મારી બહેન અલગ રહે છે, અને કામમાં મને મદદ કરતી નથી તેથી મારથાને ખોટું લાગ્યું, માટે પ્રભુની પાસે આવીને તેણે ફરિયાદ કરી, કે "પ્રભુ, મારી બહેને મને કામ કરવાને એકલી મૂકી છે, તેની શું તને ચિંતા નથી? તેથી તેને કહે કે તે મને સહાય કરે" (કલમ ૪૦). હવે આપણો પ્રભુ મારથા પર પ્રેમ રાખતો હતો (યોહાન ૧૧; ૫) તેથી તે જાણતો હતો કે તે મારા પરના પ્રેમને લીધે આટલી બધી ચિંતા કરે છે; પરંતુ જેના વિષે મારથા જાણતી ન હતી એવો ખોરાક તેની પાસે હતો, અને તેમાંથી તે મરિયમને આપતો હતો. મિષ્ટ ભોજન તૈયાર કરવા વિષે મારથાને જે ચિંતા હતી તે બિનજરૂરી હતી; તે કરતાં આ 'બીજું ખાવાનું' વધારે અગત્યનું હતું, તેથી ઈસુ તેને કહે છે, કે "મારથા, મારથા, તું ઘણી વાતો વિષે ચિંતા કરે છે અને ગભરાય છે; પણ એક વાતની જરૂર છે; અને મરિયમે સારો ભાગ પસંદ કર્યો છે, કે જે તેની પાસેથી લઈ લેવાશે નહિ" (કલમ ૪૧, ૪૨. સરખાવો નહે. ૮; ૧૦).

## શોધકોને માટે દોરવણી: ૧૧; ૧–૧૩

**તે એક ઠેકાણે પ્રાર્થના કરતો હતો. તે કરી રહ્યા પછી તેના શિષ્યોમાંના એકે તેને કહ્યું, કે પ્રભુ, યોહાને પોતાના શિષ્યોને પ્રાર્થના કરતાં શીખવ્યું તેમ તું પણ અમને શીખવ. [2] તેણે તેઓને કહ્યું, કે તમે પ્રાર્થના કરો, ત્યારે કહો, કે ઓ [[ આકાશમાંના અમારા ]]**

બાપ, તારૂં નામ પવિત્ર મનાઓ; તારૂં રાજ્ય આવો; [[જેમ
આકાશમાં તેમ પૃથ્વી પર તારી ઇચ્છા પૂરી થાઓ;]] [3]દિવસની
અમારી રોટલી રોજ રોજ અમને આપ; [4]અને અમારાં પાપ
અમને માફ કર; કેમકે અમે પોતે પણ અમારા હરેક ઋણીને માફ
કરીએ છીએ. અને અમને પરીક્ષણમાં ન લાવ; [[પણ ભૂંડાથી
અમારો છૂટકો કર]].

[5]તેણે તેઓને કહ્યું, કે તમારામાંના કોઇને મિત્ર હોય, અને
મધરાતે તે તેની પાસે જઇને તેને એવું કહે, કે મિત્ર, મને ત્રણ રોટલી
ઉછીની આપ; [6]કેમકે મારો એક મિત્ર મુસાફરીએથી મારે ત્યાં
આવ્યો છે, તેની આગળ પીરસવાનું મારી પાસે કંઇ નથી. [7]તો
શું, તે માંહેથી ઉત્તર આપતાં એમ કહેશે, કે મને તસ્દી ન દે: હમણાં
બારણું બંધ છે, અને મારાં છોકરાં મારી પાસે ખાટલામાં છે; હું તો
ઊઠીને તને આપી શકતો નથી? [8]હું તમને કહું છું, કે તે તેનો મિત્ર
છે, તેને લીધે તે ઊઠીને તેને નહિ આપે, તોપણ તેના આગ્રહને લીધે
તે ઊઠશે, અને જોઇએ તેટલી [રોટલી] તેને આપશે. [9]હું તમને
કહું છું, કે માગો, તો તમને આપવામાં આવશે; શોધો, તો તમને
જડશે; ઠોકો, તો તમારે સારૂ ઉઘાડવામાં આવશે. [10]કેમકે જે કોઇ
માગે છે તે પામે છે; જે શોધે છે તેને જડે છે; અને જે ઠોકે છે તેને
સારૂ ઉઘાડવામાં આવશે. [11]વળી તમારામાંના કોઇ બાપની પાસેથી
જો તેનો છોકરો રોટલી માગે તો શું તે તેને પથ્થર આપશે? અથવા
જો માછલી [માગે] તો શું માછલીને બદલે તે તેને સાપ આપશે?
[12]અથવા તે ઈંડુ માગે તો શું તે તેને વીંછુ આપશે? [13]માટે જો તમે
ભૂંડા છતાં તમારાં છોકરાંને સારાં દાન આપી જાણો છો, તો આકાશ-
માંના બાપની પાસેથી જેઓ માગે, તેમને તે પવિત્ર આત્મા આપશે,
તે કેટલું વિશેષ ખાતરીપૂર્વક છે?

માત્થી ૬; ૧-૧૮નો ખુલાસો જુઓ. ત્યાં આગળ આપણા પ્રભુની આદર્શ પ્રાર્થના વિષે વિગતવાર ચર્ચા કરવામાં આવી છે. આ પ્રાર્થનાને "પ્રભુની પ્રાર્થના" કહેવામાં આવે છે; પરંતુ ખરૂં જોતાં તેને શિષ્યોની પ્રાર્થના કહેવી જોઈએ, કેમકે તેમનાં ઉપયોગ તથા દોરવણીને માટે તે નમૂના તરીકે શિખવવામાં આવી હતી. યહુદીઓ તો પ્રાર્થનાવાદી લોકો હતા. તેઓના નેતા એટલે ફરોશીઓ બીજી કોઈ પણ બાબત કરતાં પ્રાર્થનાની અગત્ય પર વધારે ભાર મૂકતા હતા, છતાં જાણવા જેવી બાબત એ છે કે ઈસુ ખ્રિસ્તના શિષ્યોને ખરી પ્રાર્થના સંબંધી પોતાનું અજ્ઞાન તેમજ તે વિષે શિક્ષણની જરૂરિયાત

કબૂલ કરવાં પડયાં હતાં. ઈસુ પોતે હમેશાં પ્રાર્થના કરતો હતો, અને તેના સહવાસમાં રહેવાને લીધે આ શિષ્યોને એવું ભાન થતું હતું, કે પ્રાર્થનાદ્વારા અમારા પ્રભુને જેવો અનુભવ થાય છે તેવો અનુભવ અમે ગમે તેટલી પ્રાર્થના કરીએ તોપણ અમને મળતો નથી. તેઓ પોતે જે પ્રાર્થના કરતા હતા તેવડે તેઓના હૃદયને સંતોષ થતો ન હતો. અમારી પ્રાર્થનામાં કંઈક ઊણપ છે એવું તેઓ જાણતા હતા, માટે તેની પાસે આવીને તેઓએ વિનંતી કરી, કે તું અમને પ્રાર્થના કરતાં શીખવ. બીજા શિક્ષકો પણ પ્રાર્થના સંબંધી પોતાના શિષ્યોને શિક્ષણ આપતા હતા. યોહાન બાપ્તિસ્મા કરનાર પોતાના શિષ્યોને આ વિષય સંબંધી શિક્ષણ આપતો હતો, અને સીરીએક હસ્તલેખમાં આ પ્રકરણની સામે હાંસીઆમાં એક નોંધ છે, તેમાં યોહાને પોતાના શિષ્યોને શીખવેલી એક પ્રાર્થનાનો નમૂનો મળે છે: "હે પિતા, તારો મહિમા અમને બતાવ; હે પુત્ર (મસીહ), અમે તારી વાણી સાંભળીએ એવું કર; હે આત્મા, તું સદાકાળ અમારાં હૃદય પવિત્ર કર. આમેન." હવે આ બાર પ્રેરિતોમાંના કેટલાએક પ્રભુ ઈસુ ખ્રિસ્તને મળ્યા તે પહેલાં તેઓ યોહાન બાપ્તિસ્મા કરનારના શિષ્યો હતા (સરખાવો યોહાન ૧; ૩૫, ૪૦); માટે તેઓના મનમાં એવો વિચાર આવ્યો કે આ બાબતમાં ઈસુ અમારા જૂના ગુરુનું અનુકરણ કરતો નથી એનું શું કારણ હશે? એમ ન કરવાનું આપણા પ્રભુને કારણ હતું. ઉપલી ઓરડીમાં તેણે વિદાયગીરીનું જે ભાષણ કર્યું તેમાં તેણે તે જણાવ્યું: "હજી સુધી મારે નામે તમે કંઈ માગ્યું નથી; તમારો આનંદ સંપૂર્ણ થાય માટે માગો ને તમને મળશે" (યોહાન ૧૬ ; ૨૪); અર્થાત્ પ્રભુ ઈસુ ખ્રિસ્તનું સંપૂર્ણ કરેલું કામ જ ખ્રિસ્તી પ્રાર્થનાનો આધાર થવાનું હતું. તે કામ હજી સંપૂર્ણ થયું ન હતું; એટલું જ નહિ પણ જે પવિત્ર આત્માને તે મોકલવાનો હતો તે તેઓને શીખવે નહિ ત્યાં સુધી આ પાઠ તેઓ શીખી શકે નહિ (યોહાન ૧૬ ; ૭, ૧૩).

હવે તો તેઓની સ્થિતિ પ્રમાણે તેઓ જેટલું શીખી શકે તેટલું તે તેઓને શીખવે છે. આ પ્રાર્થના પહેલી સુવાર્તામાં જે રૂપમાં મળે છે તે કરતાં અહીં તે જુદી લાગે છે; પરંતુ જે જમાનામાં હજુ સુવાર્તાઓ લખવામાં આવી ન હતી તે જમાનામાં આવો તફાવત દંતકથાઓમાં દાખલ થાય એમાં નવાઈ જેવું કંઈજ નથી. વળી સુવાર્તાઓ લખાઈ ગયા પછી પણ પુસ્તકોની અછત હતી, તેથી પવિત્ર શાસ્ત્રનાં વચનોનો ઘણું કરીને મુખપાઠ કરવામાં આવતો હતો. પોતાના શિષ્યોને પ્રાર્થનાનો આવો નમૂનો આપ્યા પછી આપણો પ્રભુ એક દૃષ્ટાંત આપીને તેનો ખુલાસો પણ કરે છે. જેઓ પ્રાર્થના કરે છે છતાં તેમને જવાબ મળતો નથી તેવાં માણસો નિરાશ થાય એવો સંભવ છે; અને તેઓને ઉત્તેજન આપવા સારૂ આપણો પ્રભુ આ દૃષ્ટાંત કહે છે. તેનો ભાવાર્થ એવો જણાય છે કે મિત્રતાને કારણે સ્વાર્થી માણસ

જે કામ નહિ કરે તે તે ઘણી વાર આગ્રહને લીધે કરે છે; તો પછી આકાશી પિતા પોતાનાં જે છોકરાં પર પ્રેમ રાખે છે તેઓની દાદ સાંભળશે એ કેટલું વિશેષ ખાતરીપૂર્વક છે?

છતાં હજુ પણ પોતાના શિષ્યોને એક ચેતવણી આપવાની જરૂર પ્રભુને જણાય છે. વિશ્વાસની પ્રાર્થના એટલે શું? આપણે જે માગીએ છીએ તેજ આપવામાં આવશે એવું આપણે માનવાનું નથી. ઈશ્વરે શું કરવું જોઇએ એ તેને કહી દેવું એનું નામ પ્રાર્થના નથી; પરંતુ તેને આપણી જરૂરિયાત જણાવવી અને પોતાની ડાહી તથા કૃપાવંત રીત પ્રમાણે તે પૂરી કરવા દેવી એનું નામ પ્રાર્થના. દાખલા તરીકે જેથી પોતાને નુકસાન થાય એવાં વાનાં બાળક પોતાના બાપ પાસે માગી શકે છે. બાળક તો પથ્થરને રોટલી સમજે, સાપને માછલી સમજે અથવા વીંછીને ઇંડું સમજે; પણ બાપ એવું સમજે નહિ અને તે ન આપવામાં તે પોતાનું ડહાપણ પ્રદર્શિત કરે છે. એવી જ રીતે આકાશી પિતા પણ આપણી સાથે વર્તે છે. પ્રભુની પ્રાર્થનામાં નમ્રતા તથા નિઃસ્વાર્થ પણ શિખવવામાં આવે છે. આપણા ખાનગી લાભ કરતાં ઈશ્વરના મહિમાને પ્રથમ સ્થાન આપવાનું છે; વળી આપણે પ્રાર્થના કરીએ છીએ ત્યારે આપણા સિવાય ઈશ્વરને બીજાં પણ છોકરાં છે એ આપણે ભૂલી જવું નહિ; વળી જેથી તેઓને ઇજા થાય અગર તેમને નુકસાન થાય એવું કંઈ પણ આપણે માગવું નહિ.

જે દિલાસો, બળ તથા શાંતિ એકલી પ્રાર્થના આપી શકે છે તે ઈસુ ખ્રિસ્ત અનુભવથી જાણતો હતો. એક વખતે તે પ્રાર્થના કરતો હતો એટલામાં આકાશ ઉઘડી ગયું. બીજી વખતે તેનું રૂપાંતર થયું અને તેનાં લૂગડાં ઉજળાં બહુ સફેદ થયાં એવાં કે પૃથ્વીનો કોઈ પણ ધોબી એવાં સફેદ કરી શકે નહિ. વળી તે ગેથસેમાને વાડીમાં પ્રાર્થના કરતો હતો ત્યારે તેને દિલાસો દેવા માટે એક દૂત આવ્યો. આપણે પણ પ્રાર્થનામાં લાગુ રહીએ તો આપણે પણ શાંતિમય, બળવાન તથા હિંમતવાન બની જઈશું, કેમકે આ વાત યશાયાહના વખતમાં જેટલી સત્ય હતી તેટલી તે હમણાં પણ સત્ય છે, કે "યહોવાહની વાટ જોનારા નવું સામર્થ્ય પામશે; તેઓ ગરુડની પેઠે પાંખો પ્રસારશે; તેઓ દોડશે ને થાકશે નહિ; તેઓ આગળ ચાલશે ને નિર્ગત થશે નહિ" (યશા. ૪૦ ; ૩૧).

## જયવંત ખ્રિસ્તી : ૧૧ ; ૧૪-૨૬

**૧૪ તે એક મૂંગા ભૂતને કાઢતો હતો. તે ભૂત નીકળ્યા પછી તે**
**મૂંગો માણસ બોલ્યો, તેથી લોકો અચરત થયા. ૧૫ પણ તેઓમાંના**
**કેટલાએકે કહ્યું, કે ભૂતોના સરદાર બાલઝબુલ[ની મદદ]થી તે**
**ભૂતોને કાઢે છે. ૧૬ બીજાઓએ તેનું પરીક્ષણ કરતાં તેની પાસે**

આકાશમાંથી નિશાની માગી. [૧૭] પણ તેઓના વિચાર જાણીને તેણે
તેઓને કહ્યું, કે જે કોઇ રાજ્યમાં ફૂટ પડે તે ઉજ્જડ થાય છે; અને
ઘરમાં ફૂટ પડે તો તે પડી જાય છે; [૧૮] જો શેતાન પોતાની સામો
થએલો હોય તો તેનું રાજ્ય કેમ નભે? કેમકે તમે કહો છો કે બાલ-
ઝબુલ[ની મદદ]થી હું ભૂતોને કાઢું છું. [૧૯] જો હું બાલઝબુલ[ની
મદદ]થી ભૂતોને કાઢું છું, તો તમારા દીકરાઓ કોણ[ની મદદ]થી
કાઢે છે? માટે તેઓ તમારા ન્યાયાધીશ થશે. [૨૦] પણ જો હું દેવની
આંગળીથી ભૂતોને કાઢું છું, તો દેવનું રાજ્ય તમારામાં આવ્યું છે.
[૨૧] બળવાન માણસ હથિયારબંધ થઇને પોતાની હવેલી સાચવે છે,
ત્યારે તેનો માલ સલામત રહે છે; [૨૨] પણ જ્યારે તેના કરતાં કોઇ
બળવાન માણસ તેના પર આવી પડીને તેને જીતે, ત્યારે તેનાં જે
હથિયાર પર તે ભરોસો રાખતો હતો તે સર્વે તે તેની પાસેથી લઇ લે
છે, અને તેની લૂંટ વહેંચે છે. [૨૩] જે મારા પક્ષનો નથી તે મારી
વિરૂદ્ધ છે, અને જે મારી સાથે સમેટતો નથી તે વેરી નાખે છે.

[૨૪] અશુદ્ધ આત્મા માણસમાંથી નીકળ્યા પછી નિર્જળ જગા-
ઓમાં વિસામો શોધતો ફરે છે; પણ તે જડતો નથી, ત્યારે તે કહે છે,
કે મારા જે ઘરમાંથી હું નીકળ્યો તેમાં હું પાછો જઈશ. [૨૫] જ્યારે તે
આવે છે ત્યારે તે તેને વાળેલું તથા શોભાયમાન કરેલું માલૂમ પડે છે.
[૨૬] પછી તે જઇને પોતાના કરતાં ભૂંડા બીજા સાત આત્માઓને તેડી
લાવે છે, અને તેઓ માંહે આવીને ત્યાં રહે છે; અને તે માણસની
છેલ્લી અવસ્થા પહેલાંના કરતાં ભૂંડી થાય છે.

માત્થી ૧૨; ૨૨-૪૫ તથા માર્ક ૩; ૨૦-૩૦ નો ખુલાસો જુઓ. આપણા પ્રભુએ એક મૂગા માણસને સાજો કર્યો હતો, તેથી તેને હલકો પાડવાને માટે તેના શત્રુઓએ કહ્યું કે તે શેતાનની મદદથી આવાં કામ કરી શકે છે. ચમત્કાર થઈ ગયો છે તેનો નકાર તેઓ કરી શક્યા નહિ, અને તેના પર તેઓ જે તહોમત મૂકે છે તે મૂકતાં પણ તેઓ તેના પરાક્રમ વિષે સાક્ષી આપે છે. આપણા પ્રભુના જવાબથી તેઓની વાતનું ખંડન કરવામાં આવે છે. તેઓની વાત ભૂંડી હતી એટલુંજ નહિ પણ મૂર્ખાઈ ભરેલી હતી, કેમકે શેતાન ભલે ભૂંડો હોય, પણ તેને મૂર્ખ કહેવાય નહિ. વળી આ લોકો માનતા હતા કે જેમને ભૂતો કાઢવાની શક્તિ હોય એવા માણસો અમારામાં પણ છે; તેથી એક જ પરિણામ જુદા જુદા બે કર્તાથી થાય છે એમ કહેવામાં તેઓની મૂર્ખાઈ જણાય છે. જો એવા માણસોની શક્તિ તેઓને ઉપરથી મળી હોય તો ઈસુ ખ્રિસ્તને નીચેથી મળી એવું શા આધારે કહેવાય? છેવટે આપણો પ્રભુ

પોતાના શ્રોતાઓને એવું સમજાવે છે કે તેઓએ જે ચમત્કાર જોયો છે તે ઇશ્વરનું રાજ્ય આવ્યાની નિશાણીરૂપ છે. લાંબા વખત ઉપર મુસાના ચમત્કારો જોઈને ફારૂનના જાદુગરોએ તેને કહ્યું હતું, કે "એમાં તો ઇશ્વરની આંગળી છે" (નિર્ગમન ૮ ; ૧૯); તેથી આ યહુદીઓએ પોતાની અદેખાઈ તજી દઈને મિસરીઓના પ્રામાણિકપણાનું અનુકરણ કરવું જોઈએ. પ્રામાણિક માણસ હોય તો સત્ય જોયા પછી તે કબૂલ રાખશેજ રાખશે. પછી જે બનાવ બન્યો હતો તેનો ખુલાસો આપતાં ઇસુ કહે છે, કે હું આ માણસની પાસે આવ્યો ત્યારે તેનો આત્મા શેતાનના કબજામાં હતો; વળી મેં શેતાનની પાસેથી આ માણસનો આત્મા લઈ લીધો પણ ખરો. પુરાતન વખતના એક ભક્તે કહ્યું છે, કે "શું, પરાક્રમી પાસેથી લૂંટ ખૂંચવી લેવાશે? અથવા શું ભયંકરની લૂંટ પડાવી લેવાશે?" (યશા. ૪૯ ; ૨૪, ૨૫). ઇસુએ કહ્યું, કે હા. વળી એજ કામ કરવા માટે હું આ દુનિયામાં આવ્યો છું.

પરંતુ આપણા પ્રભુએ કહ્યું તેમ ભૂંડા આત્માને હાંકી કાઢવો એ એક વાત છે, પણ તેને પાછો આવતાં અટકાવવો એ બીજી વાત છે. તેને માટે છૂટો થએલો આત્મા ઇસુ ખ્રિસ્તની સાથે સહકાર કરે એવી જરૂર છે. ખાલી હૃદય તે ભૂંડું હૃદય બની જવાનો સંભવ છે; જે હૃદયની ગાદી પર ખ્રિસ્ત બિરાજેલો હોય તેજ હૃદય સલામત છે.

## ચિહ્નો વિષે : ૧૧ ; ૨૭-૩૬

૨૭ તે આ વાતો કહેતો હતો, ત્યારે લોકોમાંથી એક સ્ત્રીએ મોટે
ઘાંટે તેને કહ્યું, કે જે ઉદરમાં તું રહ્યો, અને જે થાનને તું ધાવ્યો તેઓને
ધન્ય છે! ૨૮ પણ તેણે કહ્યું, કે તે કરતાં જેઓ દેવની વાત સાંભળે છે
અને પાળે છે તેઓને ધન્ય છે!

૨૯ લોકો સંખ્યાબંધ તેની પાસે ભેગા થતા હતા ત્યારે તે કહેવા
લાગ્યો, કે આ પેઢી તો ભૂંડી પેઢી છે; તે નિશાની માગે છે; પણ
યૂનાની નિશાની વિના બીજી નિશાની તેને આપવામાં આવશે નહિ.
૩૦ કેમકે જેમ યૂના નીનવીઓને નિશાનીરૂપ થયો, તેમ માણસનો
દીકરો પણ આ પેઢીને થશે. ૩૧ દક્ષિણની રાણી આ પેઢીનાં માણસોની
સાથે ન્યાયકાળે ઊઠશે, અને તેઓને દોષિત ઠરાવશે; કેમકે પૃથ્વીના
છેડાથી તે સુલેમાનનું જ્ઞાન સાંભળવા આવી હતી; અને જુઓ,
સુલેમાનના કરતાં અહીં એક મોટો છે.

૩૨ નીનવેહના માણસો આ પેઢીની સાથે ન્યાયકાળે ઊઠશે, અને
તેને દોષિત ઠરાવશે; કેમકે યૂનાનો ઉપદેશ સાંભળીને તેઓએ
પસ્તાવો કર્યો; અને જુઓ, યૂનાના કરતાં અહીં એક મોટો છે.

**³³ કોઇ માણસ દીવો સળગાવીને ભોંયરામાં કે માપ તળે તેને
મૂકતો નથી, પણ દીવી પર [ મૂકે છે ], એ માટે કે માંહે આવનારાઓ
તેનું અજવાળું જુએ. ³⁴ તારા શરીરનો દીવો તારી આંખ છે.
જ્યારે તારી આંખ નિર્મળ હોય છે, ત્યારે તારૂં આખું શરીર પણ
પ્રકાશે ભરેલું હોય છે; પણ તે ભૂંડી હોય છે, ત્યારે તારૂં શરીર પણ
અંધકારે ભરેલું હોય છે. ³⁵ તેથી તારામાં જે અજવાળું છે તે અંધકાર
ન હોય, માટે સાવધાન રહે. ³⁶ માટે જો તારૂં આખું શરીર પ્રકાશથી
ભરેલું હોય, અને તેનો કોઈ પણ ભાગ અંધકારરૂપ ન હોય, તો જેમ
દીવો પોતાની રોશનીથી તને અજવાળું આપે છે તેમ [ તારૂં શરીર ]
પ્રકાશથી ભરેલું થશે.**

ઈસુને બોલતો સાંભળીને તેના શબ્દોના સામર્થ્ય તથા સુંદરતાની એક બાઈ પર એવી અસર થઈ કે તે બોલી ઊઠી, કે જે ઉદરમાં તું રહ્યો અને જે થાનને તું ધાવ્યો તેઓને ધન્ય છે. આપણા પ્રભુએ એવો જવાબ વાળ્યો, કે તે કરતાં જેઓ ઈશ્વરની વાત સાંભળે છે ને પાળે છે તેઓને ધન્ય છે. પ્રભુ ઈસુ ખ્રિસ્તની મા બનવું એ તો એક જ સ્ત્રીના નસીબની વાત છે, પરંતુ તેની સાથે આત્મિક રીતે જોડાવું એ આખી માણસજાતને માટે શક્ય છે.

લોકો સંખ્યાબંધ તેની પાસે ભેગા થતા હતા ત્યારે તે તેઓને ઠપકો દેવા લાગ્યો. તેનું કારણ તેઓનો અવિશ્વાસ અને ચિહ્નને માટે તેઓની કાયમની માગણી; તેથી તેણે કહ્યું, કે આ પેઢી તો ભૂંડી પેઢી છે. હવે આ લોકોએ તો ઘણાં જ ચિહ્નો જોયાં હતાં, પરંતુ તેઓ જે ચિહ્ન જોવાની વિશેષ આશા રાખતા હતા, એ તેઓને આપવામાં આવ્યું નહિ. ઈસુ ખ્રિસ્ત વચનદત્ત મસીહ હશે એવી આશા ઘણાને હતી; પરંતુ તે વાતના સમર્થનમાં તેઓ અસાધારણ ચિહ્ન જોવાની આશા રાખતા હતા, માટે તેઓને તેણે કહ્યું, કે યૂનાની નિશાની સિવાય બીજી નિશાની તમને આપવામાં આવશે નહિ. કેમકે જેમ યૂના નીનવેહના લોકોને નિશાનીરૂપ થયો હતો, તેમ માણસનો દીકરો પણ આ પેઢીને થવાનો હતો. યૂનાની માફક પ્રભુ ઈસુ ખ્રિસ્ત માણસોને પસ્તાવો કરવાનું તેડું આપતો હતો; વળી જેઓને પોતાનાં પાપની લાગણી હોય તેઓને એ સિવાય બીજી નિશાનીની જરૂર હોતી નથી. આટલી જ નિશાની નીનવેહને વાસ્તે બસ હતી; તો તે આપણે વાસ્તે પણ બસ હોવી જોઈએ. શેબાની રાણીના હકમાં એટલું કહી શકાય કે તે સત્ય જાણવાને આતુર હતી; પરંતુ જ્યાં આગળ પાપની લાગણી નથી અને સત્ય જાણવાની ઇચ્છા નથી ત્યાં આગળ ગમે તે નિશાની આપવામાં આવે તોપણ તે નકામી છે, પરંતુ જે જીવન ઈસુ ખ્રિસ્ત વડે પ્રકાશિત થયું હોય તે તો બધાના કરતાં વધારે ખાતરીજનક નિશાની છે (માત્થી ૫; ૧૫:

૬; ૨૨, ૨૩નો ખુલાસો જુઓ). એક વખતે ઈસુએ કહ્યું હતું, કે હું જગતનું અજવાળું છું (યોહાન ૮; ૧૨); બીજી વખતે તેણે એમ પણ કહ્યું હતું, કે તમે જગતનું અજવાળું છો (માત્થી ૫; ૧૪). આપણે જેમ જેમ તેના અજવાળાનું પ્રતિબિંબ પાડીએ છીએ તેમ તેમ આપણે પોતે પ્રકાશિત થઈએ છીએ. જો આપણે તેનામાં ચાલીએ તો આપણે અંધારામાં રાખેલી દીવાદાંડી સમાન બનીશું, એટલે જેને કોઈ પણ માણસ જોયા વિના રહી શકે નહિ એવી નિશાનીરૂપ બનીશું. એવું અજવાળું ન હોય અને બીજી નિશાની આપવામાં આવે તો પણ આપણે તેને જોઈ શકીએ નહિ.

## હલવાનનો ક્રોધ: ૧૧; ૩૭–૫૪

**[૩૭] તે બોલતો હતો ત્યારે એક ફરોશીએ પોતાની સાથે જમવાને
તેને નોતર્યો; અને તે માંહે જઇને જમવા બેઠો. [૩૮] જમવા પહેલાં
તે નાહ્યો નહિ, તે જોઇને ફરોશી અચરત થયો. [૩૯] પ્રભુએ તેને કહ્યું,
કે તમે ફરોશીઓ તો થાળીવાટકો બહારથી શુદ્ધ કરો છો; પણ
તમારૂં અંતર જુલમે તથા ભૂંડાઇએ ભરેલું છે. [૪૦] અરે મૂર્ખો, જેણે
બહારનું બનાવ્યું તેણે માંહેનું પણ બનાવ્યું નહિ શું? [૪૧] પરંતુ માંહેની
વસ્તુઓ દાનધર્મમાં આપો; અને, જુઓ, બધું તમને શુદ્ધ છે.**

**[૪૨] પણ તમો ફરોશીઓને અફસોસ છે! કેમકે તમે ફુદનાનો,
સિતાબનો તથા સઘળી વનસ્પતિનો દશાંશ આપો છો; પણ ન્યાય
તથા દેવની પ્રીતિ તમે પડતાં મૂકો છો; તમારે આ કરવાં જોઇતાં
હતાં, અને એ ન મૂકવાં જોઇતાં હતાં. [૪૩] તમે ફરોશીઓને અફસોસ
છે! કેમકે તમે સભાસ્થાનોમાં મુખ્ય આસનો તથા ચોટાંઓમાં
સલામો ચાહો છો. [૪૪] તમને અફસોસ છે, કેમકે જે કબરો દેખાતી
નથી, અને જેના ઉપર માણસો અજાણતાં ચાલે છે, તેઓના જેવા
તમે છો!**

**[૪૫] ત્યારે પંડિતોમાંના એકે તેને કહ્યું, કે ઉપદેશક, એમ કહેવાથી
તું અમને પણ મેણાં મારે છે. [૪૬] તેણે કહ્યું, કે ઓ પંડિતો, તમને
પણ અફસોસ છે, કારણ કે તમે માણસો પર એવા બોજા ચઢાવો છો
કે જે ઊંચકતાં મહામુસીબત પડે છે, અને તમે પોતે તે બોજાઓને
તમારી એક આંગળી પણ લગાડતા નથી! [૪૭] તમને અફસોસ છે,
કેમકે જે પ્રબોધકોને તમારા બાપદાદાઓએ મારી નાખ્યા, તેઓની
કબરો તમો બાંધો છો! [૪૮] તો તમે સાક્ષી છો, અને તમારા બાપ-
દાદાઓનાં કામોને સંમતિ આપો છો; કેમકે તેઓએ તેમને મારી
નાખ્યા હતા, અને તમે [તેમની કબરો] બાંધો છો. [૪૯] એ માટે**

દેવના જ્ઞાને પણ કહ્યું, કે હું પ્રબોધકો તથા પ્રેરિતોને તેઓની પાસે
મોકલીશ; તેઓમાંના કેટલાએકને તેઓ મારી નાખશે અને સતાવશે;
[50] જેથી જગતના આરંભથી સઘળા પ્રબોધકોના વહેવડાવેલા લોહીનો
બદલો આ પેઢીના લોક પાસેથી લેવામાં આવે; [51] હા, હું તમને કહું
છું કે હાબેલના લોહીથી તે ઝખાર્યાહ જે હોમવેદી તથા પવિત્રસ્થાનની
વચ્ચે માર્યો ગયો, તેના લોહી સુધી એ સર્વનો બદલો આ પેઢીના
લોક પાસેથી લેવામાં આવશે. [52] તમો પંડિતોને અફસોસ છે! કેમકે
તમે જ્ઞાનની કુચી લઇ લીધી છે; તમે પોતે માંહે પેઠા નથી, અને
જેઓ માંહે પેસતા હતા તેઓને તમે અટકાવ્યા છે.

[53] તે ત્યાંથી નીકળ્યો, તે પછી શાસ્ત્રીઓ તથા ફરોશીઓ
ઝનૂનથી તેની સામે થઇને તેને ઘણી વાતો વિષે બોલવાને છંછેડવા
લાગ્યા. [54] તેના મોંમાંથી કંઇ વાત પકડી લેવા સારૂ તેઓ ટાંપી રહ્યા.

આપણે ઉપર જોઈ ગયા તેમ ફરોશીઓ પણ કોઈ વાર આપણા પ્રભુને જમવા માટે બોલાવતા હતા. તેનો બીજો દાખલો અહીં મળે છે; પરંતુ આ ફરોશીના આમંત્રણમાં કોઈ પણ જાતની દયા તેમજ કોઈ પણ જાતનું ખરાપણું સમાએલાં ન હતાં. ફરોશીઓના વિધિ પ્રમાણે ખાધા પહેલાં હાથ ધોવા જોઈએ (જુઓ માત્થી ૫; ૧-૨૦: માર્ક ૭; ૧-૨૩ નો ખુલાસો), અને જ્યારે આપણા પ્રભુએ આ રિવાજ પડતો મૂકયો ત્યારે તેના ગૃહસ્વામીએ વાંધો લીધો. આવો વાંધો ઉઠાવતાં ગૃહસ્વામી પોતાના મહેમાનની સાથે ભારે અવિવેકથી વર્તતો માલૂમ પડે છે; કેમકે આપણા પ્રભુને આમંત્રણ આપતાં પહેલાં આ બાબત વિષે તેના વિચારો કેવા છે એ તે સારીપેઠે જાણતો હતો. તેથી આપણા પ્રભુએ આ માણસને તેમજ તેના સાથીઓને ભારે ઠપકો આપ્યો, અને એ ઠપકાને તેઓ બધી રીતે પાત્ર હતા. તમને યાદ હશે કે તેના શિષ્યોએ આકાશમાંથી સમરૂની ગામ પર અગ્નિ વરસાવવા માગ્યું ત્યારે તેઓના કરતાં પ્રભુ ઈસુ વધારે ક્ષમાવાન અને ધીરજવાન માલૂમ પડયો; તો આ પ્રસંગે તે આટલો બધો ગુસ્સે થયો તેનું શું કારણ હશે? પ્રભુ ઈસુ ખ્રિસ્ત કોઈ માણસના છાપરા તળે આવે તો તેમાં એ માણસને માટે કેટલો બધો આશીર્વાદ સમાએલો હતો; કેમકે યુગોથી માણસજાતે તેના આવવાની રાહ જોઈ હતી, અને કોઈ માણસથી ગણી શકાય નહિ એવા મોટા સમુદાયનો પ્રેમ તે મેળવવાનો હતો. છતાં આ પ્રસંગે ઈસુ ખ્રિસ્ત સંબંધી એક જ બાબત આ માણસના ધ્યાનમાં આવી એટલે કે તે આવા નાના નિયમનો અનાદર કરે છે! તોપણ પોતાનું અપમાન થયું છે એ કારણથી આપણો પ્રભુ આટલો બધો ગુસ્સે થયો એમ તો નથી; પરંતુ જેઓ આ ઘરમાં એકઠા થએલા

હતા તેઓના મનના વિચાર, તેઓનો ઢોંગ તથા જે ઈરાદાને માટે તેઓ એકઠા થયા હતા તે જાણીને તે ગુસ્સે થયો હતો. કેમકે આ આમંત્રણ આપણા પ્રભુની પરોણાચાકરી કરવાના હેતુથી નહિ, પણ તેને પાશમાં સપડાવવાના હેતુથી આપવામાં આવ્યું હતું : "તેના મોંમાંથી કંઈ વાત પકડી લેવા સારૂ તેઓ ટાંપી રહ્યા હતા" (કલમ ૫૪). આ જગાએ ફરોશીઓના સંબંધમાં આપણો પ્રભુ જે શબ્દો વાપરે છે તે માત્થી દુ:ખસહનના અઠવાડીઆના વૃત્તાંતમાં દાખલ કરે છે (સરખાવો માત્થી ૨૩ અને તેનો ખુલાસો પણ જુઓ); પરંતુ બેશક આપણા પ્રભુએ ફરોશીઓ વિષે આવા શબ્દો અનેક વાર વાપર્યા હશે. તેઓ પોતા વિષે ધારતા હતા કે અમે ન્યાયી છીએ છતાં તેઓ ઢોંગ કરતા હતા, તેથી પ્રભુ તિરસ્કાર વરસાવે છે. તેઓ બહારથી સુંદર અને સ્વચ્છ દેખાતા હતા, પરંતુ તેઓ અંદરખાને ધોળેલી કબરના જેવા હતા. અમારા પગ તળે એ કબરોમાં કેટલી બધી દુર્ગંધ છે એ જાણ્યા વિના માણસો તેની ઉપર થઈને ચાલ્યાં જાય છે. પોતાના બગીચામાં થતી શાકભાજીનો દશાંશ કાયદો ન હોવા છતાં તેઓ આપતા હતા, ત્યારે ન્યાય તથા પ્રેમ જેવી પાયારૂપ બાબતો તેઓ પડતી મૂકતા હતા. વળી તેઓના અભિમાનનો પાર ન હતો, અને વખાણ તથા ખુશામતને માટે જ તેઓ જીવતા હતા.

હવે શાસ્ત્રીઓ અથવા રાબ્બીઓ ફરોશીઓના નેતા તથા શિક્ષકો હતા. તેઓમાંનો એક હાજર હતો, અને તેણે વચ્ચે બોલવાની હિંમત ધરી. આવા જ્ઞાની અને પૂજ્ય માણસો સંબંધી આ પ્રમાણે બોલવામાં આવે એ તેને અસહ્ય લાગ્યું. તેણે કહ્યું, કે "ઉપદેશક, એમ કહેવાથી તું અમને પણ મહેણાં મારે છે." ત્યારે તો તેના તરફ વળીને પ્રભુએ તેને તથા તેના સાથી શાસ્ત્રીઓને પોતાના પવિત્ર ક્રોધરૂપી અગ્નિથી માર્યા. તેણે કહ્યું, કે જેને તેઓ પોતે અડકવા માગતા ન હતા એવા શક્તિ ઉપરાંતના બોજા તેઓ બીજા માણસોની પીઠ પર મૂકતા હતા. તેણે તેમને કહ્યું કે ઈશ્વરનાં વચનોના ખોટા ખોટા ખુલાસા આપીને તેઓ લોકોને તે સમજતાં અટકાવતા હતા. તેઓના પૂર્વજોએ જે પ્રબોધકોને મારી નાખ્યા હતા તેઓને સારૂ આ શાસ્ત્રીઓ તથા ફરોશીઓ કબરો ચણાવતા હતા, પરંતુ તેજ વખતે પોતાના રોજિંદા જીવનવડે તેઓ એજ પ્રબોધકોના શિક્ષણનો નકાર કરતા હતા. ફરોશી પંથ ઉપસ્થિત થયો તે દહાડાથી આજ દહાડા સુધી કોઈ માણસ તેઓની આગળ આટલી બધી સ્પષ્ટતાથી બોલ્યો ન હતો, અને તે કારણથી તેઓ ક્રોધે ભરાયા. તેને પાશમાં સપડાવવાને માટે તેમજ તેને ખોટો ઠરાવવાને માટે તેઓ એકઠા થયા હતા, પરંતુ તેને બદલે તેણે તેઓનો ખોટો વેશ તેઓની પાસેથી ખૂંચી લઈને તેઓનાં હૃદયનો સડો તેમજ તેઓનાં જીવનનો ઢોંગ તથા કપટ ઉઘાડાં કર્યાં હતાં.

પ્રભુ ઈસુ ખ્રિસ્તના આ તિરસ્કારભરેલા શબ્દોવડે દરેક જમાનામાં જેઓ ખાલી વિધિઓને વળગી રહીને ઢોંગથી જીવે છે તેઓને ચેતવણી આપવામાં આવે છે. તે કરતાં ઉઘાડો અવિશ્વાસ અને અધર્મ હજારગણે દરજ્જે પસંદ કરવા જોગ છે. ન્યાયી ક્રોધ એટલે શું તે આ અધ્યાયમાં શીખવાનું મળે છે, અને તેથી હલવાનનો ક્રોધ એટલે શું એ વિષે આપણને ઝાંખું ઝાંખું ભાન કરાવવામાં આવે છે (પ્રકટી. ૬; ૧૬).

## ફરોશીઓનું ખમીર : ૧૨ ; ૧–૧૨

**એટલામાં હજારો લોક એકઠા થયા, તે એટલે સુધી કે તેઓ એકબીજા પર પડાપડી કરતા હતા, ત્યારે સૌથી પહેલાં તે પોતાના શિષ્યોને કહેવા લાગ્યો, કે ફરોશીઓના ખમીરથી સાવધાન રહો; તે તો ઢોંગ છે. [2] પણ પ્રગટ નહિ કરાશે એવું કંઇ ઢંકાએલું નથી; અને નહિ જણાશે એવું કંઇ ગુપ્ત નથી. [3] માટે જે કંઇ તમે અંધારામાં કહ્યું છે તે અજવાળામાં સંભળાશે; અને ઓરડીમાં જે કંઇ તમે કાનમાં કહ્યું હશે તે ધાબા પર પ્રગટ કરાશે.**

**[4] મારા મિત્રો, હું તમને કહું છું, કે જેઓ શરીરને મારી નાખે, અને તે પછી બીજું કંઇ કરી ન શકે, તેઓથી બીહો મા. [5] પણ તમારે કોનાથી બીવું તે વિષે હું તમને ચેતવણી આપીશ; મારી નાખ્યા પછી નરકમાં નાખી દેવાનો જેને અધિકાર છે તેનાથી બીહો; હા, હું તમને કહું છું, કે તેનાથી બીહો. [6] શું પાંચ ચકલી બે પૈસે વેચાતી નથી? તોપણ દેવની દૃષ્ટિમાં તેઓમાંની એકે વિસારેલી નથી. [7] પરંતુ તમારા માથાના નિમાળા પણ સઘળા ગણાએલા છે. બીહો મા, ઘણી ચકલીઓ કરતાં તમે મૂલ્યવાન છો. [8] હું તમને કહું છું, કે માણસોની આગળ જે કોઇ મને કબૂલ કરશે તેને દેવના દૂતોની આગળ માણસનો દીકરો કબૂલ કરશે. [9] પણ માણસોની આગળ જે કોઇ મારો નકાર કરશે તેનો નકાર દેવના દૂતોની આગળ કરવામાં આવશે. [10] જે કોઇ માણસના દીકરાની વિરુદ્ધ વાત બોલશે, તેને તે માફ કરવામાં આવશે; પણ પવિત્ર આત્માની વિરુદ્ધ જે કોઇ દુર્ભાષણ કરે તેને તે માફ કરવામાં આવશે નહિ. [11] જ્યારે તેઓ તમને સભાસ્થાનોમાં અને અધિપતિઓ તથા અધિકારીઓની આગળ લઇ જશે, ત્યારે અમારે કેવી રીતે અથવા શો ઉત્તર આપવો, અથવા અમારે શું કહેવું, તે વિષે ચિંતા ન કરો; [12] કેમકે તમારે જે કહેવું જોઇએ તે તેજ ઘડીએ પવિત્ર આત્મા તમને શીખવશે.**

હવે ખમીર તો એક જાતનો સડો છે અને પવિત્ર શાસ્ત્રમાં તે ઘણું કરીને ભુંડાઈની ઉપમારૂપે વપરાય છે. એ પ્રમાણે પાઊલ જૂના ખમીર વિષે એટલે પાપ તથા દુષ્ટતાના ખમીર વિષે લખે છે (૧ કોરીંથી. ૫ ; ૮ : ગલા. ૫ ; ૯). આખા પવિત્ર શાસ્ત્રમાં તે એક જ જગાએ સારા અર્થમાં વપરાએલું છે, એટલે જ્યાં આગળ આપણો પ્રભુ ઈશ્વરના રાજ્યના ફેલાવ વિષે બોલે છે ત્યાં આગળ: "આકાશનું રાજ્ય ખમીર જેવું છે." ફરોશીઓનું ખમીર તો તેઓનો ઢોંગ હતો, અને તેથી કેટલું નુકસાન થાય છે, અને તેની અસર કેટલે દૂર સુધી ફેલાઈ જાય છે એ વિષે આપણો પ્રભુ પોતાના શિષ્યોને અહીં ચેતવણી આપે છે. આ દુર્ગુણ માણસની આત્મિક જિંદગીનો ક્ષય કરે છે અને તેવડે આખા સમાજમાં ભલાઈના ધોરણનો નાશ કરવામાં આવે છે.

માત્થી ૬ ; ૨નો ખુલાસો જુઓ. જે શબ્દનો તરજુમો 'ઢોંગ' થાય છે તેનો મૂળ અર્થ 'પાઠ ભજવવો' થાય છે, એટલે રંગભૂમિ પર અમુક પાત્ર પાઠ ભજવે છે તેમ. ફરોશીઓ આમ કરતા હતા, કેમકે તેઓ પવિત્રાઈનો વેશ ધારણ કરતા હતા, પરંતુ તેમનાં હૃદય અશુદ્ધ હતાં. હવે ઢોંગ તો જાતજાતનો હોય છે, તેથી આપણો પ્રભુ શિષ્યોને એ વિષે ચેતવણી આપે છે; કેમકે સતાવણીથી બચી જવાને માટે તેઓ પોતાના વિશ્વાસને ઢાંકી દે તો તે પણ એક જાતનો ઢોંગ કહેવાય. પરંતુ ખરૂં જોતાં ઢોંગી માણસ હમેશાં મૂર્ખ પણ હોય છે. તે ભલે પોતાના હૃદયને છેતરી શકે, પણ બીજાંને તે છેવટ સુધી છેતરી શકે નહિ. વહેલો કે મોડો દરેક માણસ જેવો છે તેવો માલૂમ પડે છે: "પ્રગટ નહિ કરાશે એવું કંઈ ઢંકાએલું નથી; અને નહિ જણાશે એવું કંઈ ગુપ્ત નથી. માટે જે કંઈ તમે અંધારામાં કહ્યું છે તે અજવાળામાં સંભળાશે; અને ઓરડીમાં જે કંઈ તમે કાનમાં કહ્યું હશે તે ધાબા પર પ્રગટ કરાશે" (કલમ ૨, ૩).

ઢોંગનું મૂળ હમેશાં બીક હોય છે. આપણને બીક લાગે છે કે રખેને આપણે જેવા છીએ તેવા જ લોકો આપણને જુએ; તેથી આપણે જેવા નથી તેવા હોવાનો ડોળ કરીએ છીએ. આ કારણથી શાથી બીવું જોઈએ એ જાણવાની જરૂર છે, કેમકે ઘણી વાર આપણે જેથી બીએ છીએ તેમાં કંઈ બીવા જેવું હોતું નથી, અને જેનાથી આપણે બીવું જોઈએ તેની બીક આપણને લાગતી નથી. પ્રથમ શિષ્યો જે સંજોગોમાં મુકાએલા હતા તેમાં બીજી બધી બાબતોના કરતાં તેઓને મરણની બીક લાગે એવો વિશેષ સંભવ હતો; માટે આ પ્રકરણમાં આપણો પ્રભુ બીક વિષે વિવેચન કરે છે. તે તેઓને જણાવે છે કે માણસોએ શરીરને લીધે નહિ પણ આત્માને લીધે બીવું જોઈએ: "મારા મિત્રો, હું તમને કહું છું, કે જેઓ શરીરને મારી નાખે, અને તે પછી બીજું કંઈ કરી ન શકે, તેઓથી બીહો મા. પણ તમારે કોનાથી બીવું તે વિષે હું તમને

ચેતવણી આપીશ ; મારી નાખ્યા પછી નરકમાં નાખી દેવાનો જેને અધિકાર છે તેનાથી બીહો; હા, હું તમને કહું છું, કે તેનાથી બીહો" (કલમ ૪, ૫). માત્થી ૧૦; ૨૮નો ખુલાસો જુઓ. ત્યાર પછી તે તેઓને ઈશ્વરપિતાના વિધાન સંબંધી જણાવે છે : "શું પાંચ ચકલી બે પૈસે વેચાતી નથી ? તો પણ ઈશ્વરની દૃષ્ટિમાં તેઓમાંની એકે વિસારેલી નથી. પરંતુ તમારા માથાના નિમાળા પણ સઘળા ગણાએલા છે. બીહો મા, ઘણી ચકલીઓ કરતાં તમે મૂલ્યવાન છો" (કલમ ૬, ૭). ઈશ્વરની અપાર સૃષ્ટિમાં જે નાનામાં નાનું પ્રાણી હોય તેની ઈશ્વર ચિંતા રાખે છે. ખરૂં જ કહેવામાં આવ્યું છે કે દૂરબીનવડે ઉત્પન્નકર્તાની મોટાઈ પ્રગટ કરવામાં આવે છે ત્યારે સૂક્ષ્મદર્શકયંત્રવડે તેની ભલાઈ પ્રગટ કરવામાં આવે છે.

તો પછી આ દલીલવડે કયો નિર્ણય સૂચવવામાં આવે છે? ઈશ્વર આપણી ચિંતા રાખે છે એ પરથી આપણે સમજવું ન જોઈએ કે આપણે આપત્તિથી નિરાળા રહી શકીએ છીએ. પરંતુ આપણે એ સમજવાનું છે કે આપણે વિશ્વાસ તથા હિંમતથી પોતાની મુશ્કેલીઓની સામે થઈએ, તો તે તેઓમાંથી આપણે સારૂ લાભ ઉપજાવશે ; કેમકે બીકણપણાની શિક્ષા ભયંકર હોય છે: "માણસોની આગળ જે કોઈ મને કબૂલ કરશે તેને ઈશ્વરના દૂતોની આગળ માણસનો દીકરો કબૂલ કરશે. પણ માણસોની આગળ જે કોઈ મારો નકાર કરશે તેનો નકાર ઈશ્વરના દૂતોની આગળ કરવામાં આવશે. જે કોઈ માણસના દીકરાની વિરૂદ્ધ વાત બોલશે, તેને તે માફ કરવામાં આવશે; પણ પવિત્ર આત્માની વિરૂદ્ધ જે કોઈ દુર્ભાષણ કરે તેને તે માફ કરવામાં આવશે નહિ" (કલમ ૮-૧૦); અર્થાત્ ખ્રિસ્ત પ્રભુ છે એ વાતનો નકાર જે માણસ કરે છે તે માણસ જ પ્રભુનો નકાર કરે છે એમ નથી, પરંતુ પરીક્ષણ અથવા મુશ્કેલીના સમયમાં જે માણસ ખ્રિસ્તની માફક વર્તતો નથી, તે પણ તેનો નકાર કરે છે. વળી જો આપણે તેનો નકાર કરીએ તો તે પણ આપણો નકાર કરશે. આપણે પોતાના હોઠદ્વારા તેમજ પોતાના જીવનદ્વારા તેનો નકાર કરતા રહીએ તો માફી મળી શકે નહિ અથવા પુનર્મિલાપ થઈ શકે નહિ એવી સ્થિતિ ઉદ્ભવવાનો સંભવ છે. પવિત્ર આત્માની વિરૂદ્ધ દુર્ભાષણ કરવાના જે પાપ વિષે અહીં લખવામાં આવે છે તે એજ છે. જ્યારે માણસો જાણીજોઈને ભૂંડાને ભલુ અને ભલાને ભૂંડુ કહે છે ત્યારે આવી જ સ્થિતિ હોય છે અને તે કાયમ ટકી રહેવાનું ભયંકર જોખમ છે (માત્થી ૧૨; ૩૧, ૩૨ અને માર્ક ૩; ૨૮-૩૦નો ખુલાસો જુઓ). માફ થઈ શકે નહિ એવું પાપ મેં કર્યું છે એવી દહેશત કોઈ માણસને લાગતી હોય તો તે પરથી જ સાબિત થાય છે કે તે પાપ તેણે કર્યું જ નથી; કેમકે તે પાપ તેણે કર્યું હોય તો તેને તે વિષેની પરવા જ ન હોય. આપણે પ્રભુ ઈસુની વાણી સાંભળવા પ્રત્યે કાન ધરીએ છીએ, કારણ કે તે પર આપણા આત્મિક જીવનનો સઘળો

આધાર રહે છે; વળી જો આપણે તેને વિશ્વાસુ રહીએ તો તે આપણા આત્મામાં પોતાનું કામ કર્યા જ કરશે, અને મુશ્કેલીના દરેક સમયે આપણે શું કહેવું કે કરવું તે પણ તે આપણને શીખવશે ( કલમ ૧૧, ૧૨ ).

### દ્રવ્ય વિષે આપણા પ્રભુના વિચાર : ૧૨ ; ૧૩–૩૪

૧૩ લોકોમાંથી એક જણે તેને કહ્યું, કે ગુરુ, મારા ભાઇને કહે કે
તે વારસાનો ભાગ મને આપે. ૧૪ તેણે તેને કહ્યું, કે ઓ માણસ, મને
તમારા પર ન્યાયાધીશ કે વહેંચી આપનાર કોણે ઠરાવ્યો? ૧૫ તેણે
તેઓને કહ્યું, કે સાવધાન રહો, અને સર્વ [પ્રકારના] લોભથી દૂર
રહો; કેમકે કોઈનું જીવન તેની પુષ્કળ મિલકતમાં રહેલું નથી.
૧૬ તેણે તેઓને એવું એક દૃષ્ટાંત કહ્યું, કે એક ધનવાન માણસની
ભોંયમાંથી ઘણી ઉપજ થઇ; ૧૭ તેણે મનમાં એવો વિચાર કર્યો, કે
હું શું કરૂં? કેમકે મારી ઉપજ ભરી મૂકવાને મારી પાસે જગા નથી.
૧૮ તેણે કહ્યું, કે હું આમ કરીશ: મારી વખારોને પાડી નાખીને હું તે
કરતાં મોટી બંધાવીશ; અને ત્યાં મારૂં બધું અનાજ તથા મારી
માલમિલકત ભરી મૂકીશ. ૧૯ હું મારા જીવને કહીશ, કે ઓ જીવ,
ઘણાં વરસને માટે ઘણી માલમિલકત તારે સારૂ રાખી મૂકેલી છે;
આરામ લે, ખા, પી, આનંદ કર. ૨૦ પણ દેવે તેને કહ્યું, કે ઓ મૂર્ખ,
આજ રાત્રે તારો જીવ તારી પાસેથી માગી લેવામાં આવે છે; ત્યારે
જે વસ્તુઓ તેં સિદ્ધ કરી છે તે કોની થશે? ૨૧ જે પોતાને સારૂ
દ્રવ્યનો સંગ્રહ કરે છે, અને દેવ પ્રત્યે ધનવાન નથી, તે તેવો જ છે.
૨૨ તેણે પોતાના શિષ્યોને કહ્યું, એ માટે હું તમને કહું છું, કે
[ તમારા ] જીવને સારૂ ચિંતા ન કરો, કે અમે શું ખાઇશું; તેમ તમારા
શરીરને સારૂ પણ ન કરો, કે અમે શું પહેરીશું. ૨૩ કેમકે ખોરાક
કરતાં જીવ, અને વસ્ત્ર કરતાં શરીર, અધિક છે. ૨૪ કાગડાઓનો
વિચાર કરો; તેઓ તો વાવતા નથી અને કાપતા નથી, તેઓની
પાસે વખાર કે કોઠાર નથી; તોપણ દેવ તેઓનું પોષણ કરે છે:
પક્ષીઓ કરતાં તમે કેટલા વિશેષ મૂલ્યવાન છો! ૨૫ ચિંતા કરવાથી
તમારામાંનો કોણ પોતાના કદને એક હાથભર વધારી શકે છે?
૨૬ માટે જે સૌથી નાનું કામ તે જો તમે કરી નથી શકતા, તો બીજા
વિષે તમે કેમ ચિંતા કરો છો? ૨૭ ફૂલઝાડોનો વિચાર કરો, તેઓ કેવાં
વધે છે: તેઓ મહેનત કરતાં નથી, તેઓ કાંતતાં પણ નથી; તોપણ
હું તમને કહું છું, કે સુલેમાન પણ પોતાના સઘળા વૈભવમાં તેઓમાંના
એકના જેવો પહેરેલો ન હતો. ૨૮ એ માટે ખેતરનું ઘાસ જે આજ

**છે અને કાલે ભઠ્ઠીમાં ફેંકાય છે, તેને જો દેવ એવું પહેરાવે છે, તો ઓ અલ્પવિશ્વાસીઓ, તે તમને પહેરાવશે એ કેટલું વિશેષ ખાતરીપૂર્વક છે? [29] અમે શું ખાઇશું તથા શું પીશું, એની શોધ ન કરો, અને મનમાં સંદેહ ન રાખો. [30] કેમકે જગતના લોકો એ સઘળાં વાનાં શોધે છે; પણ તમારો બાપ જાણે છે કે એ વાનાંની તમને અગત્ય છે. [31] પરંતુ તમે તેનું રાજ્ય શોધો, અને એ વાનાં પણ તમને આપવામાં આવશે. [32] ઓ નાની ટોળી, બીહો મા; કેમકે તમને રાજ્ય આપવાની તમારા બાપની ખુશી છે. [33] તમારી પાસે જે છે તે વેચીને દાનધર્મ કરો; જીર્ણ નહિ થાય એવી થેલીઓ, એટલે આકાશમાં અખૂટ દ્રવ્ય, પોતાને સારૂ મેળવો; ત્યાં ચોર આવતો નથી, અને કીડો ખાઇ જતો નથી. [34] કેમકે જ્યાં તમારૂ દ્રવ્ય છે ત્યાં જ તમારૂ ચિત્ત રહેશે.**

આ પ્રકરણ સાથે આપણે ગીતશાસ્ત્રમાંનું ૪૯મું ગીત વાંચી જવું જોઈએ. આપણો પ્રભુ આ ગંભીર વિવેચન કરતો હતો એટલામાં લોકસમુદાયમાંનો એક માણસ વચમાં બોલ્યો. તે જાહેરમાં ઉપદેશ કરતો હતો ત્યારે ઘણી વાર માણસો વચમાં બોલતા હતા. એવો અનુભવ તો તેને પુષ્કળ થતો હતો અને એવે વખતે કોઈ માંદો માણસ સાજો થવાની વિનંતી કરતો હોય અગર કોઈ પાપી માણસ પોતાના બોજાથી મુક્ત થવા ચહાતો હોય તો આપણા પ્રભુને લગારે વાંધો આવતો ન હતો; પરંતુ આ બાબત તો તદ્દન જુદી જ હતી. અહીં તો બે ભાઈઓ પોતાના પિતાની મિલકતની વહેંચણી સંબંધી તકરાર કરતા હતા. તેઓમાંના એકે તેને કહ્યું, કે "ગુરુ, મારા ભાઈને કહે કે તે વારસાનો ભાગ મને આપે." હવે આવી તકરારોનો નિકાલ કરવાનું કામ ખરી રીતે જોતાં તો સભાસ્થાનનું હતું. આપણો પ્રભુ તો માણસોના કાયદાનો અમલ કરવા માટે આ દુનિયામાં આવ્યો ન હતો, પરંતુ જેને આધારે માણસો પોતાના કાયદા ઘડી શકે એવા સત્યસિદ્ધાંતો શિખવવા માટે તે આવ્યો હતો. જ્યારે તેને રાજનીતિ સંબંધી પૂછવામાં આવતું હતું ત્યારે તે હમેશાં એજ જવાબ આપતો હતો, કે "જે કાઈસારનાં છે તે કાઈસારને અને જે દેવનાં છે તે દેવને ભરી આપો." વળી જ્યારે આવી બાબતો સંબંધી તેને પૂછવામાં આવતું હતું ત્યારે તે એવો જવાબ આપતો હતો, કે "ઓ માણસ, મને તમારા પર ન્યાયાધીશ કે વહેંચી આપનાર કોણે ઠરાવ્યો?" (કલમ ૧૪) આ બે માણસની તકરારમાં પડવાને બદલે તેણે તેને તથા તેના બધા જ શ્રોતાઓને લોભના પાપ સંબંધી ચેતવણી આપી, અને તેના સમર્થનમાં એક દૃષ્ટાંત પણ આપ્યું.

આ દૃષ્ટાંત ટૂંકું પણ વજનદાર છે. દૃષ્ટાંતમાંના ખેડૂતે ઘણા પૈસા એકઠા કર્યા હતા, અને એ તો તેને માટે એક વખાણવા જેવી બાબત હતી;

વળી તેણે પોતાના પૈસા ખોટી રીતે એકઠા કર્યા હોય એવી સૂચના અહીં કરવામાં આવી નથી. તેણે જે ભૂલ કરી હતી એ તો તેણે તેનો જે ઉપયોગ કર્યો તેમાં રહેલી માલૂમ પડે છે. આ માણસે ત્રણ ગંભીર ભૂલ કરી હતી: ૧. તે પોતાના દ્રવ્ય વિષેના વિચારમાં એટલો બધો લીન થઈ ગયો હતો કે એ દ્રવ્ય તેને ક્યાંથી મળ્યું હતું એ વિષે તે ભૂલી ગયો હતો. પુરાતન વખતમાંના ઈસ્રાએલીઓની માફક તે પણ એમ સમજતો હતો, કે "મારી પોતાની શક્તિથી ને મારા હાથના સામર્થ્યથી મેં આ સર્વ સંપત્તિ મેળવી છે" (પુન. ૮; ૧૭). ૨. તે પોતાના વિષે જ વિચાર કરતો હતો. આખું વૃત્તાંત તેનું હુંપદ જાહેર કરે છે: **મારી** ઉપજ, **મારી** વખારો, **મારી** માલમિલકત, **મારો** જીવ—બધું જ મારૂં મારૂં થઈ રહ્યું! આ દ્રવ્ય એકઠું કરવામાં જેઓએ તેને સહાય કરી હતી તેઓ વિષે તે મુદ્દલે વિચાર કરતો ન હતો, અને "તેના સઘળા વિચારોમાં ઈશ્વર" તો નહોતો જ. ૩. તે પોતાના શરીરને 'જીવ' સમજતો હતો અને જે જે યોજના કરવા ધારતો હતો તે તે બધી જ યોજના તે પોતાના શારીરિક લાભને અર્થે કરવાનો હતો. વળી તે પોતાના આત્મા વિષે વિચાર કરતો ન હતો તેથી તેના આત્માનું શું થવાનું છે તે વિષે પણ તે વિચાર કરતો નહોતો. એકલી પૃથ્વી જ તેને વાસ્તવિક અથવા નિત્ય લાગતી હતી. એવા સઘળા માણસોને માટે આ દૃષ્ટાંતમાં એવો પાઠ ગર્ભિત રહેલો છે કે માણસનું જીવન તેની સંપત્તિમાં નહિ પણ તેના ચારિત્ર્યમાં સમાએલું હોય છે; વળી "માણસોને એક જ વાર મરવાનું અને ત્યાર પછી તેમનો ન્યાય થાય એવું નિર્માણ થએલું છે" (હેબ્રી. ૯; ૨૭).

હવે દૈહિક બાબતો સંબંધી ચિંતા કરવી એ અમુક અંશે સ્વાભાવિક અને વાજબી પણ છે. માણસ પોતાનું તેમજ પોતાના કુટુંબનું ભરણપોષણ કરી શકે એવી શક્તિ ઈશ્વરે તેને આપેલી છે; વળી તે એમ કરે એવી તેની ફરજ છે. એટલું જ નહિ પણ એમ કરવામાં આશીર્વાદ પણ સમાએલો છે; તો પણ ઈસુ અહીં આગળ શીખવે છે કે આપણે જોઈએ તે કરતાં વધારે ચિંતા ન કરવી જોઈએ. તેનાં ત્રણ કારણો આપવામાં આવ્યાં છે: ૧. તેમ કરવાથી કશો ફાયદો નથી. "ચિંતા કરવાથી તમારામાંનો કોણ પોતાના કદને એક હાથભર વધારી શકે છે?" (કલમ ૨૫) જે બાબત આપણા અખત્યારમાં નથી તે બાબત વિષે ચિંતા કરવાથી શો ફાયદો? ૨. તેમ કરવાની જરૂર નથી: "કાગડાના વિચાર કરો; તેઓ તો વાવતા નથી અને કાપતા નથી; તેઓની પાસે વખાર કે કોઠાર નથી, તોપણ ઈશ્વર તેઓનું પોષણ કરે છે" (કલમ ૨૪) જો ઈશ્વર કાગડાને ખાવાનું આપે છે, અને ફૂલઝાડોને પહેરાવે છે, તો તે પોતાનાં છોકરાંને ખાવાનું આપશે એ કેટલું વિશેષ ખાતરીપૂર્વક છે. ૩. વળી ચિંતા કરવી એ તો જગતનાં માણસોનું લક્ષણ છે, પરંતુ જેઓ આકાશી પિતા પર વિશ્વાસ કરે છે તેઓને વધુ પડતી ચિંતા કરવાની જરૂર નથી.

ચિંતા દૂર કરવાનો એક અચૂક રસ્તો એ છે કે બીજાની સેવામાં પોતાનાં મન તેમજ પોતાના હાથ કામે લગાડવાં. આપણી પાસે જે કંઈ છે તેનો ત્યાગ કરવાનું ફરમાવવામાં આવ્યું નથી. મારથા તથા મરિયમ બેથાનીઆમાંનું પોતાનું ઘર વેચી ખાય એવી માગણી આપણા પ્રભુએ તેઓની પાસે કદી કરી નહિ. પરંતુ બીજાં માણસોની સેવાને અર્થે આપણે સ્વત્યાગ તો કરવાનો છે જ, અને એવી રીતે આપણે પોતાને સારૂ આકાશમાં દ્રવ્ય એકઠું કરી શકીએ છીએ. આકાશી વાનાં આપણને વહાલાં લાગતાં હોય તો તે વિષે આપણે સદા વિચાર કરીશું, અને જોકે આપણે પૃથ્વી પરનાં વાનાંનો ઉપયોગ કરીશું, તોપણ તેનો ઉપયોગ આપણે સ્વર્ગીય હેતુસર કરીશું.

## પ્રાર્થના

હે ઈશ્વર, જેઓ તારા પર વિશ્વાસ રાખે છે તે સર્વની રક્ષા તું કરે છે. તારા વિના કશું બળવાન નથી તથા કશું પવિત્ર પણ નથી, માટે તું અમારા પર તારી કૃપા વધાર, એ સારૂ કે તને જ અમારો અધિકારી તથા આગેવાન જાણીને અમે આ કાળમાંનાં વાનાંમાં થઈને એવી રીતે પસાર થઈએ કે છેવટે સર્વકાળનાં વાનાં અમે ગૂમાવીએ નહિ. હે આકાશી પિતા, ઈસુ ખ્રિસ્ત અમારા પ્રભુની ખાતર તું એવું કરજે. આમેન. ("સામાન્ય પ્રાર્થના"નું પુસ્તક).

## હિસાબ આપવાનો દિવસ : ૧૨ ; ૩૫-૪૮

**૩૫ તમારી કમરો બાંધેલી તથા તમારા દીવા સળગેલા રાખો ;
૩૬ અને જે માણસો પોતાનો ધણી લગ્નમાંથી ક્યારે પાછો આવે તેની
વાટ જુએ છે, કે તે આવીને ઠોકે કે તત્કાળ તેઓ તેને સારૂ દ્વાર
ઉઘાડે, તેઓના જેવા તમે થાઓ. ૩૭ જે દાસોને ધણી આવીને જાગતા
જોશે તેઓને ધન્ય છે ; હું તમને ખચીત કહું છું, કે તે પોતાની કમર
બાંધીને તેઓને જમવા બેસાડશે, અને આવીને તેઓની સેવા કરશે.
૩૮ જો તે બીજે પહોરે આવે, કે ત્રીજે પહોરે આવે, અને તેઓને એમ
[કરતાં] જુએ, તો તે દાસોને ધન્ય છે! ૩૯ પણ આટલું સમજો કે
ઘરધણી જાણતો હોત, કે કઇ ઘડીએ ચોર આવશે, તો તે જાગતો
રહીને પોતાના ઘરમાં ખાતર પડવા ન દેત. ૪૦ તમે પણ તૈયાર રહો ;
કેમકે તમારા ધારવામાં નહિ હોય એવી ઘડીએ માણસનો દીકરો
આવશે.**

**૪૧ પીતરે પૂછ્યું, કે પ્રભુ, તું આ દૃષ્ટાંત અમને, કે સર્વને કહે છે?
૪૨ પ્રભુએ કહ્યું, કે જેને તેનો ધણી પોતાનાં ઘરનાંઓને યોગ્ય સમયે
અન્ન આપવા સારૂ પોતાના ઘર પર ઠરાવશે એવો વિશ્વાસુ તથા શાણો
કારભારી કોણ છે? ૪૩ જે દાસને તેનો ધણી આવીને એમ કરતો જોશે**

**તેને ધન્ય છે! ૪૪ હું તમને સાચું કહું છું, કે તે પોતાની સર્વ માલમિલકત
પર તેને [કારભારી] ઠરાવશે. ૪૫ પણ જો તે દાસ પોતાના મનમાં કહેશે
કે મારો ધણી આવતાં વાર લગાડે છે; અને દાસોને તથા દાસીઓને
મારવા [માંડશે], અને ખાવાપીવા તથા છાકટો થવા માંડશે; ૪૬ તો
જે દહાડે તે વાટ જોતો નથી, ને જે ઘડી તે જાણતો નથી, [તે ઘડીએ]
તે દાસોનો ધણી આવશે, ને તેને કાપી નાખીને, તેનો ભાગ અવિશ્વાસી-
ઓની સાથે ઠરાવશે. ૪૭ જે દાસ પોતાના ધણીની ઇચ્છા જાણ્યા
છતાં પોતે સિદ્ધ થયો નહિ હોય, અને તેની ઇચ્છા પ્રમાણે વર્ત્યો નહિ
હોય, તે ઘણો માર ખાશે. ૪૮ પણ જેણે અજાણતાં ફટકા યોગ્ય કામ
કર્યું હશે, તે થોડો જ માર ખાશે. જે કોઈને ઘણું આપેલું છે, તેની
પાસેથી ઘણું માગવામાં આવશે; અને જેને ઘણું સોંપેલું છે, તેની
પાસેથી વધારે માગવામાં આવશે.**

પોતાની ધરપકડ થયા પહેલાં આપણા પ્રભુએ આવનાર વાનાં સંબંધી જે વિવેચન કર્યું હતું એ વિષેના વૃત્તાંતમાં માત્થીએ આ પ્રકરણમાંનો ઘણોખરો ભાગ દાખલ કર્યો છે (માત્થી ૨૪; ૪૩-૪૫ નો ખુલાસો જુઓ). પરંતુ આપણે જોઈ ગયા તેમ કાળાનુક્રમે નહિ પણ વિષયને અનુસરીને પોતાના સાહિત્યની વ્યવસ્થા કરવાનો માત્થીનો રિવાજ હતો; તેથી આપણો પ્રભુ ખરેખર આ શબ્દો આજ પ્રસંગે બોલ્યો હોય એ બનવાજોગ છે.

દ્રવ્યવાનોને જ નહિ, પરંતુ ગરીબોને પણ દૈહિક બાબતો પર ચિત્ત લગાડવાનું પરીક્ષણ થાય છે. દ્રવ્યવાનો સર્વકાળની બાબતો પડતી મૂકીને દૈહિક બાબતો પર ચિત્ત લગાડે છે ત્યારે જાણે ઈશ્વરને પોતાનાં છોકરાં સંબંધી ચિંતા ન હોય એવી રીતે ખોરાક તથા વસ્ત્ર સંબંધી ચિંતા કરવાનું પરીક્ષણ ગરીબોને પણ થાય છે. આ બંને વર્ગનાં માણસોએ આકાશી વાનાં પર ચિત્ત લગાડવું જોઈએ તેનું બીજું કારણ ઈસુ ખ્રિસ્ત અહીં આગળ જણાવે છે, એટલે કે થોડી જ વારમાં બંને વર્ગના માણસોને ન્યાયીકરણને માટે ઈશ્વરને મળવાનું છે; કેમકે નાનાંમોટાં, ગરીબ તેમજ ધનવાનને માટે હિસાબ આપવાનો દિવસ આવનાર છે. એ પરથી ભૌતિક વાનાંનું મહત્ત્વ કેટલું છે એ આપણે સમજી જવું જોઈએ, અને તેથી આપણે માટે અહીં નભી રહે એવું નગર નથી એ જાણીને આપણે વધતા સારા નગરમાં જવાની રાહ જોવી તેમજ આશા રાખવી જોઈએ (જુઓ માત્થી ૧૦; ૧૬–૩૩નો ખુલાસો).

હિસાબ આપવાનો દિવસ ગમે ત્યારે અને ગમે તેવી રીતે આવે તોપણ આપણા પ્રભુના વિશ્વાસુ અનુયાયીઓ આનંદસહિત તેને વધાવી લેશે, કેમકે એ દિવસ સંબંધી ઈસુ બોલતો હતો ત્યારે તે તેને વરરાજાના આગમનના

દિવસની ઉપમા આપતો હતો. યહુદી લગ્ન ઘણું કરીને કન્યાને ઘેર થતાં હતાં. ત્યાં આગળ વરરાજા પોતાના જ ખર્ચે લગ્નનું જમણ સિદ્ધ કરતો, અને ત્યાર પછી પોતાની કન્યાને માટે તેણે જે ઘર તૈયાર કર્યું હોય તેમાં તેને તેડી જતો. લગ્નજમણમાં વખત ઘણો જાય તેથી વરરાજાને ઘેર આવતાં હમેશાં મોડું થતું હતું. તે 'બીજે પહોરે' આવે એટલે રાતના ૯ અને ૧૨ વાગ્યાની વચમાં; અથવા જો જમણને વધુ વખત લાગે તો તે 'ત્રીજે પહોરે' એટલે રાતના ૧૨ અને ૩ વાગ્યાની વચમાં પણ આવે એવો સંભવ હતો. એવે પ્રસંગે વરરાજાની રાહ જોવાની તેમજ તેનો તથા તેની વહુનો આવકાર સારી રીતે થાય એવી બધી તૈયારી કરવાની ફરજ તેના નોકરોની હતી. જો તેઓ પોતાનું કામ વિશ્વાસુપણાથી કરે તો તેઓ તેના તરફથી વખાણ પામતા હતા અને તેના ઘેર આવવાના આનંદમાં ભાગીદાર થતા હતા. એમજ આપણો પ્રભુ પોતાના આવવાની રાહ જોવાનું ફરમાન આપણને આપે છે; વળી "પ્રકટીકરણ"ના પુસ્તકમાં આ વિચારમાં વધુ વિસ્તાર કરેલો માલૂમ પડે છે. ત્યાં આગળ વહુ કોણ થશે એ પણ જણાવવામાં આવે છે. ખ્રિસ્તી મંડળી એજ હલવાનની વહુ થવાની છે, અને હલવાનના લગ્નજમણમાં જેઓ તેડાએલા છે તેઓને ધન્યવાદ આપવામાં આવે છે. પ્રભુ ઈસુ ખ્રિસ્તના બીજા આગમનમાં આપણે માટે શો અર્થ રહેલો છે? તે પરથી આપણે પોતાના મરણનો દિવસ સમજવાનો છે. તે દિવસે તેને મળવા માટે તેમજ શરીરમાં કરેલાં સર્વ કૃત્યનો હિસાબ આપવાને માટે આપણને તેની આગળ રજુ કરવામાં આવશે. એ દિવસને માટે આપણે ઈસુ ખ્રિસ્તની ઇચ્છા પ્રમાણે પોતપોતાની તૈયારી કરીએ તો તે આપણે માટે આનંદનો દિવસ નીવડવો જોઈએ. એ દિવસ આવે ત્યાં સુધી આપણે જાણે સદાકાળને માટે જીવવાના હોઈએ એવી રીતે કામ કરવું, અને જાણે આજે જ આપણે મરવાનું હોય એવી રીતે જીવવું જોઈએ.

સમસ્ત શિષ્યોની વતી બોલવાનો પીતરનો રિવાજ હતો, અને તે જાણવા માગતો હતો કે હલવાનના લગ્નજમણમાં ભાગ લેવાનું કેવળ શિષ્યોને માટે જ ઠરાવેલું છે, કે તેમાં સમુદાયનો પણ કંઈ હિસ્સો છે? "તું આ દૃષ્ટાંત અમને, કે સર્વને કહે છે?" (કલમ ૪૧) આ પ્રશ્નના જવાબમાં આપણો પ્રભુ એક કારભારીનો દાખલો આપે છે. બધાં માણસો કારભારીઓ છે, અને દરેકને પોતપોતાના વિશ્વાસુપણા અથવા અવિશ્વાસુપણાના પ્રમાણમાં જ બદલો કે શિક્ષા મળવાનાં છે. પરંતુ બધાંના કરતાં શિષ્યો વિશેષ આશીર્વાદ પામ્યા હતા, અને તેથી તેઓએ એ આશીર્વાદના પ્રમાણમાં વિશ્વાસુ રહેવું જોઈએ. પ્રભુની ઇચ્છા સંબંધી માણસોને જે કંઈ જ્ઞાન કે અજ્ઞાન હોય તેના પ્રમાણમાં જ તેઓનો ન્યાય કરવામાં આવશે: "જે દાસ પોતાના ધણીની ઇચ્છા જાણ્યા છતાં પોતે સિદ્ધ થયો નહિ હોય, અને તેની ઇચ્છા પ્રમાણે વર્ત્યો નહિ હોય, તે

ઘણો માર ખાશે. પણ જેણે અજાણતાં ફટકાયોગ્ય કામ કર્યું હશે તે થોડો જ માર ખાશે. જે કોઈને ઘણું આપેલું છે, તેની પાસેથી ઘણું માગવામાં આવશે; અને જેને ઘણું સોંપેલું છે, તેની પાસેથી વધારે માગવામાં આવશે" (૪૭, ૪૮). જેઓને આત્મિક બાબતો સંબંધી બીજાંને દોરવણી કરવા તથા શિખવવા નિર્માણ કરવામાં આવ્યાં હોય તેઓને અર્થે આ પ્રકરણમાં ગંભીર ચેતવણી સમાએલી છે. અમુક પાપ બીજાં કરે ત્યારે તેને ઈસુ ખ્રિસ્ત નાનું સમજે, પરંતુ તેજ પાપ તેઓ કરે ત્યારે તેને તે મોટું સમજશે, અને તેની શિક્ષા પણ મોટી કરશે.

## કસોટી કરવાનું સુવાર્તાનું સામર્થ્ય: ૧૨; ૪૯–૫૯

**૪૯ હું પૃથ્વી પર આગ નાખવા આવ્યો છું; અને જો તે સળગી
ચૂકી હોય તો હું [બીજું] શું ચાહું? ૫૦ પણ મારે એક બાપ્તિસ્મા
પામવાનું છે; અને તે પૂરૂં થાય ત્યાં સુધી હું કેવો સંકોચમાં આવેલો
છું! ૫૧ શું તમે ધારો છો કે પૃથ્વી ઉપર શાંતિ કરાવવા હું આવ્યો છું?
હું તમને કહું છું, કે ના; પણ તેથી ઊલટું ફૂટ પાડવા [આવ્યો છું].
૫૨ કેમકે હવે એક ઘરમાં પાંચમાં ફૂટ પડશે, એટલે ત્રણ બેની સામા,
અને બે ત્રણની સામા થશે. ૫૩ બાપ દીકરાની સામો, તથા દીકરો
બાપની સામો થશે; મા દીકરીની સામી, ને દીકરી પોતાની માની
સામી થશે; સાસુ પોતાની વહુની સામી, અને વહુ પોતાની સાસુની
સામી થશે. એમ તેઓમાં ફૂટ પડશે.**

**૫૪ તેણે લોકોને પણ કહ્યું, કે તમે પશ્ચિમથી વાદળી ચઢતી જુઓ
છો, કે તરત તમે કહો છો, કે ઝાપટું આવશે; અને એમ જ થાય છે.
૫૫ જ્યારે દક્ષિણનો વા વાય છે, ત્યારે તમે કહો છો, કે લૂ વાશે; અને
એમ જ થાય છે. ૫૬ ઓ ઢોંગીઓ, પૃથ્વીનું તથા આકાશનું રૂપ તમે
પારખી જાણો છો; તો આ સમય તમે કેમ પારખી નથી જાણતા?
૫૭ અને વાજબી શું છે તે તમે પોતાની મેળે કેમ પારખતા નથી? ૫૮ તું
તારા વાદીની સાથે અધિકારીની આગળ જતો હોય ત્યારે માર્ગમાં
તેનાથી છૂટકો પામવા સારૂ યત્ન કર; રખેને તે તને ન્યાયાધીશ
આગળ ઘસેડી લઇ જાય, અને ન્યાયાધીશ તને સિપાઇને સ્વાધીન કરે,
અને સિપાઇ તને બંદીખાનામાં નાખે. ૫૯ હું તને કહું છું, કે તું છેલ્લી
દમડી ચૂકવશે, ત્યાં સુધી તું ત્યાંથી નીકળવાનો નથી.**

આપણો પ્રભુ છેવટના ન્યાય સંબંધી જેમ જેમ વિચાર કરતો હતો તેમ તેમ બીજો વિચાર પણ તેના મનમાં આવવા લાગ્યો; એટલે જ્યારે પૃથ્વી પર સુવાર્તાનો પ્રચાર કરવામાં આવશે ત્યારે તેવડે માણસોની કેવી કસોટી થશે એ

વિષેનો વિચાર; અથવા બીજા શબ્દોમાં કહીએ તો ન્યાય તે તો અમુક વખતે કરવાનું કૃત્ય નથી; પરંતુ તે તો સદંતર થતી ઈશ્વરની કાર્યપદ્ધતિ છે. આ વિષય રજૂ કરતાં આપણો પ્રભુ કહે છે, કે "શું તમે ધારો છો કે પૃથ્વી પર શાંતિ કરાવવા હું આવ્યો છું? હું તમને કહું છું, કે ના; પણ તેથી ઊલટું ફૂટ પાડવા [આવ્યો છું]" (કલમ ૫૧). તેના આવવાના અંતિમ પરિણામે તો શાંતિ થવાની હતી એ ખરૂં; કેમકે તે ખરેખર શાંતિનો સરદાર હતો અને તેની સુવાર્તા તો શાંતિની સુવાર્તા હતી. જ્યારે કોઈ પણ માણસના હૃદય કે ઘરમાં તેને રાજ કરવા દેવામાં આવે ત્યારે તેનું પરિણામ શાંતિ જ છે. પરંતુ તેના આવવાના પરિણામે પ્રથમ તો ફૂટ પડવાનો સંભવ છે. આપણે કેટલીક વખતે જોયું છે કે ઈસુ ખ્રિસ્તના આવવાથી કુટુંબોમાં ફૂટ પડે છે, અને મિત્રોને પણ એકબીજાથી જુદા કરવામાં આવે છે. ઘણી વાર એવું બને છે કે અમુક ઘરમાં કોઈ ખરો ખ્રિસ્તી હોય તો ઘરનાં બીજાં માણસો તેની હાજરી જ સહન કરી શકતાં નથી. તેનાં ઊંચાં ધોરણવડે તેઓને કાયમ ઠપકો મળ્યા કરે છે. હજી પણ જ્યારે કોઈ પણ અખ્રિસ્તી દેશમાં સુવાર્તાનો પ્રચાર કરવામાં આવે છે, ત્યારે તેનાં સૌથી પ્રથમ પરિણામોમાંનું એક ફાટફૂટ માલૂમ પડે છે. નવા થએલા ખ્રિસ્તીને પોતાનાં જે સગાંવહાલાં વિશેષ વહાલાં લાગે છે તેઓનો પ્રેમ તેને ઘણી વાર ગુમાવવો પડે છે ને તેઓનો ધિક્કાર પણ સહન કરવો પડે છે. આ બધું ઈસુ ખ્રિસ્ત અગાઉથી જાણતો હતો, અને પોતાનું આગમન તથા પોતાનો સ્વીકાર થવાને લીધે પોતાના શિષ્યોને દુ:ખનો જે અનુભવ થવાનો હતો તેનો વિચાર કરીને તેના કોમળ હૃદયને આઘાત લાગતો હતો. પરંતુ તે એ પણ જાણતો હતો કે આ અગ્નિ એક વાર સળગ્યા પછી તો તેની જ્વાળા દેશેદેશ ફેલાઈ જશે, તેથી તે આ પ્રસંગે નિસાસા નાખીને એમ પણ બોલ્યો, કે "જો તે સળગી ચૂકી હોય તો હું [બીજું] શું ચાહું?" (કલમ ૪૯)

પરંતુ આ બાબતમાં પોતાને માટે જે રહસ્ય રહેલું હતું તે વિષે પણ તેને તાત્કાળિક વિચાર કરવાનો હતો. અહીં આગળ તો અગ્નિની જ્વાળાથી પ્રકાશિત થએલી દુનિયાનું જ નહિ, પણ લોહીથી સીંચાએલા તારનારનું પણ દૃશ્ય આપવામાં આવે છે: "મારે એક બાપ્તિસ્મા પામવાનું છે; અને તે પૂરૂં થાય ત્યાં સુધી હું કેવો સંકોચમાં આવેલો છું!" (કલમ ૫૦) જોકે આ લોહીના બાપ્તિસ્મા પાસેથી ખસી જવાની તેની મરજી ન હતી તોપણ તે પૂરૂ થઈ રહેલું હોય તો કેવું સારૂં એવો વિચાર તેના મનમાં આવ્યો હોય તો તેમાં નવાઈ શી! જેઓને સત્યના પક્ષમાં ઊભા રહેવાનું મન હોય તેઓએ જૂઠને ચાહનારાઓની સાથે ઝઘડામાં ઊતરવા તૈયાર થઈ જવું જોઈએ. સત્યનો માર્ગ મારે માટે તેમજ મારા શિષ્યોને માટે પણ સહેલો પડશે નહિ એ ઈસુ ખ્રિસ્ત પહેલેથી જ જાણતો હતો.

છતાં સમયનાં ચિહ્ન આટલાં થોડાંજ વાંચી શકતાં હતાં તેથી તેને નવાઈ લાગતી હતી. માટે તેના છેલ્લા શબ્દો આજુબાજુ ઊભા રહેલા સમુદાયના લાભને અર્થે બોલવામાં આવે છે. કુદરતની બાબતો સંબંધી તેઓ બહુ જ ડાહ્યા હતા ત્યારે આત્મિક બાબતો સંબંધી તેઓ બહુ જ મૂર્ખ હતા. ગાલીલમાં તો મોટા ભાગે બે વર્ગનાં માણસો રહેતાં હતાં, એટલે ખેડૂતો તથા માછીઓ. હવામાનનાં ચિહ્ન સમજવામાં તેઓ પ્રવીણ હતા, કેમકે તેઓના કામને અંગે આવી પ્રવીણતાની વિશેષ અગત્ય હતી. તેથી આપણો પ્રભુ તેઓને કહે છે, કે "તમે પશ્ચિમથી વાદળી ચઢતી જુઓ છો, કે તરત તમે કહો છો, કે ઝાપટું આવશે; અને એમજ થાય છે. જ્યારે દક્ષિણનો વા વાય છે, ત્યારે તમે કહો છો, કે લૂ વાશે; અને એમજ થાય છે. ઓ ઢોંગીઓ, પૃથ્વીનું તથા આકાશનું રૂપ તમે પારખી જાણો છો; તો આ સમય તમે કેમ પારખી નથી જાણતા? અને વાજબી શું છે તે તમે પોતાની મેળે કેમ પારખતા નથી?" (૫૪-૫૭) ફરીથી 'ઢોંગી' શબ્દનો ઉપયોગ કરવામાં આવે છે. ગીતકર્તા કહેતો હતો તેમ તેઓ નિશ્ચે આભાસરૂપે હાલતાચાલતા હતા (ગીતશાસ્ત્ર ૩૯ ; ૬), એટલે જે બાબતો અગત્યની ન હતી તેવી બાબતોમાં તેઓ પોતાનો વખત ગાળતા હતા, ત્યારે જે બાબતો ખરી રીતે અગત્યની હતી એ વિષે તેઓ વિસરી જતા હતા. ઈસુ તેઓને કહે છે, કે આના કરતાં તમે વત્તું સારૂં કરી જાણો છો. સમજવાની શક્તિ તો છે જ, માત્ર તમે તેનો ઉપયોગ કરતા નથી: "વાજબી શું છે તે તમે પોતાની મેળે કેમ પારખતા નથી?" પછી પોતાનો અર્થ સ્પષ્ટ કરવા માટે પ્રભુ ઈસુ એક દાખલો આપે છે. એ દાખલો માત્થીએ પહાડ પરના ભાષણમાં દાખલ કર્યો છે (જુઓ માત્થી ૫; ૨૫, ૨૬નો ખુલાસો). યહુદીઓમાં કહેવત જેવું થઈ ગયું હતું, કે ડાહ્યા માણસોની વચ્ચે તકરાર થાય તો અદાલતમાં જઈ પૈસા બગાડવા કરતાં તેઓ પોતાની મેળે માંહોમાંહે સમાધાની કરવાનું પસંદ કરે છે, એટલે વાજબી શું છે તે તેઓ પોતાની મેળે પારખી લે છે. જો આપણે પોતાનો ન્યાય કરીએ તો ઈશ્વરને આપણો ન્યાય કરવો પડશે નહિ (૧ કોરીંથી. ૧૧ ; ૩૧). જો માણસો પોતાની આંખોનો ઉપયોગ કરે તો ન્યાય આવનાર છે એવું તેઓ સ્પષ્ટ રીતે જોઈ શકે; હા, પશ્ચિમથી વરસાદ કે દક્ષિણથી લૂ આવતાં દેખાય છે તે કરતાં વધારે સ્પષ્ટતાથી ન્યાય આવતો દેખાય છે. તેથી હજી વખત છે એટલામાં માણસોએ જે ઈશ્વરને નાખુશ કર્યો છે તેની સાથે પુનર્મિલાપ કરવો જોઈએ; કેમકે પાપીઓ પ્રત્યે ઈશ્વરનું વચન સદંતર તેનું તે જ છે: "યહોવાહ મળે છે એટલામાં તેને શોધો, તે પાસે છે એટલામાં તેને હાંક મારો."

અકસ્માત તથા ન્યાય: ૧૩ ; ૧-૫

**હવે તેજ સમયે ત્યાં કેટલાએક હાજર હતા કે જેઓએ જે ગાલીલીઓનું લોહી તેઓના યજ્ઞો સાથે પીલાતે ભેળી દીધું હતું તેઓ વિષે તેને કહી જણાવ્યું. [2]તેણે તેઓને ઉત્તર આપ્યો, કે એ ગાલીલીઓ પર એવી [ વિપત્તિઓ ] પડી તેથી તેઓ બીજા બધા ગાલીલીઓ કરતાં વિશેષ પાપી હતા, એમ તમે ધારો છો શું? [3]હું તમને કહું છું, કે ના ; પણ જો તમે પસ્તાવો કરશો નહિ, તો તમે સર્વે તેજ પ્રમાણે નાશ પામશો. [4]અથવા સીલોઅમમાં જે અઢાર માણસ પર બુરજ પડયો, ને તેઓને મારી નાખ્યા, તેઓ યરૂશાલેમમાંના બીજા સર્વ રહેવાસીઓ કરતાં વિશેષ ગુનેગાર હતા, એમ તમે ધારો છો શું? [5]હું તમને કહું છું, કે ના ; પણ જો તમે પસ્તાવો કરશો નહિ, તો તમે સર્વે તેમજ નાશ પામશો.**

યહુદીઓમાં એવી માન્યતા પ્રચલિત હતી કે માણુસ પર જે આપત્તિઓ આવે છે તે તેના પાપનું પરિણામ છે. જોકે "અયૂબ"ના પુસ્તકમાં લાંબા વખત પર આ માન્યતા ખોટી ઠરાવવામાં આવી હતી તોપણ હજી લોકો એ માન્યતાને વળગી રહેતા ( અયૂબ ૪ ; ૭-૯ ). આ પ્રસંગે ઈસુ ખ્રિસ્ત ચોખ્ખેચોખ્ખું કહે છે, કે અલીફાઝ તેમાનીનું ધારવું ખોટું હતું.

એક દિવસ કેટલાંક માણસો એક ભયંકર વાત લઈને ઈસુ ખ્રિસ્તની પાસે આવ્યાં હતાં. તે પહેલાં થોડી વાર ઉપર કેટલાક ગાલીલીઓ ઈશ્વરની આગળ અર્પણ ચઢાવતા હતા, એટલામાં પીલાતના હુકમ પ્રમાણે સૈન્યની ટુકડીએ તેઓ પર તૂટી પડીને એકેએક ગાલીલીની કતલ કરી; તેથી તેઓએ જે જનાવરો કાપ્યાં હતાં તેઓના લોહીની સાથે તેમનું લોહી ભળી ગયું. આ ભયંકર કૃત્ય વિષેની નોંધ અન્ય ઠેકાણે મળતી નથી. પરંતુ પોંતિયસ પીલાત હાકેમ હતો તે દરમિયાન તેણે આવાં અનેક કામ કર્યાં હતાં. મુખ્ય પર્વો પાળવાને માટે યરૂશાલેમ જવાનો ગાલીલીઓનો રિવાજ હતો. તેઓ સહેજે તપી જાય એવા, યુદ્ધપ્રિય તથા સ્વદેશાભિમાની લોકો હતા, અને બળવો જાગે તો તેઓ તેમાં તરત સામેલ થાય એવા હતા. વળી પર્વો પ્રસંગે હજારોના હજાર યહુદીઓ યરૂશાલેમમાં ભેગા થતા હતા, અને તેઓ રોમન સત્તાને ધિક્કારતા હતા, માટે હમેશાં બળવો જાગવાનો સંભવ રહેતો હતો. જેઓએ આ પ્રશ્ન ઊભો કર્યો તેઓના મનમાં એજ વિચાર હતો કે આ ગાલીલીઓ પાપી હશે તેથી જ તેઓને આવી શિક્ષા થઈ હશે. પરંતુ ઈસુ તેઓને જવાબ આપે છે કે આ દુર્ભાગ્ય માણસો પોતાના પડોશીઓ કરતાં કોઈ પણ રીતે ઊતરતા ન હતા ; આ તો ન્યાય નહિ પણ અકસ્માત છે.

ત્યાર પછી આપણા પ્રભુએ એક બીજો દાખલો આપ્યો, પરંતુ તેની બધી વિગત સુવાર્તિકોએ જણાવેલી નથી. તે વિષેની હકીકત તો અન્યત્ર મળે છે. સુલેમાનના હોજનું પાણી લઈને આખા શહેરને પાણી પૂરું પાડવાની યોજના પીલાતે કરી હતી, અને તેને માટે તેણે 'પવિત્ર ખજાના'ના પૈસા કબજે કર્યા હતા. આથી યહુદીઓને ઘણું ખોટું લાગ્યું. એવું ધારવામાં આવે છે કે જે ૧૮ માણસો સંબંધી અહીં આગળ વાંચવામાં આવે છે તેઓ તેજ કામમાં રોકાએલા હશે, એટલામાં તેઓ પર બુરજ તૂટી પડયો અને તેઓનો નાશ થયો. આ માણસો જે કામ કરતા હતા તે કામને પાપી ગણવામાં આવતું હતું; તેથી ઘણાને એવું લાગ્યું હશે કે આવા કામમાં ભાગ લેવાને લીધે ઈશ્વરે આ લોકને શિક્ષા કરી હતી. ફરીથી આપણો પ્રભુ જણાવે છે કે આવી માન્યતા તદ્દન ખોટી છે. આપત્તિ તથા પાપની વચ્ચે અવશ્ય સંબંધ છે એવું નથી. અમુક વ્યક્તિનું દુ:ખ તેના પાપ સાથે સંબંધ રાખે છે એવું માનવું કે કહેવું મૂર્ખતા-ભરેલું છે. કેમકે માણસને પોતાના પાપને લીધે દુ:ખ સહન કરવું પડે એ બનવાજોગ છે, પરંતુ અમુક માણસ પોતાનાં પાપને લીધે જ દુ:ખ સહન કરે છે કે કેમ તે એકલો ઈશ્વર જાણે છે; આપણે તો નજ જાણીએ. વળી ઘણી વાર તો સૌથી સારા માણસને સૌથી વધારે દુ:ખ સહન કરવું પડે છે. શાને અકસ્માત કહેવો અને શાને ન્યાય કહેવો એ નક્કી કરવાનું કામ ઈશ્વરનું છે.

## નિરુપયોગીપણું : ૧૩; ૬–૯

**[૬] વળી તેણે આ દૃષ્ટાંત કહ્યું, કે કોઇએક માણસની દ્રાક્ષાવાડીમાં એક અંજીરી રોપેલી હતી. તે તેના પરથી ફળ શોધતો આવ્યો, પણ એકે જડયું નહિ. [૭] ત્યારે તેણે દ્રાક્ષાવાડીના માળીને કહ્યું, કે જો, આ ત્રણ વરસથી આ અંજીરી પરથી હું ફળ શોધતો આવ્યો છું, અને એકે જડતું નથી; તેને કાપી નાખ; તે વળી ભોંય કેમ નકામી રોકે છે? [૮] તેણે તેને ઉત્તર આપ્યો, કે સાહેબ, તેને આ વરસ પણ રહેવા દે, એટલામાં હું તેની આસપાસ ખોદું, ને ખાતર નાખું; [૯] જો ત્યાર પછી તેને ફળ આવે, તો ઠીક; અને ન આવે, તો તેને કાપી નાખજે.**

અમુક વ્યક્તિને પોતાના પાપને લીધે દુ:ખ સહન કરવું પડે તો પડે, પરંતુ સમસ્ત પ્રજાને તો પોતાનાં પાપને લીધે સહન કરવું પડે એ વિશેષ સંભવિત છે, એ પાઠ અંજીરીના દૃષ્ટાંત પરથી આપણે શીખવાનો છે. અંજીરી પરથી આપણે ઈસ્રાએલ સમજવાનો છે. પ્લીની જણાવે છે કે એ પ્રદેશમાં અંજીરીને મોટી થતાં ત્રણ વર્ષ લાગતાં હતાં. પરિપક્વ થવા માટે ઈસ્રાએલને તો ઘણો વખત મળ્યો હતો; કેવળ રોમની ધીરજ ખૂટતી હતી એમ નહિ પણ ઈશ્વરની

ધીરજ પણ ખૂટી જતી હતી, પરંતુ રોમ ઇશ્વરની શિક્ષાના સાધનરૂપ થવાનું હતું. આ કારણથી ઈસુ કહે છે, કે "જો તમે પસ્તાવો કરશો નહિ, તો તમે સર્વે તેમ જ નાશ પામશો" (કલમ ૫). સારા ઝાડને માટે જે જગા રોકી શકાય તે જગા ખરાબ ઝાડ નકામી રોકે છે, વળી ઇસ્રાએલ પણ એજ પ્રમાણે કરતો હતો. આપણા પ્રભુએ ફરોશીઓને કહ્યું હતું, કે "લોકોની સામે તમે આકાશનું રાજ્ય બંધ કરો છો; કેમકે તેમાં તમે પોતે પેસતા નથી, ને જેઓ પેસવા ચાહે છે તેઓને તમે પેસવા દેતા નથી" (માથ્થી ૨૩ ; ૧૩). અમારો પોતાનો ધર્મ ઈસુ ખ્રિસ્તના ધર્મ જેટલો જ સારો છે એમ માનવાનું કારણ અવિશ્વાસુ ખ્રિસ્તીઓ બીજાને પૂરૂં પાડે છે.

આ ઝાડ વિષે કેટલીક બાબતો આપણું ધ્યાન ખેંચે છે:—

૧. આ તો રોપેલું ઝાડ હતું, એટલે તે પોતાની મેળે થયું ન હતું. કોઈ પક્ષીએ ખાધેલા ફળનો ઠળીઓ પડવાથી નહિ પણ એક ખેડૂતના રોપવાથી ઊગ્યું હતું. આ વાત આપણને પણ લાગુ પડે છે. ઇશ્વરે દરેક જીવનને માટે ખાસ યોજના કરેલી છે એજ પવિત્ર શાસ્ત્રનો મોટો સંદેશો છે. ઈસુએ કહ્યું છે, કે જેમ બાપે મને મોકલ્યો છે તેમ હું તમને મોકલું છું (યોહાન ૨૦ ; ૨૧).

૨. ઝાડનું કામ ફળવાનું હતું. આપણે પણ સેવા કરવા માટે આ દુનિયામાં આવ્યા છીએ, અને દરેક જીવન ઉપયોગી થાય એવી ઇશ્વરની મરજી છે. આપણે બીજા પર આધાર રાખીએ એ માટે નહિ પણ આપણે બીજાને આધાર આપીએ માટે; આપણે બીજાઓને અટકાવરૂપ થઈએ માટે નહિ, પણ બીજાઓને મદદરૂપ થઈએ માટે; આપણે બીજાઓને દુ:ખી કરીએ માટે નહિ, પણ બીજાનું ભલું કરીએ માટે ઉત્પન્ન કરવામાં આવ્યાં છીએ.

૩. આ ઝાડ દ્રાક્ષાવાડીમાં, એટલે ખાસ આશીર્વાદિત સ્થળે રોપવામાં આવ્યું હતું. સાૈથી સારૂં અનાજ વાડીમાં પાકે છે. એવી સ્થિતિ આપણી પણ છે, કેમકે ખ્રિસ્તી ધર્મમાં આપણને આશ્રય અને શિક્ષણ બંને મળ્યાં છે. આપણી પાસે ખુલ્લું બાઈબલ તેમજ ખુલ્લું દેવળ પણ છે.

૪. પરંતુ આવી અનુકૂળ સ્થિતિ હોવા છતાં આ ઝાડ નિષ્ફળ હતું, તેથી તેનો માલિક નિરાશ થયો. આપણને પણ આટલી બધી તકો મળી છે તોપણ આપણે નિષ્ફળ જઈએ એ બનવાજોગ છે. ઇશ્વરે આપણાં જીવન માટે યોજના કરી છે ખરી, પરંતુ તેની યોજના આપણે અમલમાં મૂકવાની છે. તે ઇજનેર છે અને આપણે બાંધનારાં છીએ.

ઇશ્વરના પ્રેમ તથા ધીરજની કંઈ મર્યાદા નથી, પરંતુ આપણે અવિશ્વાસુ રહીએ તો એવો વખત પણ આવવાનો સંભવ છે કે તે વખતે ઇશ્વરનું કામ નિષ્ફળ જાય, માટે માણસનું ચારિત્ર્ય ઘડાઈ ગયા પહેલાંનો તથા તેના રીતરિવાજ

કાયમ થઈ ગયા પહેલાંનો સમય કેટલો બધો અગત્યનો છે તે પર પવિત્ર શાસ્ત્રમ ભાર મૂકવામાં આવે છે. વ્યક્તિઓ, પ્રજાઓ તેમજ મંડળીઓ સંબંધી અ વાત સર્વાંશે સાચી છે કે તેઓ ફળ ન આપે તો વહેલો મોડો તેઓનો નાશ થય સિવાય રહેતો નથી; એમ કહેવાનો વખત આવે છે, કે "તેને કાપી નાખ; વળી ભોંય કેમ નકામી રોકે છે?" (કલમ ૭) આપણા સંબંધી આવો નિર્ણ થતાં એકલી ઈસુ ખ્રિસ્તની મધ્યસ્થી અટકાવે છે; એ મધ્યસ્થી નકામી જશે કેમ એનો નિર્ણય કરવાનું કામ આપણા હાથમાં છે.

લાંબા વખત ઉપર યહોવાહે એલીયાહને પૂછ્યું, કે "તું અત્રે શું કરે છે? (૧ રાજા. ૧૯ ; ૯) આ પ્રશ્ન સાંભળીને એલીયાહ ગુંચવણમાં પડયો હોય તે તેમાં શી નવાઈ! કેમકે તે વખતે તો તે બડબડાટ કરવામાં પોતાનો વખ બગાડતો હતો. નહેમ્યાહની સાથે જે માણસ કહી શકે છે કે હું એક મોટું કા કરવામાં રોકાએલો છું, માટે મારાથી અવાય એમ નથી (નહેમ્યાહ ૬ ; ૩ તે માણસની પાસે પરીક્ષણ ફોકટ આવે છે. નવરાશની સ્થિતિમાં પરીક્ષા આવવાનો સંભવ છે. ફળ ના આપવાના પરિણામે નાશ થવાનો સંભવ છે જે માણસ પોતાનો જીવ બચાવવાનો પ્રયત્ન કરે છે તે તે હમેશાં ગુમાવે છે પરંતુ ફળવાન ઝાડનાં પાંદડાં હમેશાં લીલાં રહે છે, તે "પોતાની ઋતુએ ફળ આ છે અને તેનાં પાંદડાં ચીમળાઈ જતાં નથી" (ગીત. ૧ ; ૩); વળી જે માણ પોતાનો જીવ ખૂએ છે તે સદાકાળને માટે તેનો બચાવ કરશે.

## સાબ્બાથ દિવસે સાજો કરવાનો બીજો દાખલો : ૧૩; ૧૦–૧૭

**[૧૦] વિશ્રામવારે તે એક સભાસ્થાનમાં બોધ કરતો હતે**
**[૧૧] જુઓ, જેને અઢાર વરસથી મંદવાડનો આત્મા વળગેલો હતે**
**એવી એક સ્ત્રી ત્યાં હતી; તે કૂબડી હતી, અને કોઇ પણ રીતે સીદ**
**ઊભી થઇ શકતી નહિ. [૧૨] તેને જોઇને ઈસુએ તેને બોલાવીને કહ્**
**કે બાઇ, તારા મંદવાડથી તું છૂટી થઇ છે. [૧૩] તેણે તેના પર હા**
**મૂક્યા, કે તરત તે ટટાર થઇ, અને દેવની સ્તુતિ કરી. [૧૪] વિશ્રામવા**
**ઈસુએ તેને સાજી કરી, માટે સભાસ્થાનના અધિકારીએ ગુસ્સે થઇ**
**લોકોને કહ્યું, કે છ દહાડા છે કે જેમાં માણસોએ કામ કરવું જોઇએ**
**એ માટે તે [દિવસો]એ તમે આવીને સાજા થાઓ, પણ વિશ્રામવા**
**નહિ. [૧૫] પણ પ્રભુએ તેને ઉત્તર આપ્યો, કે ઓ ઢોંગીઓ, તમાર**
**માંનો હરેક પોતપોતાના બળદને તથા ગધેડાને કોડમાંથી છોડી**
**વિશ્રામવારે પાવા સારૂ લઈ જતો નથી શું? [૧૬] આ સ્ત્રી જે ઈબ્રાહીમન**
**દીકરી છે, અને જેને શેતાને અઢાર વરસથી બાંધી રાખી હતી, તે**
**વિશ્રામવારે બંધનમાંથી છોડાવવી જોઈતી નહોતી શું? [૧૭] તેણે**

**વાતો કહી ત્યારે તેના બધા સામેવાળા લજવાયા; અને જે બધાં મહિમાવંત કામો તેણે કર્યાં તેને લીધે બધા લોકો હર્ષ પામ્યા.**

વિશ્રામવારના પાલન સંબંધી રાબ્બીઓ કેવા વિચાર રાખતા હતા એ વિષે માત્થી ૧૨ ; ૧–૮નો ખુલાસો જુઓ. આપણો પ્રભુ ગાલીલમાં થઈને પોતાની છેલ્લી મુસાફરી કરતો હતો ત્યારે એક સાબ્બાથે તે સભાસ્થાનમાં શિક્ષણ આપતો હતો. એ પ્રસંગે એક બાઈ સભાસ્થાનમાં હાજર થઈ હતી. તેને અઢાર વર્ષથી મંદવાડ હતો. તે કૂબડી હતી અને કોઈ પણ રીતે સીધી ઊભી રહી શકતી નહિ. એવા સંજોગોમાં ઘણા ખ્રિસ્તીઓ દેવળમાં આવે જ નહિ; પરંતુ તે સવારે આ બાઈ મંદિરમાં આવી હતી અને તેને અણધારી રીતે આશીર્વાદની પ્રાપ્તિ થઈ. તેને જોઈને ઈસુએ કહ્યું, કે "બાઈ, તારા મંદવાડથી તું છૂટી થઈ છે." તેણે તેના પર હાથ મૂકયા કે તરત તે ટટાર થઈ, અને તેણે ઈશ્વરની સ્તુતિ કરી. આ ચમત્કાર જોઈને મંડળીનાં માણસોને સારૂં લાગ્યું; સારૂં ન લાગ્યું એકલા સભાસ્થાનના અધિકારીને. તેનો વાંધો એ હતો કે જીવ જોખમમાં હોય તોજ સાબ્બાથને દિવસે કોઈને સાજો કરવાની છૂટ હતી (જુઓ માત્થી ૧૨; ૯–૧૪નો ખુલાસો). આ બાઈને અઢાર વર્ષથી આ મંદવાડ હતો અને તેને સાજી કરવાનું કામ સાબ્બાથ સમાપ્ત થાય ત્યાં સુધી મુલતવી રાખી શકાય એમ હતું. આ વાંધાની સામે આપણા પ્રભુએ એવો પ્રત્યુત્તર વાળ્યો, કે "ઓ ઢોંગીઓ, તમારામાંનો હરેક પોતપોતાના બળદ તથા ગધેડાને કોડમાંથી છોડીને વિશ્રામવારે પાવા સારૂ લઈ જતો નથી શું?" (કલમ ૧૫) સાબ્બાથને દિવસે ઢોરને પાણી પાવું એ કામ ગણવામાં આવતું હતું; તેથી રાબ્બીઓનો એવો અભિપ્રાય હતો કે ઢોરને પાણી પાસે લઈ જવાં એ ઉચિત છે, પણ પાણીને ઢોરની પાસે લાવવું એ ઉચિત નથી. એ વિષે આપણા પ્રભુએ કહ્યું કે આ તો નર્યો ઢોંગ છે. જ્યાં ઢોરનો સવાલ હોય ત્યાં તેઓ નિયમને ઢીલો કરી શકતા હતા, પરંતુ જ્યાં માણસનાં દુ:ખ મટાડવાનો સવાલ હોય ત્યાં અક્ષરશ: નિયમનો અમલ થાય એવું તેઓ કરવા માગતા હતા. અમુક કૃત્ય સારૂં હોય તો તે સાબ્બાથને દિવસે કરવાથી વત્તું સારૂં બને છે. આ બીના પરથી આપણને એ શીખવાનું મળે છે કે જેઓ પ્રભુને શોધે છે તેઓને તે મળ્યા વિના રહેતો નથી; વળી તેને શોધવાનું સારામાં સારૂં સ્થળ તો તેના પિતાનું ઘર છે. એવી રીતે જેઓએ તેની શોધ કરી છે એવા ઘણા કહી શકે છે, કે "હું નીચો કરાયો અને તેણે મારી મદદ કરી." પરંતુ શું તમે એમ કહી શકો છો?

## રાજ્યની વૃદ્ધિ : ૧૩ ; ૧૮–૨૧

**૧૮ એ પછી તેણે કહ્યું, કે દેવનું રાજ્ય શાના જેવું છે? અને હું**
**તેને શાની ઉપમા આપું? ૧૯ તે રાઇના બી જેવું છે, જેને એક જણે**

**લઇને પોતાની વાડીમાં નાખ્યું; તે વધીને મોટું ઝાડ થયું, અને
આકાશનાં પક્ષીઓએ તેની ડાળીઓ પર વાસો કર્યો. [20] વળી તેણે
કહ્યું, કે હું દેવના રાજ્યને શાની ઉપમા આપું? [21] તે ખમીર જેવું છે,
તેને એક સ્ત્રીએ લઇને ત્રણ માપ લોટમાં ઘાલ્યું, અને પરિણામે તે
બધો ખમીરવાળો થયો.**

માથ્થી ૧૩; ૩૧-૩૩ અને માર્ક ૪; ૩૦-૩૨નો ખુલાસો જુઓ. આ પ્રકરણમાં જે બે દૃષ્ટાંતો સમાએલાં છે તે ઘણું કરીને ઉપરોક્ત સભાસ્થાનમાં કહેવામાં આવ્યાં હશે. જો એમ હોય તો સભાસ્થાનમાં દૃષ્ટાંતદ્વારે શિક્ષણ આપવાનો આ એક જ દાખલો મળે છે. પાછળના વખતમાં પોતાના શિક્ષણને અર્થે પ્રેરિતો સભાસ્થાનોનો ઘણો ઉપયોગ કરવાના હતા, અને આ દૃષ્ટાંત જો ખરેખર સભાસ્થાનમાં આપવામાં આવ્યું હોય તો તે પરથી હાલની મંડળીની ભજનસેવા સંબંધી કેટલીક ઉત્તેજનદાયક સૂચનાઓ મળે છે.

સુવાર્તાના ફેલાવને અર્થે પ્રભુ ઈસુ ખ્રિસ્ત બોલેલા વચન પર આધાર રાખતો હતો. ઉપદેશ કરવાનું કામ નિયમિત રીતે તેમજ શાંતપણે બારે માસ થયા કરે છે, અને તેદ્વારા કેટલી બધી નૈતિક દોરવણી તથા આત્મિક મદદ મળે છે એ દુનિયા સમજતી નથી. છતાં આ બે દૃષ્ટાંતો પરથી ખ્રિસ્તી ધર્મનો છેવટનો તથા સંપૂર્ણ જય થશે એવું શિખવવામાં આવે છે. પરંતુ ઈશ્વરના રાજ્યની વૃદ્ધિ હમેશાં ગુપ્ત રીતે થયા જ કરે છે, પછી તે બાહ્ય રીતે થાય કે આંતરિક રીતે. આ બન્ને દૃષ્ટાંતોમાં નાની શરૂઆત તથા મોટા પરિણામનો મુકાબલો કરવામાં આવે છે.

૧. ભૌતિક રાજ્યમાં તેની રૈયતને આશ્રય આપવાની જે શક્તિ છે તેની તથા તેના મહત્ત્વની ઉપમા તરીકે પુરાતન વખતમાં ઝાડનો ઉપયોગ કરવામાં આવતો હતો. હઝકીએલને થએલા દર્શનમાં આશ્શૂરનું રાજ્ય લબાનોનના વૃક્ષ જેવું તેના જોવામાં આવ્યું: "તેની ડાંખળીઓમાં સર્વ ખેચર પક્ષીઓ પોતાના માળા બાંધતાં, ને તેનાં ડાળાં તળે સર્વ વનચર પશુઓ પોતાનાં બચ્ચાં જણતાં, ને તેની છાયામાં સર્વ મોટી પ્રજાઓ વસતી હતી" (હઝ. ૩૧; ૬). તેજ પ્રમાણે નબૂખાદનેસ્સારને પણ પોતાના સામર્થ્ય તથા મહિમાનું દર્શન થયું હતું: "મારા પલંગ પર મારા મગજનાં સંદર્શનો આ પ્રમાણે હતાં: મેં જોયું, તો પૃથ્વીના મધ્ય ભાગમાં એક ઝાડ મેં દીઠું, તેની ઊંચાઈ ઘણી હતી. તે ઝાડ વધીને મજબૂત થયું, ને તેની ટોચ ગગનમાં પહોંચી હતી, ને તે પૃથ્વીને છેડેથી નજરે પડતું હતું" (દાનીયેલ ૪; ૧૦, ૧૧). પરંતુ ઈશ્વરે રોપેલાં સર્વ ઝાડ કરતાં તેનું રાજ્ય સૌથી મોટું અને સૌથી સુંદર છે. તેનાં પાંદડાં પ્રજાઓને નીરોગી કરવા સારૂ છે, તેથી સઘળાં સુંદર વાનાં તેની છાયા તળે રહી

શકે છે, અને તેને કાપી નાખવામાં આવે તો આખી દુનિયા અરણ્યના રૂપમાં ફરી જાય.

૨. વળી ખમીરના દૃષ્ટાંતમાં પણ એક નાની શરૂઆતની સાથે મોટા પરિણામનો મુકાબલો કરવામાં આવે છે. કામ કેવી રીતે થાય છે તે જણાતું નથી, કેમકે "ઈશ્વરનું રાજ્ય દૃશ્ય રીતે નથી આવતું" (લુક ૧૭; ૨૦). પરંતુ બધો લોટ ખમીરવાળો થઈ જાય ત્યાં સુધી ખમીર પોતાનું કામ કર્યા કરે છે. આકાશના રાજ્યનું ખમીર આપણા હૃદયમાં હોય તો આકાશનું રાજ્ય આવ્યા વિના રહેશે નહિ; વળી બીજાઓની જે સારામાં સારી સેવા આપણે કરી શકીએ તે એ છે કે તેઓનાં હૃદયમાં આ ખમીર મૂકવું. આપણે બીજાઓને ખ્રિસ્તની પાસે લાવીએ એ સારૂ કે તેઓ તેના પ્રેમ પર વિશ્વાસ રાખે અને તેની પાસેથી તારણરૂપી દાનનો સ્વીકાર કરે એ આપણી ફરજ છે. પોતાના પત્રમાં પ્રેરિત યાકૂબ પોતાના શબ્દોમાં આ દૃષ્ટાંતમાંનું શિક્ષણ આપીને કહે છે, કે "એ માટે, ભાઈઓ, પ્રભુના આવતાં સુધી તમે ધીરજ રાખો; જુઓ, ખેડૂત ખેતીમાં થનારા મૂલ્યવાન ફળની વાટ જુએ છે, અને પહેલો તથા છેલ્લો વરસાદ થાય ત્યાં સુધી તે ધીરજ રાખે છે. તમે પણ ધીરજ રાખો" (યાકૂબ ૫; ૭, ૮).

## સાંકડો દરવાજો: ૧૩; ૨૨–૩૦

[22] તે યરૂશાલેમ ભણી મુસાફરી કરતાં શહેરેશહેર તથા ગામેગામ
બોધ કરતો ગયો. [23] એક જણે તેને પૂછ્યું, કે પ્રભુ, તારણ પામનાર
થોડા છે શું? તેણે તેઓને કહ્યું, કે [24] સાંકડા બારણામાં થઇને પેસવાને
યત્ન કરો; કેમકે હું તમને કહું છું, કે ઘણા પેસવા ચહાશે, પણ [પેસી]
શકશે નહિ. [25] જ્યારે ઘરધણી ઊઠીને બારણું બંધ કરશે, અને તમે
બહાર ઊભા રહીને બારણું ઠોકવા માંડશો, અને કહેશો, કે પ્રભુ,
અમારે સારૂ ઉઘાડ; અને તે તમને ઉત્તર આપશે, કે તમે ક્યાંના છો
એ હું જાણતો નથી; [26] ત્યારે તમે કહેવા લાગશો, કે અમે તારી
સમક્ષ ખાધુંપીધું હતું, અને તેં અમારા રસ્તાઓમાં બોધ કર્યો હતો;
[27] તે તમને કહેશે, કે હું તમને કહું છું, કે તમે ક્યાંના છો એ હું જાણતો
નથી; રે અન્યાય કરનારા, તમે સર્વે મારી પાસેથી જાઓ. [28] જ્યારે
તમે ઇબ્રાહીમને, ઇસ્હાકને, યાકૂબને તથા બધા પ્રબોધકોને દેવના
રાજ્યમાં જોશો, અને પોતાને બહાર કાઢી મૂકેલા [જોશો], ત્યારે તમે
રડશો તથા દાંત પીસશો. [29] તેઓ પૂર્વ તથા પશ્ચિમથી, ઉત્તર તથા
દક્ષિણથી આવીને દેવના રાજ્યમાં બેસશે. [30] જુઓ, [કેટલાક]
જેઓ છેલ્લા છે તેઓ પહેલા થશે, અને [કેટલાક] જેઓ પહેલા છે
તેઓ છેલ્લા થશે.

આપણા પ્રભુ ઈસુ ખ્રિસ્તની પાછળના વખતની સેવાનું વર્ણન કરતાં લુક અત્રે ગાલીલથી યરૂશાલેમ જવાની તેની મુસાફરી દરમિયાન બનેલી કેટલીએક બીનાનું વર્ણન કરે છે. એક સ્થળે આપણો પ્રભુ ઉપદેશ કરી રહ્યો ત્યારે તેને એ પ્રશ્ન પૂછવામાં આવ્યો, કે "શું તારણ પામનારા થોડા છે?" હવે પ્રશ્ન ગમે તે હોય તોપણ તે પૂછવાની રીત પર ઘણો આધાર રહે છે. આ પ્રશ્ન પૂછનાર પોતાના તારણ સંબંધી વિશેષ ચિંતાતુર હોય એવું લાગતું નથી; કારણ કે આપણા પ્રભુના જવાબનો અર્થ એ છે, કે થોડા તારણ પામશે કે ઘણા તારણ પામશે એનો કશો સવાલ નથી; સવાલ એટલો જ છે, કે તું પોતે તારણ પામેલાની સંખ્યામાંનો છે કે નહિ? પુરાતન વખતમાં એવી કહેવત ચાલતી હતી, કે "સઘળાં ઉમદા કામ મુશ્કેલ હોય છે;" અને આપણા પ્રભુના જમાનામાં એ પણ કહેવત જેવું થઈ ગયું હતું, કે "જ્ઞાન પ્રાપ્ત કરવાનો માર્ગ ઢાળવાળો તથા કઠણ છે, અને સાંકડા દરવાજામાં થઈને તેમાં પ્રવેશ કરી શકાય છે" (માત્થી ૭; ૧૩, ૧૪નો ખુલાસો જુઓ). આ કહેવત આપણો પ્રભુ અત્રે તારણની પ્રાપ્તિને લાગુ પાડે છે. તે કહે છે, કે "સાંકડા બારણામાં થઈને પેસવાને યત્ન કરો," અને જે શબ્દનો તરજુમો 'યત્ન કરવો' થાય છે તેજ શબ્દનો તરજુમો યોહાન ૧૮ ; ૩૬ માં 'લડાઈ કરવી' એવો થાય છે. આ પ્રકરણ વિષે સૌથી સારી ટીકા જોન બન્યનના એક ગ્રંથમાં મળે છે. ત્યાં આગળ એક ભવ્ય મહેલનું વર્ણન કરવામાં આવેલું છે, અને તેની રક્ષા કરવાને માટે ચારે બાજુએ શસ્ત્રથી સજ્જ થએલા માણસોનો પહેરો રાખવામાં આવ્યો છે. પછી એક 'બહુ હિંમતવાન ચહેરાનો' માણસ દરવાજા પાસે આવી જાય છે ને આ બધા સજ્જ થએલા માણસોની સામે થાય છે. તેઓની સાથે લડતાં લડતાં તે પોતાની તરવારવડે મહેલમાં જવાનો રસ્તો કરી લે છે, એટલે તરત જ એક મીઠી વાણીદ્વારા તેનું સ્વાગત કરવામાં આવે છે. આ વાણી તેને એમ કહે છે, કે "અંદર આવ, અંદર આવ, સર્વકાળનો મહિમા સંપાદન કર." ત્યાર પછી જોન બન્યન લખે છે કે ખ્રિસ્તીએ મોં મલકાવીને કહ્યું, કે ખરેખર, આનો અર્થ શો છે તેની મને ખબર છે. વળી જો ખ્રિસ્તનો અનુભવ આપણને થયો હોય તો આપણને પણ ખબર હશે.

પરંતુ જેઓને દરવાજામાં થઈને રસ્તો કરી લેવાની હિંમત નથી તેઓનું શું? તેઓ સંબંધી આપણો પ્રભુ જે શબ્દો વાપરે છે તે શબ્દો વિષે આપણે એજ પ્રાર્થના કરવી ઘટે છે કે તે આપણા સંબંધી ખરા ન પડે તો કેવું સારૂં! યહુદી ગ્રંથોમાં મસીહના રાજ્યના આનંદને મિજબાનીની ઉપમા આપવામાં આવતી હતી, અને તેજ ઉપમા આપણો પ્રભુ આકાશના રાજ્યને પણ આપે છે. વળી તે પોતાના શ્રોતાઓને એવી ચેતવણી આપે છે કે તમારે શિર ખાસ જવાબદારી રહેલી છે. વિશ્વાસ કરનાર બિનયહુદીઓ રાજ્યમાં પ્રવેશ કરશે ત્યારે અવિશ્વાસ રાખનાર ઘણા યહુદીઓને બહાર કાઢી મૂકવામાં

આવશે (સરખાવો માત્થી ૭; ૨૨, ૨૩: ૮; ૧૧, ૧૨: ૧૯; ૩૦). આપણે પણ એમજ સમજવું જોઈએ કે જોકે આશીર્વાદ તથા તક સંબંધી આપણે પહેલા ગણાઈએ ખરા, પરંતુ ન્યાયના મહાન તથા ગંભીર દિવસે આપણે છેલ્લા માલૂમ પડીએ એ બનવાજોગ છે.

"કેમકે જે માર્ગ જીવનમાં પહોંચાડે છે તે સાંકડો છે, ને તેનું બારણું સાંકડું છે. અને જેઓને તે જડે છે તે થોડા જ છે." એવા જ ડહાપણભરેલા શબ્દો "એઝરાના પ્રકટીકરણ"માં મળે છે, અને તે જણાવીને હું આ વિવેચન બંધ કરૂં છું: "સપાટ પ્રદેશ પર બાંધેલું તથા સઘળાં સારાં વાનાંથી ભરપૂર એવું એક નગર છે. પરંતુ તેમાં પ્રવેશ કરવાની જગા સાંકડી છે, અને કોઈ પણ પડી જાય તો તે જોખમભરેલી છે; કેમકે જમણા હાથ ઉપર અગ્નિ સળગેલો છે, ને ડાબા હાથ પર ઊંડું પાણી છે. હવે એ બન્નેની વચ્ચે—અગ્નિ તથા પાણીની વચ્ચે—જવાનો એક જ માર્ગ છે, અને તે વળી એટલો બધો સાંકડો છે કે એક જ માણસ એકલો જઈ શકે છે. હવે ધારો કે આ નગર કોઈ માણસને વારસા તરીકે આપવામાં આવે, તો પોતાની આગળ મૂકેલા જોખમમાં થઈને વારસ પસાર ન થાય તો તેને તેનો વારસો શી રીતે મળે? અને મેં કહ્યું, કે 'ઓ પ્રભુ, ખરૂં છે;' ત્યારે તેણે મને કહ્યું, કે 'ઈસ્રાએલના વારસાના સંબંધમાં એમજ છે.'"

## હેરોદને ઈસુનો સંદેશો: ૧૩; ૩૧–૩૫

**[૩૧] તેજ ઘડીએ કેટલાએક ફરોશીઓએ તેની પાસે આવીને કહ્યું, કે અહીંથી નીકળી જા; કેમકે હેરોદ તને મારી નાખવા ચાહે છે. [૩૨] તેઓને તેણે કહ્યું, કે તમે જઇને તે લોંકડાને કહો, જુઓ, આજકાલ હું ભૂતોને કાઢું છું, અને રોગ મટાડું છું, ને ત્રીજે દહાડે હું સંપૂર્ણ કરાઇશ. [૩૩] તો પણ આજે, કાલે તથા પરમ દહાડે મારે ચાલવું જોઇએ; કેમકે કોઇ પ્રબોધક યરૂશાલેમની બહાર નાશ પામે એવું બની શકતું નથી.**

**[૩૪] ઓ યરૂશાલેમ, યરૂશાલેમ, પ્રબોધકોને મારી નાખનાર તથા તારી પાસે મોકલેલાઓને પથ્થરે મારનાર! જેમ મરઘી પોતાનાં બચ્ચાંને પાંખો તળે એકઠાં કરે છે, તેમ મેં કેટલીવાર તારાં છોકરાંને એકઠાં કરવાનું ચાહ્યું, પણ તમે ચાહ્યું નહિ! [૩૫] જુઓ, તમારૂં ઘર તમારે સારૂ [ઉજ્જડ કરી] મૂકવામાં આવ્યું છે; હું તમને કહું છું, કે તમે કહેશો, કે પ્રભુને નામે જે આવે છે તેને ધન્ય છે, ત્યાં સુધી તમે મને ફરી જોનાર નથી.**

અત્રે કેટલાએક ફરોશીઓએ ઈસુની પાસે આવીને તેને ચેતવણી આપી કે ગાલીલનો રાજા હેરોદ આન્ટીપાસ તને મારી નાખવાનો લાગ શોધે છે. આ માણસો ઈસુ ખ્રિસ્તની સાથે ખરી સહલાગણી ધરાવતા હોય એ બનવાજોગ છે, કેમકે ફરોશીઓમાંના કેટલાક પણ આપણા પ્રભુના મિત્રો હતા. વળી જે શબ્દનો તરજુમો 'આવ્યા' થાય છે તે સભ્યતાસૂચક છે એમ કહેવામાં આવે છે. એવી દલીલ પણ કરવામાં આવે છે, કે આ માણસો હેરોદના ખેપિયા તરીકે આવ્યા હતા, અને ઈસુ પોતાની હદમાંથી નાસી જાય માટે હેરોદ તેને બીવડાવવાનો હતો. વળી હેરોદનો ઇરાદો આવો હોય તો તે વાતને આપણા પ્રભુના શબ્દોનો ટેકો મળે છે, એટલે "પેલા લોંકડાને કહો." પરંતુ હેરોદ આવી રીતે ઈસુને શા માટે બીવડાવવા માગે એ સાફ જણાતું નથી, અને હેરોદમાં લોંકડાનો સ્વભાવ હતો તેથી સામાન્ય રીતે લોકો તેને લોંકડો કહેતા હોય તો તેમાં કંઈ અસંભવિત નથી. આ માણસની ક્રૂરતા જાણીતી હતી અને તે પોતાનાં ધર્મ તથા પ્રજા પ્રત્યે તેમજ પોતાનાં ભાઈઓ તથા વહુ પ્રત્યે અવિશ્વાસુ હતો. આ કારણથી મારા મન પર એવી અસર થાય છે કે આ ફરોશીઓ પ્રભુ પ્રત્યે સારો ભાવ રાખતા હતા, અને તેને ચેતવણી આપીને તેના પ્રત્યે મિત્રની ફરજ બજાવવા માગતા હતા.

આપણા પ્રભુએ તેઓની ચેતવણી સાંભળી છતાં તેના પર કશી અસર થઈ નહિ. છેવટે તેણે તેઓની મારફતે જુલમી રાજાને સંદેશો કહાવ્યો, કે "તમે જઈને તે લોંકડાને કહો કે જુઓ, આજકાલ હું ભૂતોને કાઢું છું, અને રોગ મટાડું છું, ને ત્રીજે દહાડે હું સંપૂર્ણ કરાઈશ. તોપણ આજે, કાલે તથા પરમ દહાડે મારે ચાલવું જોઈએ; કેમકે કોઈ પ્રબોધક યરૂશાલેમની બહાર નાશ પામે એવું બની શકતું નથી" (કલમ ૩૨, ૩૩). એમ કહેતાં પ્રભુ ઈસુ ખ્રિસ્ત પવિત્ર શાસ્ત્રની પરિભાષા વાપરતો માલૂમ પડે છે (સરખાવો હોશી. ૬ ; ૨); હજુ પણ એક બે દિવસ સુધી તેણે પોતાના નિર્માણ કરેલા કામમાં લાગુ રહેવાનું હતું, અને ત્યાર પછી નિર્માણ કરેલો અંત પણ આવવાનો હતો. જ્યાં સુધી પૃથ્વી પર તેઓને ઈશ્વરને માટે કંઈ પણ કરવાનું બાકી રહ્યું હોય ત્યાં સુધી ઈશ્વરનાં છોકરાં અમર છે, અને તેઓ પોતાની સાક્ષી પૂરી ના કરે ત્યાં સુધી જે શ્વાપદ ઊંડાણમાંથી નીકળે છે તે તેઓને મારી નાખી શકે નહિ (પ્રકટીકરણ ૧૧ ; ૭). જે અનિવાર્ય પરિણામ આવવાનું હતું તે વિષે ઈસુ જાણતો હતો, અને તેની પાસેથી તે ખસી જવા માગતો ન હતો. તેને યરૂશાલેમમાં મરવાનું હતું માટે તેણે ત્યાં જવાનો નિશ્ચય કર્યો, કેમકે તેણે ઉદાસીનતાથી એમ પણ કહ્યું, કે "કોઈ પ્રબોધક યરૂશાલેમની બહાર નાશ પામે એવું બની શકતું નથી." યરૂશાલેમને મેળવી લેવાને માટે આપણા પ્રભુએ પોતાના આખા હૃદયથી પ્રયત્ન કર્યો હતા, પરંતુ તેના સર્વ પ્રયત્ન નિષ્ફળ ગયા હતા. તેથી આ અધ્યાયની

છેલ્લી બે કલમમાં તે હૃદયભેદક વિલાપ કરે છે. ફરોશીઓ તથા શાસ્ત્રીઓ સંબંધી આપણા પ્રભુએ જે છેલ્લું દોષારોપણનું ભાષણ કર્યું હતું તે વિષેના વૃત્તાંતમાં માત્થી આ બાબત દાખલ કરે છે (માત્થી ૨૩; ૩૭–૩૯નો ખુલાસો જુઓ). તે તેઓના તારનાર તરીકે યરૂશાલેમના રહેવાસીઓની પાસે આવ્યો હતો, પરંતુ તેઓએ તેની વાતનો સ્વીકાર કર્યો નહિ. તે કારણથી તેઓનો ન્યાય થઈ ચૂક્યો હતો અને જતે દિવસે તેઓ હજી પણ તેને પોતાના તારનાર તરીકે સ્વીકારે તોજ તેઓને માટે આશા હતી: "જુઓ, તમારૂં ઘર તમારે સારૂ [ઉજ્જડ કરી] મૂકવામાં આવ્યું છે; હું તમને કહું છું, કે પ્રભુને નામે જે આવે છે તેને ધન્ય છે, એવું તમે કહેશો નહિ ત્યાં સુધી તમે મને ફરી જોનાર નથી."

### જમતી વેળાની આપણા પ્રભુની વાતચીત: ૧૪; ૧-૨૪

ફરોશીઓના અધિકારીઓમાંના એકને ઘેર વિશ્રામવારે તે
રોટલી ખાવા ગયો, ત્યારે તેઓ તેના પર તાકી રહ્યા હતા. ૨ એક
માણસ તેની આગળ હતો, તેને જલંદરનો રોગ થયો હતો. ૩ ઈસુએ
પંડિતોને તથા ફરોશીઓને પૂછ્યું, કે વિશ્રામવારે સાજું કરવું ઉચિત
છે કે નહિ? ૪ પણ તેઓ છાના રહ્યા. તેણે તેને ઝાલીને સાજો કર્યો,
અને તેને જવા દીધો. ૫ તેણે તેઓને કહ્યું, કે તમારામાંના કોઇનું
ગધેડું અથવા બળદ કૂવામાં પડયો હોય, તો વિશ્રામવારે તે તેને તરત
નહિ કાઢે શું? ૬ એ વાતનો પ્રત્યુત્તર તેઓ તેને આપી શક્યા નહિ.
૭ નોતરેલાઓ કેવી રીતે મુખ્ય આસનો પસંદ કરતા, તે જોઇને
તેણે તેઓને એક દૃષ્ટાંત કહ્યું, કે ૮ કોઈ તને લગ્નમાં નોતરે ત્યારે મુખ્ય
આસન પર ન બેસ; રખેને તારા કરતાં કોઇ માનવંતો માણસ તેણે
નોતરેલો હોય, ૯ અને જેણે તને તથા તેને નોતર્યા તે આવીને તને
કહે, કે એને જગા આપ; ત્યારે તારે લજવાઈને સહુથી નીચી
જગાએ બેસવું પડશે. ૧૦ પણ કોઇ તને નોતરે ત્યારે સહુથી નીચી
જગાએ જઇને બેસ; કે જેણે તને નોતર્યો તે આવે ત્યારે તે તને કહે,
કે મિત્ર, ઉપર આવ; ત્યારે તારી સાથે જમવા બેઠેલા સર્વેની
આગળ તને માન મળશે. ૧૧ કેમકે જે કોઇ પોતાને ઊંચો કરે છે તેને
નીચો કરવામાં આવશે; અને જે પોતાને નીચો કરે છે તેને ઊંચો
કરવામાં આવશે.

૧૨ જેણે તેને નોતર્યો હતો તેને પણ તેણે કહ્યું, કે જ્યારે તું
દિવસનું કે રાતનું ખાણું આપે, ત્યારે તારા મિત્રોને, તારા ભાઇઓને,
તારાં સગાંઓને કે શ્રીમંત પડોશીઓને ન બોલાવ; રખેને તેઓ
પણ તને પાછા નોતરે, અને તને બદલો મળે. ૧૩ પણ જ્યારે તું

**મિજબાની આપે ત્યારે દરિદ્રીઓને, અપંગોને, લંગડાઓને તથા**
**આંધળાઓને બોલાવ; ૧૪ તેથી તું ધન્ય થશે; કેમકે તને બદલો**
**આપવાને તેઓની પાસે કંઇ નથી; પણ ન્યાયીઓના પુનરુત્થાનમાં**
**તને બદલો આપવામાં આવશે.**

**૧૫ એ વાત સાંભળીને તેની સાથે જમવા બેઠેલાઓમાંના એકે**
**તેને કહ્યું, કે દેવના રાજ્યમાં જે રોટલી ખાશે તેને ધન્ય છે! ૧૬ પણ**
**તેણે તેને કહ્યું, કે કોઇએક માણસે રાતનું મોટું ખાણું કર્યું, અને ઘણાને**
**નોતર્યા. ૧૭ વાળુ વખતે તેણે પોતાના દાસને નોતરેલાઓને આમંત્રણ**
**કરવા મોકલ્યો, કે ચાલો; હમણાં બધું તૈયાર [થયું] છે. ૧૮ સર્વે**
**એકે મતે બાનું કાઢવા લાગ્યા. પહેલાએ તેને કહ્યું, કે મેં ખેતર વેચાતું**
**લીધું છે, તેથી મારે ત્યાં જઇને તે જોવાની અગત્ય છે; હું તને વિનંતી**
**કરૂં છું, કે મને માફ કર. ૧૯ બીજાએ તેને કહ્યું, કે મેં પાંચ જોડ બળદ**
**વેચાતા લીધા છે, તેઓને પારખવા હું હમણાં જાઉં છું; હું તને વિનંતી**
**કરૂં છું, કે તું મને માફ કર. ૨૦ બીજાએ કહ્યું, કે હું સ્ત્રી પરણ્યો છું,**
**માટે મારાથી અવાશે નહિ. ૨૧ પછી તે દાસે આવીને પોતાના ધણીને**
**એ વાતો કહી; ત્યારે ઘરધણીએ ગુસ્સે થઇને પોતાના દાસને કહ્યું, કે**
**શહેરના રસ્તાઓમાં તથા ગલીઓમાં જલદી જઇને દરિદ્રીઓને,**
**અપંગોને આંધળાઓને તથા લંગડાઓને અહીં તેડી લાવ. ૨૨ તે દાસે**
**કહ્યું, કે સાહેબ, તારા હુકમ પ્રમાણે કરવામાં આવ્યું છે, અને હજી**
**પણ જગા છે. ૨૩ ધણીએ દાસને કહ્યું, કે સડકે તથા પગથીએ જઇને**
**તેઓને આગ્રહ કરીને તેડી લાવ, કે મારૂં ઘર ભરાઇ જાય. ૨૪ કેમકે**
**હું તમને કહું છું, કે પેલા નોતરાએલા માણસોમાંનો કોઇ પણ મારૂં**
**વાળુ ચાખશે નહિ.**

સાબ્બાથ વિષે ફરોશીઓ કેવા વિચાર રાખતા હતા એ તરફ જોઈએ છીએ ત્યારે આ મિજબાની સાબ્બાથને દિવસે થઈ એ આપણને અજાયબ જેવું લાગે છે; પરંતુ આવા મેળાવડાને માટે સાબ્બાથ પસંદ કરવાનો તેઓનો રિવાજ હતો; તથાપિ તેઓ આગલે દિવસે રાંધવાનું કામ કરી લેતા હતા અને એમ પોતાની પ્રેરકબુદ્ધિને શાંત પાડતા હતા. આપણે ઉપર જોઈ ગયા તેમ યહુદી રિવાજ પ્રમાણે જમણ વખતે પરોણા સિવાય બીજા માણસો અંદર આવી શકતા હતા, અને જમવા બેઠેલાની વાતચીતમાં ભાગ લઈ શકતા હતા. આ પ્રસંગે જેને જલંદરનો રોગ થયો હતો એવો એક માણસ અંદર આવીને બેઠો. આ પ્રસંગે ઈસુએ પોતે જ પંડિતો તથા ફરોશીઓને પૂછ્યું, કે વિશ્રામવારે સાજું કરવું ઉચિત છે કે નહિ? પરંતુ તેને જવાબ આપવાને તેમની હિંમત ચાલી નહિ

અને તેણે આ માણસને સાજો કર્યો ત્યારે પણ તેઓએ વાંધો ઉઠાવવાની હિંમત ધરી નહિ. છતાં આ બીના મહત્ત્વની હતી, અને તે પછી જે વાતચીત થઈ તે પણ મહત્ત્વની માલૂમ પડે છે. ફરીથી બળદ કે ગધેડા સંબંધી નિયમશાસ્ત્રમાં જે દયા દર્શાવવામાં આવતી હતી તેનો દાખલો લઈને આપણા પ્રભુએ પોતાનું કૃત્ય યથાર્થ ઠરાવ્યું. ત્યારબાદ જમવાનું કામ આગળ ચાલ્યું અને હાજર થએલાઓને શિક્ષણ આપવાને માટે આપણા પ્રભુએ આ પ્રસંગનો લાભ લીધો.

૧. પ્રથમ તેણે પોતાના સાથી જમનારા તરફ નજર કરી. જમણ શરૂ થયા પહેલાં તેઓ કેવી રીતે મુખ્ય આસનો પસંદ કરતા હતા એ તેણે જોયું હતું અને તેથી તેને ખોટું લાગ્યું હતું (સરખાવો માત્થી ૨૩; ૬). "નીતિવચનો"ના પુસ્તકમાં કહ્યું છે, કે "રાજાની હજૂરમાં આગળ છાતી ન કાઢ, અને મોટા માણસોની જગાએ ઊભો ન રહે; કેમકે જે હાકેમને તેં નજરે જોયો હોય તેની હજૂરમાં તને નીચે ઉતારવામાં આવે, તેના કરતાં તને એમ કહેવામાં આવે કે અહીં ઉપર આવ, તે વધારે સારૂં છે" (નીતિ. ૨૫; ૬, ૭). આ જાણીતા વચનનો ઉપયોગ પ્રભુ અત્રે કરે છે, અને તે પરથી શિખવે છે કે માન શોધવા જતાં અપમાન થવાનો સંભવ છે. પરંતુ એક જાતની બનાવટી નમ્રતાથી પણ આપણે નિરાળા રહેવું જોઈએ; કેમકે કેટલાક માણસો નમ્રતાનો ઢોંગ કરે છે એવા હેતુથી કે આખરે તેઓને વિશેષ માન મળે. આ પ્રકરણમાં આપણો પ્રભુ જે નમ્રતા શીખવે છે તે આ પ્રકારની નમ્રતા નથી.

૨. ત્યારબાદ યજમાન તરફ વળીને આપણા પ્રભુએ ખરી પરોણાગત સંબંધી શિક્ષણ આપ્યું. સરખા દરજ્જાના માણસો એક બીજાની સાથે જમવાનો વહેવાર રાખે એ આપણો પ્રભુ ખોટું ઠરાવતો નથી. પરંતુ આવા વહેવારમાં માણસો એટલા બધા લીન થઈ જાય કે જેથી ગરજવાનોની ગરજો સંબંધી તેઓ વિસરી જાય એ તે ખોટું ઠરાવે છે: "આ સમયના ધનવાનોને તું આગ્રહપૂર્વક કહે, કે તેઓ અહંકાર ન કરે અને દ્રવ્યની અસ્થિરતા પર નહિ, પણ જે ઈશ્વર આપણા ઉપભોગને સારૂ ઉદારતાથી સર્વ આપે છે તેના પર આશા રાખે; તેઓ ભલું કરે, ઉત્તમ કામોરૂપી સમૃદ્ધિ મેળવે, અને ઉદાર તથા પરોપકારી થાય; ભવિષ્યને માટે પોતાને વાસ્તે સારા પાયારૂપી પૂંજીનો સંગ્રહ કરે, જેથી જે ખરેખરૂં [જીવન] છે તે જીવન તેઓ ધારણ કરે" (૧ તીમોથી ૬; ૧૭–૧૯). આ શિક્ષણ તો તીવ્ર બાણ સમાન હતું, અને તેવડે આપણા પ્રભુના શ્રોતાઓને શરમની લાગણી ઉત્પન્ન થઈ. તેથી તેની સાથે જમવા બેઠેલાઓમાંના એકે વાતચીતનો વિષય બદલવાનો પ્રયત્ન કર્યો. આ માણસે કહ્યું, કે "ઈશ્વરના રાજ્યમાં જે રોટલી ખાશે તેને ધન્ય છે" (કલમ ૧૫). આથી આપણા પ્રભુને પહેલેથી જ જે શિક્ષણ આપવાનો વિચાર હતો તે આપવાની તક મળી.

૩. પ્રત્યુત્તર વાળતાં આપણા પ્રભુએ કહ્યું, કે હા, ખરી વાત, પરંતુ તે આમંત્રણનો અસ્વીકાર કરે તો? જેમ હિંદુસ્તાનમાં તેમ પાલેસ્ટાઈનમાં પણ જેઓને નહોતરવામાં આવ્યા હોય અને જેઓએ આમંત્રણનો સ્વીકાર કર્યો હોય તેઓને જમણને દિવસે યજમાન પોતે અથવા તેના તરફનો કોઈ માણસ તેડી જતો હતો; એટલે ખરૂં જોતાં બે આમંત્રણ આપવામાં આવતાં હતાં, અને જે ફરોશીઓ પ્રભુની સાથે જમવા બેઠેલા હતા તેઓએ **બીજા આમંત્રણનો** અસ્વીકાર કરીને ઈશ્વરનું અપમાન કર્યું હતું. એક પછી એક ઈશ્વરના પ્રબોધકોએ તેઓને કહ્યું હતું, કે ઈશ્વરનું રાજ્ય આવનાર છે, અને તે રાજ્યમાં પ્રવેશ કરવાનું આમંત્રણ તે તેઓને આપતો હતો; વળી આ આમંત્રણ મળ્યું છે તેને લીધે જાણે પોતાને પુષ્કળ આનંદ થતો હોય એવો દેખાવ તેઓ કરતા હતા. પરંતુ ઈસુએ આવીને તેઓને કહ્યું, કે રાજ્ય આવ્યું છે ત્યારે તો તેઓએ તિરસ્કારસહિત તેના તેડાનો નકાર કર્યો. આ દૃષ્ટાંતમાં જુદાં જુદાં ત્રણ બાનાં રજુ કરવામાં આવે છે: ૧. માલમિલ્કત વિષે, ૨. કામધંધા વિષે અને ૩. ઘરસંસારની બાબતો વિષે. વળી એજ કારણો હજી પણ સુવાર્તારૂપી જમણમાં ભાગ લેતાં ઘણાં માણસોને અટકાવે છે. એક વાર આમંત્રણ સ્વીકાર્યા પછી યજમાન જાતે તેડવા આવે છતાં માણસો જમવા જવાની ના પાડે, તો તેને ખોટું લાગે એમાં નવાઈ શી? દૃષ્ટાંતમાં જે માણસો આવાં બાનાં કાઢે છે તે પરથી ફરોશીઓ સમજવાના છે; શહેરના મહોલ્લામાંથી જે ગરીબોને તેડવામાં આવે છે તે પરથી યહુદી કોમમાંનો અસ્પૃશ્ય વર્ગ એટલે દાણીઓ તથા પાપીઓ સમજવાના છે; વળી જે જે માણસો શહેરની બહાર રખડતા તથા વાડ અને ઝાડ નીચે આશ્રય શોધતા માલૂમ પડે છે તે પરથી બિનયહુદીઓ સમજવાના છે. આપણો પ્રભુ જે સત્ય શિખવવા માગતો હતો તે સમજાવવાને માટે અસંભવિત દાખલાનો ઉપયોગ કરવો પડતો હતો. આ દૃષ્ટાંતમાં પણ કેટલીક અસંભવિત બાબતો સમાએલી છે. શું પૃથ્વી પરના કોઈ પણ જમણમાં નહોતરેલા મહેમાનો આટલા બધા અવિવેકથી વર્તી શકે? જવાબ એ છે કે બિલકુલ નહિ. આટલી હદે ભાગ્યે જ કોઈએ માણસાઈ મૂકી દીધી હોય! પરંતુ આ તો પૃથ્વી પરનું જમણ નથી. વળી દ્રાક્ષાવાડીના દૃષ્ટાંત તરફ જોઈએ તો તેનો માલિક પોતાના ખેડૂતો પ્રત્યે જેટલો ક્ષમાશીલ માલૂમ પડે છે તેટલો ક્ષમાશીલ કોઈ પણ જમીનદાર પોતાના ખેડૂતો સંબંધી હોઈ શકે? ફરીથી જવાબ એ છે કે બિલકુલ નહિ. પરંતુ જેણે પોતાના દીકરાને આ જગતમાં મોકલ્યો હતો એ તો કાંઈ પૃથ્વી પરનો જમીનદાર નથી; પરંતુ તે તો આખી સૃષ્ટિનો માલિક છે. માટે અગત્યનો સવાલ એ છે કે જેઓ વિષે અહીં લખેલું છે, કે "તેઓમાંનો કોઈ પણ મારૂં વાળુ ચાખશે નહિ," તેઓની ગણનામાંના આપણે પણ છીએ કે કેમ?

## શિષ્ય થવા માટે આપવાનો ભોગ: ૧૪; ૨૫-૩૫

[25] હવે ઘણા લોક તેની સાથે જતા હતા, તેઓને તેણે પાછા
ફરીને કહ્યું, કે [26] જો કોઇ મારી પાસે આવે, અને પોતાના બાપનો,
માનો, વહુનો, છોકરાંનો, ભાઇઓનો તથા બહેનોનો, હા, પોતાના
જીવનો પણ દ્વેષ ન કરે, તો તે મારો શિષ્ય થઇ શકતો નથી. [27] જે
કોઇ પોતાનો વધસ્તંભ ઊંચકીને મારી પાછળ આવતો નથી, તે
મારો શિષ્ય થઈ શકતો નથી. [28] કેમકે તમારામાં એવો કોણ છે કે જે
બુરજ બાંધવા ચાહે, પણ પહેલવહેલાં બેસીને ખરચ નહિ ગણે કે તે
પૂરો કરવા જેટલું મારી પાસે છે કે નહિ? [29] રખેને પાયો નાખ્યા
પછી તે પૂરો કરી શકે નહિ; ત્યારે જેઓ જુએ તેઓ સર્વે તેની
મશ્કરી કરવા લાગે, [30] અને કહે, કે આ માણસ બાંધવા લાગ્યો, પણ
પૂરૂં કરી શકયો નહિ. [31] અથવા કયો રાજા એવો છે કે જે બીજા
રાજાની સામે લડાઇ કરવા જતા પહેલાં બેસીને વિચાર નહિ કરે, કે
જે વીસ હજાર [સૈનિકો] લઇને મારી સામે આવે છે, તેની સામે હું
દશ હજારથી થઈ શકીશ કે નહિ? [32] નહિ તો બીજો હજી ઘણે
વેગળે છે, એટલામાં તે એલચીઓને મોકલીને સલાહની શરતો વિષે
પૂછશે. [33] તે પ્રમાણે તમારામાંનો જે કોઇ પોતાની સર્વ વસ્તુઓનો
ત્યાગ કરતો નથી, તે મારો શિષ્ય થઇ શકતો નથી. [34] મીઠું તો સારૂં
છે, પરંતુ જો મીઠું પણ સ્વાદ વગરનું થયું હોય, તો તે શાથી ખારૂં કરી
શકાશે? [35] ભોંયને વાસ્તે અથવા ખાતરને વાસ્તે પણ તે યોગ્ય નથી;
પણ તેને બહાર નાખી દે છે. જેને સાંભળવાને કાન છે તેણે સાંભળવું.

ઉપરોકત બેત્રણ પ્રકરણોમાં આપણે જે બોધ વિષે વિચાર કરી રહેલા છીએ તેની અસર ઘણી થઈ હોય એમ લાગે છે, અને તેના પરિણામે આપણા પ્રભુ પ્રત્યે લોકોનો ભાવ ઘણો વધી ગયો હતો. લોકો મોટી સંખ્યામાં તેની પાછળ જવા લાગ્યા; તેથી તેની પાછળ જવાનો તેઓનો શો હેતુ હતો એ વિષે તે તેઓની સાથે વાત કરવા લાગ્યો. સુવાર્તાઓમાં આપણે જોઈએ છીએ કે જ્યારે જ્યારે આપણા પ્રભુ પ્રત્યે લોકોનો ભાવ વધી જતો હતો ત્યારે ત્યારે મસીહના આવવા સંબંધી જે આશા તેઓમાં પ્રચલિત હતી તે આશા વિશેષ સતેજ થએલી માલૂમ પડે છે. વળી આપણો પ્રભુ ઈસુ ખ્રિસ્ત ખરેખર મસીહ જ હતો, અને મસીહ તરીકે તેનો સ્વીકાર કરવામાં આવે એવી તેની મોટામાં મોટી ઇચ્છા હતી. પરંતુ આ લોકો પોતાના જ વિચારને લીધે ભૂલથાપ ખાતા હતા, અને તેઓના મનમાં જે ગેરસમજ હતી તે તેણે દૂર કરવાના પ્રયત્ન કર્યા; કેમકે તે મરવાને માટે જ યરૂશાલેમમાં જવાનો હતો.

હવે વાસ્તવિક રીતે પોતાનાં સગાંનો દ્વેષ કરવો એ તો કેવળ ખોટું છે (સરખાવો માત્થી ૧૫; ૪. એફે. ૫; ૨૯); વળી પોતાના જીવનો દ્વેષ કરવો એ તો કેવળ અશક્ય છે. માટે આપણા પ્રભુના કહેવાનો અર્થ એવો જણાય છે કે તેની તથા આપણી વચ્ચે કોઈ પણ બાબત આડે આવવી જોઈએ નહિ. પછી તે બાબત આપણને ગમે તેટલી પ્રિય લાગતી હોય તો પણ. તમે મારી પાછળ ચાલશો તો પરિણામ શું આવશે એ વિષે વિચાર કરો. મારી પાછળ ચાલવાથી કેટલો ભોગ આપવો પડશે તેનો વિચાર તમારે આગળથી કરવો જોઈએ. નહિ તો ઉતાવળીઆ થઈને તમે પોતે નિરાશ થશો, અને છેવટે મારા કામને નુકસાન થશે. આ ચેતવણી આપતાં આપણો પ્રભુ બુરજ બાંધવા તથા લડાઈ કરવા વિષેના બે દાખલાનો ઉપયોગ કરે છે. "નવા કરાર"માં ઈશ્વરના રાજ્યની સ્થાપના કરવાના કામને જુદી જુદી બે ઉપમા આપવામાં આવે છે: એક બાંધકામની અને બીજી લડાઈની. આ બંને કામમાં પૂર્વજ્ઞાનની જરૂર છે. નહેમ્યાહના માણસો એક હાથમાં લેલું અને બીજા હાથમાં તરવાર રાખીને કામ કરતા હતા; અને એમ દરેક રીતે તેઓ તૈયાર રહેતા હતા. આપણે પણ એમજ કરવાનું છે. કેટલું જોખમ ખેડવાનું છે અને કેટલો ભોગ આપવાનો છે એ જાણી તથા સમજીને આપણે તેની સાથે જોડાઈએ એવી આપણા પ્રભુની સૌથી મોટી ઇચ્છા છે; પરંતુ આપણે બીજી ગમે તે શરતે તેની સાથે જોડાઈએ એવું તે ચહાતો નથી.

જેને ઈસુ ખ્રિસ્તનો શિષ્ય થવું હોય તે માણસે તેની ખાતર ગમે તે ભોગ આપવા તૈયાર રહેવું જોઈએ. પ્રભુના લોકો જગતનું મીઠું છે, અને તેઓની હાજરી જ જનસમાજનો સડો દૂર કરે તથા તેને અટકાવે છે. તેઓ થોડા હોય તોપણ વાંધો નથી; પરંતુ તેઓનું ચિત્ત જગતનાં વાનાં પર ચોંટેલું હોય તો તેઓ બેસ્વાદ થએલા મીઠા સમાન છે. વળી "એવું મીઠું તો ભોંય અથવા ખાતરને વાસ્તે યોગ્ય નથી; પણ તેને બહાર નાખી દે છે. જેને સાંભળવાને કાન છે તેણે સાંભળવું."

### ફરીથી જાતિભેદનો પ્રશ્ન ઉપસ્થિત થાય છે: ૧૫; ૧, ૨

**હવે તેનું સાંભળવા સારૂ સઘળા દાણીઓ તથા પાપીઓ તેની પાસે આવતા હતા. [૨] ફરોશીઓએ તથા શાસ્ત્રીઓએ બન્નેએ કચકચ કરીને કહ્યું, કે આ માણસ પાપીઓનો અંગીકાર કરે છે, અને તેઓની સાથે ખાય છે.**

છેલ્લા પ્રકરણમાં લોકોનાં ટોળેટોળાં ઈસુની પાછળ જતાં હતાં એવું આપણે વાંચી ગયા છીએ; ત્યારે અહીં પણ એવું વાંચવામાં આવે છે કે, "તેનું સાંભળવા સારૂ સઘળા દાણીઓ તથા પાપીઓ તેની પાસે આવતા હતા."

(કલમ ૧). આપણા પ્રભુ પ્રત્યે લોકપ્રેમ વધી ગયો હતો, અને તેમાં દાણીઓ તથા પાપીઓના પ્રેમનો સમાવેશ પણ થતો હતો; મતલબ કે એક જાતની લોકસામુદાયિક હીલચાલ શરૂ થઈ હતી. ભૂલા પડેલા તથા પાપી માણસો અજાયબ જેવી રીતે ઈસુ ખ્રિસ્તના તરફ આકર્ષાતા હતા. જેટલા માણસો આ દુનિયામાં થયા છે, તેમાં સૌથી પવિત્ર માણસ તેજ હતો. વળી તે પાપથી જેવો નિરાળો રહેતો હતો તેવો દુનિયામાં બીજો કોઈ રહ્યો નથી અને તે પાપને જેવો ધિક્કારતો હતો તેવો દુનિયાના ઇતિહાસમાં બીજા કોઈએ પણ ધિક્કાર્યો નથી. છતાં પાપી માણસો અચૂક તેના તરફ આકર્ષાતા હતા. દાણીઓ પાલેસ્ટાઇનમાં કર ઉઘરાવવાનું કામ કરતા હતા તેથી તેઓ સામાન્ય રીતે લોકોમાં અપ્રિય થયા હતા. વળી એક વર્ગ તરીકે તેઓ તિરસ્કારને યોગ્ય હતા, કેમકે તેઓ પોતાનું કામ અપ્રામાણિકપણે કરતા હતા. પરંતુ તેઓનો ધિક્કાર કરવાનું વિશેષ કારણ એ હતું કે તેઓ અસહકારના વખતમાં પરદેશી સરકારના નોકર તરીકે કર ઉઘરાવતા હતા. આ કારણોને લીધે જ્યારે ફરોશીઓએ જાણ્યું કે ઈસુ ખ્રિસ્ત આ વર્ગના માણસોને મેળવી લેવાના પ્રયત્ન કરે છે, અને તેઓની સાથે દયાભાવથી વર્તે છે ત્યારે તેના પર તેઓનું વેર ઉતર્યું. અહીં આગળ આપણો પ્રભુ ત્રણ મોટાં દૃષ્ટાંત આપીને પોતાનું વર્તન વાજબી ઠરાવે છે એ દૃષ્ટાંતો દ્વારા પાપીઓ પ્રત્યે ઈશ્વરનો જે પ્રેમ છે તે બહુ જ સ્પષ્ટતાથી દર્શાવવામાં આવે છે. ફરોશીઓએ પોતે આપણા પ્રભુ સંબંધી જે શબ્દો વાપર્યા હતા તેજ શબ્દો હમણાં તો તેની સૌથી મહિમાવાન અટક સમાન ગણવામાં આવે છે, એટલે કે, "આ માણસ પાપીઓનો અંગીકાર કરે છે, અને તેઓની સાથે ખાય છે." એમ કરવાનું આપણા પ્રભુનું કારણ આ ત્રણે દૃષ્ટાંતોમાં દર્શાવવામાં આવે છે, માટે તેમાંના પહેલા દૃષ્ટાન્ત વિષે આપણે અત્રે વિચાર કરવાનો છે.

## ખોવાએલું ઘેટું: ૧૫; ૩–૭

**[3] તેણે તેઓને આ દૃષ્ટાંત કહ્યું, કે [4] તમારામાં એવું કયું માણસ હોય, કે જો તેને સો ઘેટાં હોય, અને તેઓમાંનું એક ખોવાયું હોય, તો પેલાં નવ્વાણુંને રાનમાં મૂકીને ખોવાએલું જડે ત્યાંલગી તે તેની શોધમાં નહિ જાય? [5] અને તે તેને જડે છે, ત્યારે હર્ષથી તે તેને પોતાની ખાંધ પર ચઢાવે છે. [6] તે ઘેર આવીને પોતાના મિત્રોને તથા પડોશીઓને બોલાવે છે, અને તેઓને કહે છે, કે મારી સાથે આનંદ કરો, કેમકે મારૂં ઘેટું ખોવાયું હતું તે મને જડયું છે. [7] હું તમને કહું છું, કે એજ રીતે જે નવ્વાણું ન્યાયીઓને પસ્તાવાની અગત્ય નથી, તેઓના કરતાં એક પાપી પસ્તાવો કરે તેને લીધે આકાશમાં આનંદ થશે.**

યહુદી શ્રોતાજનોને આ દૃષ્ટાન્તનો ખુલાસો આપવાની જરૂર ન હતી, કેમકે તેઓનાં શાસ્ત્રોમાં ઈશ્વરને 'ઈસ્રાએલનો ઘેટાંપાળક' અને લોકોને 'તેના ચારાનાં ઘેટાં' કહેવામાં આવ્યાં છે (ગીત. ૨૩: ૭૪; ૧ : ૮૦; ૧ અને ૧૦૦; ૩), તેથી આ ઉપમા તો જાણીતી હતી. પરંતુ આ ઉપમાનો ઉપયોગ કરતાં પણ આપણા પ્રભુની વિશેષ કોમળતા માલૂમ પડે છે; કેમકે જ્યારે ફરોશીઓ પાપી માણસને અસ્પૃશ્ય જેવો ગણતા હતા ત્યારે તેના વિષે આપણો પ્રભુ એમ કહે છે કે તે ભૂલાં પડેલાં ઘેટાં જેવો છે, અને તે ઘર તરફ વળે એવી ઘેટાંપાળકની ખાસ મરજી છે. પાપી માણસ ઈશ્વરને મૂકીને રખડી જાય છે ત્યારે ઈશ્વર તેને શોધે છે, અને તે મળે છે ત્યારે તે આનંદ પણ કરે છે. એક પાપી જડે છે ત્યારે જેઓ ખોવાએલા નથી તેઓના કરતાં તેને લીધે આકાશમાં વધારે આનંદ થાય છે. કોઈ પણ માણસનો છોકરો ગૂમ થયો હોય અને તેને તે સહીસલામત પાછો મળ્યો હોય તો તેજ આ દૃષ્ટાંતનો અર્થ સમજી શકે. આનો અર્થ એવો નથી કે બીજા માણસોના કરતાં ખોવાએલાંઓ ઈશ્વરને વધારે વહાલાં હોય છે; પરંતુ તેઓ આવી સ્થિતિમાં રહે છે ત્યાં સુધી તે તેઓની વધારે ચિંતા કરે છે. ફરોશીઓ પોતા સંબંધી સમજતા હતા કે અમે ન્યાયી છીએ. અમે ઈશ્વરને તજીને રખડી ગયા છીએ એવું કબૂલ કરવાની તેઓ ના પાડતા હતા, તેથી ઈસુ ખ્રિસ્તે તેઓને કહ્યું, કે વારુ, જો એમ હોય તો તમારે લીધે ઈશ્વરને ચિંતા કરવાની જરૂર ન હોય; પરંતુ જેઓ વિષે ઈશ્વરને ચિંતા કરવાની જરૂર છે તેઓને તે શોધે એમાં તમને શો વાંધો? ખોવાએલાં માણસો ઈશ્વરને અતિ પ્રિય હોય છે, અને તે તેમની જે શોધ કરે છે તેમાં આપણે તેને મદદ કરવી; વળી તેઓ જડે છે ત્યારે તેને જે આનંદ થાય છે તેમાં ભાગીદાર થવું તે મોટા આશીર્વાદરૂપ છે.

આ ઘેટું જેવી રીતે ગૂમ થયું હતું તેવી જ રીતે માણસો પણ ઘણી વાર ગૂમ થાય છે. તે કરાડા પરથી નીચે પડી ગયું ન હતું, તેમજ કોઈ રાની પશુએ તેને ફાડી ખાધું ન હતું, પરંતુ તેને દિશાનું ભાન ન હતું, તેથી જ તે ગૂમ થયું હતું. એવા માણસો પણ દુનિયામાં છે; અને તેઓને દિશાનું ભાન કરાવવા માટે આપણો પ્રભુ આ દુનિયામાં આવ્યો હતો. શરૂઆતમાં તો તેઓ નિશ્ચિંત બની જાય છે; તેઓ શાસ્ત્રવાચન, પ્રાર્થના તથા દેવળમાં જવા સંબંધી બેપરવા બને છે. છેવટે અમે ઈશ્વરને મૂકીને કેટલા બધા દૂર ભટકી ગયા છીએ એવું ભાન થતાં તેમને પોતાને જ આશ્ચર્ય લાગે છે. "હેબ્રીઓને પત્ર"માં કહ્યું છે, કે "તેથી જે વાતો આપણા સાંભળવામાં આવી તે ઉપર આપણે વધારે કાળજી-પૂર્વક લક્ષ રાખવું જોઈએ, રખેને આપણે તેનાથી દૂર ખેંચાઈ જઈએ, કેમકે દૂતો દ્વારા કહેલું વચન જો સત્ય ઠર્યું, અને દરેક પાપ તથા આજ્ઞાભંગનું યોગ્ય ફળ મળ્યું; તો આપણે એવા મહાન તારણ વિષે બેદરકાર રહીએ તો શી રીતે બચીશું?" (હેબ્રી. ૨ ; ૧-૩)

## ખોવાએલી અધેલી: ૧૫; ૮-૧૦

**૮ અથવા કઇ સ્ત્રી એવી હોય કે જો તેની પાસે દશ અધેલી
હોય, અને તેઓમાંની એક અધેલી ખોવાઈ જાય, તો તે દીવો કરીને
ઘર નહિ વાળે, અને જડે ત્યાં લગી તેની શોધ સારીપેઠે નહિ કરે?
૯ તે તેને જડે ત્યારે તે પોતાની સખીઓ તથા પડોશણોને બોલાવીને
કહે છે, કે મારી સાથે આનંદ કરો, કેમકે મારી અધેલી ખોવાઇ ગઇ
હતી, તે મને જડી છે. ૧૦ હું તમને કહું છું કે તેમજ એક પાપી
પસ્તાવો કરે, તેને લીધે દેવના દૂતોની સમક્ષ હર્ષ થાય છે.**

ખોવાએલા ઘેટા વિષેના દૃષ્ટાંતમાં આપણા પ્રભુએ પાપીઓ પ્રત્યે ઈશ્વરની પ્રીતિ તથા દયા પ્રગટ કરી હતી; હવે તો ખોવાએલી અધેલી વિષેના દૃષ્ટાંતમાં તે આગળ વધીને એમ પણ કહે છે કે દરેક આત્મા ઈશ્વરની દૃષ્ટિમાં મૂલ્યવાન છે, અને તે ગૂમ થવાથી પોતાને ખોટ ગએલી છે એવું તે સમજે છે. પાપનિવારણ કરવામાં ઈશ્વરનો બેવડો હેતુ જણાય છે: ૧. પોતાનો મહિમા કરવાનો, તથા ૨. પાપીઓનું કલ્યાણ કરવાનો. વળી પાપીઓનું કલ્યાણ કરવામાં આવે છે ત્યારે ઈશ્વરને પોતાનો મહિમા માલૂમ પડે છે. તમને યાદ હશે કે એક વેળા મુસાએ યહોવાહને કહ્યું હતું કે તારો મહિમા મને દેખાડ, ત્યારે ઈશ્વરે શો જવાબ આપ્યો? ઈશ્વરનો જવાબ (અંગ્રેજી બાઈબલની સુધારેલી આવૃત્તિ પ્રમાણે) એ હતો, કે "હું મારી ભલાઈ તારી આગળ ચલાવીશ" (નિર્ગ. ૩૩; ૧૯); અર્થાત્ ઈશ્વરનો મહિમા તેની ભલાઈમાં સમાએલો હોય છે. હોશિયાર કારીગર સમજે છે કે મારા કામની સંપૂર્ણતામાં મારો મહિમા સમાએલો છે, તેજ પ્રમાણે મારા ઉત્પન્ન કરેલા માણસોની સંપૂર્ણતામાં મારો મહિમા સમાએલો છે એવું ઉત્પન્નકર્તા સમજે છે; વળી તેઓમાંનો નાનામાં નાનો ખોવાઈ જાય છે ત્યારે પોતાને નુકસાન થએલું છે એવું તે સમજે છે; કેમકે જેમ દરેક અધેલી પર કોઈકની પ્રતિમા હોય છે તેમ દરેક માણસને ઈશ્વરની પ્રતિમા પ્રમાણે સૃજવામાં આવ્યું છે. અમુક સિક્કો લાંબા વખત સુધી વપરાયા પછી તે પરની પ્રતિમા ઝાંખી પડી જાય છે; એવી જ રીતે આપણામાં રહેલી ઈશ્વરી પ્રતિમા પાપદ્વારા ઝાંખી પડેલી જણાય છે. આ પ્રતિમા તાજી કરવાનો તથા "પોતાના ગૌરવની સમક્ષ આપણને પરમાનંદસહિત નિર્દોષ રજુ કરવાનો તેનો હેતુ છે" (યહુદા ૨૪).

હવે જે પ્રમાણે આ અધેલી ગૂમ થઈ હતી તેજ પ્રમાણે કેટલાંક માણસો પણ ખોવાઈ જાય છે. તે પરનાં પ્રતિમા તથા લેખ ઝાંખાં પડયાં હતાં તેથી તે અધેલી ગૂમ થઈ ન હતી. તે માત્ર અકસ્માતથી ગૂમ થઈ હતી, તેથી આ ગૂમ થએલી સ્થિતિ તરફ આપણું ધ્યાન ખેંચવામાં આવે છે. તે વપરાશમાં આવતી ન હતી.

જ્યાં સુધી તે એ સ્થિતિમાં હોય ત્યાં સુધી તે કોઈના કામમાં આવી શકે નહિ. કેટલાક માણસોની સ્થિતિ પણ એવી જ છે. જેઓ આકાશના રાજ્યના કામમાં પોતાનો ફાળો આપતા નથી તે દરેક વિષે ઈસુ ખ્રિસ્તનો અભિપ્રાય એવો છે કે તે ખોવાએલું છે.

## ખોવાએલો દીકરો : ૧૫ ; ૧૧–૩૨

૧૧ વળી તેણે કહ્યું, કે એક માણસને બે દીકરા હતા; ૧૨ તેઓ-
માંના નાનાએ બાપને કહ્યું, કે બાપા, મિલકતનો મારો જે ભાગ
આવે તે મને આપ; તેથી તેણે તેઓને પોતાની પૂંજી વહેંચી
આપી. ૧૩ થોડા દહાડા પછી નાનો દીકરો સઘળું એકઠું કરીને દૂર
દેશમાં ગયો; અને ત્યાં બદફેલીમાં પોતાની સંપત્તિ ઉડાવી નાખી.
૧૪ તેણે બધું ખરચી નાખ્યા પછી તે દેશમાં ભારે દુકાળ પડયો; તેને
તંગી પડવા લાગી. ૧૫ તેથી તે જઈને તે દેશના વતનીઓમાંના
એકને ત્યાં રહ્યો; તેણે પોતાના ખેતરમાં ભૂંડો ચારવા સારૂ તેને
મોકલ્યો. ૧૬ જે શિંગો ભૂંડો ખાતાં હતાં તે [શિંગો]થી પોતાનું પેટ
ભરવાને તેને મન થતું હતું; કોઈ તેને કશું આપતું નહિ. ૧૭ તે
સાવચેત થયો ત્યારે તેણે કહ્યું, કે મારા બાપના કેટલા બધા મજૂરોને
પુષ્કળ રોટલી મળે છે, અને હું તો અહીં ભૂખે મરૂં છું! ૧૮ હું અહીંથી
ઊઠીને મારા બાપની પાસે જઈશ, અને તેને કહીશ, કે બાપા, મેં
આકાશ સામે તથા તારી આગળ પાપ કર્યું છે; ૧૯ હવે હું તારો
દીકરો કહેવાવાને યોગ્ય નથી રહ્યો; તારા મજૂરોમાંના એકના જેવો
મને ગણ. ૨૦ પછી તે ઊઠીને પોતાના બાપની પાસે ગયો. અને
તે હજી ઘણે વેગળે હતો એટલામાં તેના બાપે તેને દીઠો, અને તેને
દયા આવી, અને દોડીને તેને ભેટયો, અને તેને ચૂમીઓ કરી.
૨૧ દીકરાએ તેને કહ્યું, કે બાપા, મેં આકાશ સામે તથા તારી આગળ
પાપ કર્યું છે; હવે હું તારો દીકરો કહેવાવાને યોગ્ય નથી. ૨૨ પણ
બાપે પોતાના નોકરોને કહ્યું, કે સારામાં સારો જામો જલદી કાઢીને
એને પહેરાવો; અને હાથે વીંટી ઘાલો, પગમાં જોડા પહેરાવો;
૨૩ અને પાળેલા વાછરડાને લાવીને કાપો, કે આપણે ખાઈને આનંદ
કરીએ. ૨૪ કેમકે આ મારો દીકરો મૂઓ હતો, તે પાછો જીવતો
થયો છે; તે ખોવાએલો હતો, પણ પાછો જડ્યો છે. પછી તેઓ આનંદ
કરવા લાગ્યા. ૨૫ હવે તેનો વડો દીકરો ખેતરમાં હતો; તે ત્યાંથી
આવતાં ઘરની નજીક આવી પહોંચ્યો, ત્યારે તેણે ગાયનનો તથા
નાચનો અવાજ સાંભળ્યો. ૨૬ તેણે ચાકરોમાંના એકને બોલાવીને

પૂછયું, કે આ શું છે? 27 તેણે તેને કહ્યું, કે તારો ભાઇ પાછો આવ્યો
છે; તેથી તારા બાપે પાળેલા વાછરડાને કપાવ્યો છે, કેમકે તે તેને
સહીસલામત પાછો આવી મળ્યો છે. 28 પણ તે ગુસ્સે થયો, અને
માંહે જવાને રાજી નહોતો; તેથી તેના બાપે બહાર આવીને તેને
આજીજી કરી. 29 પણ તેણે બાપને કહ્યું, કે આટલાં બધાં વરસથી
હું તારી ચાકરી કરૂં છું, અને તારી આજ્ઞા મેં કદી ઉથાપી નથી;
તોપણ મારા મિત્રોની સાથે ખુશાલી કરવા સારૂ તેં મને લવારૂં
સરખું પણ કદી આપ્યું નથી. 30 પણ આ તારો દીકરો કસબેણોની
સાથે તારી મિલકત ખાઈ ગયો, તે પાછો આવ્યો ત્યારે તેં તેને સારૂ
પાળેલા વાછરડાને કપાવ્યો છે. 31 તેણે તેને કહ્યું, કે દીકરા, તું નિત્ય
મારી સાથે છે, અને મારૂં સઘળું તારૂં જ છે. 32 તને ખુશી થવું તથા
હરખાવું ઉચિત હતું, કેમકે આ તારો ભાઈ મૂઓ હતો, અને તે પાછો
જીવતો થયો છે; અને ખોવાએલો હતો, તે પાછો જડયો છે.

આ દૃષ્ટાંતનો અર્થ સમજવો બહુ જ સહેલો છે. આપણે એમ ને એમ તે વાંચીએ છીએ ત્યારે આપણા મન તથા હૃદયને જેટલો સંતોષ થાય છે તેટલો સંતોષ તેના વિષેનું ગમે તે વિવેચન વાંચીને થતો નથી. ઇશ્વર આકાશી પિતા છે, અને તેના પ્રેમમાં સઘળી માણસજાતનાં છોકરાંને સમેટવામાં આવે છે. સારામાં સારો જે બાપ આપણને મળ્યો હોય તેના કરતાં જેમ પૃથ્વી કરતાં આકાશ ઊંચું છે તેમ ઇશ્વર પિતા તરીકે શ્રેષ્ઠ છે. સઘળાં માણસો તેનાં છોકરાં છે, અને જોકે તેમાંનાં ઘણાં બાપનું ઘર મૂકીને દૂર દૂર સુધી રખડી ગયાં છે તોપણ તેઓ હજી પણ દૂર દેશમાં રહે છે એટલામાં તે તેઓમાંના દરેકને યાદ કરે છે, અને આતુરતાથી તેઓના પાછા આવવાની રાહ જુએ છે.

દૃષ્ટાંતમાંના નાના દીકરાને જે અનુભવ થયો હતો એ વડે દરેક પાપીને થએલો અનુભવ દેખાડવામાં આવે છે. તે પોતાના બાપનું ઘર મૂકીને ગયો તેથી તેના બાપને શોક ઉત્પન્ન તો થયો, પરંતુ ઇશ્વરે આપણ બધાંને મુક્ત ઇચ્છા આપી છે, અને જે દીકરો ઘેર રહેવાની ના પાડે છે તેને કોઈ પણ બાપ પરાણે રાખી શકતો નથી. હવે આ છોકરાને પોતાની જ મરજી પ્રમાણે વર્તવું હતું તેથી જ તે ગુમ થયો. તે પોતાનો નાશ કરવા ઇચ્છતો ન હતો, તેમજ તેનો હેતુ પોતાના બાપને દુઃખ દેવાનો ન હતો. તે માત્ર પોતાની જ મરજી પ્રમાણે વર્તવા માગતો હતો, અને જો પોતાના બાપને દુઃખ થયા સિવાય તે એ પ્રમાણે કરી ન શકે તો પછી તેના બાપને દુઃખ ભલે થતું એવો તેનો વિચાર હતો. પરંતુ આખરે તેને કેટલો બધો ભોગ આપવો પડયો! પ્રથમ તો તેણે તેના બાપની સંગત ગૂમાવી. જ્યારે આપણે પોતાની જ મરજી પ્રમાણે વર્તવા

માગીએ છીએ ત્યારે હમેશાં એજ પરિણામ આવે છે; ઈશ્વરની સાથેનો સંબંધ તૂટી જાય છે, એટલું જ નહિ પણ અજાયબ જેવી વાત એ છે કે આ છોકરાને પોતાની સ્વતંત્રતાનો ભોગ આપવો પડયો હતો. ખરી વાત કે સ્વતંત્રતા મેળવવાને માટે જ તેણે પોતાના પિતાનું ઘર તજી દીધું હતું; પરંતુ એમ કરવા જતાં તેણે ખરી રીતે તો પોતાની સ્વતંત્રતા ગૂમાવી! આ છોકરો હજી પોતાના બાપના ઘેર રહેતો હતો ત્યારે બેજ શબ્દોમાં તેના જીવનનો ઉદ્દેશ સમાએલો હતો; એટલે 'મને આપ.' પરંતુ સ્વચ્છંદ અને સ્વતંત્રતામાં કેટલો બધો તફાવત છે એ આ છોકરાને શીખવાનું હતું. જે રસ્તે થઈને તે સ્વતંત્રતા મેળવવા જતો હતો તેજ રસ્તો તેને ગુલામગીરીમાં લઈ ગયો. તેના બાપના ઘરમાં પોતાની જ મરજી પ્રમાણે વર્તવાની તેની ઇચ્છા હતી, પરંતુ દૂર દેશમાં તે પોતાની ઇચ્છા પ્રમાણે કયાં વર્તે છે? કહ્યું છે, કે "તે તે દેશના વતનીઓમાંના એકને ત્યાં રહ્યો; તેણે પોતાના ખેતરમાં ભૂંડો ચારવા સારૂ તેને મોકલ્યો" (કલમ ૧૫); વળી કાકા કહીને તેને જવું પડયું. કોઈ એમ ન ધારો કે ઈશ્વરનો ત્યાગ કરવાથી કોઈ પણ માણસ સ્વતંત્ર બને છે. "પાપનો દૂર દેશ" આપણે ત્યાં પહોંચી જઈએ ત્યાં સુધી બહુ જ આકર્ષક લાગે છે, પણ પાપદ્વારા કોઈ માણસને આનંદ મળ્યો હોય એવું કદી પણ બન્યું નથી. બાપના ઘરની સંગત કરતાં પાપીઓની સંગત વધારે આકર્ષક લાગે તો લાગે, પણ થોડી જ વારમાં ઉડાઉ દીકરાને પોતાની ભૂલ માલૂમ પડી. આપણે વાંચીએ છીએ, કે "તેને તંગી પડવા લાગી ત્યારે કોઈએ તેને કશું આપ્યું નહિ"; વળી આપણા પાપમાં જેઓ આપણી સાથે ભાગીદાર થાય છે તેઓ હમેશાં એજ પ્રમાણે આપણી સાથે વર્તે છે.

પરંતુ ઈશ્વર તેની સાથે કેવી રીતે વર્તે છે તે જુઓ. તે સાવચેત થયો ત્યારે તે તરત સમજી ગયો કે હવે મારા બાપની મિલકત પર મારો હક ચાલે નહિ. નિયમ પ્રમાણે જેટલું તેને મળી શકે તેટલું તેને મળ્યું હતું, અને તે તેણે ઉડાવી નાખ્યું હતું. હવે વધારેમાં વધારે તે એટલી જ આશા રાખી શકે કે મારો બાપ મને નોકર તરીકે રાખશે. પરંતુ તેનો બાપ તેને પળવાર પણ ભૂલી ગયો ન હતો, પણ રોજ રોજ તેના પાછા આવવાની રાહ જોતો હતો; એટલું જ નહિ પણ ઉડાઉ દીકરો ઘેર આવ્યો ત્યારે બાપના ઘરમાં તેણે જે સ્થાન ગૂમાવ્યું હતું તેજ સ્થાન તેને પાછું આપવાનો તેના બાપે આગ્રહ કર્યો. પરંતુ તેના બાપના કેટલાક શબ્દો ખાસ જાણવા જેવા છે, એટલે "આ મારો દીકરો મૂઓ હતો" (કલમ ૨૪). વળી આ સિવાય બીજા કોઈ પણ અર્થમાં ઈસુ ખ્રિસ્ત 'મરણ' શબ્દનો ઉપયોગ કરતો નથી. લાજરસ વિષે તે એમ બોલ્યો હતો, કે તે ઊંઘી ગયો છે, અને તેને ઊંઘમાંથી જગાડવાને હું જાઉં છું. યાએરસની દીકરી વિષે પણ તે એમજ બોલ્યો કે તે ઊંઘે છે. ઈશ્વરથી જુદા થવું એજ ખરૂં મરણ

છે, અને પાપી માણુસ ઈશ્વરના તારણુનો સ્વીકાર ન કરે ત્યાં સુધી તેની સ્થિતિ એવી જ છે.

હવે મોટા દીકરા વિષે શું? આ વર્ગનાં માણસો પોતાના વિષે એવું ધારતાં નથી કે અમે ખોવાએલાં છીએ, તેમજ બીજાં પણુ ઘણું કરીને તેઓને એવાં ગણુતાં પણુ નથી; પરંતુ પોતાના બાપના ઘરમાં રહેતો દરેક છોકરો બાપની સાથે ખરી સંગતમાં રહેતો નથી એટલું તો અહીં જોવામાં આવે છે. આ વડા દીકરા વિષે કેટલીક વાતો વખાણુવા જેવી છે. આપણે વાંચીએ છીએ કે તે ખેતરમાં હતો, એટલે તે ઉદ્યોગી હતો; નાના ભાઈની માફક તે પૈસાનો દુરુપયોગ કરતો નહિ. છતાં આ ઉદાહરણુ પરથી માલૂમ પડે છે કે આ માણુસ પોતાના બાપ તથા નાના ભાઈની સાથે સહલાગણી ધરાવતો નથી. નાનો દીકરો દૂર દેશમાં જાય છે ત્યારે તેનો બાપ શોકાતુર બને છે; મોટો ભાઈ શોકાતુર બનતો નથી! નાનો દીકરો પાછો આવે છે ત્યારે તેના બાપના આનંદનો પાર રહેતો નથી; મોટો દીકરો આનંદી થતો નથી! આ ઉદ્યોગી દીકરામાં પ્રેમ દેખાતો નથી, અને પ્રેમ વગરના દરેક સ્ત્રીપુરુષને પ્રભુ ઈસુ ખ્રિસ્ત ખોવાએલાં ગણે છે.

હવે આપણે યાદ રાખવું જોઈએ કે પ્રભુ ઈસુ ખ્રિસ્ત પાપીઓનો અંગીકાર કરે છે, અને તેઓની સાથે ખાય છે એ વિષે ફરોશીઓ કચકચ કરતા હતા. તેના જવાબમાં આપણા પ્રભુએ આ દૃષ્ટાંત કહ્યું હતું. ઈસુ સૂચવે છે કે જેઓ આવી રીતે કચકચ કરતા હતા તેઓ દૃષ્ટાંતમાંના મોટા ભાઈનો પાઠ ભજવતા હતા. વડા દીકરાને બાપ કહે છે, કે "[દીકરા], આ તારો ભાઈ મૂઓ હતો, અને તે પાછો જીવતો થયો છે; અને ખોવાએલો હતો, તે પાછો જડયો છે." આ તો પ્રેમયુક્ત ઠપકો હતો, અને તેના કરતાં તેઓ વધારે કઠોર ઠપકાને પાત્ર હતા. એમ પાપીઓ તથા દાણીઓ ઈશ્વરનાં ખોવાએલાં છોકરાં છે, અને તેની દૃષ્ટિમાં મૂલ્યવાન છે એવું આપણો પ્રભુ કહે છે, અને ફરોશીઓનાં હૃદયની કઠણુતાને લીધે તેઓને ઠપકો પણુ આપે છે, ત્યારે તેજ વખતે તે એમ પણુ જણુાવે છે, કે ફરોશીઓ તથા દાણીઓ બંને એક જ આકાશી પિતાનાં છોકરાં છે, અને એક સરખી રીતે તેને વહાલાં લાગે છે. ખરેખર, "પાપીઓનો મિત્ર" તે ફરોશીઓનો પણુ મિત્ર હતો.

## દ્રવ્યનો સદુપયોગ : ૧૬; ૧–૧૩

**તેણે શિષ્યોને કહ્યું, કે એક શ્રીમંત માણુસ હતો, તેની પાસે એક કારભારી હતો; તેની આગળ તેના ઉપર એવું તોહોમત મૂકવામાં આવ્યું, કે તે તમારી મિલકત ઉડાવી દે છે. [2] તેણે તેને બોલાવીને પૂછયું, કે તારે વિષે હું જે સાંભળું છું તે શું છે? તારા**

કારભારનો હિસાબ આપ; કેમકે હવેથી તું કારભારી રહી શકશે
નહિ. ૩ કારભારીએ પોતાના મનમાં કહ્યું, કે હું શું કરૂં? કેમકે
મારો ધણી મારી પાસેથી કારભાર લઈ લે છે. મારામાં ખોદવાની
શક્તિ નથી; ભિક્ષા માગતાં હું લજવાઉં છું. ૪ તે મને કારભારમાંથી
કાઢી મૂકે ત્યારે લોકો પોતાનાં ઘરોમાં મારો અંગીકાર કરે માટે મારે
શું કરવું તેની મને સૂઝ પડે છે. ૫ પછી તેણે પોતાના ધણીના દરેક
દેણદારને બોલાવીને તેમાંના પહેલાને કહ્યું, કે મારા ધણીનું તારે કેટલું
દેવું છે? ૬ તેણે કહ્યું, કે સો માપ તેલ. તેણે તેને કહ્યું, કે તારૂં ખાતું
લે, અને જલદી બેસીને પચાસ લખ. ૭ પછી તેણે બીજાને કહ્યું, કે
તારે કેટલું દેવું છે? તેણે કહ્યું, કે સો માપ ઘઉં. તેણે તેને કહ્યું, કે
તારૂં ખાતું લે, અને એંસી લખ. ૮ તેના ધણીએ અન્યાયી કારભારીને
વખાણ્યો, કારણ કે તે હોશિયારીથી વર્ત્યો હતો; કેમકે આ જગતના
દીકરાઓ પોતાની પેઢી વિષે અજવાળાના દીકરાઓ કરતાં હોશિયાર
હોય છે.

૯ હું તમને કહું છું, કે અન્યાયીપણાના દ્રવ્યવડે પોતાને સારૂ
મિત્રો કરી લો; કે જ્યારે તે થઇ રહે, ત્યારે તેઓ સદાકાળના
માંડવાઓમાં તમારો અંગીકાર કરે. ૧૦ જે બહુ થોડામાં વિશ્વાસુ
છે તે ઘણામાં પણ વિશ્વાસુ છે; અને જે બહુ થોડામાં અન્યાયી છે તે
ઘણામાં પણ અન્યાયી છે. ૧૧ માટે જો અન્યાયી દ્રવ્ય સંબંધી તમે
વિશ્વાસુ થયા ન હો, તો ખરૂં [દ્રવ્ય] તમને કોણ સોંપશે? ૧૨ અને
જો તમે પરાયા [દ્રવ્ય]માં વિશ્વાસુ થયા ન હો, તો જે તમારૂં
પોતાનું તે તમને કોણ સોંપશે? ૧૩ કોઇ ચાકર બે ધણીઓની ચાકરી
કરી શકતો નથી; કેમકે તે એકનો દ્વેષ કરશે, અને બીજા પર પ્રેમ
કરશે; અથવા તે એકના પક્ષનો થશે, અને બીજાને તુચ્છ ગણશે.
દેવની તથા દ્રવ્યની ચાકરી તમે કરી નથી શકતા.

હવે પછીનાં બે પ્રકરણમાં બે દૃષ્ટાંત સમાએલાં છે: તેમાંનું એક શિષ્યોને એટલે માત્ર બાર પ્રેરિતોને નહિ પણ જે દાણીઓ ઈસુ ખ્રિસ્ત પર વિશ્વાસ રાખતા હતા તેઓને અને બીજું ફરોશીઓને કહેવામાં આવ્યું છે. આ બંને દૃષ્ટાંતો પરથી આપણો પ્રભુ એવું શીખવે છે, કે દ્રવ્યની સાથે જવાબદારી રહેલી હોય છે, અને માણસ તેનો જે ઉપયોગ કરે છે તે પ્રમાણે ભવિષ્યની દુનિયામાં તેની સ્થિતિ પણ થશે. પહેલું દૃષ્ટાંત અન્યાયી કારભારી વિષે છે.

એક દ્રવ્યવાન જમીનદાર હતો. તેણે પોતાની જમીનનો વહીવટ એક કારભારીને સોંપ્યો હતો. આગળ જતાં તેને ખબર પડી કે કારભારી મને છેતરે

છે. તેથી તેણે તેની પાસેથી કારભાર લઈ લેવા માટે અમુક મુદ્દતની નોટીસ આપી. પોતાને રજા મળવાની છે એ જાણીને એ કારભારીને એક યુક્તિ સૂઝી. પોતાના ધણીના દેવાદારોને બોલાવીને તેણે દરેકના દેવામાં ઘટાડો કર્યો, અને એવી રીતે તેઓને પોતાના મિત્રો કરી લેવાના પ્રયત્ન કર્યા. તેમ કરવાનો તેનો હેતુ એ હતો કે પોતાની નોકરી જાય ત્યારે આ માણસો મારી સાથે માયળુપણે વર્તે. આ વધારાની છેતરપિંડી વિષે જમીનદારને ખબર પડી ત્યારે જોકે તેને ખોટું લાગે એ સ્વાભાવિક હતું, તોપણ આ માણસની ચતુરાઈનાં વખાણ કર્યા વિના તે રહી શકયો નહિ. કદાપિ તે પોતે ગેરવાજબી રીતે પૈસા મેળવતો હોય અને જોકે માણસને પોતા કરતાં સારો માણસ મળે ત્યારે ઘણી વાર તેને અદેખાઈ ઉત્પન્ન થાય છે; પરંતુ ચોરને તો પોતાના કરતાં હોશિયાર ચોર મળે ત્યારે તે તેનાં વખાણ કર્યા વિના રહેતો નથી.

આપણા પ્રભુની દલીલ નીચે પ્રમાણે છે: પોતાને સોંપેલા દ્રવ્યનો દુરુપયોગ કરીને અન્યાયી કારભારી પોતાના ભવિષ્યને માટે વ્યવસ્થા કરે છે, અને તેને લીધે તેનો ધણી તેનાં વખાણ કરે છે; જો પોતાને સોંપેલા દ્રવ્યનો સદુપયોગ કરીને ન્યાયી સેવક અનંતજીવનને સારૂ પોતાને માટે વ્યવસ્થા કરે તો તેનો આકાશી પિતા તેનાં કેટલાં વિશેષ વખાણ કરશે! "આ જગતના દીકરા પોતાની પેઢીમાં—એટલે પોતાના સ્વાર્થ તથા ઈરાદાના અંગે—અજવાળાના દીકરા કરતાં હોશિયાર હોય છે." જેવી હોશિયારી તથા હોંસ દુનિયાઈ કામકાજમાં વાપરવામાં આવે છે તેવી જ હોશિયારી તથા હોંસ આપણે આત્મિક ક્ષેત્રમાં વાપરીએ તો કેવું સારૂં! એટલે, જેટલો ઉત્સાહ સ્વાર્થના કામમાં હોય છે તેટલો જ ઉત્સાહ પરમાર્થના કામમાં વાપરવો જોઈએ. કેમકે પ્રત્યેક કૃત્યનું પરિણામ મરણ પછી આવે છે, અને જો આપણે અહીં રહીને પોતાના દ્રવ્યવડે પોતાના ભાઈઓની સેવા કરીએ તો આપણે અહીં ને અહીં તેઓનો પ્રેમ સંપાદન કરીશું, અને આપણે અહીંથી જઈશું ત્યારે પણ તેઓ સામે કાંઠે આપણો આવકાર કરશે.

ઈસુ ખ્રિસ્ત અન્યાયી કારભારીની છેતરપિંડી વખાણતો નથી તે તેના પાછળના શબ્દો પરથી માલૂમ પડે છે. કેમકે ત્યાર પછી તે કહે છે, કે "જે બહુ થોડામાં વિશ્વાસુ છે તે ઘણામાં પણ વિશ્વાસુ છે; અને જે બહુ થોડામાં અન્યાયી છે તે ઘણામાં પણ અન્યાયી છે" (કલમ ૧૦). વળી તે એ પણ શીખવે છે કે જો આપણે પરાયા દ્રવ્યમાં વિશ્વાસુ રહીએ તો સર્વકાળનું દ્રવ્ય પામવાને યોગ્ય માલૂમ પડીએ. છેલ્લે, ઈશ્વર તથા દ્રવ્યની ચાકરી તમે કરી નથી શકતા એમ કહીને તે પોતાનું વિવેચન બંધ કરે છે. આ વચન માત્થીએ પહાડ પરના ભાષણમાં દાખલ કર્યું છે (સરખાવો માત્થી ૬; ૨૪ તથા ત્યાં તેનો ખુલાસો પણ જુઓ).

ઈસુ ખ્રિસ્ત હમેશાં માણસજાતના બે ભાગ પાડે છે. દરેક મંડળીમાં પણ તેને આવા બે ભાગ માલૂમ પડે છે: એક પોતા પર પ્રેમ કરનારો અને બીજો પ્રેમ નહિ કરનારો; અજવાળાના દીકરા અને જગતના દીકરા. અલબત, તેના કહેવાનો અર્થ એવો નથી કે જેઓ જગતના છે તેઓ સરખી રીતે જગત પર પ્રેમ રાખે છે; તેમજ તેના કહેવાનો અર્થ એવો પણ નથી કે જેઓ અજવાળાના છે તેઓ આત્મિક બાબતો પર સરખી રીતે પ્રેમ રાખે છે. પરંતુ અહીં આગળ આપણા પ્રભુનું એક વચન ખાસ રીતે અજાયબી પમાડે એવું છે, એટલે "આ જગતના દીકરા પોતાની પેઢી વિષે અજવાળાના દીકરા કરતાં હોશિયાર હોય છે" (કલમ ૮); એટલે જગતના દીકરાઓની પાસેથી અજવાળાના દીકરાઓને કંઈ શીખવાનું મળે એમ છે. જો આ વાત ખરી હોય તો તેનો શો અર્થ હશે? કેમકે તેઓ જે બાબતો પસંદ કરે છે એ સંબંધી અજવાળાના દીકરા કરતાં જગતના દીકરા વધારે હોશિયાર તો નથી જ. ખરૂં તેમજ ખોટું દ્રવ્ય પણ છે, અને તે વચ્ચે જે તફાવત છે તે એકલો અજવાળાનો દીકરો સમજી શકે છે. ઈસુ કહે છે, કે "જો અન્યાયી દ્રવ્ય સંબંધી તમે વિશ્વાસુ થયા ન હો તો ખરૂં દ્રવ્ય તમને કોણ સોંપશે?" (કલમ ૧૧). વળી જગતનો દીકરો જે દ્રવ્ય પસંદ કરે છે તે પરાયો હોય છે. તે પોતાનો કદી થઈ શકે નહિ, અને તે વળી કેટલી મૂર્ખાઈ કરે છે; કેમકે "જો તમે પરાયા [દ્રવ્ય]માં વિશ્વાસુ થયા ન હો તો જે તમારૂં પોતાનું તે તમને કોણ સોંપશે?" (કલમ ૧૨). આપણે દૈહિક વાનાં પોતાની પાસે રાખી શકીએ એમ નથી; પોતાનું જે હોય તે તો આત્મિક હોય. કોરીંથીઓને પત્રમાં પાઊલ લખે છે તેમ "હવે વિશ્વાસ, આશા તથા પ્રીતિ એ ત્રણે ટકી રહે છે" (૧ કોરીંથી. ૧૩; ૧૩). તો પછી અજવાળાના દીકરા કરતાં જગતનો દીકરો પસંદગી કરવાની બાબતમાં વધારે ડાહ્યો છે એ શી રીતે કહી શકાય?

જગતના દીકરાનું વિશેષ ડહાપણ શી બાબતમાં સમાએલું છે? પોતે જે બાબત પ્રાપ્ત કરવાનો નિશ્ચય કરે છે તે પ્રાપ્ત કરવામાં તે જે ઉત્સાહ અને ચતુરાઈ વાપરે છે તેમાં. આપણે આ માણસની નીતિનાં નહિ પણ કાર્યદક્ષતાનાં વખાણ કરવાનાં છે. તેના સંજોગોમાં જે તત્ત્વો હતાં તે દરેકની નિરીક્ષા તેણે ચોકસાઈથી કરી. ૧. અમુક પરાયું દ્રવ્ય તેના કાબૂમાં હતું, ૨. આ કાબૂ થોડા વખતને માટે હતો, ૩. આવતી કાલને માટે તેને વ્યવસ્થા કરવાની હતી, ૪. આજે જે દ્રવ્ય તેના કાબૂમાં હતું તેનો ઉપયોગ તે કરે તોજ આ વ્યવસ્થા થાય એમ તેને લાગતું હતું. તેણે કોઈ પણ જાતનો ઢોંગ કર્યો નહોતો, અને પોતાના હૃદયને પણ છેતરવાના પ્રયત્ન કર્યા ન હતા.

હવે આપણે પણ આવી જ વ્યવહારૂ રીતે પોતાની સ્થિતિની નિરીક્ષા કરીએ એવી આપણા પ્રભુની ઇચ્છા છે. આપણી પાસે દ્રવ્ય હોય પણ તેના

માલિક આપણે થઈ શકીએ નહિ, કેમકે બધા દ્રવ્યનો માલિક એકલો ઈશ્વર છે. પચાસમાના દિવસે પવિત્ર આત્માથી ભરપૂર થઈને પ્રથમ ખ્રિસ્તીઓએ કહ્યું, કે અમારૂં પોતાનું કંઈ છે એવું અમે ગણતા નથી ત્યારે તેઓ સાચેસાચું જ કહેતા હતા. આપણા સંબંધી પણ આપણો ભોગવટો થોડા વખતને માટે જ છે. આપણી પાસે જે છે તે તો બીજું કોઈ આપણી પાસેથી પડાવી ન લે તોપણ મરણ તો તે પડાવી લેશે જ. વળી દ્રવ્ય જાતજાતનું છે: તંદુરસ્તી, બુદ્ધિ, વગેરેને પણ આજ વાત લાગુ પડે છે. તો પછી ભવિષ્યનું શું? દ્રવ્યવાન મૂર્ખ ભવિષ્યને માટે જ વ્યવસ્થા કરતો હતો ત્યારે તે ખરૂં જોતાં ડાહ્યો હતો પણ તે કારણથી તેને વખોડવામાં આવતો નથી. તે ક્યારે મૂર્ખ બન્યો? જ્યારે તે અનંતકાળ સંબંધી ભૂલી ગયો ત્યારે જ.

આ માણસ લુચ્ચો હતો તોપણ તે સીધી રીતે પોતાના ધણીના પૈસા ચોરી ગયો ન હતો. એ કરતાં એની હોશિયારી અધિક હતી, કેમકે મિત્રતા વેચાતી રાખવા માટે તેણે તેનો ઉપયોગ કર્યો હતો. ઈસુ કહે છે કે આ માણસની પાસેથી આપણને શીખવાનું મળે છે; તથાપિ આપણે તેની પદ્ધતિનું અનુકરણ કરવાનું નથી.

માણસજાતની બાબતોમાં પૈસા કેટલું મોટું સ્થાન ધરાવે છે એ તરફ જોઈએ છીએ ત્યારે તે પ્રત્યે આપણે કેવું વલણ રાખવું જોઈએ એ સવાલ મહત્ત્વનો છે. પૈસા સઘળી ભૂંડાઈનું મૂળ છે એમ ઈસુ કહેતો નહિ; પરંતુ તે એમ કહેતો હતો કે તેનો ખોટો ઉપયોગ કરવાથી ઘણી ભૂંડાઈ ઉપજે છે. હાલની દુનિયામાં દેશેદેશ ઘણાખરા પૈસા થોડા માણસોના હાથમાં આવી જાય છે, અને લાખો મનુષ્યો ભૂખે મરી જાય છે એ અદેખાઈનું મહા મોટું કારણ થઈ પડયું છે. ઈસુ શીખવે છે કે પૈસાનો સદુપયોગ કરવાથી ભ્રાતૃભાવ ઉપજવાનો સંભવ છે.

આ માણસ આ જગતનાં વાનાં પર પ્રેમ રાખતો હતો એટલું જ નહિ પણ તે બીજા કશા પર પ્રેમ રાખતો હોય એવો ઢોંગ તે કરતો ન હતો. પોતે જે વાનાં સંપાદન કરવા ઇચ્છતો હતો તે સંપાદન કરવામાં તેણે પોતાની બધી શક્તિ કામે લગાડી હતી. તેને અમુક વાનાં જોઈતાં હતાં, અને તે મેળવવાને માટે તે ગમે તે જાતનો ભોગ આપવા તૈયાર હતો. મહેનત કરવાની હોય તો તે કરવા તે તૈયાર હતો; તેના પરથી માણસોનો ભરોસો ઊઠી જાય તો તે પણ સહન કરવા તે રાજી હતો; તેની આબરૂને ધક્કો પહોંચે તોપણ તેને વાંધો ન હતો.

જે વાનાં વિષે આપણે કહીએ છીએ કે તે બીજાં બધાં કરતાં આપણને મૂલ્યવાન લાગે છે, તે સંપાદન કરવા માટે આપણે કેટલો ભોગ આપવા તૈયાર છીએ? ઈસુએ કહ્યું, કે "તમે પહેલાં ઈશ્વરના રાજ્યને તથા તેના ન્યાયીપણાને શોધો." આપણે પણ કહીએ છીએ કે હા, ખરી વાત. આપણે પણ એમજ

કરવું જોઈએ; પરંતુ શું આપણે એમ કરીએ છીએ? લાભને આડે અમુક સિદ્ધાંત આવે અથવા ફરજને આડે અમુક ઇચ્છા આવે તો એ બે બાબતમાંથી કઈ બાબત તરફ આપણે વલણ રાખીએ છીએ? આ માણસની આગળ જે ધ્યેય હતું તેને પહોંચી જતાં કશાથી પણ અટકાવ થાય એવું તે સહન કરવા માગતો ન હતો; ત્યારે આપણી આગળ જે ધ્યેય મૂકેલું છે તેને પહોંચી જતાં આપણને સહેલાઈથી અટકાવ થઈ શકે છે, તેથી જ આપણા પ્રભુએ કહ્યું, કે "આ જગતના દીકરા પોતાની પેઢીમાં અજવાળાના દીકરા કરતાં હોશિયાર હોય છે." આપણે એવા છીએ એ ઈસુ સારીપેઠે જાણે છે. તેના દેહધારી-પણાની અવસ્થામાં એજ બાબતને લીધે તેનું હૃદય ભંગિત થતું હતું; વળી એજ બાબતને લીધે હજી પણ તેનું હૃદય ભંગિત થાય છે. પાઊલ પ્રેરિત અજવાળાનો દીકરો હોવા છતાં પોતાની આગળ મૂકેલા નિશાન તરફ આગળ વધવાને જગતના કોઈ પણ દીકરાના જેટલો જ સાવચેત હતો, તેથી તે ખરા હૃદયથી કહી શકતો હતો, કે "હું મારો જીવ વહાલો ગણીને તેની કંઈ પણ દરકાર કરતો નથી, એ માટે કે મારી દોડ અને ઈશ્વરની કૃપાની સુવાર્તાની સાક્ષી આપવાની જે સેવા પ્રભુ ઈસુ પાસેથી મને મળી છે તે હું પૂર્ણ કરું" (પ્રે. કૃ. ૨૦; ૨૪). શું આપણે એ પ્રમાણે કહી શકીએ છીએ? આપણે એવું કહી શકીએ ત્યારે જ આપણે પોતાની પેઢીમાં જગતના દીકરાઓના જેવા સાવચેત ગણાઈએ.

### દ્રવ્યવાન અને લાજરસ : ૧૬ ; ૧૪-૩૧

[૧૪] ફરોશીઓ દ્રવ્યલોભી હતા, તેઓએ એ સઘળી વાતો
સાંભળીને તેના ઠઠ્ઠા કર્યા. [૧૫] તેણે તેઓને કહ્યું, કે તમે પોતાને
માણસોની આગળ ન્યાયી દેખાડો છો; પણ દેવ તમારાં અંત:કરણ
જાણે છે; કેમકે માણસોમાં જે ઉત્તમ ગણેલું છે તે દેવની દૃષ્ટિમાં
કંટાળારૂપ છે. [૧૬] નિયમશાસ્ત્ર તથા પ્રબોધકો યોહાન લગી હતા; તે
વખતથી દેવના રાજ્યની સુવાર્તા પ્રગટ કરવામાં આવે છે, અને હરેક
માણસ તેમાં બળાત્કારથી પેસે છે. [૧૭] પરંતુ શાસ્ત્રની એક પણ માત્રા
રદ થાય, તે કરતાં આકાશ તથા પૃથ્વીને જતું રહેવું સહેલ છે. [૧૮] જે
કોઇ પોતાની સ્ત્રીને છોડીને બીજીને પરણે છે, તે વ્યભિચાર કરે છે;
અને વરે છોડેલી સ્ત્રીને જે પરણે તે પણ વ્યભિચાર કરે છે.

[૧૯] એક શ્રીમંત માણસ હતો, તે કિરમજી રંગનાં ઝીણાં વસ્ત્ર
પહેરતો હતો, અને નિત્ય દબદબાસહિત મોજમઝા માણતો હતો.
[૨૦] લાજરસ નામે એક ભિખારી જેને આખે શરીરે ફોલ્લા હતા, તે
તેના દરવાજા આગળ પડેલો હતો. [૨૧] શ્રીમંતની મેજ પરથી પડેલા

કકડા વડે તે પેટ ભરવા ચહાતો હતો; વળી કૂતરા પણ આવીને તેના
ફોલ્લા ચાટતા હતા. [22] તે ભિખારી મરી ગયો ત્યારે દૂતો તેને
ઇબ્રાહીમની ગોદમાં લઇ ગયા; શ્રીમંત પણ મરી ગયો, અને તેને
દાટવામાં આવ્યો. [23] હાડેસમાં પીડા ભોગવતાં તેણે પોતાની આંખો
ઊંચી કરીને વેગળેથી ઇબ્રાહીમને તથા તેની ગોદમાં બેઠેલા લાજરસને
જોયા. [24] તેણે ઘાંટો પાડીને કહ્યું, કે ઇબ્રાહીમ બાપ, મારા પર દયા
કરીને લાજરસને મોકલ, કે તે પોતાની આંગળીનું ટેરવું પાણીમાં
બોળીને મારી જીભને થંડી કરે; કેમકે આ બળતામાં હું વેદના પામું
છું. [25] પણ ઇબ્રાહીમે તેને કહ્યું, દીકરા, તારા જીવનમાં તું તારાં સારાં
વાનાં પામ્યો હતો, અને લાજરસ તો ભૂંડાં વાનાં [પામ્યો હતો]
તે સંભાર; પણ હમણાં અહીં તે દિલાસો પામે છે, અને તું વેદના
પામે છે. [26] એ સર્વ ઉપરાંત, અમારી તથા તમારી વચમાં એક
મોટી ખાઇ આવેલી છે, તેથી જેઓ અહીંથી તમારી પાસે આવવા
ચાહે, તેઓ આવી ન શકે, અને ત્યાંથી કોઇ અમારી પાસે આ પાર
પણ આવી શકે નહિ. [27] તેણે કહ્યું, કે બાપ, હું તને વિનંતી કરૂં
છું, કે તેને મારા બાપને ઘેર મોકલ; [28] કેમકે મારે પાંચ ભાઇઓ છે, કે
તે તેઓને શાહેદી આપે, રખેને તેઓ પણ આ પીડાને ઠેકાણે આવી
પડે. [29] પણ ઇબ્રાહીમ કહે છે, કે તેઓની પાસે મુસા તથા પ્રબોધકો
છે; તેઓનું તેઓ સાંભળે. [30] તેણે કહ્યું, કે ઇબ્રાહીમ બાપ, એમ નહિ;
પણ જો કોઇ મૂએલાંમાંથી [ઊઠીને] તેઓની પાસે જાય, તો તેઓ
પસ્તાવો કરે. [31] તેણે તેને કહ્યું, કે જો મુસા તથા પ્રબોધકોનું તેઓ
નહિ સાંભળે, તો જો મૂએલાંઓમાંથી કોઇ ઊઠે, તો પણ તેઓ
માનવાના નથી.

આપણા પ્રભુએ પોતાના શિષ્યોને ઉપરોક્ત દૃષ્ટાંત કહ્યું તે વખતે ફરોશીઓ પણ સાંભળતા હતા, અને તેઓને તે ગમ્યું નહિ. "ફરોશીઓ દ્રવ્યલોભી હતા, તેઓએ એ સઘળી વાતો સાંભળીને તેના ઠઠ્ઠા કર્યા" (કલમ ૧૪), તેથી તેઓના ઢોંગને લીધે તેણે તેઓને ઠપકો દીધો. અમે ઈશ્વરના પ્રેમ તથા તેના નિયમશાસ્ત્ર વિષેની આસ્થાથી ભરપૂર છીએ એવો દેખાવ તેઓ માણસોની આગળ કરતા હતા, પરંતુ ઈશ્વરના કરતાં તેઓ દ્રવ્ય પર વધારે પ્રેમ રાખતા હતા (માત્થી ૧૧ ; ૧૨, ૧૩ : ૫ ; ૧૮, ૩૨ : ૧૯ ; ૯નો ખુલાસો જુઓ). આથી આપણા પ્રભુએ અત્રે ફરોશીઓના લાભને અર્થે આ એક બીજું દૃષ્ટાંત પણ કહ્યું. આ દૃષ્ટાંત પરથી એવો બોધ મળે છે કે જે માણસ આ દુનિયામાં કેવળ પોતાના સ્વાર્થની ખાતર પૈસાનો ઉપયોગ કરે છે, તેને આવનાર દુનિયામાં

શિક્ષા થવાની છે. જેમ પૈસાનો સદુપયોગ કરવાને લીધે મરણ પછી સારો બદલો મળવાનો છે તેજ પ્રમાણે તેનો દુરુપયોગ કરવાને લીધે મરણ પછી નસીહત પણ થવાની છે. આ દૃષ્ટાંતમાંની દરેક વિગતનો ખુલાસો આપવાની જરૂર નથી. એ તો બની શકે નહિ, અને તે કરવા જઈએ તો ભૂલમાં પડવાનો સંભવ છે. આપણા પ્રભુના જમાનાના યહુદીઓ અદૃશ્ય દુનિયા વિષે જે વિચારો રાખતા હતા તે વિચારોને અનુસરીને આ દૃષ્ટાંત આપવામાં આવેલું છે. તેમાંની વિગતો વાસ્તવિક સમજીને આવનાર જીવન સંબંધીનાં ચિત્રો કલ્પી લેવાનાં નથી; પરંતુ આ દૃષ્ટાંતમાં એક જ સત્ય શિખવવામાં આવે છે કે આ દુનિયામાં દ્રવ્યનો દુરુપયોગ કરવાને લીધે શિક્ષા થવાની છે.

આપણે પ્રથમ એ જોવાનું છે કે આ દ્રવ્યવાન માણસ ભૂંડો હતો એવું કંઈ કહેવામાં આવ્યું નથી. તેણે પોતાના દરવાજા આગળ પડેલા લાજરસની કંઈ પણ દરકાર રાખી નહિ, તેમાં જ તેનું પાપ સમાએલું છે. વળી આપણે એ પણ જાણવાનું છે કે આ ગરીબ માણસને તેની ગરીબાઈને લીધે ઈબ્રાહીમની ગોદમાં બેસાડવામાં આવ્યો ન હતો. તેને આપણો પ્રભુ જે નામ આપે છે તે નામ પરથી એવી સૂચના મળે છે કે તે સારો માણસ હતો, કેમકે એ નામનો અર્થ 'ઈશ્વરે મદદ કરી છે' એવો થાય છે. દ્રવ્યવાન માણસ તથા લાજરસની પરસ્પર સ્થિતિ આવનાર જીવનમાં બદલાએલી બતાવવામાં આવી છે, તેનું એક જ કારણ તેમનાં પરસ્પરનાં આત્મિક લક્ષણો હતાં. યહુદીઓ એવું માનતા હતા કે મરણ પછી સારાનરસા તમામ આત્મા 'શેઓલ' નામની જગાએ જાય છે, અને ત્યાં દરેકને તેમનાં કામ પ્રમાણે બદલો મળે છે. ગ્રીકોની માન્યતા પણ એના જેવી જ હતી, અને તેઓ તે જગાને 'હાડેસ' કહેતા હતા. વળી એક એવી માન્યતા પણ હતી કે નરસા આત્મા સારા આત્માનો આનંદ જોઈ શકે છે, અને તેથી તેઓના દુ:ખમાં વધારો થાય છે. સારા આત્માને જે સુખાનુભવ થવાનો છે તેને યહુદી શાસ્ત્રીઓ 'મોટા આનંદની મિજબાની'ની ઉપમા આપતા હતા. આ મિજબાનીમાં 'વિશ્વાસુઓનો પિતા' ઈબ્રાહીમ પ્રમુખપદ ધરાવતો હતો (સરખાવો માત્થી ૧૧; ૧૨). યહુદી જમણ વખતે જમનારા મેજની આજુબાજુએ નીચા કોચ પર આડા પડીને જમતા હતા, અને જે સૌથી સન્માનનીય મહેમાન હોય તેને ગૃહસ્વામીની પાસે જગા આપવામાં આવતી હતી. એ જગાને 'ઈબ્રાહીમની ગોદ'ની ઉપમા આપવામાં આવે છે. હાડેસમાં પીડા ભોગવતાં દ્રવ્યવાન માણસે આ મોટા આનંદની મિજબાનીનો દેખાવ જોયો; વળી યહુદી રિવાજ પ્રમાણે જે પારકાઓને જમવાની કોટડીમાં પ્રેક્ષક તરીકે આવવા દેવામાં આવતા હતા તેઓમાંનો એક હોય એવી રીતે તે આ દેખાવ જોતો હતો. મેજ પાસે તો તેને સારૂ જગા ન હતી, એટલું જ નહિ પણ તેણે જોયું તો ઈબ્રાહીમની પાસે જે માનની જગા હતી તે પોતાના દરવાજા

આગળ જે ભિખારી પડી રહેતો હતો તેને આપવામાં આવી હતી. જેમ 'ઉપલી કોટડી'માં વહાલો શિષ્ય આપણા પ્રભુની પાસે બેઠો હતો તેમજ લાજરસ ઈબ્રાહીમની પાસે બેઠેલો તથા તેની સાથે ખાનગી વાતચીત કરતો માલૂમ પડયો (સરખાવો યોહાન ૧૮; ૨૩). ભૂતકાળની બાબતો યાદ આવવાથી તેને પશ્ચાત્તાપ થવા લાગ્યો. તેના પાંચ ભાઈઓ હજી દુનિયામાં હતા, તેથી તેના મનમાં એવો વિચાર આવ્યો કે તેઓની પાસે લાજરસને મોકલવામાં આવે તો તેઓ પસ્તાવો કરશે, પરંતુ જેમ તેને પોતાને ચેતવણી મળી હતી તેમજ તેઓને પણ પુષ્કળ ચેતવણી મળી હતી. માણુસની પ્રેરકબુદ્ધિદ્વારા પવિત્ર આત્મા તેના કાલાવાલા કરે છે, પરંતુ તેની વાણી પ્રત્યે કોઈ માણસ પોતાનું હૃદય બંધ કરે તો ગમે તે ચમત્કાર કરવાથી પણ તેને ખાતરી થાય નહિ. આપણા પ્રભુએ નાઈન નગરની વિધવાના દીકરાને, યાએરસની દીકરીને તથા બેથાનીઆના લાજરસને મરણમાંથી ઉઠાડયાં હતાં તોપણ યહુદીઓએ તે માન્યું નહિ. વળી પવિત્ર શાસ્ત્રના કહ્યા પ્રમાણે ઈસુ ખ્રિસ્ત પોતે મરણમાંથી ઊઠયો ત્યારે પણ તેઓએ તે માનવાની ના પાડી.

તેથી આપણને એવું શિખવવામાં આવે છે કે આપણી પાસે જે આત્મિક અજવાળું છે તે આપણા તારણને સારૂ પૂરતું છે; કૃપાનાં સાધારણ સાધનદ્વારા—વિશેષે કરીને શાસ્ત્રવાચન, પ્રાર્થના તથા વચનના ઉપદેશદ્વારા—આપણામાં પસ્તાવો તથા વિશ્વાસ ઉત્પન્ન થાય નહિ તો તે બીજી રીતે ઉત્પન્ન થવાનાં નથી.

## ભાઈઓ તથા સેવકો: ૧૭; ૧–૧૦

**તેણે પોતાના શિષ્યોને કહ્યું, કે ઠોકર ખાવાના પ્રસંગ ન આવે એમ બની શકતું નથી; પણ જેનાથી તે આવે છે તેને અફસોસ છે! [2] કોઇ આ નાનાઓમાંના એકને ઠોકર ખવાડે, એ કરતાં તેની કોટે ઘંટીનું પડ બાંધીને તેને સમુદ્રમાં નાખવામાં આવે, તે તેને માટે સારૂં છે. [3] સાવચેત રહો; જો તારો ભાઈ અપરાધ કરે, તો તેને ઠપકો દે; અને જો તે પસ્તાવો કરે, તો તેને માફ કર. [4] જો તે એક દહાડામાં સાત વાર તારો અપરાધ કરે, અને સાત વાર તારી તરફ ફરીને કહે, કે હું પસ્તાઉં છું; તો તેને માફ કર.**

**[5] પ્રેરિતોએ પ્રભુને કહ્યું, કે અમારો વિશ્વાસ વધાર. [6] પ્રભુએ કહ્યું, કે જો તમને રાઇના દાણા જેટલો વિશ્વાસ હોત તો તમે આ ગુલ્લર ઝાડને કહેત, કે તું ઊખડીને સમુદ્રમાં રોપાઇ જા; તો તે તમારૂં માનત. [7] પણ તમારામાંનો એવો કોણ છે કે જેનો ચાકર ખેડતો અથવા ચારતો હોય, તે [ચાકર] જ્યારે ખેતરમાંથી આવે, ત્યારે તેને કહે, કે આવીને તરત જમવા બેસ? [8] એથી ઊલટું, શું તે તેને**

**એમ કહેશે નહિ, કે મારૂ વાળુ સિદ્ધ કર, અને હું ખાઇપી રહું ત્યાં સુધી કમર બાંધીને મારી સેવા કર; અને પછી તું ખાજેપીજે?**
**૯ તે દાસે તેની આજ્ઞા પાળી માટે તે શું તેનો ઉપકાર માને છે? ૧૦ તેમ જે આજ્ઞાઓ તમને આપેલી છે તે સર્વ પાળ્યા પછી તમારે પણ એમ કહેવું, કે અમે નકામા ચાકરો છીએ; કેમકે જે કરવાની અમારી ફરજ હતી તેજ અમે કર્યું છે.**

જે પસ્તાવિક દાણીઓ તથા પાપીઓ ઇસુ ખ્રિસ્તની પાસે આવતા તેઓને ફરોશીઓ એટલા બધા તિરસ્કારની દૃષ્ટિએ જોતા કે તેથી તે ખેદિત થતો હતો; માટે તેણે ફરીથી આજ વિષય સંબંધી પોતાના શિષ્યોની આગળ વિવેચન કર્યું. આપણા પ્રભુના સમજવા પ્રમાણે ફરોશીઓનું સૌથી ગંભીર પાપ એ હતું કે જ્યારે પાપીઓ ઇશ્વર પાસે પાછા આવવાનો રસ્તો શોધતા હતા, ત્યારે તેઓ તેઓના માર્ગમાં ઠોકરરૂપ પથ્થરો મૂકતા હતા (માત્થી ૫; ૨૯નો ખુલાસો જુઓ). વળી "નાનાઓ" પરથી આપણો પ્રભુ માત્ર નાનાં છોકરાંને જ નહિ પણ જેને મદદ તથા ઉત્તેજનની જરૂર હોય એવાં સઘળા પ્રકારનાં નબળાં સ્ત્રીપુરુષોને પણ દેખાડતો હતો. પુરાતન કાયદા પ્રમાણે "આંધળાની આગળ ઠોકર મૂકવી અથવા તેને માર્ગ પરથી ભમાવવો" (લેવી ૧૯; ૧૪: પુન. ૨૭; ૧૮), એ જો પાપ હતું તો જે પાપી પોતાની નબળાઈ હોવા છતાં ઇશ્વર પાસે જવાનો રસ્તો ફંફોસીને શોધે છે તેના માર્ગમાં ઠોકર મૂકવી એ કેટલું બધું વિશેષ ભયંકર પાપ કહેવાય! આપણા પ્રભુનાં સૌથી કડક વચનો આ પાપ વિષે છે (સરખાવો માત્થી ૧૮; ૬, ૭); અને તેણે જણાવ્યું છે કે ન્યાયકાળે આ પાપની જ વિશેષ ભયંકર શિક્ષા થશે.

"જો તારો ભાઈ અપરાધ કરે તો તેને ઠપકો દે," એ શબ્દો કોઈ વાર ભુલી જવામાં આવે છે તેમજ "જો તે પસ્તાવો કરે તો તેને માફ કર," એ શબ્દો તો ઘણી વાર ભૂલી જવામાં આવે છે. નવા કરારમાં ઇશ્વર તથા માણસની માફી સંબંધી ઘણું જ કહેવામાં આવ્યું છે. પરંતુ હમેશાં દોષિત જનના પસ્તાવા સાથે માફી નિકટનો સંબંધ રાખે છે. આપણી કે બીજાની વિરૂદ્ધ પાપ કરવામાં આવ્યું હોય તો દોષિત જન પસ્તાવો કરે માટે આપણે પ્રાર્થના અને મહેનત કરવાની છે, અને જો પસ્તાવો દેખાય તો માફ કરવાની આપણી તત્પરતાની મર્યાદા હોવી જોઈએ નહિ. આપણે ઉપર જોઈ ગયા તેમ યહુદીઓના રીતરિવાજ પ્રમાણે અમુક આંકડા અમુક અર્થસૂચક હતા; જેમકે 'સાત' તે સંપૂર્ણતાદર્શક આંકડો છે, અને 'સિત્તેરગણા સાત' એમ કહીને સંપૂર્ણતા પર જેટલો ભાર દઈ શકાય એટલો દેવામાં આવતો હતો (માત્થી ૧૮; ૨૧, ૨૨નો ખુલાસો જુઓ). આ બોધની અસર શિષ્યો પર તરત જ થઈ,

અને અમારા પ્રભુના કહેવા પ્રમાણે વર્તવામાં અમે કેટલા બધા પછાત છીએ એ વિષે તેમને સમજ પડી. તેથી તેઓમાંનો એક બોલી ઊઠ્યો, કે "અમારો વિશ્વાસ વધાર." તેઓનો વિચાર એ હતો કે વિશ્વાસ તો ઈશ્વરનું દાન છે, અને જો તે અમને વધારે પ્રમાણમાં આપવામાં આવે તો અમે વધારે કામ કરી શકીએ. પરંતુ વિશ્વાસની સાથે માણસની ઇચ્છા પણ જોડાએલી હોવી જોઈએ. એ વગર વિશ્વાસ ખરો હોતો નથી. વળી અત્યાર સુધી આ શિષ્યો એકંદરે નિષ્ફળ ગયા હતા, તેનું કારણ તેમના વિશ્વાસનો જ અભાવ નહિ પણ સારી ઇચ્છાનો અભાવ એ પણ હતું; કેમકે નાનામાં નાનો વિશ્વાસ હોય તોપણ તેમાંથી મોટાં મોટાં પરિણામ નીપજવાં જોઈએ, એજ છટ્ઠી કલમનો અર્થ છે: "પ્રભુએ કહ્યું, કે જો તમને રાઈના દાણા જેટલો વિશ્વાસ હોત તો તમે આ ગુલ્લર ઝાડને કહેત, કે તું ઊખડીને સમુદ્રમાં રોપાઈ જા; અને તે તમારું માનત." વિશ્વાસ તો ઈશ્વરનું દાન છે ખરું; પરંતુ તે વિશ્વાસુઓનો બદલો પણ છે. જેઓ બીજાની સાથે તોછડાઈથી વર્તે છે તેઓ ઘણું કરીને પોતાના વિષે બહુ મોટા વિચાર રાખે છે, અને ચાકર વિષેના દૃષ્ટાંતમાં આપણો પ્રભુ અત્રે એજ બાબત વિષે વિવેચન કરે છે (કલમ ૭–૧૦). આપણે ઈશ્વરને માટે ગમે તેટલું કરીએ તોપણ તેણે આપણે માટે જેટલું કર્યું છે તેટલું કરી શકીએ નહિ. આપણે ગમે તેટલા વિશ્વાસુપણાથી તેની સેવા કરીએ તોપણ દિવસને અંતે તો આપણે 'નકામા ચાકર' ગણાઈએ. ઈશ્વર તો આપણો દેવાદાર કદી પણ થઈ શકે નહિ, માટે ઈશ્વર આપણા પ્રત્યે કેવું વલણ રાખે છે તે નહિ, પણ ઈશ્વર પ્રત્યે આપણે કેવું વલણ રાખવું જોઈએ તે વિષે અહીં આગળ બોધ આપવામાં આવે છે. આ પહેલાંના સમયમાં ન્યાયી રાબ્બી સીમોને કહ્યું હતું, કે "બદલો પામવાના હેતુથી જેઓ પોતાના ધણીની સેવા કરે છે તેઓના જેવા નહિ; પરંતુ બદલાની આશા રાખ્યા સિવાય જેઓ તેની સેવા કરે છે તેઓના જેવા થાઓ, ને ઈશ્વરનો ડર રાખો." તેથી સઘળા માણસો આપણા ભાઈઓ હોય એવી રીતે આપણે તેઓની સાથે વર્તવું જોઈએ; કેમકે આપણામાં જેઓ સારામાં સારા ગણાય તેઓ આખરે તો નકામા ચાકર છે અને પોતાની ફરજ કરતાં અધિક કંઈ પણ કરતા નથી.

## બીજા નવ ક્યાં છે? ૧૭; ૧૧–૧૯

**[11] યરૂશાલેમ જતાં તે સમરૂન તથા ગાલીલમાં થઈને જતો**
**હતો. [12] એક ગામમાં તે પેઠો, એટલે દશ રક્તપિત્તીઆ તેને સામે**
**મળ્યા; તેઓએ વેગળા ઊભા રહીને [13] ઘાંટો પાડીને કહ્યું, કે હે ઇસુ**
**સ્વામી, અમારા પર દયા કર. [14] તેઓને જોઈને તેણે કહ્યું, કે જાઓ,**
**તમે તમારાં [શરીરને] યાજકોને દેખાડો. તેઓને રસ્તે ચાલતાં**

**ચાલતાં શુદ્ધ કરવામાં આવ્યા. [15] તેઓમાંનો એક, પોતે સાજો થયો**
**છે એ જોઇને, મોટે ઘાંટે દેવની સ્તુતિ કરતો પાછો ફર્યો. [16] તેણે**
**સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરીને તેનો ઉપકાર માન્યો; તે સમરૂની હતો.**
**[17] ઈસુએ તેને પૂછયું, કે શું દશે જણને શુદ્ધ કરવામાં આવ્યા નહોતા?**
**બીજા નવ ક્યાં છે? [18] દેવનો મહિમા પ્રગટ કરવાને પાછો ફરે, એવો**
**આ પરદેશી વિના શું કોઇ ન મળ્યો? [19] તેણે તેને કહ્યું, કે ઊઠીને**
**ચાલ્યો જા; તારા વિશ્વાસે તને બચાવ્યો છે.**

યરૂશાલેમ ભણી મુસાફરી કરતાં કરતાં આપણો પ્રભુ તથા તેના શિષ્યો સમારીઆની હદ પાસે આવે છે. આ ગામ ઘણું કરીને ગાલીલની હદમાં આવેલું હતું, કેમકે ફરોશીઓ વિષે ૨૦મી કલમમાં ફરીથી કહેવામાં આવ્યું છે. અહીં આગળ આપણા પ્રભુને દશ કોઢીઆ મળ્યા (માત્થી ૮; ૨-૪નો ખુલાસો જુઓ). તેમાંના નવ યહુદી હતા, અને એક તો તિરસ્કાર પામેલો સમરૂની હતો. સાજાતાજા યહુદીઓ સમરૂનીઓની સાથે વ્યવહાર રાખતા ન હતા (યોહાન ૪; ૯). પરંતુ માણસો પર આપત્તિ આવે છે ત્યારે તેઓ ભ્રાતૃભાવ સંબંધી વહેલા શીખે છે. એમ કહેવામાં આવે છે કે હજી પણ યરૂશાલેમમાં કોઢીઆઓની ઇસ્પિતાલોમાં યહુદીઓ તથા આરબો ભેગા રહે છે.

ઈસુ ખ્રિસ્ત આ રસ્તે થઈને આવે છે એવું આ દશ માણસોએ જાણ્યું ત્યારે તેઓ ગામ બહાર એક જગાએ ઊભા રહ્યા અને તે પાસે આવ્યો ત્યારે તેઓએ પોતાની દયાજનક વિનંતી રજુ કરી. વળી તેણે તેઓને ના પાડી નહિ. નિયમ એવો હતો કે કોઢીઓ સાજો થાય ત્યારે તરત પોતાનો દેહ યાજકને દેખાડે, અને યાજક તેની તપાસ કર્યા પછી તે શુદ્ધ થયો છે એવું જાહેર કરતો હતો. ત્યાર પછી કેટલાંક અર્પણ ચઢાવવાનાં હતાં, અને છેવટે આ બધા વિધિઓ પાળ્યા પછી શુદ્ધ થએલા માણસને જનસમાજની સાથે ભળી જવાની તથા મંદિરનાં સેવાકાર્યમાં ભાગ લેવાની પરવાનગી આપવામાં આવતી હતી. એ પ્રમાણે આપણા પ્રભુએ આ માણસોને એવો હુકમ ફરમાવ્યો કે તેઓ પોતપોતાના મંદિરમાં એટલે યરૂશાલેમ તથા ગેરીઝીમ પહાડ પરના મંદિરમાં જાય (લુક ૯; ૫૧-૫૬નો ખુલાસો જુઓ), અને નિયમ પ્રમાણે પોતાના દેહની તપાસ કરાવે. તેણે તો તેઓને તરતાતરત સાજા કર્યા નહિ, પરંતુ તેઓને આપેલા હુકમમાં તેઓ સાજા થશે એવું વચન અધ્યાહાર રહેલું હતું, અને તેમ કરવાનો તેનો હેતુ તેઓના વિશ્વાસની પરીક્ષા કરવાનો હતો. પાંચમા અધ્યાયમાં જે રક્તપિત્તી માણસ વિષે વાંચવામાં આવે છે તેણે પોતાના સાજા થવા વિષેની ખબર કોઢીઆ લોકોમાં ફેલાવી હશે. આપણા પ્રભુના કહેવાનો અર્થ એવો લાગે છે, કે "તમારી પ્રાર્થના સાંભળવામાં આવી છે, અને જોકે તમને ખબર પડતી નથી તોપણ તમે સાજા થવા લાગ્યા છો; માટે જઈને સાજા

થએલા માણસોએ જેમ વર્તવું જોઈએ તેમ વર્તો તો બધું ઠીક થશે. તમે યાજકને ઘેર પહોંચી જશો ત્યાર પહેલાં તમને ખબર પડશે કે તમે સાજા થયા છો.'' આ પ્રમાણે તેઓના વિશ્વાસની જે કસોટી કરવામાં આવી તે જેવી તેવી ન હતી; પરંતુ તેના કહેવા પર વિશ્વાસ રાખીને તેઓ ચાલતા થયા.

આગલા પ્રકરણમાં આપણે જે પાઠ શીખી ગયા તેજ પાઠ અહીં ફરીથી શિખવવામાં આવે છે, એટલે વિશ્વાસ તો વિશ્વાસુઓનો બદલો છે; વળી આ બોધ કેવળ શારીરિક રોગોને નહિ પણ આત્માના રોગને પણ લાગુ પડે છે. તારણ પામવાનું સૌથી પહેલું પગલું તે પસ્તાવો છે. ત્યાર પછી આપણો પ્રભુ કહે છે કે તમે જઈને તારણ પામેલાં માણસોએ વર્તવું જોઈએ તેમ વર્તો. વળી આપણે એ પ્રમાણે કરવા જઈએ છીએ ત્યારે જ તારણની પ્રાપ્તિ વિષે અભ્યંતર ખાતરી ઉત્પન્ન થાય છે.

અમે શુદ્ધ થયા છીએ એવું દશ કોઢીઆએ જાણ્યું ત્યારે તેમાંના એક પાછા આવીને ઈસુનો ઉપકાર માન્યો. દશમાંથી એક જ જણે આ પ્રમાણે કર્યું, અને તે વળી સમરૂની હતો. બેશક, બીજા નવ પણ ઉપકારી થયા હશે, તોપણ તેઓની સાથે આ માણસનો મુકાબલો કર્યા વિના ઈસુ રહી શકયો નહિ. તેણે પૂછ્યું, કે "બીજા નવ ક્યાં છે?" જે હૃદયની કઠણતા (માર્ક ૧૦; ૫) યહુદીઓના આખા ઇતિહાસ દરમિયાન તેઓના લક્ષણરૂપ હતી તેનો તાજો દાખલો અત્રે આપણા પ્રભુને મળે છે. એ કઠણતાને લીધે અત્યાર સુધી તેઓને આપેલો બોધ નિષ્ફળ ગયો હતો, છતાં આ દાખલા પરથી તેને ઉત્તેજન પણ મળ્યું, કેમકે તેનો ઉપકાર માનવાને માટે જે માણસ પાછો આવ્યો હતો તે સમરૂની હતો. એ પરથી યહુદી પ્રજા સિવાય જે બીજી પ્રજાઓ દુનિયામાં હતી તેઓના પરિવર્તનનું દર્શન આપણા પ્રભુને થયું; કેમકે માત્ર ઈસ્રાએલને નહિ પણ આખી માનવજાતને તારવા માટે તે આ દુનિયામાં આવ્યો હતો.

હવે આ નવ માણસોને અનુપકારીપણાનો દોષ દેતાં આપણે સાવચેત રહેવાની જરૂર છે, રખેને આપણે પોતે પણ એજ પાપમાં પડીએ, કેમકે એ પાપ હજી કેટલું બધું સામાન્ય છે! મંદવાડને વખતે માણસો ઘણી વાર ઈશ્વરની પાસે આતુરતાથી તંદુરસ્તી માગે છે, પણ સાજા થયા પછી તરત તેને ભૂલી જાય છે; અથવા આપણી મંડળીઓમાંનાં ઘણાં કુટુંબોનો દાખલો લઈએ તોપણ ચાલે. કેમકે ઘણી વાર એવું બને છે કે જ્યારે આખા ઘરમાંથી એક અથવા બે પોતાની માનતા ચઢાવવા માટે ઈશ્વરના ઘરમાં જાય છે ત્યારે બીજાં ઘેર રહી જાય છે, અથવા પોતાને બીજે કામે જાય છે. એવે વખતે શું આપણો વહાલો ત્રાતા એમ નહિ કહેતો હોય, કે "બીજા નવ ક્યાં છે?"

ઈશ્વરના રાજ્યનું આગમન: ૧૭ ; ૨૦–૩૭

[૨૦] ફરોશીઓએ તેને પૂછ્યું, કે દેવનું રાજ્ય ક્યારે આવશે?
ત્યારે તેણે તેઓને ઉત્તર આપ્યો, કે દેવનું રાજ્ય દૃશ્ય રીતે નથી
આવતું; [૨૧] અને એમ નહિ કહેવામાં આવશે, કે જુઓ, આ રહ્યું!
કે, પેલું રહ્યું! કેમકે દેવનું રાજ્ય તમારામાં છે.
[૨૨] તેણે શિષ્યોને કહ્યું, કે એવા દહાડા આવશે કે જ્યારે માણસના
દીકરાના દિવસોમાંના એકને તમે જોવા ચાહશો, પણ તમે જોશો નહિ.
[૨૩] તેઓ તમને કહેશે, કે જુઓ, પેલો રહ્યો! જુઓ, આ રહ્યો! તમે
જતા ના, અને એમની પાછળ ચાલતા ના. [૨૪] કેમકે ચમકતી
વીજળી એક દિશાથી બીજી દિશા સુધી આકાશમાં પ્રકાશે છે; તેમ
માણસના દીકરાનું પોતાના સમયમાં થશે. [૨૫] પણ તે પહેલાં તેને
ઘણું સહન કરવું પડશે, અને આ પેઢીથી તેને નાપસંદ થવું પડશે.
[૨૬] જેમ નુહના દિવસોમાં થયું, તેમજ માણસના દીકરાના દિવસોમાં
પણ થશે. [૨૭] નુહ વહાણમાં પેઠો અને જળપ્રલયે આવીને બધાંનો
નાશ કર્યો તે દિવસ લગી તેઓ ખાતા, પીતા, પરણતા, પરણાવતા
હતા. [૨૮] તેમજ લુતના દિવસોમાં પણ થયું; તેઓ ખાતા, પીતા,
વેચાતું લેતા, આપતા, રોપતા, બાંધતા હતા; [૨૯] પણ લુત સદોમમાંથી
નીકળ્યો તે દિવસે આગ તથા ગંધક આકાશમાંથી વરસ્યાં, અને
તેથી બધાંનો નાશ થયો; [૩૦] જે દિવસે માણસનો દીકરો પ્રગટ થશે તે
દિવસે તે પ્રમાણે જ થશે. [૩૧] તે દિવસે જે ધાબા પર હોય, અને
તેનો સામાન ઘરમાં હોય તો તે લેવા સારૂ તેણે નીચે ઊતરવું નહિ;
જે ખેતરમાં હોય તેણે પણ પાછા ફરવું નહિ. [૩૨] લુતની વહુને સંભારો.
[૩૩] જે કોઇ પોતાનો જીવ બચાવવા પ્રયત્ન કરશે, તે તેને ખોશે; અને
જે કોઇ તેને ખોશે તે તેને બચાવશે. [૩૪] હું તમને કહું છું, કે તે રાત્રે
એક ખાટલામાં બે જણ હશે; તેમાંનો એક લઇ લેવાશે, અને બીજો
પડતો મૂકાશે. [૩૫] બે સ્ત્રી સાથે દળતી હશે; તેમાંની એક લઈ
લેવાશે, અને બીજી પડતી મૂકાશે. [[ [૩૬] ખેતરમાં બે જણ હશે;
તેમાંનો એક લેવાશે, અને બીજો પડતો મૂકાશે. ]] [૩૭] તેઓએ તેને
પૂછ્યું, કે પ્રભુ, ક્યાં? તેણે તેઓને કહ્યું, કે જ્યાં મુડદું હશે, ત્યાં
ગીધો પણ એકઠાં થશે.

જે ગામમાં ઉપરોક્ત બનાવ બન્યો હતો તે યુદીઆ તથા સમારીઆની સરહદ પર આવેલું હતું, તેથી એ પ્રદેશમાં યહુદીઓ તથા સમરૂનીઓ એક-બીજાની સાથે વારેવારે અથડામણમાં આવતા હશે, માટે આપણા પ્રભુએ

ઉપકારી સમરૂનીનાં વખાણ કર્યાં ત્યારે ફરોશીઓ ઉશ્કેરાઈ ગયા. હવે ઈસુ ખ્રિસ્ત ખરેખર મસીહ હતો, પરંતુ તે એક થાકેલા મુસાફર તરીકે આ જગાએ આવેલો હતો, અને તેની સાથે માત્ર તેના બાર શિષ્યો તથા ગાલીલમાંથી આવેલા થોડા માણસો હતા. તેઓ વળી તેની માફક ગામડાના માણસો હતા, માટે આવો દેખાવ જોઈને ફરોશીઓએ તેની મશ્કરી કરીને પૂછ્યું, કે ઈશ્વરનું રાજ્ય ક્યારે આવશે? જવાબમાં તેણે એમ કહ્યું, કે "ઈશ્વરનું રાજ્ય દૃશ્ય રીતે નથી આવતું." તે અમુક એક જ ઠેકાણે પણ નથી. તે તમારી મધ્યે છે. વળી તે જોવાની તમને આંખો હોય તો તે અત્યારે જ જોઈ શકશો. એજ પ્રમાણે યોહાન બાપ્તિસ્મા કરનારે પૂર્વે તેના વિષે એવી સાક્ષી આપી હતી, કે "તમારી વચ્ચે એક ઊભો રહેલો છે, તેને તમે ઓળખતા નથી" (યોહાન ૧; ૨૬).

ઠઠ્ઠામશ્કરી કરનાર ફરોશીઓનો અનાદર કરીને આપણો પ્રભુ પોતાના શિષ્યો તરફ વળ્યો, અને તેઓને રાજ્યના આગમન વિષે વાત કરી. તેણે આ પ્રસંગે જે વચનો કહ્યાં તે તે પોતાની સેવાના છેલ્લા વખતમાં વારંવાર કહેતો હતો (માત્થી ૨૪; ૨૩-૨૮, ૩૭–૪૧). તેણે તેઓને એવી અગમસૂચના કરી કે તેના મરણ પછી મુશ્કેલીનો વખત આવવાનો હતો; પછી ફરોશીઓનો પ્રશ્ન ફરીથી ધ્યાનમાં લઈને તેનો જવાબ તેણે જુદી જુદી રીતે આપ્યો.

૧. પ્રથમ તે તેઓને જણાવે છે, કે માણસોનો પુત્ર તમે ઇચ્છો છો એટલો વહેલો આવવાનો નથી: "એવા દહાડા આવશે કે જ્યારે માણસના દીકરાના દિવસોમાંના એકને તમને જોવા ચહાશો, પણ તમે જોશો નહિ" (કલમ ૨૨). બીજે પ્રસંગે તેણે તેઓને એમ પણ કહ્યું હતું, કે "તેઓની પાસેથી વરરાજા લઈ લેવાશે ત્યારે તેઓ ઉપવાસ કરશે." આનો અર્થ એ સમજવાનો છે કે તેના ગયા પછી તેઓ તેના પાછા આવવાની રાહ આતુરતાથી જોશે.

૨. પછી તે કઈ રીતે નથી આવવાનો એવું તે તેઓને જણાવે છે: "તેઓ તમને કહેશે, કે જુઓ, પેલો રહ્યો! જુઓ, આ રહ્યો! તમે જતા ના, અને એમની પાછળ ચાલતા ના" (કલમ ૨૩). આ પ્રમાણે પોતાના પાછા આવવા વિષે જે અફવા ફેલાઈ જવાની હતી અને જે જૂઠા ખ્રિસ્ત ઊભા થવાના હતા તે વિષે તે તેઓને ચેતવણી આપે છે (સરખાવો માર્ક ૧૩; ૨૧, ૨૨).

૩. ત્યાર પછી તે કઈ રીતે આવવાનો છે એ તે જણાવે છે: "કેમકે ચમકતી વીજળી એક દિશાથી બીજી દિશા સુધી આકાશમાં પ્રકાશે છે; તેમ માણસના દીકરાનું પોતાના સમયમાં [ આવવું ] થશે" (કલમ ૨૪). મતલબ કે જ્યારે તે આવશે ત્યારે બધાંને ખબર પડશે.

૪. ત્યારબાદ પોતાના આવવા પહેલાં શું શું બનવાનું છે એ તે જણાવે છે: "પણ તે પહેલાં તેને ઘણું સહન કરવું પડશે, અને આ પેઢીથી તેને નાપસંદ થવું પડશે" (કલમ ૨૫).

૫. છેવટે તે પાછો આવશે તે વેળા દુનિયાની કેવી સ્થિતિ થશે એ તે જણાવે છે. આ સ્થિતિ તો બેપરવાઈ તથા દૈહિક બાબતો પર ચિત્ત લગાડવાની સ્થિતિ થશે. આ બાબત સંબંધી પુરાતન ઇતિહાસમાંથી બે દાખલા રજુ કરવામાં આવે છે, એટલે નુહ તથા લોટનો: "નુહ વહાણમાં પેઠો અને જળપ્રલયે આવીને બધાંનો નાશ કર્યો તે દિવસ લગી તેઓ ખાતા, પીતા, પરણતા પરણાવતા હતા; તેમજ લોટના દિવસોમાં પણ થયું; તેઓ ખાતાપીતા, વેચાતું લેતાઆપતા, રોપતા તથા બાંધતા હતા, પણ લોટ સદોમમાંથી નીકળ્યો તે દિવસે આગ તથા ગંધક આકાશમાંથી વરસ્યાં, અને તેથી બધાંનો નાશ થયો. જે દિવસે માણસનો દીકરો પ્રગટ થશે તે દિવસે તે પ્રમાણે થશે." એ દિવસ આવશે ત્યારે તરવારની માફક તે ગાઢામાં ગાઢા મિત્રોને એકબીજાથી જુદા પાડશે.

"માણસના દીકરાના દહાડા" (કલમ ૨૨ અને ૨૬) એ શબ્દોમાં બેવડો અર્થ માલૂમ પડે છે (માત્થી ૧૦;૨૩નો ખુલાસો જુઓ). પ્રથમ આ શબ્દો પરથી સમયની સંપૂર્ણતાએ પ્રભુ ન્યાય કરવા આવશે એ સમય સમજવાનો છે (સરખાવો માત્થી ૨૫; ૩૧: ૨૬; ૧૪). પરંતુ આપણો પ્રભુ આ શબ્દો બીજા અર્થ પ્રમાણે પણ વાપરે છે. દાખલા તરીકે માત્થી ૨૪; ૧૫–૨૦ સુધીમાં તે પોતાના શિષ્યોને અમુક ભૌતિક જોખમ સંબંધી ચેતવણી આપે છે. વળી અહીં આગળ તે એજ અર્થ પ્રમાણે બોલે છે. અણપસ્તાવિક યહુદી પ્રજા પર જે ન્યાયશાસન આવવાનું હતું તે વિષે તે અગમસૂચના કરે છે, અને તે પ્રમાણે જ ઈ. સ. ૭૦માં રોમન સૈન્યવડે યરૂશાલેમનો નાશ થયો. જળપ્રલયની માફક તેમજ સદોમ તથા ગમોરાહ પર આગ તથા ગંધક વરસ્યાં તેજ પ્રમાણે આ ભારે આપત્તિ અણધારી રીતે યહુદી પ્રજા પર આવી પડી (સરખાવો ઉત્પ. ૭ અને ૧૯મો અધ્યાય). વળી તે પોતાના શિષ્યોને એવી ચેતવણી પણ આપે છે કે એવો સમય આવે ત્યાર પહેલાં તેઓએ નાસી જવા માટે તૈયાર થઈ રહેવું જોઈએ. વળી આ ચેતવણી શિષ્યો ભૂલી ગયા નહિ, અને ઇતિહાસમાં કહ્યું છે કે યરૂશાલેમને ઘેરો ઘાલવામાં આવ્યો ત્યાર પહેલાં લોટની માફક ખ્રિસ્તીઓએ નાશ પામનાર નગરનો ત્યાગ કર્યો, અને યરદન નદીની પેલી તરફ પેલ્લા નામના શહેરમાં તેઓ જઈ રહ્યાં (સરખાવો માત્થી ૨૪; ૧૫–૨૨).

ફરોશીઓએ પૂછ્યું હતું કે ઈશ્વરનું રાજ્ય ક્યારે આવશે, ત્યારે શિષ્યોએ પૂછ્યું હતું કે ક્યાં આવશે? પરંતુ આપણા પ્રભુએ તેનો વિગતવાર ખુલાસો

કરવાની ના પાડી. તેણે તેઓને એટલો જ જવાબ આપ્યો, કે "જ્યાં મુડદું હશે ત્યાં ગીધો પણ એકઠાં થશે," એટલે જ્યાં પાપ છે ત્યાં ન્યાયશાસન આવવાનું છે (માત્થી ૨૪ ; ૨૮મો ખુલાસો જુઓ).

ભવિષ્ય તરફ જોતાં તે ભૂતકાળ કરતાં જુદું નીવડશે એમ આપણા પ્રભુને લાગ્યું નહિ. જેમ નુહ અને લુતના જમાનામાં થયું, તેમજ ખ્રિસ્તી જમાનામાં પણ થવાનું છે એમ તે કહેતો હતો: "તેઓ ખાતા, પીતા, વેચાતું લેતા-આપતા, રોપતા, બાંધતા, પરણતા, પરણાવતા હતા." એ સિવાય તેઓ બીજું કરે પણ શું? કેમકે જનસમાજનું બંધારણ જ એવું છે. વળી મનુષ્યોનાં આ બધાં કાર્યોની સાથે પરીક્ષણ શરૂઆતથી જેમ સંબંધ રાખતું આવ્યું છે તેમ તે છેવટ સુધી રાખશે જ. એવા બંધારણીય જીવન સાથે પરીક્ષણનો સંબંધ આવશ્યક છે. જ્યાં માણસો ખાતાપીતા હશે ત્યાં અકરાંતિયાપણું અને નીશાપણું થવાનો સંભવ છે. જ્યાં માણસો વેચાતું લેતાઆપતા હોય ત્યાં છેતરપિંડી અને લોભ થવાનો સંભવ છે. જ્યાં માણસો રોપતા અથવા બાંધતા હોય ત્યાં ઠાઠમાઠ અને દબદબો હોવાનો સંભવ છે. જ્યાં માણસો પરણતા-પરણાવતા હોય ત્યાં બેઇમાની અને છીનાળું પણ થવાનો સંભવ છે. આપણો આત્મિક સ્વભાવ દબાવીને તેનો નાશ કરવાની ભયંકર શક્તિઓ સંસારમાં રહેલી છે.

"બસ થયું; હવે તો હે યહોવાહ, અમારો જીવ લઈ લે; કેમકે અમે અમારા પિતૃઓ કરતાં સારા નથી" (૧ રાજા. ૧૯ ; ૪) એમ એલીયાહની માફક આપણને પણ કહેવાનું મન થાય છે, વળી માનવી દૃષ્ટિબિંદુથી પણ એમજ લાગે; પરંતુ મારાં કોણ છે એ ઈશ્વર જાણે છે. દાણાથી ભૂંસું અને બકરાંથી ઘેટાં જુદાં પાડવાનું તેનું કામ અંત સુધી ચાલુ રહેવાનું છે. જેમ નુહ અને લુતના વખતમાં થયું હતું તેમ ઈસુ ખ્રિસ્તના આગમન વખતે પણ થશે. એક ખાટલામાં સૂતેલા બે માણસ અને એક ઘંટીએ દળતી બે સ્ત્રીઓની સ્થિતિ જગતની દૃષ્ટિએ સમાન લાગતી હોય, પણ ઈશ્વરની દૃષ્ટિએ તો તે બહુ વિષમ પણ હોય. તેમાંનું કોણ લઈ લેવાશે? એ બેમાંથી કોને ઈસુ ખ્રિસ્ત મહિમામાં લઈ જશે? જેના હૃદયમાં ઈશ્વરનું રાજ્ય હશે તેને. આ પદ્ધતિ પ્રથમથી જ ચાલતી આવી છે, અને તે છેવટ સુધી ચાલુ રહેશે.

## આગ્રહી વિધવા : ૧૮ ; ૧–૮

**સર્વદા પ્રાર્થના કરવી જોઇએ, અને કાયર થવું નહિ, તે [શિખવવા] સારૂ તેણે તેઓને એક દૃષ્ટાંત કહ્યું, કે [૨] એક શહેરમાં એક ન્યાયાધીશ હતો, તે દેવથી બીતો નહોતો, તેમજ માણસને ગણકારતો નહોતો; [૩] તે શહેરમાં એક વિધવા હતી; તે વારંવાર**

**તેની પાસે આવીને કહેતી, કે મારા વાદીની પાસેથી મને દાદ અપાવ.**
**[4]કેટલીક મુદ્દત સુધી તે [એમ કરવા] ઇચ્છતો ન હતો; પણ પછી**
**તેણે પોતાના મનમાં કહ્યું, કે જોકે હું દેવથી બીતો નથી, અને**
**માણસને ગણકારતો નથી; [5]તો પણ આ વિધવા મને તસ્દી દે છે,**
**માટે હું તેને દાદ અપાવીશ, રખેને તે વારેઘડીએ આવીને મને થકવે.**
**[6]પ્રભુએ કહ્યું, કે તે અન્યાયી ન્યાયાધીશ શું કહે છે તે સાંભળો.**
**[7]તો દેવ પોતાના પસંદ કરેલા, કે જેઓ તેને રાતદહાડો વિનવે છે,**
**અને જેઓના વિષે તે ખામોશી રાખે છે, તેઓને શું દાદ આપશે**
**નહિ? [8]હું તમને કહું છું કે તે જલદી તેઓને દાદ આપશે. પરંતુ**
**માણસનો દીકરો આવશે, ત્યારે પૃથ્વી પર તેને વિશ્વાસ જડશે શું?**

ઈશ્વરના રાજ્યના આવવા સંબંધી આપણા પ્રભુએ જે દેખાવ ચિતર્યો હતો તે ખરેખર ગમગીનીભર્યો હતો, ને તેનું વિવેચન સાંભળીને તેઓ નિરાશ થયા હોય તો તેમાં કંઈ નવાઈ નથી. વળી અમે પોતે કેટલા બધા અશક્ત છીએ એનો વિચાર કરવાથી તેઓની નિરાશામાં વધારો થયો હશે. અત્રે જે દૃષ્ટાંત વિષે વિચાર કરવાનો છે તે પરથી એવું શિક્ષણ મળે છે કે આખરે તો ન્યાયીપણાનો જય થવાનો છે. તથાપિ આ દુનિયામાં ઘણી વાર અન્યાય જયવંત થતો હોય અને વધતા સારા જમાના વિષે આપણી અભિલાષાનો નાશ થતો હોય એમ આપણને લાગે છે. દુનિયામાં અન્યાય થયા કરે છે, એ આપણો પ્રભુ સારી રીતે જાણતો હતો, તોપણ નિરાશ થવું એ કેટલું બધું ભૂલભરેલું છે એ વિષે તેણે પોતાના શિષ્યોને સમજાવવાના પ્રયત્ન કર્યો. દુનિયાઈ ઝઘડા તથા આપત્તિ હોવા છતાં ઈશ્વર માણસજાતને સારૂ પોતાના કૃપાવંત ઈરાદા નિત્ય બર લાવતો રહે છે, અને તે કદી પણ પોતાના લોકોની દાદનો અનાદર કરતો જ નથી. સ્વાર્થી પડોશી વિષેના દૃષ્ટાંતમાં (લુક ૧૧; ૫-૮) જે માણસનું ચિત્ર આલેખવામાં આવ્યું છે તે પોતાના પડોશીની જરૂરિયાતની દરકાર કરતો ન હતો. છતાં તસ્દીથી મુક્ત થવાના હેતુથી તેણે આખરે તેની વિનંતી મંજૂર કરી. માણસ ફરજનું ભાન ન હોવા છતાં આગ્રહને વશ થાય છે તો ઈશ્વર આપણી આગ્રહપૂર્વક વિનંતીઓ સાંભળશે એ કેટલું બધું વિશેષ ખાતરીપૂર્વક છે.

આ વિધવા સંબંધીની વાત પણ એવી છે, અને તે પરથી આપણને એજ શિક્ષણ મળે છે. તે પારકાની પાસે ગઈ હતી; ત્યારે આપણે તો પિતાની પાસે જવાનું છે. તે એકલી હતી; આપણે તો કોઈથી ગણી શકાય નહિ એવા મોટા સમુદાયમાંના છીએ. તે અન્યાયી માણસની પાસે ગઈ હતી; ત્યારે આપણે દયાવાન બાપની પાસે જવાનું છે. અન્યાયી ન્યાયાધીશ તેની પાસેથી ખસી જવા માગતો હતો; ત્યારે આપણા આકાશી બાપે પોતાની પાસે આવવાનું

આમંત્રણ આપણને આપ્યું છે. છેવટે, તે મિત્ર તથા લાગવગ વિનાની હતી? ત્યારે પિતાની પાસે તો આપણો મધ્યસ્થ છે.

આ દૃષ્ટાંતને અંતે આપણો પ્રભુ જે પ્રશ્ન પૂછે છે તેજ પ્રશ્ન આપણે પોતપોતાને પૂછવો જોઈએ: "માણસનો દીકરો આવશે ત્યારે પૃથ્વી પર તેને વિશ્વાસ જડશે શું?" (કલમ ૮) જો તે હમણાં જ આવે તો જેઓ પ્રાર્થના કરે છે તેઓમાંના અથવા જેઓ નિર્ગત થાય છે તેઓમાંના શું આપણે તેને માલૂમ પડીશું?

### બે માણસ મંદિરમાં જાય છે: ૧૮; ૯–૧૪

**[૯]કેટલાએક પોતાના વિષે અભિમાન રાખતા હતા કે અમે ન્યાયી છીએ, ને બીજાઓને તુચ્છકારતા હતા; તેઓને પણ તેણે આ દૃષ્ટાંત કહ્યું, કે [૧૦]બે માણસ પ્રાર્થના કરવા સારૂ મંદિરમાં ગયા; એક ફરોશી, અને બીજો દાણી. [૧૧]ફરોશીએ ઊભા રહીને પોતાના મનમાં પ્રાર્થના કરી, કે ઓ દેવ, બીજા માણસોના જેવો જુલમી, અન્યાયી, વ્યભિચારી અથવા આ દાણીના જેવો હું નથી, માટે હું તારી ઉપકારસ્તુતિ કરૂં છું. [૧૨]અઠવાડીઆમાં હું બે વાર ઉપવાસ કરૂં છું, અને મારી બધી આવકનો દશમો ભાગ આપું છું. [૧૩]પણ દાણીએ વેગળે ઊભા રહીને પોતાની આંખો આકાશ તરફ ઊંચી કરવા ન ચહાતાં છાતી કૂટીને કહ્યું, કે ઓ દેવ, હું પાપી છું, મારા પર દયા કર. [૧૪]હું તમને કહું છું, કે પેલા કરતાં એ માણસ ન્યાયી ઠરીને પોતાને ઘેર ગયો; કેમકે જે કોઇ પોતાને ઊંચો કરે છે તેને નીચો કરવામાં આવશે; અને જે પોતાને નીચો કરે છે તેને ઊંચો કરવામાં આવશે.**

ફરોશી તથા દાણી વાસ્તવિક વ્યક્તિ હોય અથવા કાલ્પનિક પણ હોય; તોપણ તેઓ વિષેની વાર્તા પરથી યરૂશાલેમના મંદિરમાં જ નહિ પણ હજી પણ જ્યાં જ્યાં માણસો ભજન કરવા માટે એકઠાં થાય છે ત્યાં ત્યાં શું બને છે એ વિષે પણ સૂચના મળી શકે છે. માણસ પોતાનું તારણ સાધવા પ્રયત્ન કરે છે ત્યારે એમાંથી એક પરિણામ આવ્યા વગર રહેતું નથી. કાંતો તે નિરાશ બની જાય છે કાંતો અભિમાનથી ફૂલે છે. જે શાંતિ જગત આપી શકતું નથી અને જગતની સમજણ કરતાં જે અધિક છે તે તો જેને ઈસુ ખ્રિસ્ત શીખવે છે તેને જ પ્રાપ્ત થાય છે. આ બે માણસો જે કહે છે તે પરથી તેમનાં હૃદયની સ્થિતિ માલૂમ પડે છે. અભિમાનને કારણે ફરોશીની પ્રાર્થના નિરર્થક થઈ ત્યારે નમ્રતાને કારણે દાણીની પ્રાર્થના સફળ થઈ.

આ ફરોશી વિષે એવું માલૂમ પડે છે કે તેના ધ્યાનમાં ધર્મ તો તેની તથા ઈશ્વરની વચ્ચેનો નહિ, પણ તેની તથા બીજા માણસોની વચ્ચેનો સવાલ હતો. ખરૂં જોતાં તેની પ્રાર્થના તો પ્રાર્થના જ કહેવાવા જોગ ન હતી. તે પોતે કેટલો બધો ભલો હતો એ વિષે તેણે ઈશ્વરને યાદ દેવડાવ્યું એટલું જ. તેણે કંઈ માગ્યું નહિ, કેમકે પોતાને કંઈ જરૂરિયાત દેખાતી ન હતી. તેને પોતાના પાપ સંબંધી લાગણી ન હતી અને પોતાને દયાની જરૂર છે એવું તેને માલૂમ પડ્યું ન હતું. એ કારણથી તેની પ્રાર્થનામાં પાપની કબૂલાત કરવામાં આવતી નથી, તેમજ તારણની પ્રાપ્તિ વિષે પણ વિનંતી કરવામાં આવતી નથી. એટલું જ નહિ પણ બીજા પ્રત્યે પણ તે કોઈ પણ જાતનો ભાવ બતાવતો નથી; માટે ઈશ્વરની દૃષ્ટિમાં તે ખરી પ્રાર્થના ન હતી, અને તેવડે તેને આશીર્વાદ મળ્યો ન હતો.

એ માણસના કરતાં દાણીનો હાવભાવ કેટલો બધો જુદો લાગે છે! તેને તો તેનાં પાપ સંબંધી જાગૃત કરવામાં આવ્યો હતો, અને દયા શોધવા માટે તે મંદિરમાં ગયો હતો. તેની પ્રાર્થના ટૂંકી હતી છતાં તે પૂરતી હતી: "હે ઈશ્વર, મુજ પાપી પર દયા કર." ઈશ્વરે તેની પ્રાર્થના સાંભળી અને તેને જવાબ પણ આપ્યો, કેમકે આપણે વાંચીએ છીએ, કે "તે ન્યાયી ઠરીને પોતાને ઘેર ગયો," એટલે તેને માફી આપવામાં આવી હતી, અને તેનું તારણ થયું હતું. આ દાણીની પ્રાર્થના ગમે તેને શોભે એવી છે. ભૂંડામાં ભૂંડો માણસ તે કરી શકે છે અને સારામાં સારા માણસને પણ તે કરવાની જરૂર છે. વળી કદાચ આપણે પણ ઈશ્વરની ઉપકારસ્તુતિ કરતા હોઈએ કે આપણે આ ફરોશીના જેવા નથી. જો એમ હોય તો એજ પ્રાર્થના કરવાની આપણને પણ જરૂર છે. અમે ન્યાયી છીએ એવું જે માણસો પોતાના વિષે અભિમાન રાખે છે અને બીજાઓને તુચ્છકારે છે તેઓને માટે આ પ્રાર્થના નમૂનારૂપ છે.

હવે અહીં આગળ જુદા જુદા ત્રણ મુકાબલા રજુ કરવામાં આવે છે, એટલે ૧. પ્રાર્થના કરનાર માણસોનો, ૨. તેઓની પ્રાર્થનાના વિષયનો, અને ૩. તેઓને મળેલા જવાબનો.

૧. પ્રાર્થના કરનાર માણસોનો મુકાબલો: ફરોશી જાણે આખું મંદિર પોતાનું હોય એવી રીતે પગથીઆ પર ચઢે છે. લોકો કેવી રીતે દેવળમાં પ્રવેશ કરે છે એ જોઈને આપણા પર પણ ખોટી અસર થાય છે. પ્રાર્થના કરવામાં આવતી હોય ત્યારે પણ ઘર કોનું છે તેની કોઈ પણ જાતની પરવા રાખ્યા સિવાય તેઓ તેમાં પ્રવેશ કરે છે, અને પોતાથી અવાજ ન થાય એવી લેશમાત્ર તસ્દી લેતા નથી. આવું અવિચારીપણાને લીધે થતું હોય એ સંભવિત છે, પરંતુ એવું અવિચારીપણું કેટલું બધું ગંભીર! આ વૃત્તાંત વાંચીને આપણા

મન પર એવી અસર થાય છે કે એવી રીતે આ ફરોશીએ મંદિરમાં પ્રવેશ કર્યો હશે, એટલે કે ઈશ્વરની સન્નિધ આવતા પાપીની માફક નહિ, પણ પોતાના મહેલમાં પ્રવેશ કરતા રાજાની માફક. છતાં એ જમાનાના ધોરણ પ્રમાણે આ ફરોશી ઘણું કરીને ધાર્મિક ગણાતો હશે. તે પોતા વિષે એવો દાવો કરતો માલૂમ પડે છે કે માણસોની સાથેના વ્યવહારમાં તે પ્રામાણિક હતો અને નિયમશાસ્ત્રના ફરમાન મુજબ દાનધર્મ કરતો હતો. વળી એ બધું ખરું, તોપણ તે પૂરેપૂરો અભિમાની દેખાય છે.

તેના કરતાં દાણીનો હાવભાવ કેટલો બધો જુદો લાગે છે! છતાં તેજ દહાડે પોતાના સમકાલિકોને તે કેવો લાગતો હશે! તે પરદેશી રાજ્યનો વેશ પહેરેલો માલૂમ પડે છે અને પોતાની પ્રજા તથા ઈશ્વર સંબંધી દ્રોહી ગણવામાં આવતો હશે. ફરોશી તો એટલું કહી શકતો હતો કે હું જુલમી નથી; પરંતુ દાણી એ પ્રમાણે શી રીતે કહી શકે? કેમકે તે તો જુલમી રાજ્યનો નોકર હતો. બનવાજોગ છે કે જેમને તેણે લૂંટી લીધા હતા, તેમાંના કેટલાક તેજ વખતે મંદિરમાં હાજર હશે. લોકો તેને ધિક્કારતા હતા તેમાં નવાઈ શી! વળી પ્રભુ ઈસુ ફરોશીઓના કરતાં આ વર્ગના માણસોને પસંદ કરતો એથી ઘણાને ખોટું લાગ્યું એમાં નવાઈ શી!

૨. પ્રાર્થનાનો મુકાબલો: આપણે ફરોશીની પ્રાર્થના સાંભળીએ છીએ ત્યારે તરત જ જુદા જુદા ત્રણ અભિપ્રાય પર આવીએ છીએ: (૧) તે પોતા વિષે ઘણા જ સારા વિચાર રાખતો હતો, (૨) બીજા બધા વિષે તે ખોટા જ વિચાર રાખતો હતો, અને (૩) ઈશ્વરની સાથે પણ તેનો સંબંધ જોઈએ તેવો ન હતો. જ્યારે કોઈ માણસ પતરાજી કરે છે કે હું બીજા માણસોના જેવો નથી, ત્યારે ખાતરીથી જાણજો કે તે બીજાના જેવો જ છે, બલકે તેઓથી ઊતરતો છે. જે માણસ એકલા પોતા પર જ પ્રેમ રાખે છે તેના પર તેના પોતા સિવાય બીજો કોઈ પણ પ્રેમ રાખતો નથી. હજી પણ મંડળીમાં ફરોશીઓ તો છે જ. વળી તેઓ એવી પતરાજી કરે છે કે અમે બીજાં માણસોના જેવા નથી. કેટલાક સામાજિક કારણો પર પોતાના દાવાનો આધાર રાખે છે, અને પોતાના બાપદાદા કેવા ઉચ્ચ વર્ગના હતા, એ વિષે પતરાજી કરે છે. કેટલાક માનસિક કારણો પર પોતાના દાવાનો આધાર રાખે છે, અને પોતા વિષે એવો ફાંકો રાખે છે કે બીજા કરતાં અમારી અક્કલ ઘણી જ વધારે છે. બીજા કેટલાક ધાર્મિક કારણો પર પોતાના દાવાનો આધાર રાખે છે, અને પોતાની ધાર્મિક માન્યતાના ખરાપણા વિષે અભિમાન કરે છે. કેટલાક નૈતિક કારણો પર પોતાના દાવાનો આધાર રાખે છે. અને પોતા વિષે એમ સમજે છે કે અમે અમારા પડોશીઓ કરતાં વધારે નીતિમાન છીએ. ત્યારે બીજા તદ્દન અધાર્મિક

કારણો પર પોતાના દાવાનો આધાર રાખે છે. તેઓ કહે છે કે અમે ધાર્મિક હોવાનો દાવો કરતા જ નથી. તોપણ મંડળીના ઘણાખરા સભાસદોના જીવન કરતાં અમારૂં જીવન ઊંચા પ્રકારનું છે એમ તેઓ માને છે. હજી પણ આપણને ફરોશી ગમતો નથી એ સાચી વાત, પરંતુ જે પાપરહિત છે તે તેના પર પહેલો પથ્થર નાખે તો સારૂં.

વળી જે માણસને પોતામાં કશી ખામી દેખાતી નથી તે ભાગ્યે જ બીજા વિષે સારૂં બોલે. તે જે માણસોને ઓળખે છે તેઓની સાથે પોતાને સરખામણીમાં મૂકવાનો તેને શોખ છે, પરંતુ જ્યારે તે આપણને કહે છે કે બીજા માણસો જુલમી, અન્યાયી અને વ્યભિચારી છે ત્યારે તે વિષે તે બહુ દિલગીર હોય એવું લાગતું નથી; ઊલટો તે જાણે હરખાતો હોય એવી અસર આપણા મન ઉપર થાય છે. જે ખ્રિસ્તી માણસને પોતાના સમાજની બેઆબરૂની વાતો કરવામાં આનંદ થાય છે તેના જેવો નીચ બીજો કોઈ નથી. આવી સ્થિતિ આપણો પ્રભુ જોતો હતો ત્યારે તે રડતો હતો.

વળી ઈસુનું નામ લેવું તે એક વાત છે અને તેની હાજરી અનુભવવી એ બીજી વાત છે. પાપની લાગણી વિના કોઈ માણસને ઈશ્વરની હાજરીનું ભાન થતું જ નથી.

પરંતુ આ પ્રાર્થનાની સાથે આપણે દાણીની પ્રાર્થના સરખાવીએ. તે અચકાતાં અચકાતાં મંદિરમાં પ્રવેશ કરે છે. જાણે તેને એમ લાગતું હોય કે અહીં આવવાનો મને હક જ નથી. હવે જેમ દાણીઓ વિષે ફરોશીઓના વિચાર સારા ન હતા તેમ ફરોશીઓ વિષે દાણીઓના વિચાર પણ સારા ન હતા; તોપણ આ દાણી ફરોશી સાથે પોતાની સરખામણી કરતો નથી. તેને પોતાની અગત્યની લાગણી એટલી બધી હતી કે તેને પોતા સિવાય બીજા એક જ જણની હાજરીનું ભાન થાય છે, એટલે ઈશ્વરની હાજરીનું. તે બાનું કાઢયા સિવાય પોતાનાં પાપ કબૂલ કરે છે; તે દયા રાખવાનું વિશેષ કારણ રજુ કરતો નથી, જેથી પોતાનાં પાપ ઓછાં દેખાય એવા સંજોગો તે રજુ કરતો નથી; તે એટલું જ કહે છે, કે "હે ઈશ્વર, મુજ પાપી પર દયા કર."

૩. હવે ભજનસેવા સમાપ્ત થાય છે, અને ભજનારાં પોતપોતાના ઘેર જાય છે. તો આ બે માણસો જેઓની પ્રાર્થના આપણે સાંભળી છે તેઓને શો લાભ થયો? ફરોશીને તો કોઈ પણ જાતનો લાભ થયો ન હતો. પરંતુ આ કેટલી બધી દયાજનક વાત કહેવાય! માણસ સર્વ પ્રીતિવાન ઈશ્વરની હજૂરમાં આવ્યો, છતાં તેને કશો ફાયદો ન થયો એમ કેવી રીતે બન્યું હશે! તેનું કારણ ઈશ્વર તેના પર પ્રેમ રાખતો નથી તે નહિ પણ ઈશ્વર તેને જે આપવા માગતો હતો તે તેણે લેવાની ના પાડી એ હતું. તે એટલા બધા સ્વાર્થથી ભરપૂર

હતો કે તેના હૃદયમાં ઈશ્વરને માટે જગા રહી ન હતી. તે પવિત્ર શાસ્ત્ર વાંચતો હતો, પ્રાર્થના કરતો હતો, દાનાર્પણ આપતો હતો, દેવળમાં જતો હતો—બધું કરતો હતો; તોપણ તે ન્યાયી ઠર્યો નહિ. આ તો કેવળ કૃપાનાં સાધન છે, અને તેમનો આપણે જેવો ઉપયોગ કરીએ છીએ તેવા આપણા હાલ થાય છે. શું આ સાધનોનો ઉપયોગ કરવાથી આપણે વધારે ધીરજવાન, ક્ષમાવાન, આનંદી કે હિંમતવાન બનીએ છીએ? શું તેવડે ઈસુ ખ્રિસ્તની વધારે સારી રીતે ઓળખાણ થાય છે? અને પોતાની મુશ્કેલીઓની સામે થવા તથા બીજાઓ પ્રત્યે ભાઈની ફરજ બજાવવા આપણને બળવાન કરવામાં આવે છે?

જોકે આ ભજનસેવાથી ફરોશીને લાભ ન થયો, પરંતુ દાણીને તો ઘણો જ લાભ થયો હતો. દાણી સંબંધી તો આ દિવસની ભજનસેવા બધી રીતે સફળ નીવડી હતી, તેનું કારણ એ છે કે તેને પોતાનાં પાપની માફી મળી હતી; વળી તેજ કારણને માટે તે મંદિરમાં આવ્યો હતો. આપણે શા માટે દેવળમાં જઈએ? શું માફી મેળવવા? જો માફી મેળવવાનો હેતુ ન હોય તો આપણે ગેરહાજર રહીએ એ વધારે સારૂં છે: "આપણામાં પાપ નથી, એમ જો આપણે કહીએ, તો આપણે પોતાને ઠગીએ છીએ, ને આપણામાં સત્ય નથી. જો આપણે આપણાં પાપ કબૂલ કરીએ, તો આપણાં પાપ માફ કરવાને તથા આપણને સર્વ અન્યાયથી શુદ્ધ કરવાને તે વિશ્વાસુ તથા ન્યાયી છે" (૧ યોહાન ૧; ૮, ૯).

### કુટુંબ અને ખ્રિસ્તનો પરસ્પર સંબંધ: ૧૮; ૧૫–૧૭

**[૧૫] તેઓ તેની પાસે પોતાનાં બાળકોને પણ લાવ્યા, કે તે
તેઓને સ્પર્શ કરે; પણ શિષ્યોએ તે જોઈને તેઓને ધમકાવ્યા.
[૧૬] પરંતુ ઈસુએ તેઓને પાસે બોલાવીને કહ્યું, કે બાળકોને મારી
પાસે આવવા દો, તેઓને વારો મા; કેમકે દેવનું રાજ્ય એવાંઓનું
છે. [૧૭] હું તમને ખચીત કહું છું, કે જે કોઈ દેવનું રાજ્ય બાળકની
પેઠે નહિ સ્વીકારે, તે તેમાં નહિ જ પેસશે.**

લુક ૧૭; ૧૧, ૧૨માં સીમાડા પર આવેલાં જે ગામ વિષે કહેવામાં આવ્યું છે તે મૂકીને આપણા પ્રભુએ સમરૂનમાં થઈને જવાનું કર્યું અને રસ્તા પર આવેલાં સમરૂની કસબા તથા ગામમાં ઉપદેશ કરવાનો તેનો ઇરાદો હતો; પરંતુ લુકે બતાવ્યું છે કે (લુક ૯; ૫૧–૫૬) તે પ્રમાણે સમરૂની વસ્તીની વિરૂદ્ધતાને કારણે તેને તેમ કરતાં અટકાવ થયો. ત્યાર પછી શું બન્યું એ "માત્થીની સુવાર્તા"માં જોવાનું છે (માત્થી ૧૮; ૧, ૨નો ખુલાસો જુઓ). હવે પછી આપણા પ્રભુએ સમારીઆમાં થઈને ઉતાવળથી મુસાફરી કરી, અને માંડવા-પર્વ ચાલતું હતું તેજ અરસામાં તે યરૂશાલેમ જઈ પહોંચ્યો. ત્યાં આગળ તે

થોડી જ વાર સુધી રહ્યો, કેમકે ત્રણેક મહિના સુધી કામ કર્યા પછી અધિકારીઓની અદેખાઈને લીધે તેને ત્યાંથી ખસવું પડયું. મારો સમય હજી આવ્યો નથી એમ સમજીને તે યરદનની પેલી પાર બેથાબારા જઈ રહ્યો. જે બીના સંબંધી હવે આપણે વાંચવાનાં છીએ તે ત્યાંજ બની હતી (કલમ ૧૫–૩૦), અને મોટા લોકસમુદાય ત્યાં પણ તેની પાસે એકઠા થતા હતા (માત્થી ૧૯ ; ૧૩–૩૦ : માર્ક ૧૦ ; ૧૩–૩૧નો ખુલાસો જુઓ ).

આગલા પ્રકરણમાં ૧૬ ; ૧૮ કલમ વિષે કહ્યું નથી, તે વિષે હમણાં કાંઈ કહેવું ઘટે છે. તમને યાદ હશે કે માબાપ પોતાનાં છોકરાંને ઈસુની પાસે લાવ્યાં હતાં ત્યારે લગ્ન કરતાં ફારગતી વિષે વધારે ચર્ચા થતી હતી ( માત્થી ૧૯ ; ૧–૧૨ ). લુક ૧૬ ; ૧૪–૧૭માં આપણો પ્રભુ નિયમશાસ્ત્ર વિષે વાત કરે છે, અને ફરોશીઓ કોઈ વાર કેવી રીતે પોતાના જ કાયદા ઢીલા કરી મૂકતા હતા તેના દાખલા તરીકે તે ફારગતી કરવાનો યહુદી રિવાજ રજુ કરે છે. ફારગતી વિષેનો અસલ નિયમ પુનર્નિયમ ૨૪ ; ૧માં જણાવવામાં આવ્યો છે, અને તે નિયમ પ્રથમ સ્ત્રીઓના લાભને અર્થે ઘડવામાં આવ્યો હતો ; પરંતુ ફરોશીઓ તથા શાસ્ત્રીઓએ આ નિયમનો એટલો બધો વિસ્તાર કર્યો હતો કે તેમાં સ્ત્રીને કાઢી મૂકવાનું ગમે તે જાતનું બાનું કાઢી શકાય. દાખલા તરીકે હિલ્લેલ નામે તેઓના નેતાઓમાંનો એક કહેતો હતો કે સ્ત્રી પોતાના ધણીને માટે ખોરાક કાચો રાંધે તો તે તેને ફારગતી આપી શકે! તેથી આપણા પ્રભુને કહેવું પડયું હતું, કે "જે કોઈ પોતાની સ્ત્રીને છોડીને બીજીને પરણે છે, તે વ્યભિચાર કરે છે ; અને વરે છોડેલી સ્ત્રીને જે પરણે તે પણ વ્યભિચાર કરે છે" (૧૬ ; ૧૮). કૌટુંબિક જીવનની શુદ્ધતા તથા સ્થિરતા વિષે અહીં આગળ પ્રભુ ઈસુ ખ્રિસ્ત અમુક ધોરણ ઠરાવતો માલૂમ પડે છે. આ વચન બધી સુવાર્તામાં એક ને એક જ રૂપમાં જણાવેલું નથી, તેથી આજ દિવસ સુધી તે વિષે ચર્ચા કરવામાં આવે છે. માર્ક અને લુક આ નિયમને કંઈ અપવાદ હોય એવું જણાવતા નથી ; પરંતુ માત્થી તો એક અપવાદ વિષે લખે છે. તે પ્રભુ ઈસુને એમ કહેતો વર્ણવે છે, કે "હું તમને કહું છું, કે વ્યભિચારના કારણ વગર જે કોઈ પોતાની સ્ત્રીને મૂકી દઈને બીજીને પરણે તે વ્યભિચાર કરે છે ; અને તે મૂકી દીધેલીની જોડે જે પરણે તે પણ વ્યભિચાર કરે છે" ( માત્થી ૧૯ ; ૯). પ્રાચીન વખતના ખ્રિસ્તીઓ માત્થીના કહેવા પ્રમાણે કરતા હતા ; પરંતુ ટ્રેન્ટની મહાસભામાં આ અપવાદ નાકબૂલ કરવામાં આવ્યો, અને એવો સિદ્ધાંત સ્વીકારવામાં આવ્યો કે લગ્ન પવિત્ર સંસ્કાર છે અને ફારગતી તો કોઈ પણ કારણસર થઈ શકે નહિ. હવે માત્થી જે અપવાદ વિષે લખે છે તે આપણે રાખ્યો હોય કે ન હોય તોપણ તે અગાઉથી મંડળીને માટે ઇરાદાપૂર્વક નિયમ ઠરાવતો હતો એ માનવું મને વાજબી લાગતું નથી ; કેમકે તે મંડળીના બંધારણ

વિષે કોઈ પણ ઠેકાણે કશું જ કહેતો નથી, અને ખાસ કાયદા ઠરાવતો પણ માલૂમ પડતો નથી. તે માત્ર સત્ય સિદ્ધાંતો શિખવતો હતો, અને એમ કરતાં પણ તે અક્ષર કરતાં આત્મા પર વધારે ભાર મૂકતો હતો. માટે મને એમ લાગે છે કે આ પ્રસંગે આપણો પ્રભુ પોતાના શ્રોતાજનોની આગળ માત્ર એક આદર્શ રજુ કરતો હતો, અને એવું શિખવતો હતો કે લગ્ન એક પવિત્ર કરાર છે, ઈશ્વર તથા માણસોની સમક્ષ તે કરવામાં આવે છે, અને મરણ જુદાં ન પાડે ત્યાં સુધી તે કરાર વિશ્વાસુપણે તથા કોમળપણે પાળવો જોઈએ. જ્યાં આગળ લગ્નના કરારથી જોડાએલું એક પાત્ર ગાંડપણને કારણે કે વંશપરંપરા ઊતરી આવેલા રોગને કારણે અશક્ત બન્યું હોય, અથવા જ્યાં આગળ લગ્નસંબંધ ચાલુ રાખવાને લીધે એક પાત્રને ક્રૂરતાનો ભોગ થઈ પડવાનો સંભવ હોય ત્યાં આગળ એ પાત્ર જો નિર્દોષ હોય તો તેને એ કરારથી મુક્ત કરવુ જોઈએ એવું આપણા જમાનામાં ઘણા ધાર્મિક ખ્રિસ્તીઓ માને છે; વળી તેઓ એમ પણ માને છે કે આવા છૂટાછેડા થાય તો પ્રભુ ઈસુ ખ્રિસ્ત તે માન્ય રાખે.

પરંતુ ઈસુ ખ્રિસ્તના ધારવા પ્રમાણે એક પુરુષ તથા એક સ્ત્રી મરણપર્યંત જોડાએલાં રહે તો તેજ આદર્શ લગ્ન કહેવાય, અને એ માન્યતા પર ઘરમાં છોકરાંનું સ્થાન કેવું હોવું જોઈએ તે વિષેના તેના વિચારો આધારભૂત માલૂમ પડે છે. જેરોમના વખતથી માંડીને અત્યાર સુધી ઘણા ટીકાકારોએ એ બાબત પર આપણું ધ્યાન ખેંચ્યું છે, કે ઈસુ એમ નથી કહેતો કે ઈશ્વરનું રાજ્ય તેઓનું છે; પરંતુ તે એમ કહે છે, કે "ઈશ્વરનું રાજ્ય એવાંનું છે;" અર્થાત્ ઈશ્વરના રાજ્ય પર એકલાં છોકરાંનો જ નહિ, પરંતુ જેઓનાં હૃદય બાળકના જેવાં છે, અને જેઓ બાળકની પેઠે વિશ્વાસ રાખે છે તેઓનો પણ હક છે, અને તેઓને માટે તેનું બારણું ઉઘાડું મૂકવામાં આવ્યું છે.

નાનાં છોકરાં સંબંધી આપણા પ્રભુનાં વચન એકઠાં કરીએ છીએ ત્યારે માલૂમ પડે છે કે તે તેઓને જુદાં જુદાં બે દૃષ્ટિબિંદુથી નિહાળતો હતો. પોતાના ખટપટી તથા મહત્ત્વાકાંક્ષી શિષ્યોની વચમાં તેણે એક બાળકને ઊભું રાખ્યું ત્યારે તે એવું શિખવતો હતો કે તે બાળક તો ઈશ્વરના રાજ્યના નમૂનારૂપ છે, અને તેની પાસે શીખવા તે તેઓને ફરમાવતો હતો. બીજી તરફ જોઈએ તો આપણા પ્રભુના ધ્યાનમાં બાળક જિંદગીરૂપી નિશાળમાં વિદ્યાર્થી સમાન છે, અથવા સર્વકાળનું જીવન પ્રાપ્ત કરવાના રસ્તા પર મુસાફરી કરતા બાળજાત્રાળુ સમાન છે; વળી તેના નાના પગની આડે કોઈ જાણીબૂઝીને ઠોકર મૂકે તો તે વિષે તેણે સૌથી કઠોર વચન કહેલાં છે. જ્યાં છોકરાં વિષે આવા જ વિચાર કરવામાં આવે છે ત્યાં એક ખરૂં ખ્રિસ્તી ઘર છે એમ સમજવું. છોકરાંને તારનારની પાસે લાવવાનું સ્વાભાવિક તેમજ સૌથી અનુકૂળ સ્થળ તો ઘર

છે; પરંતુ જ્યાં ખ્રિસ્તી લગ્ન જ નથી ત્યાં ખ્રિસ્તી ઘર શી રીતે હોઈ શકે! પીતરના એક પત્રમાં એક અતિશય સુંદર વાત વાંચવામાં આવે છે. ત્યાં આગળ તે પતિઓ તથા પત્નીઓને એવી સલાહ આપે છે કે તેઓએ જીવનની કૃપાના સહવારસને ઘટે એવી રીતે ભેગાં રહેવું જોઈએ; અને સાથે સાથે એમ પણ કહ્યું છે, કે "તેઓની પ્રાર્થનાઓ અટકાવવામાં આવશે નહિ" (૧ પીતર ૩; ૭). એવાં માબાપ પોતાનાં નાનાં બાળકોના નિર્દોષપણાનું રક્ષણ કરે છે, અને પોતે તેનું અનુકરણ પણ કરે છે; તેઓ કોમળપણા, નિઃસ્વાર્થ તથા વિવેકસહિત એક બીજાની તેમજ પોતાનાં બાળકોની સાથે વર્તે છે; વળી એવા ઘરમાં તો નાનાં બાળકોનો મિત્ર "પોતાના આત્માના કષ્ટનું ફળ જોઈને સંતોષ પામશે."

## મોટો નકાર: ૧૮; ૧૮–૩૦

**[૧૮] એક અધિકારીએ તેને પૂછ્યું, કે ઉત્તમ ઉપદેશક, અનંત-
જીવનનો વારસો પામવાને હું શું કરૂં? [૧૯] ઈસુએ તેને કહ્યું, કે તું મને
ઉત્તમ કેમ કહે છે? એક એટલે દેવ વિના ઉત્તમ કોઈ નથી.
[૨૦] તું આજ્ઞાઓ જાણે છે, કે વ્યભિચાર ન કર, હત્યા ન કર, ચોરી ન
કર, જૂઠી શાહેદી ન પૂર, પોતાનાં માબાપને માન આપ. [૨૧] તેણે
કહ્યું, કે એ બધું તો હું મારા નાનપણથી પાળતો આવ્યો છું. [૨૨] એ
સાંભળીને ઈસુએ તેને કહ્યું, કે તું હજી એક વાત સંબંધી અધૂરો છે;
તારૂં જે છે તે બધું વેચી નાખીને, તે દરિદ્રીઓને આપી દે, અને
આકાશમાં તને દ્રવ્ય મળશે; અને પછી મારી પાછળ ચાલ.
[૨૩] પણ એ સાંભળીને તે બહુ ઉદાસ થયો, કેમકે તે બહુ શ્રીમંત હતો.
[૨૪] ઈસુએ તેના પર જોઇને કહ્યું, કે જેઓની પાસે સંપત્તિ છે, તેઓને
દેવના રાજ્યમાં પેસવું કેવું અઘરૂં છે! [૨૫] કેમકે શ્રીમંતને દેવના
રાજ્યમાં પેસવું, તે કરતાં ઊંટને સોયના નાકામાં થઇને જવું સહેલ
છે. [૨૬] તે વાત સાંભળનારાઓએ પૂછ્યું, કે તો કોણ તારણ પામી
શકે? [૨૭] પણ તેણે કહ્યું, કે માણસોને જે અશક્ય છે તે દેવને શક્ય છે.
[૨૮] પીતરે કહ્યું, કે જુઓ, અમે પોતાનું [બધું] મૂકીને તારી પાછળ
આવ્યા છીએ. [૨૯] તેણે તેઓને કહ્યું, કે હું તમને ખચીત કહું છું, કે
જે કોઇએ ઘરને, વહુને, ભાઇઓને, માબાપને, કે છોકરાંને, દેવના
રાજ્યને લીધે મૂક્યાં હશે, [૩૦] તે આ કાળમાં બહુગણું તથા આવનાર
યુગમાં અનંતજીવન પામ્યા વિના રહેશે નહિ.**

માત્થી ૧૯; ૧૬—૨૦; ૧૬ સુધીનો તથા માર્ક ૧૦; ૧૭–૩૭ સુધીનો ખુલાસો જુઓ. ત્રણે સંદર્શક સુવાર્તામાં માબાપ તથા છોકરાંની વાત પછી

તરત જ એક દ્રવ્યવાન જુવાન અધિકારી વિષેની વાર્તા જણાવવામાં આવી છે; પરંતુ એ વિષે બીજા સુવાર્તિકો કરતાં લુકનું વૃત્તાંત ઓછું આકર્ષક લાગે છે. કેમકે આ માણસ જુવાન હતો; દોડતો આવ્યો હતો, અને તેને જોઈને ઈસુને તેના પર હેત ઉત્પન્ન થયું એવું તે જણાવતો નથી. પરંતુ તે આ માણસ વિષે બે અગત્યની વાતો જણાવે છે, અને એ બાબતોમાં ટૂંકામાં તેની સ્થિતિ વિષે જાણવાનું મળે છે: ૧. તે ઘણો પૈસાદાર હતો, ૨. તે ઘણો શોકાતુર હતો. ખરૂં જોતાં તો આપણે એક આગલા પ્રકરણમાં વિભાગેલા હૃદય વિષે જે શીખી ગયા હતા એ વાતનો આ બીજો દાખલો છે. આ માણસ તો બન્ને દુનિયાનો લાભ લેવા માગતો હતો, પણ જે માણસ એકીવખતે એક હાથે કીચડ ચૂંથતો અને બીજા હાથે તારાઓને પકડવા પ્રયત્ન કરતો હોય તેની સ્થિતિ પવિત્ર શાસ્ત્રમાં કેવળ કરુણાજનક વર્ણવવામાં આવેલી છે.

આપણા પ્રભુને તરત ખબર પડી કે આ જુવાનનું ચારિત્ર સારૂં છે; જેથી તેના પર હેત ઉત્પન્ન થાય એવાં લક્ષણ તેનામાં હતાં. પરંતુ તે આ જગતનાં વાનાં પર એટલો બધો પ્રેમ રાખતો હતો કે તે તેઓનો ત્યાગ કરે તોજ સારૂં એમ આપણા પ્રભુને લાગ્યું. હવે આવા ત્યાગની માગણી આપણા પ્રભુએ કંઈ બધાં માણસોની પાસે કરી નથી. દાખલા તરીકે બેથાનીઆની બે બહેનો, નીકોદેમસ અથવા આરીમથાઈના યુસફ પાસે તેણે આવી માગણી કરી ન હતી. હવે મારા વહાલા વાચક, તમે આ બેમાંના કયા વર્ગમાંના છો? એ શું તમે જાણવા માગો છો? જો જાણવા માગતા હો તો હું તમને કહી શકતો નથી, પરંતુ ઈસુ તો તમને કહી શકે છે. વળી એ બનવાજોગ છે કે તે તમને પણ એમ કહેતો હોય, કે "તું હજી એક વાત સંબંધી અધૂરો છે; તારૂં જે છે તે બધું વેચી નાખીને, તે દરિદ્રીઓને આપી દે, ને આકાશમાં તને દ્રવ્ય મળશે; અને પછી મારી પાછળ ચાલ" (કલમ ૨૨).

હું માનું છું કે આપણો પ્રભુ હજી પણ કેટલાએક માણસોને આવું જ કહેવા માગે છે; કેમકે કેટલાએકની સ્થિતિ એવી છે કે તેને માટે બીજો ઉપાય ચાલે જ નહિ. છતાં આ શરત પણ પાળવી અશક્ય નથી; કેમકે "માણસોને જે અશક્ય છે તે ઈશ્વરને શક્ય છે." આ વાત કેટલી બધી સત્યથી ભરપૂર છે તે આગળ વાંચતાં માલૂમ પડશે: "જાખીએ ઊભા રહીને પ્રભુને કહ્યું, કે પ્રભુ, હું મારી સંપત્તિનો અર્ધો ભાગ દરિદ્રીઓને આપું છું; જો અન્યાયથી મેં કોઈનું કંઈ પડાવી લીધું હોય, તો હું તેને ચોગણું પાછું આપીશ. ઈસુએ તેને કહ્યું, કે આજ આ ઘેર તારણ આવ્યું છે" (લુક ૧૯; ૮, ૯). જે કૃપાવડે જાખીનો બચાવ થયો તેજ કૃપાવડે દ્રવ્યવાન જુવાન અધિકારીનો બચાવ પણ થઈ શકે એમ હતું; પરંતુ એ કૃપા મેળવવા માટે તેનું હૃદય ખુલ્લું ન હતું. જે વિશ્વાસવડે માણસ ત્રાતાને આધીન થાય છે તેજ જગતનો પરાજય કરે છે.

ત્યાર પછી પોતાનું વિવેચન બંધ કરતાં આપણો પ્રભુ પોતાના શિષ્યોને ખાતરી આપે છે કે જે માણસ સ્વત્યાગ કરે છે તેને બદલો મળ્યા વગર રહેશે નહિ : "તેણે તેઓને કહ્યું, કે હું તમને ખચીત કહું છું, કે જે કોઈએ ઘરને, વહુને, ભાઈઓને, માબાપને કે છોકરાંને, દેવના રાજ્યને લીધે મૂક્યાં હશે, તે આ કાળમાં બહુગણું તથા આવનાર યુગમાં અનંતજીવન પામ્યા વગર રહેશે નહિ" (લુક ૧૮ ; ૨૯, ૩૦). આપણા પ્રભુના કહેવાનો અર્થ એવો જણાય છે કે મારે લીધે જેઓને પોતાના જૂના સમાજમાંથી બરતરફ કરવામાં આવે તેઓને વધારે સંતોષ આપે એવા એક બીજા સમાજમાં લેવામાં આવશે ; એક સંગતના ત્યાગને બદલે બીજી નવી તથા વત્તી સારી સંગત તેમને માટે તૈયાર રાખવામાં આવી છે. જ્યાં કહીં સુવાર્તા પ્રગટ કરવામાં આવી છે ત્યાં આ પ્રમાણે જ થતું જોવામાં આવે છે. પાઊલ ઈસુ ખ્રિસ્તની ખાતર ઘર તથા મિત્ર વિનાનો થયો હતો, છતાં તે લખે છે, કે "પ્રભુમાં પસંદ કરેલા રૂફસને અને **તેની તથા મારી** માને સલામ કહેજો" (રૂમી. ૧૬ ; ૧૩). એ પ્રમાણે જેઓ ઈસુ ખ્રિસ્તની ખાતર બધાંનો ત્યાગ કરે છે તેઓને એકલા પડતા મૂકવામાં આવતા નથી ; પરંતુ તેની કૃપાવડે તેઓને નવા કુટુંબ સાથે જોડવામાં આવે છે ; અને સર્વકાળના વારસામાં પ્રવેશ મળે છે.

## ઈફ્રાઈમથી જતો રસ્તો : ૧૮ ; ૩૧–૩૪

**૩૧ તેણે બારેને પાસે બોલાવીને તેઓને કહ્યું, કે જુઓ, આપણે યરૂશાલેમ જઇએ છીએ, અને માણસના દીકરા સંબંધી પ્રબોધકોએ જે લખેલું છે તે સર્વ પૂરૂં કરવામાં આવશે. ૩૨ કેમકે તે વિદેશીઓને સ્વાધીન કરાશે, તેના ઠઠ્ઠા તથા અપમાન કરાશે, અને તેના પર તેઓ થૂંકશે ; ૩૩ વળી કોરડા મારીને તેઓ તેને મારી નાખશે, અને ત્રીજે દહાડે તે પાછો ઊઠશે. ૩૪ પણ એમાંનું કંઇ પણ તેઓના સમજવામાં આવ્યું નહિ ; આ વાત તેઓથી ગુપ્ત રહી, અને જે કહેવામાં આવ્યું તે તેઓ સમજ્યા નહિ.**

માત્થી ૨૦ ; ૧૭–૧૯ તથા માર્ક ૧૦ ; ૩૨–૩૪નો ખુલાસો જુઓ. આપણે ઉપર જોઈ ગયા છીએ તેમ યોહાન આ જગાએ ફરીથી ચાલુ વૃત્તાંતને સ્પષ્ટ કરે છે. જેમકે બેથાબારામાં આશરે બે મહિના રહ્યા પછી મારથા તથા મરિયમના બોલાવવાથી આપણો પ્રભુ બેથાનીઆ ગયો. ત્યાં તેણે લાજરસને મૂએલાંમાંથી ઉઠાડયો ; પછી યહુદીઓની અદેખાઈથી બચવાને માટે તે ઈફ્રાઈમ જઈ રહ્યો. આ ગામ સમારીઆની સરહદ પર આવેલું હતું (યોહાન ૧૧ ; ૫૪). પાસ્ખા પર્વ પાળવા માટે યરૂશાલેમ પાછા જવાનો વખત આવ્યો ત્યાં સુધી

તે ત્યાં જ રહ્યો. ત્યાંથી દક્ષિણ તરફ જવાનો રસ્તો ડુંગરોમાં થઈને જતો હતો અને આગળ જતાં ઉત્તર દિશા તરફથી આવતા ધોરી રસ્તાની સાથે તે મળી જતો હતો. આ રસ્તે જતાં જતાં આપણા પ્રભુએ પોતાના મરણ સંબંધી ત્રીજી વાર ચોકખી અગમસૂચના કરી. આપણે વાંચીએ છીએ, કે "તેણે બારેને પાસે બોલાવીને તેઓને કહ્યું, કે જુઓ, આપણે યરૂશાલેમ જઈએ છીએ, અને માણસના દીકરા સંબંધી પ્રબોધકોએ જે લખેલું છે તે સર્વ પૂરૂં કરવામાં આવશે" (કલમ ૩૧). તેણે બારેને એકાંતમાં પોતાની પાસે બોલાવ્યા, કેમકે તેઓને જે વાત કહેવાની હતી તે અતિ ગંભીર અને ભેદભરી હતી; આ વાત તો સાધારણ શ્રોતાઓને કહેવાની ન હતી. "જુઓ, આપણે યરૂશાલેમ જઈએ છીએ," એટલા જ શબ્દો પરથી બાર શિષ્યોને પોતાની પ્રજાના લાંબા ઇતિહાસનું સ્મરણ થયું હશે. યરૂશાલેમ જવા વિષે ખાસ ગીત રચવામાં આવ્યાં હતાં: "હું પર્વતો તરફ મારી આંખો ઊંચી કરીશ" (ગીતશાસ્ત્ર ૧૨૧), "જ્યારે તેઓએ મને કહ્યું, કે આપણે યહોવાહને મંદિરે જઈએ, ત્યારે હું આનંદ પામ્યો" (ગીતશાસ્ત્ર ૧૨૨), તેમજ "યહોવાહ પર ભરોસો રાખનારા સિયોન પહાડ જેવા છે કે જે કદી ખસનાર નથી, પણ સદાકાળ ટકી રહે છે" (ગીતશાસ્ત્ર ૧૨૫). એવાં એવાં ગીત રચવામાં આવ્યાં હતાં, અને તે વળી દરેક સ્થિતિ તથા અગત્યને અનુકૂળ ગીત હતાં. પરંતુ આવા કામને માટે કોઈ માણસ કદી પણ યરૂશાલેમ ગયો ન હતો. કેટલાએક તો ભજન કરવા માટે, બીજા કેટલાક તો નફો મેળવવા માટે અને બીજા કેટલાએક તો પોતાના પૂર્વજોના રિવાજ મુજબ ત્યાં જતા હતા. પરંતુ પ્રભુ ઈસુ ખ્રિસ્ત પોતે "પાસ્ખાનું હલવાન" થવા માટે તથા "ઘણાને સારૂ પોતાના જીવની ખંડણી ભરી આપવા" સારૂ જતો હતો.

આ વાત સંબંધી તેણે પોતાના શિષ્યોને શિક્ષણ આપવાના ઘણા પ્રયત્ન કર્યા હતા. ખાસ કરીને તેણે વધસ્તંભ વિષે પૂર્વે બે પ્રસંગે બોધ આપ્યો હતો: એટલે કાઈસારીઆ ફિલિપી આગળ (૯; ૨૨) અને તેનું રૂપાંતર થયા પછી (૯; ૪). વળી તેણે તેઓને એમ પણ કહ્યું, કે જે થવાનું છે તે પ્રબોધકોએ જે લખ્યું છે તે સર્વ પૂરૂં થાય માટે થવાનું છે. બલકે પોતાને ઈશ્વરપ્રેરણા થઈ છે તે જાણ્યા છતાં અમારાં વચન કેટલી બધી અજાયબ જેવી રીતે પૂરાં થનાર છે એ તેઓ સમજતા ન હતા. યશાયાહે એક દુ:ખસહન કરનાર સેવક વિષે લખ્યું હતું. તે પાપને સારૂ પોતાના જીવનું અર્પણ કરવાનો હતો; ઝખાર્યાહે એક ઘેટાંપાળક વિષે લખ્યું હતું. તે મારી નંખાવાનો હતો અને તેનાં ઘેટાં વેરી નંખાવાનાં હતાં; તેમજ યિર્મેયાહે એક નવા કરાર તથા પાપની માફી વિષે લખ્યું હતું. ઈસુ કહે છે, કે તે સર્વ અત્રે પૂરૂં થવાનું છે: "કેમકે તે વિદેશીઓને સ્વાધીન કરાશે, તેના ઠઠ્ઠા તથા અપમાન કરાશે, અને તેના

પર તેઓ થૂંકશે ; વળી કોરડા મારીને તેઓ તેને મારી નાખશે, અને ત્રીજે દહાડે તે પાછો ઊઠશે" (કલમ ૩૨, ૩૩).

આ જગાએ માત્થી તથા માર્ક ઝબદીના દીકરા યાકૂબ તથા યોહાનની વિનંતી વિષે જણાવે છે. તેઓની વિનંતી એવી હતી કે ઈસુ ખ્રિસ્તનો મહિમા થાય ત્યારે અમે એક તેને જમણે અને બીજો ડાબે હાથે બેસીએ. તેઓને જે શિક્ષણ આપવામાં આવ્યું હતું તે વિષે તેઓ કેટલું ઓછું સમજતા હતા તે તેમની આ વિનંતી પરથી માલૂમ પડે છે. આ બીના વિષે લુક કાંઈ કહેતો નથી, પરંતુ તે આપણને જણાવે છે, કે "આ વાત તેઓથી ગુપ્ત રહી, અને જે કહેવામાં આવ્યું તે તેઓ સમજ્યા નહિ" (કલમ ૩૪).

છતાં શિષ્યોની મંદતાદ્વારા આપણને ઉત્તેજિત થવાનું કારણ મળે છે. વળી તેઓ પોતે જ પોતાની મંદતા વિષે સ્પષ્ટ રીતે લખે છે તેથી આપણને વિશેષ દિલાસો પ્રાપ્ત થાય છે. અમારાથી ઘણી ભૂલો થએલી છે એમ આ માણસો ચોકખી રીતે જણાવે છે, છતાં તેઓ પોતાના સ્વામી પર એક પણ ભૂલ કરવાનું તોહોમત કદી મૂકતા નથી. વળી દિલાસો પામવાનું એક બીજું પણ કારણ એ છે, કે જે માણસો પોતાના પ્રભુની વાતો સમજવામાં આટલા બધા મંદ હતા તેઓમાં તેને કલ્પી લેવાની શક્તિ હોય જ નહિ. આખા વૃત્તાંત પરથી માલૂમ પડે છે કે તેઓની સઘળી આશા તથા સઘળા વિચાર કરતાં પ્રભુ ઈસુ ખ્રિસ્ત વધારે ઊંચો હતો અને આગળ વાંચતાં એ પણ માલૂમ પડશે કે તેઓને ખાતરી થતાં જે મુશ્કેલી તેઓને નડતી હતી તેવડે આખરે તેઓની જુબાની સાચી ઠરાવવામાં આવે છે.

## રસ્તાની કોરે પ્રાપ્ત થતી કૃપા : ૧૮; ૩૫–૪૩

**૩૫ તે યરેખો પાસે આવતો હતો, ત્યારે માર્ગની કોરે ભીખ**
**માગતો એક આંધળો બેઠેલો હતો ; ૩૬ ઘણા લોકોને પાસે થઇને જતા**
**સાંભળીને તેણે પૂછયું, કે આ શું હશે? ૩૭ તેઓએ તેને કહ્યું, કે ઈસુ**
**નાઝારી પાસે થઇને જાય છે. ૩૮ તેણે બૂમ પાડીને કહ્યું, કે ઓ ઈસુ,**
**દાઊદના દીકરા, મારા પર દયા કર. ૩૯ જેઓ આગળ જતા હતા,**
**તેઓએ તેને ધમકાવ્યો, કે છાનો રહે ; પણ તેણે વિશેષ ઘાંટો પાડીને**
**કહ્યું, કે દાઊદના દીકરા, મારા પર દયા કર. ૪૦ ઈસુએ ઊભા રહીને**
**તેને પોતાની પાસે લાવવાનો હુકમ કર્યો ; અને તે પાસે આવ્યો,**
**ત્યારે તેણે તેને પૂછયું, કે ૪૧ હું તારે વાસ્તે શું કરૂં, તારી શી ઇચ્છા**
**છે? તેણે કહ્યું, કે પ્રભુ, હું દેખતો થાઉં. ૪૨ ઈસુએ તેને કહ્યું, કે તું**
**દેખતો થા ; તારા વિશ્વાસે તને બચાવ્યો છે. ૪૩ તરત તે દેખતો થયો,**

**અને દેવનો મહિમા પ્રગટ કરતો તે તેની પાછળ ચાલ્યો; તે જોઈને બધા લોકોએ દેવની ઉપકારસ્તુતિ કરી.**

માત્થી ૨૦ ; ૨૯–૩૪ અને માર્ક ૧૦ ; ૪૬–૫૨નો ખુલાસો જુઓ. પ્રભુ ઈસુ ખ્રિસ્ત હજી પણ યરૂશાલેમ જવાના રસ્તે ચાલતો માલૂમ પડે છે, પરંતુ રસ્તે જતાં બનેલી એક બીના પર અત્રે આપણું ધ્યાન ખેંચવામાં આવે છે: "તે યરેખો પાસે આવતો હતો ત્યારે માર્ગની કોરે ભીખ માગતો એક આંધળો બેઠેલો હતો" (કલમ ૩૫). આ માણસનું નામ બારતીમાય હતું એવું લુક એકલો જણાવે છે. હવે માર્ગની કોરે જે માણસો આપણા પ્રભુને મળતા હતા તેઓ વિષે તે કદી બેપરવાઈ રાખતો ન હતો ; માર્ગની કોરે જે બી નાખેલાં હતાં તે બધાં પક્ષીઓ લઈ જઈ શક્યાં નહિ. માત્થી માર્ગની કોરે જકાતની ચોકીએ બેઠેલો હતો ત્યાંથી તેને તેડવામાં આવ્યો હતો ; વળી આજ દિવસે યરેખોની પેલી બાજુએ જાખીને પણ માર્ગની કોરે તારણ મળવાનું હતું ; એટલું જ નહિ પણ પુનરુત્થાન થયા પછી બે માણસોએ એવી સાક્ષી આપી, કે "જ્યારે તે માર્ગે આપણી સાથે વાત કરતો હતો, અને ધર્મલેખોનો ખુલાસો આપણને કરી બતાવતો હતો, ત્યારે આપણાં મન આપણામાં ઉલ્લાસી નહોતાં થતાં શું?" (લુક ૨૪ ; ૩૨)

અજાયબ જેવી વાત છે કે પ્રભુ ઈસુ ખ્રિસ્ત પોતાના વધસ્તંભ વિષે વિચાર કરતો હતો, એટલામાં માર્ગની કોરે ઊભેલા આ બિચારા ભિખારી પર કૃપા કરવાનો અવકાશ તેને મળ્યો હતો. પરંતુ આ બિચારા ભિખારીને માટે મરવા સારૂ તે યરૂશાલેમ જતો હતો તેથી જે પ્રેમને લીધે તે યરૂશાલેમ જતો હતો તેજ પ્રેમને લીધે તેને આ માણસને આશીર્વાદ દેવાનો અવકાશ પણ મળ્યો. જેમ શિષ્યોએ નાનાં છોકરાંને ઈસુ ખ્રિસ્તની પાસે આવતાં અટકાવવાના પ્રયત્ન કર્યા હતા તેમજ આ આંધળાને પણ લોકો તેની પાસે આવતાં અટકાવવા માગતા હતા. જેઓ ખ્રિસ્તના પક્ષના છે તેઓ કોઈ વાર તેનું કામ અટકાવવા માટે પહેલા જ ઉતાવળા થાય છે!

આ ચમત્કાર વિષે બહુ ખુલાસો કરવાની જરૂર નથી ; તેમાં તો ખુલાસો કરવા જેવું કંઈ નથી, કેમકે તેનો ખુલાસો તો સ્વસિદ્ધ છે. ઈસુએ તેને પૂછ્યું, કે "હું તારે વાસ્તે શું કરૂં, તારી શી ઇચ્છા છે?" તેણે કહ્યું, કે "હે પ્રભુ, હું દેખતો થાઉં." ઈસુએ તેને કહ્યું : "તું દેખતો થા ; તારા વિશ્વાસે તને બચાવ્યો છે" (કલમ ૪૧, ૪૨). વળી આપણે વાંચીએ છીએ કે આ બનાવ જોઈને બધા લોકોએ ઈશ્વરની ઉપકારસ્તુતિ કરી, અને ખરેખર, ઈશ્વરની ઉપકારસ્તુતિ કરવા જેવું જ હતું. કેમકે જે આવી રીતે માર્ગની કોરે માણસોને મળતો હતો, તે તેઓને દાન આપતો હતો, તેઓને પ્રકટીકરણ કરતો હતો, ઈશ્વરના પ્રેમ તથા

ભલાઈ સંબંધી તેઓને ચોંકાવે એવી વાતો કરતો હતો. તે હજી પણ એમજ કરે છે; અને તેજ રસ્તે થઈને આપણે જેઓ જાત્રા કરીએ છીએ તેઓએ પણ ઈશ્વરની ઉપકારસ્તુતિ કરવી જોઈએ.

બારતીમાયના જીવનમાંની વિશેષ દયાજનક બાબત એ હતી કે તે પોતાના અંધાપાને લીધે જનસમાજમાં પોતાનું સ્થાન લઈ શકયો ન હતો. તેજ પ્રમાણે કેટલાક માણસો આત્મિક રીતે પણ આંધળા હોય છે, અને તેથી તેઓ મંડળીમાં સ્થાન લેતાં અટકે છે. પ્રભુ ઈસુ ખ્રિસ્ત એવા માણસોને નિત્ય શોધતો હતો, અને ઈશ્વરે દુનિયાને સારૂ જે યોજના કરી હતી તેમાં તે તેઓને સાજા કરીને તેઓનું ખરૂં સ્થાન પાછું સોંપતો હતો. આજે પણ બારતીમાય અને જાખી જેવાં ઘણાં છે. તેઓને ઈસુ ખ્રિસ્તે શોધી કાઢયાં છે માટે તેઓ મંડળી તથા સમાજમા સેવા કરીને પોતાનું ઉપકારીપણું દર્શાવે છે.

પુરાતન ગ્રીસમાં ગ્રીક શૂરવીર આખિલેસ વિષે દંતકથા ચાલતી હતી. તે પ્રમાણે તેનો જન્મ થયો ત્યારે તેના ભવિષ્ય સંબંધી પૂછવા સારૂ તેની માતા દેલ્ફી ગઈ હતી. ત્યાં દેવવાણીદ્વારા તેને જણાવવામાં આવ્યું કે બેમાંથી એક વાત બનવાની છે: કાંતો તારો દીકરો એશઆરામસહિત લાંબું તથા અપ્રસિદ્ધ આયુષ્ય ભોગવશે, કાંતો તે લડાઈ તથા જયસહિત ટૂંકું આયુષ્ય ભોગવશે. આ બે બાબતમાંથી તારે એક બાબત પસંદ કરવાની છે. સ્વાર્થાંધ થઈને બાઈએ પોતાના દીકરાને સારૂ નિરુપયોગી અને લાંબું આયુષ્ય પસંદ કર્યું, તેથી તેણે તેને સ્ત્રીનાં કપડાં પહેરાવીને જ્યાં એકલી સ્ત્રીઓ જ રહેતી હતી એવા ટાપુમાં તેને રહેવા મોકલ્યો.

વખત વિતતાં ટ્રોજન લોકોની સાથે ગ્રીક લોકોને લડાઈ થઈ. તેઓએ ટ્રોય શહેરને લાંબા વખત સુધી ઘેરો ઘાલ્યો, છતાં તેઓ શહેરનો કબજો લઈ શકયા નહિ. શહેર કબજે કરવાના અમારા બધા જ પ્રયત્ન નિષ્ફળ જાય છે એવું જ્યારે તેઓએ જાણ્યું ત્યારે તેઓ પણ દેવવાણી સાંભળવા માટે દેલ્ફી ગયા. ત્યાં જઈને તેઓએ શી રીતે જય મળે એ વિષે પૂછ્યું, તો દેવવાણીદ્વારા તેઓને એમ કહેવામાં આવ્યું કે આખિલેસ તમારો નેતા થઈને તમારા પક્ષમાં લડે એ વિના તમારો જય થવાનો નથી. પરંતુ આખિલેસ કયાં છે એ કોઈ માણસ જાણતું ન હતું.

હવે તે સમયમાં યુલિસીસ નામનો એક ઘણો હોશિયાર ડોસો ગ્રીસ દેશમાં રહેતો હતો. તેણે આખિલેસને શોધી કાઢવાનું માથે લીધું. તેણે ઘણા દેશોમાં મુસાફરી કરી તોએ આખિલેસનો કયાંય પત્તો લાગ્યો નહિ. છેવટે જે ટાપુમાં એકલી સ્ત્રીઓ રહેતી હતી ત્યાં તે આવ્યો. પછી એક ફેરીઆનો વેશ ધારણ કરીને તે સ્ત્રીઓની મધ્યે જઈને પોતાની વસ્તુઓ વેચવા લાગ્યો. એક સિવાય

બધી સ્ત્રીઓએ ચાહીને તેની વસ્તુઓ ખરીદી. પરંતુ બીજી સ્ત્રીઓને જે વસ્તુઓ આનંદ આપતી હતી તેમાંની એક પણ વસ્તુ આ એક સ્ત્રીને ગમી નહિ; તે તો બીજી સ્ત્રીઓથી અલગ જઈને બેસતી હતી. છેવટે યુલિસીસે એક સૈનિકનાં શસ્ત્રો તથા તરવાર ઊંચાં કર્યાં તે જોઈને આ એકલી પડેલી સ્ત્રી એકદમ દોડી આવી અને શસ્ત્રો પોતાના અંગે ધારણ કરીને તેણે તરવાર ફેરવવા માંડી, કારણ કે તે સ્ત્રી નહિ પણ પુરુષ હતો. જે ગ્રીકોનો મોટો શૂરવીર થવાનો હતો તેજ આ આખિલેસ હતો.

મોટા મુસાફર યુલિસીસની માફક પ્રભુ ઈસુ ખ્રિસ્ત પણ જીવનના માર્ગમાં પાસે થઈને જાય છે ત્યારે તે માર્ગની કોર પર નજર રાખે છે; વળી વધારે ઊંચી સેવા કરી શકે એવાં સ્ત્રીપુરુષો તેની નજરે પડે છે ત્યારે તે કરવાનું તે તેઓને તેડું આપે છે. ભાઈ, બહેન. "હિમ્મત રાખ; ઊઠ, તે તને બોલાવે છે" (માર્ક ૧૦; ૪૯).

## ખરૂં પરિવર્તન: ૧૯; ૧-૧૦

**તે યરેખોમાં થઇને જતો હતો. [૨] જાખી નામે એક પુરુષ હતો, તે મુખ્ય દાણી હતો, અને શ્રીમંત હતો. [૩] તેણે ઇસુને જોવા કોશિશ કરી કે તે કોણ છે; પણ ભીડને લીધે તે તેને જોઇ શકયો નહિ, કેમકે તે ઠીંગણો હતો. [૪] તેથી આગળ દોડી જઇને તે તેને જોવા સારૂ એક ગુલ્લર ઝાડ પર ચઢયો; કેમકે તેજ રસ્તે થઇને તે જવાનો હતો. [૫] તે જગાએ આવીને ઇસુએ ઊંચે જોઇને તેને કહ્યું, કે જાખી, તું જલદી ઊતરી આવ; કેમકે આજ મારે તારે ઘેર ઊતરવાનું છે. [૬] તે જલદી ઊતરી આવ્યો, અને તેણે આનંદથી તેનો આવકાર કર્યો. [૭] તે જોઇને સઘળાએ કચકચ કરીને કહ્યું, કે એક પાપી માણસને ત્યાં તે પરોણો રહેવા ગયો છે. [૮] જાખીએ ઊભા રહીને પ્રભુને કહ્યું, કે પ્રભુ, હું મારી સંપત્તિનો અર્ધો ભાગ દરિદ્રીઓને આપું છું; જો અન્યાયથી મેં કોઇનું કંઇ પડાવી લીધું હોય, તો હું તેને ચોગણું પાછું આપીશ. [૯] ઇસુએ તેને કહ્યું, કે આજ આ ઘેર તારણ આવ્યું છે, કારણ કે તે પણ ઇબ્રાહીમનો દીકરો છે. [૧૦] કેમકે ખોવાએલું શોધવા તથા તારવા સારૂ માણસનો દીકરો આવ્યો છે.**

યરેખોના ઉત્તર દરવાજા પાસે આપણા પ્રભુએ જે ચમત્કાર કર્યો હતો, એથી પ્રેક્ષકવર્ગને આશ્ચર્ય લાગ્યું. તેથી તે જ્યારે તેના મહોલ્લામાં થઈને જતો હતો ત્યારે વધતો જતો લોકસમુદાય તેની પાછળ જવા લાગ્યો. પાછળની બીના પરથી માલૂમ પડે છે કે એ તો શુક્રવારની સાંજ હતી (માત્થી ૨૦; ૧૭-૧૯નો ખુલાસો જુઓ); અને યહુદીઓ એક સૂર્યાસ્તથી બીજા સૂર્યાસ્ત

સુધીના વખતને એક દિવસ ગણતા હતા, તેથી સાબ્બાથની શરૂઆત થવાની તૈયારી હતી; માટે મુસાફરી કરતાં કરતાં યરેખોમાં થોભીને ત્યાં તેને સાબ્બાથનો દિવસ ગાળવાની જરૂર પડી. હવે કોને ઘેર રહેવું એ સવાલ ઉપસ્થિત થયો, અને આપણા પ્રભુની પસંદગી જાણવા જેવી છે. યરેખોમાં ઘણા દાણીઓ રહેતા હતા, એટલુંજ નહિ પણ યરૂશાલેમમાં સેવા કરવાની વારી ન હોય એવે વખતે યાજકો પણ ત્યાં મોટી સંખ્યામાં રહેતા હતા. આપણા પ્રભુએ ઉતારો કરવા માટે કોઈ યાજકનું ઘર નહિ, પણ મુખ્ય દાણીનું ઘર શોધ્યું. યરેખો આબાદ શહેર હતું. તે એક વિશાળ તથા ફળદ્રુપ મેદાનની વચ્ચે આવેલું હતું. વળી તે મેદાનમાં ખજુરીઓ સારા પ્રમાણમાં થતી હતી (પુન. ૩૪ ; ૩). આ પ્રદેશની ઉપજ ઘણી હતી, તેથી તેનો કર ઉઘરાવવા માટે ઘણા દાણીઓની જરૂર પડતી હતી.

જાખી નામનો એક માણસ આ દાણીઓમાં મુખ્ય હતો. તેના નામ પરથી માલૂમ પડે છે કે તે યહુદી હતો, અને તે કારણથી તે પોતાના યહુદી પડોશીઓને વિશેષ ધિક્કારપાત્ર લાગતો હતો. તેની પાસે ઘણું દ્રવ્ય હોવા છતાં તે પોતાના સમાજમાં અસ્પૃશ્ય જેવો ગણવામાં આવતો હતો. છતાં પવિત્ર આત્માએ તેના હૃદયમાં અગત્યની લાગણી ઉપજાવી હતી, તેણે "દાણીઓ તથા પાપીઓના મિત્ર" વિષે સાંભળ્યું હતું, અને તેને મળવા માટે તે આતુર બન્યો હતો. કદમાં નીચો હોવાથી જાખી ભીડને લીધે ઈસુને જોઈ શકયો નહિ, અને તેણે ભીડમાં થઈને રસ્તો કરી લેવાના પ્રયત્ન કર્યો ત્યારે લોકોએ તેને ધક્કા માર્યા અને તેની નિંદા કરી. પછી તેને એક વિચાર સૂઝી આવ્યો. આ વખતે આપણો પ્રભુ દક્ષિણ દરવાજા તરફ જતો હતો. તે શહેરનો ભોમીઓ હોવાને લીધે જાણતો હતો કે આગળ રસ્તાની કોરે એક ગુલ્લરનું ઝાડ છે, તેથી દોડીને તે તે પર ચઢી બેઠો. ઝાડ મોટું હતું. તેનું થડ બહુ ઊંચું નહોતું તેથી સહેલાઈથી ચઢી શકાય એવું હતું, કેમકે તેનાં ડાળાં લાંબે સુધી ફેલાએલાં હતાં. તેનું એક ડાળ રસ્તા પર આવી રહેલું હતું તે પર બેસીને તે સરઘસ આવવાની રાહ જોવા લાગ્યો.

પરંતુ જાખી પ્રભુને મળવા માટે જેટલો આતુર હતો તેટલો જ તે જાખીને મળવા પણ આતુર હતો; કેમકે શોધક આત્મા કદી પણ ત્રાતાના ધ્યાન બહાર રહેતો નહિ. તે જગાએ આવીને ઈસુએ ઊંચે જોઈને તેને કહ્યું, કે "જાખી, તું જલદી ઊતરી આવ; કેમકે આજ મારે તારે ઘેર ઊતરવાનું છે."

જાખીના આનંદનો કંઈ પાર રહ્યો નહિ. તેથી સાબ્બાથનો દિવસ પૂરો થાય ત્યાં સુધી રહેવાને માટે તે પ્રભુને પોતાને ઘેર લઈ ગયો. તે જોઈને બધાએ કચકચ કરીને કહ્યું, કે "એક પાપી માણસને ત્યાં તે પરોણો રહેવા ગયો છે."

પરંતુ તેઓની કચકચ પર આપણા પ્રભુએ કંઈ ધ્યાન આપ્યું નહિ; તેના કરતાં તો જાખીના શબ્દો વિશેષે કરીને તેનું ધ્યાન ખેંચે એવા હતા: "પ્રભુ, હું મારી સંપત્તિનો અર્ધો ભાગ દરિદ્રીઓને આપું છું; જો અન્યાયથી મેં કોઈનું કાંઈ પડાવી લીધું હોય, તો હું તેને ચોગણું પાછું આપીશ" (કલમ ૮). આ તો પ્રતિજ્ઞા હતી, અને તેમાં બે ભાગ માલૂમ પડે છે: પ્રથમ તે પોતાની સંપત્તિનો અર્ધો ભાગ દરિદ્રીઓને આપવાનું કહે છે. ફરોશીઓ પોતાનાં દાનધર્મ વિષે અભિમાન ધરાવતા હતા, છતાં આ માણસની ઉદારતા તેઓના કરતાં વિશેષ જણાય છે (માત્થી ૬; ૨–૪). ત્યાર પછી તેણે એવું વચન આપ્યું, કે મેં તેને છેતર્યો છે એવું જો કોઈ માણસ સાબિત કરી શકે તો હું તેને ચોગણું પાછું આપીશ. એ પણ નિયમશાસ્ત્રના ફરમાવ્યા કરતાં અધિક હતું; કેમકે નિયમશાસ્ત્ર પ્રમાણે મુદ્દલ રકમ વત્તા તેનો પાંચમો ભાગ આપવાનો હતો (સરખાવો લેવીય ૬; ૧–૫: ગણના ૫; ૬,૭). આ કચકચ કરનારાઓમાંનો કોણ આવું કહે? હું ઈબ્રાહીમનો ખરો દીકરો છું એમ જાખીએ સાબિત કર્યું; ખરેખર, તેનું પરિવર્તન વાસ્તવિક હતું.

## દશ મહોરનું દૃષ્ટાંત: ૧૯; ૧૧–૨૭

**[11] તેઓ આ વાતો સાંભળતા હતા, ત્યારે તેણે એક દૃષ્ટાંત પણ**
**કહ્યું, કેમકે તે યરૂશાલેમ પાસે આવ્યો હતો, અને તેઓ એમ ધારતા**
**હતા, કે દેવનું રાજ્ય હમણાં જ પ્રગટ થશે. [12] માટે તેણે કહ્યું, કે એક**
**કુલીન માણસ પોતાને સારૂ રાજ્ય મેળવીને પાછા આવવા[નો ઇરાદો**
**રાખીને] દૂર દેશ ગયો. [13] તેણે પોતાના દશ ચાકરોને બોલાવીને**
**તેઓને દશ મહોર આપીને કહ્યું, કે હું આવું ત્યાં લગી તેનો વહીવટ**
**કરો. [14] પણ તેના શહેરના માણસો તેના પર દ્વેષ રાખતા હતા,**
**અને તેની પાછળ એલચીઓને મોકલીને કહેવડાવ્યું, કે એ માણસ**
**અમારા પર રાજ કરે એવું અમે ચાહતા નથી. [15] તે રાજ્ય મેળવીને**
**પાછો આવ્યો, ત્યારે જે ચાકરોને તેણે નાણું આપ્યું હતું, તેઓને તેણે**
**પોતાની પાસે બોલાવવાનું કહ્યું, એ માટે કે તેઓ શું શું કમાયા તે તે**
**જાણે. [16] ત્યારે પહેલાએ આગળ આવીને કહ્યું, કે સાહેબ, તારી**
**એક મહોરે બીજી દશ મહોર પેદા કરી છે. [17] તેણે તેને કહ્યું, કે**
**શાબાશ, ભલા ચાકર; તું જૂજ વાતમાં વિશ્વાસુ માલૂમ પડયો છે,**
**માટે દશ શહેરોનો અધિકારી થા. [18] બીજાએ આવીને કહ્યું, કે**
**સાહેબ, તારી એક મહોરે બીજી પાંચ મહોર પેદા કરી છે. [19] તેણે**
**તેને પણ કહ્યું, કે તું પણ પાંચ શહેરોનો ઉપરી થા. [20] બીજાએ**
**આવીને કહ્યું, કે સાહેબ, જો, તારી મહોર આ રહી, મેં રૂમાલમાં**

**ઘાલીને તેને રાખી મૂકી હતી; [21] કારણ કે હું તારાથી બીધો, કેમકે**
**તું કઠણ માણસ છે; તેં જે મૂક્યું ન હોય તે તું ઉઠાવે છે, અને તેં જે**
**વાવ્યું ન હોય તે તું કાપે છે. [22] તેણે તેને કહ્યું, ઓ ભૂંડા ચાકર, તારા**
**પોતાના મોંથી હું તારો ન્યાય કરીશ. હું કઠણ માણસ છું, મેં જે**
**મૂક્યું ન હોય, તે હું ઉઠાવું છું, અને જે વાવ્યું ન હોય તે હું કાપું છું,**
**એમ તું જાણતો હતો; [23] માટે શાહુકારને ત્યાં મારૂં નાણું તેં કેમ**
**નહોતું આપ્યું, કે હું આવીને વ્યાજ સુદ્ધાં મારૂં વસુલ કરત? [24] પછી**
**જેઓ પાસે ઊભા હતા તેઓને તેણે કહ્યું, કે તેની પાસેથી તે મહોર**
**લઇ લો, અને જેની પાસે દશ મહોર છે તેને તે આપો. [25] તેઓએ**
**તેને કહ્યું, કે સાહેબ, તેની પાસે તો દશ મહોર છે! [26] હું તમને કહું**
**છું, કે જે કોઇની પાસે છે, તેને આપવામાં આવશે; અને જેની પાસે**
**નથી તેનું જે છે તે પણ તેની પાસેથી લઇ લેવામાં આવશે. [27] પરંતુ**
**આ મારા વૈરી જેઓ ચહાતા નહોતા કે હું તેઓ પર રાજ કરૂં,**
**તેઓને અહીં લાવો, અને મારી આગળ મારી નાખો.**

આ દૃષ્ટાંત જાખીના ઘરના બારણા આગળ કહેવામાં આવ્યું એ અસંભવિત છે, પરંતુ આપણા પ્રભુએ યરેખોમાં એક આખો સાબ્બાથનો દિવસ ગાળ્યો, માટે તેણે કદાપિ સભાસ્થાનમાં તે કહ્યું હોય. તે યરૂશાલેમ જવાનો હતો અને સમુદાયનોજ નહિ પણ તેના શિષ્યોનો પણ એવો વિચાર હતો કે હવે તો ઈસ્રાએલના રાજા તરીકે તે પોતાને પ્રગટ કરશે, અને ગાદી પર બેસશે (માત્થી ૨૦; ૨૦-૨૮: માર્ક ૧૦; ૩૫-૪૫). તેથી જેમ તેણે યરૂશાલેમ જવાના પોતાના ખરા હેતુ સંબંધી પોતાના શિષ્યોને સમજાવવાના પ્રયત્ન કર્યા હતા (સરખાવો ૧૮; ૩૧-૩૪), તેમ અત્રે પણ તે જાહેરમાં લોકસમુદાયને સમજાવવાના પ્રયત્ન કરે છે. દશ મહોરના દૃષ્ટાંતમાં તથા તાલંતના દૃષ્ટાંતમાં ઘણું મળતાપણું જોવામાં આવે છે. તાલંતનું દૃષ્ટાંત જેતુન પહાડ પર હવે પછીના બુધવારની રાતે બાર શિષ્યોને કહેલું માલૂમ પડે છે, અને તે એકલી "માત્થીની સુવાર્તા"માં આપવામાં આવ્યું છે (સરખાવો માત્થી ૨૫; ૧૪-૩૦). કેટલાકે એવું ધાર્યું છે કે આ બંને દૃષ્ટાંતો એક જ દૃષ્ટાંતનાં જુદાં જુદાં રૂપ છે. પરંતુ ખરૂં જોતાં તેઓ જુદે જુદે પ્રસંગે જુદા જુદા શ્રોતાઓને કહેવામાં આવ્યાં હતાં; વળી આપણે આ દશ મહોરના દૃષ્ટાંત વિષે વિચાર કરીશું ત્યારે માલૂમ પડશે કે હાલના શ્રોતાજનોને તે વિશેષ અનુકૂળ પડે છે.

આ દશ મહોરનું દૃષ્ટાંત એક ખાસ ઐતિહાસિક બીના પર આધારભૂત છે, અને તે બીનાનું સ્મરણ હાલના આપણા પ્રભુના શ્રોતાઓના મનમાં તાજું હશે. મોટો હેરોદ ઈ. સ. પૂર્વે ૪ માં મરણ પામ્યો હતો, ત્યારે વારસ તરીકે પોતાનો

હકદાવો કરવા માટે તેનો દીકરો આર્ખેલાઉસ (સરખાવો માત્થી ૨ ; ૨૨) રોમ ગયો. યહુદીઓ મોટા હેરોદના જુલમથી ઉશ્કેરાઈ ગયા હતા, અને આર્ખેલાઉસ તેના કરતાં પણ વધારે જુલમી નીવડશે એવી દહેશત તેઓને લાગતી હતી, તેથી તેને વારસ તરીકે ગણવામાં ન આવે એવી વિનંતી કરવા સારૂ તેઓએ એક પ્રતિનિધિમંડળ રોમ મોકલ્યું. આ પ્રતિનિધિમંડળ ૫૦ માણુસોનું બનેલું હતું, અને જ્યારે રોમમાંના યહુદીઓએ સાંભળ્યું કે તેઓ આવે છે ત્યારે તેમાંના આઠ હજાર માણુસો તેઓને મળવા સામા ગયા અને તેઓને સીઝરના મહેલ સુધી પહોંચાડયા. હરીફાઈ કરનાર પાત્રોને કેટલાક મહિના સુધી સીઝરના અભિપ્રાયની રાહ જોવી પડી, એટલામાં આર્ખેલાઉસ પાલેસ્ટાઈનમાં કેટલાક કારભારીઓને ઠરાવીને રોમ આવ્યો હતો. તેઓએ તેના વતી રાજકારભાર ચલાવ્યો. જ્યારે આર્ખેલાઉસની તરફેણમાં ફેંસલો આપવામાં આવ્યો ત્યારે તે પાલેસ્ટાઈન પાછો ગયો. જે પ્રતિનિધિમંડળ રોમ આવ્યું હતું તેમાંના ઘણાખરા આગેવાનોને તેણે મારી નાખ્યા. સાથે સાથે તેણે પોતાના સેવકોને યુદીઆ તથા સમારીઆમાંનાં શહેરો પર અધિકારી ઠરાવ્યા.

આ બીનાનું સ્મરણ આ વખતે યરેખોમાં હજી તાજું હશે, કેમકે યરેખોમાં આર્ખેલાઉસે લાખો રૂપીઆ ખરચીને પોતાનો મહેલ શણગાર્યો હતો. આ બીના લઈને આપણો પ્રભુ તેને પોતાના રાજ્યના આગમનના દાખલા તરીકે વાપરે છે. તે તેઓને કહે છે કે અત્રે તો હું આવતો નથી પણ જવાનો છું. તેનું રાજ્ય તરત જોવાનું ન હતું. તેને માટે હાલ તરત તો દુનિયાઈ જય નહિ, પરંતુ કરુણ અસ્વીકાર થવાનો હતો. હમણાં તો તે દુનિયા મૂકીને જવાનો હતો, અને લાંબા વખત સુધી ગેરહાજર રહ્યા પછી જ તે પાછો આવીને પોતાનું મહિમાવાન રાજ્ય શરૂ કરવાનો હતો. પરંતુ ગયા પહેલાં તે પોતાના વિશ્વાસુ સેવકોને એક પવિત્ર કામ સોંપવા માગતો હતો, અને તેથી તેઓને કયા ધોરણ પ્રમાણે તેઓનાં કામનો બદલો મળવાનો હતો એ તે પ્રગટ કરે છે.

હવે ફરીથી આ બે દૃષ્ટાંતનો મુકાબલો કરીએ. દશ મહોરનું દૃષ્ટાંત સામાન્ય રીતે બધા વિશ્વાસીઓને લાગુ પડે છે અને તે પરથી એવું શિક્ષણ મળે છે કે જ્યાં આગળ બધાંને એક સરખી તક મળે છે ત્યાં ઓછાવત્તા વિશ્વાસુપણાના પ્રમાણમાં ઓછોવત્તો બદલો મળવાનો છે. પરંતુ તાલંતનું દૃષ્ટાંત ખાસ કરીને બાર પ્રેરિતોને કહેવામાં આવ્યું હતું. તેમાં બધાંને ઓછીવત્તી તક આપેલી જણાય છે. માટે જેઓને ઓછી તક મળી હોય તેઓ પોતા કરતાં ભાગ્યશાળી ભાઈઓના જેટલું જ વિશ્વાસુપણું દર્શાવે તો તેમને તેઓના જેટલો જ બદલો મળવાનો છે. મતલબ કે બદલો ઠરાવવામાં પ્રભુ ઈસુ ખ્રિસ્ત તક અને વિશ્વાસુપણું એ બંને ધ્યાનમાં લેવાનો છે. વળી સેવક જેમ જેમ વધારે મોટી

સેવા કરે તેમ તેમ તેને વધારે જવાબદારીને માટે લાયક ગણવામાં આવશે, અને અવિશ્વાસુઓએ જે જવાબદારી માથે રાખવાની ના પાડી હોય તે પણ તેને સોંપવામાં આવશે (કલમ ૨૪).

આ કારણથી પ્રભુ આવશે તે વખતે મારા હાલ કેવા થશે એ વિષે દરેકે વિચાર કરવો જોઈએ. કેમકે જોસેફસ લખે છે, કે "પછી આર્ખેલાઉસે રાજપદ ધારણ કર્યું, અને તે યહુદીઓની સાથે જ નહિ, પરંતુ સમરૂનીઓ સાથે પણ ક્રૂરતાથી વર્ત્યો; પોતાની સાથે તેઓને જે જૂની તકરારો હતી તેને લીધે તેણે આમ કર્યું." આ પરથી પ્રભુ યરેખોના માણસોને એવી સલાહ આપે છે, કે દયાનો સમય વીતી જાય ત્યાર પહેલાં તેઓએ મસીહની સાથે સમાધાની કરવી જોઈએ; કેમકે મસીહ વિષે તેઓ જે ખોટાં સ્વપ્ન સેવતા હતા તેનું પરિણામ એવું જ નીપજવાનું હતું. વળી આ અગમસૂચનાની સત્યતા ઇતિહાસદ્વારે સાબિત થએલી છે; કેમકે ઈ. સ. ૭૦માં રોમન સૈન્યે યરૂશાલેમને ઘેરો ઘાલ્યો ત્યારે આ પ્રમાણે જ તેઓનું આવી બન્યું, અને શહેરના રહેવાસીઓને ફિતૂર કરવાનું અનિવાર્ય ભોગ આપવો પડયો. યહુદીઓ આર્ખેલાઉસ સંબંધી કહેતા હતા, કે "એ માણસ અમારા પર રાજ કરે એવું અમે ચહાતા નથી" (કલમ ૧૪). એમ આપણે પ્રભુ ઈસુ ખ્રિસ્ત વિષે કહીએ તો આપણા પણ કેવા હાલ થશે? આપણે માટે જે મોટો સવાલ તે એજ છે.

# ભાગ પાંચમો

# ઇસુ ખ્રિસ્તનું દુઃખસહન, પુનરુત્થાન અને સ્વર્ગારોહણ

## લુક ૧૯; ૨૮–૨૪; ૫૩

# ઈસુ ખ્રિસ્તનું દુઃખસહન, પુનરુત્થાન અને સ્વર્ગારોહણ

## રાજા આવે છે : ૧૯; ૨૮-૪૪

[૨૮] એમ કહ્યા પછી તે યરૂશાલેમને માર્ગે તેમની આગળ
ચાલતો થયો.
[૨૯] તે બેથફાગે તથા બેથાની પાસે જૈતુન નામના પહાડ આગળ
આવ્યો, ત્યારે તેણે શિષ્યોમાંના બેને એમ કહીને મોકલ્યા, કે [૩૦] સામેના
ગામમાં જાઓ; તેમાં પેસતાં જ એક [ગધેડાનું] વછેરૂ બાંધેલું
તમને મળશે, તે પર કોઈ માણસ કદી બેઠું નથી; તેને છોડી લાવો.
[૩૧] જો કોઇ તમને પૂછે, કે તેને કેમ છોડો છો? તો એમ કહેજો, કે
પ્રભુને એનો ખપ છે. [૩૨] જેઓને તેણે મોકલ્યા તેઓ ગયા, અને
જેમ તેણે તેઓને કહ્યું હતું તેજ પ્રમાણે તેઓને મળ્યું. [૩૩] તેઓ વછેરૂ
છોડતા હતા ત્યારે તેના ધણીઓએ તેમને પૂછયું, કે તમે વછેરૂ કેમ
છોડો છો? [૩૪] તેઓએ જવાબ આપ્યો, કે પ્રભુને તેનો ખપ છે.
[૩૫] તેઓ તેને ઇસુની પાસે લાવ્યા; અને વછેરા પર પોતાનાં લૂગડાં
નાખીને ઈસુને તેના પર બેસાડ્યો. [૩૬] તે જતો હતો ત્યારે તેઓએ
પોતાનાં લૂગડાં માર્ગમાં પાથર્યાં. [૩૭] તે નજીક, જૈતુન પહાડના
ઢોળાવ પાસે, આવી પહોંચ્યો, ત્યારે જે પરાક્રમી કામો તેઓએ
જોયાં હતાં, તે સઘળાંને લીધે શિષ્યોનો આખો સમુદાય હર્ષથી મોટે
ઘાંટે દેવની સ્તુતિ કરતાં કહેવા લાગ્યો, કે

[૩૮] પ્રભુને નામે જે રાજા આવે છે તેને ધન્ય છે!
આકાશમાં શાંતિ તથા પરમ ઊંચામાં મહિમા [થાઓ]!

[૩૯] લોકોમાંથી કેટલાએક ફરોશીઓએ તેને કહ્યું, કે ઉપદેશક,
તારા શિષ્યોને ધમકાવ. [૪૦] તેણે તેઓને ઉત્તર આપ્યો, કે હું તમને
કહું છું કે જો એઓ છાના રહેશે તો પથરા પોકારી ઊઠશે.
[૪૧] તે પાસે આવ્યો ત્યારે શહેરને જોઇને તેણે તેને માટે રડીને કહ્યું,
કે [૪૨] જો તેં, હા તેં, [તારી] શાંતિને લગતાં જે વાનાં છે તે આજે
જાણ્યાં હોત તો કેવું સારૂ! પણ હમણાં તેઓ તારી આંખોથી ગુપ્ત
રખાએલાં છે. [૪૩] કેમકે તારા ઉપર એવા દિવસો આવી પડશે કે
જ્યારે તારા વૈરીઓ તારી સામા પાળ બાંધશે, તને ઘેરો ઘાલીને ચારે
તરફથી તને સંકડાવશે, [૪૪] તેઓ તને તથા તારામાં વસતાં તારાં

**છોકરાંને જમીન પર પછાડી નાખશે; અને તેઓ તારામાં એક પથ્થર પર બીજો પથ્થર રહેવા દેશે નહિ; કેમકે તારી કૃપાદૃષ્ટિનો સમય તેં જાણ્યો નહિ.**

માત્થી ૨૧; ૧–૨૨ અને માર્ક ૧૧; ૧–૧૯નો ખુલાસો જુઓ. સાબ્બાથ સાંજે છ વાગે સમાપ્ત થતો હતો; પરંતુ યરેખોથી યરૂશાલેમ જવાનો રસ્તો આશરે ૧૫ માઇલનો હતો, તેથી આપણા પ્રભુએ જાખીના ઘેર રાત ગાળી હશે, અને બીજે દિવસે સવારે તે મુસાફરીએ ફરી નીકળ્યો હશે. માર્ક કહે છે, કે આ પ્રસંગે "ઈસુ તેઓની આગળ ચાલતો હતો; અને તેઓ અચંબો પામ્યા, ને પાછળ ચાલનારા બીધા" (માર્ક ૧૦; ૩૨). આગલે દિવસે તેણે સભાસ્થાનમાં જે ભાષણ કર્યું હતું તેની અસર શિષ્યોનાં મન પર ઘણી થઈ હતી અને હમણાં તે આ છેલ્લી મુસાફરીએ નીકળે છે ત્યારે જેથી તેઓને ભય લાગે એવું કંઈ તેના હાવભાવમાં તેઓને માલૂમ પડે છે. તેથી તેઓ પ્રભુને આગળ ચાલવા દે છે અને પોતે તેની પાછળ ચાલતાં ચાલતાં આ બાબત સંબંધી માંહોમાંહે ચર્ચા કરે છે.

અહીં આગળ લુક વૃત્તાંતમાં બે બાબતો ઉમેરે છે તે જાણવા જેવી છે: ૧. લોકસમુદાયની હોંસ જોઈને કેટલાક ફરોશીઓને માઠું લાગ્યું પણ શું કરે? તેઓએ લાચાર થઈને પ્રભુને ઠપકો આપીને કહ્યું, કે "ઉપદેશક, તારા શિષ્યોને ધમકાવ." પરંતુ તેણે તેઓને ઉત્તર આપ્યો, કે "હું તમને કહું છું કે જો તેઓ છાના રહેશે તો પથરા પોકારી ઊઠશે" (કલમ ૪૦). આ શું થાય છે એ ફરોશીઓએ જાણ્યું હોત તો તેઓએ પણ પોકાર કર્યો હોત. ૨. આપણો પ્રભુ યરૂશાલેમ સંબંધી જે હૃદયભેદક વિલાપ કરે છે તે એકલો લુક આ જગાએ જણાવે છે (કલમ ૪૧–૪૪). તેમાં રોમન સૈન્યો યરૂશાલેમને ઘેરો ઘાલશે તે વખતે કેટલું બધું ભયંકર તથા અનિવાર્ય પરિણામ આવશે એ વિષે તે અગમસૂચના કરે છે. વળી આ વિલાપમાંના શબ્દો પુરાતન શાસ્ત્રોમાંની ભાષા પર આધારભૂત માલૂમ પડે છે (સરખાવો યશા. ૨૯; ૩: ગી. શા. ૧૩૭; ૭–૯: હઝ. ૪; ૨: ૨૫; ૮).

કથિતપાઠવડે શિક્ષણ આપવાનો પ્રાચીન પ્રબોધકોનો રિવાજ હતો, અને આ પ્રસંગે ઇસુ ખ્રિસ્ત તેઓનું અનુકરણ કરતો માલૂમ પડે છે; કેમકે યરૂશાલેમમાં આવી રીતે પ્રવેશ કરતાં તે કથિતપાઠ જશીખવે છે. પ્રથમ "જેના પર કોઈ માણસ કદી બેઠું ન હોય" એવો ગધેડાનો એક વછેરો તેણે મંગાવ્યો. પ્રસંગ ગંભીર હતો, અને તેની ગંભીરતા બધા સમજે એવી તેની મરજી હતી. એજ પ્રમાણે આપણે વાંચીએ છીએ કે એક પ્રસંગે કરારકોશને ખેંચીને જવા માટે ઇસ્રાએલીઓએ એક નવું ગાડું તૈયાર કર્યું, અને જેઓના પર કદી ઝૂંસરી

મૂકવામાં આવી ન હતી એવી બે દુઝણી ગાયોને તેઓએ ગાડે જોડી (૧ શમ. ૬ ; ૭). ઉપરાંત મસીહ પોતાની રાજધાનીમાં કેવી રીતે પ્રવેશ કરશે એ વિષે ઝખાર્યાહ પ્રબોધકનું એક વચન પ્રચલિત હતું ને માત્થીની સુવાર્તામાં છે (માત્થી ૨૧ ; ૫). તે વચન આ પ્રમાણે છે: "સિયોનની દીકરીને એમ કહો, કે જો, તારો રાજા તારી પાસે આવે છે, તે નમ્ર છે, તથા ગધેડા પર, હા, ખોલા પર, એટલે ગધેડીના વછેરા પર, સવાર થઈને આવે છે" (ઝખા. ૯ ; ૯). આ વચન આપણો પ્રભુ અત્રે પૂરૂં કરવા ચાહે છે, કેમકે તે જાણતો હતો કે મારો સમય પાસે આવ્યો છે, અને તે ખરેખર, મસીહ તરીકે જ યરૂશાલેમમાં પ્રવેશ કરે છે, એ વિષે તેને કોઈના મનમાં સંદેહ રહેવા દેવાની મરજી ન હતી. વળી પાંચ હજાર માણસોને જમાડતી વેળાએ જે કરવાની તેણે મના કરી હતી (યોહાન ૬ ; ૧૫) તે તે હમણાં કરવા દે છે. કેમકે હમણાં તે જાણતો હતો કે શસ્ત્રોવડે ફિતૂર થવાનો સંભવ હવે રહેતો નથી ; હમણાં તો તેની સામે જે શક્તિઓ હતી તે વધારે બળવાન હતી માટે આખરે તે **રાજા** તરીકે પોતાને સલામ કરવાની સમુદાયને પરવાનગી આપે છે.

પોતાના નમ્ર વાહન પર બેસીને પ્રભુ ઈસુ ખ્રિસ્ત જૈતુન પહાડના પૂર્વ દિશા તરફના ઢોળાવ પર ચઢે છે, અને તેની પશ્ચિમ બાજુએ ઊતરીને શહેર તરફ જવા લાગે છે. પાસ્ખા પર્વનો સમય હતો અને એટલા બધા જાત્રાળુઓ આવ્યા હતા કે તેઓનો સમાવેશ શહેરમાં થઈ શકે નહિ. તેઓમાંના ઘણા ગાલીલમાંથી આવેલા હતા, અને તેઓએ પ્રભુનાં આશ્ચર્યકારક કામ જોયાં હતાં. પોતાના વતનના પરાક્રમી ગુરુને આવી રીતે આવતો જોઈને તેઓને તરત જ ઝખાર્યાહના અગમવચનનું સ્મરણ થયું. હવે તો તેઓને ખાતરી થઈ કે ઈસુ ખ્રિસ્ત ખુલ્લી રીતે ઈસ્રાએલનો મસીહ હોવાનો દાવો કરે છે. તેઓના આનંદનો કંઈ પાર રહ્યો નહિ ; ત્યારે તે જાણે જયવાન રાજા હોય એવી રીતે તેના આગમનની ઉજવણી કરવા સારૂ તેઓએ પોતાનાં વસ્ત્ર રસ્તામાં પાથર્યાં. પછી તેઓ ગાવા લાગ્યા, કે "પ્રભુને નામે જે રાજા આવે છે તેને ધન્ય છે ! આકાશમાં શાંતિ તથા પરમ ઊંચામાં મહિમા થાઓ !" (કલમ ૩૮). હવે તો આપણા પ્રભુની આંખ આગળ પવિત્ર નગર ખડું થયું. ત્યારે તેના ભવિષ્યના હાલ સંબંધી તેને લાગણી થઈ આવી. જે પ્રજા પર તે પ્રેમ રાખતો હતો તે પ્રજાના માણસો તેને નાશ તરફ ધસતા માલૂમ પડયા, અને પોતાની આજુબાજુના સમુદાયના સમજણ વિનાના ઉત્સાહવડે તેની લાગણીમાં વધારો થયો. ત્રણ વર્ષથી તેણે આ લોકોને એવું સમજાવવાના પ્રયત્ન કર્યા હતા કે રાજકીય ફિતૂર કરવાથી ખરૂં તારણ મળવાનું નથી, એ જો તેઓ સમજ્યા હોત તો તેઓ પર જે આફત આવી પડવાની હતી તે આવવાની કશી જરૂર રહેત નહિ. તેઓને તેઓનાં પાપમાંથી તારણ પામવાની અગત્ય હતી.

જેઓ ઈશ્વરના પ્રેમ પર ભરોસો રાખતાં પશ્ચાત્તાપસહિત તેના તરફ વળે છે તેઓનું રક્ષણ કરવાને માટે તે પોતાને બંધાએલો સમજે છે. માણસના આત્માને મેળવી લેવાના પ્રયત્ન કરતાં ઈશ્વરે પોતાના પ્રેમે કરીને તેઓની પાસે ઘણાં સુંદર ચિહ્નો મોકલ્યાં છે, પણ તેઓમાંનું એક પણ ચિહ્ન ઈસુનાં આંસુ કરતાં સુંદર નથી. માણસોને પાપની લાગણી ઉપજાવવા માટે ઈશ્વરે પોતાના ન્યાયે કરીને ઘણા તીક્ષ્ણ શબ્દોનો ઉપયોગ કર્યો છે, પરંતુ આ કરતાં વધારે તીક્ષ્ણ શબ્દો કયા હોય ? "જો તેં, હા તેં, [તારી] શાંતિને લગતાં જે વાનાં છે તે આજે જાણ્યાં હોત તો કેવું સારૂં ! પણ હમણાં તેઓ તારી આંખોથી ગુપ્ત રખાએલાં છે" (કલમ ૪૨). આપણે માટે અગત્યનો સવાલ એ છે કે શું આપણે પોતાની શાંતિને લગતાં જે વાનાં છે તે જાણ્યાં છે ? શું આપણે પોતાની કૃપાદૃષ્ટિનો સમય જાણ્યો છે ?

### ઈશ્વરના ઘરની આસ્થા : ૧૯ ; ૪૫-૪૮

**૪૫ પછી તે મંદિરમાં ગયો, અને વેચનારાઓને માંહેથી કાઢી મૂકવા લાગ્યો. ૪૬ તેણે તેઓને કહ્યું, કે એમ લખેલું છે, મારૂં ઘર પ્રાર્થનાનું ઘર થશે ; પણ તમે તેને લૂંટારાઓનું કોતર કર્યું છે.**

**૪૭ તે રોજ મંદિરમાં બોધ કરતો હતો, પણ મુખ્ય યાજકો તથા શાસ્ત્રીઓ તથા લોકના મુખીઓ તેને મારી નાખવાની કોશિશ કરતા હતા; ૪૮ પણ શું કરવું તે તેઓને સૂઝ્યું નહિ ; કેમકે બધા લોક એકાગ્રચિત્તે તેનું સાંભળતા હતા.**

માત્થી ૨૧ ; ૧૨-૧૫ અને માર્ક ૧૧ ; ૧૫-૧૮નો ખુલાસો જુઓ. યરૂશાલેમના મંદિરમાં આપણને પ્રભુ ઈસુનું જે છેલ્લું દર્શન થયું હતું તે તો બાર વર્ષની ઉંમરના એક છોકરાનું દર્શન હતું. તેજ વખતે તેણે કહ્યું હતું કે આ તો મારા બાપનું ઘર છે, ને મારે મારા બાપના ઘેર હોવું જોઇએ.

લુક આ બીનાનું વૃત્તાંત સંક્ષેપમાં લખે છે, કેમકે તેમાં તેના બિનયહુદી વાચકોને બહુ રસ પડે નહિ. છતાં આ પ્રકરણમાં આપણા પ્રભુનાં જે દર્શન થાય છે તે થવાની અગત્ય છે. તે શાંતિનો સરદાર તેમજ સલાહ કરાવનારાઓમાં મુખ્ય હતો, તોપણ જ્યાં કહીં તેના જોવામાં ભૂંડાઈ આવે ત્યાં તે સામો થયા ને વાંધો ઉઠાવ્યા વગર રહેતો નહિ. પોતાને ઇજા કરવામાં આવે તો "બીજો ગાલ ધરવા" વિષે તેણે જે શિક્ષણ આપ્યું હતું તે પ્રમાણે તે વર્તવા પણ તૈયાર હતો; વધસ્તંભ પર પોતાના શત્રુઓને માટે પ્રાર્થના કરતાં સુધી તેણે પોતાના જીવનમાં પોતાનો બોધ ઉતાર્યો. પરંતુ જાહેર ન્યાય અથવા પોતાના પિતાના હકનો સવાલ હોય તો તે કદી પણ નમતું આપતો નહિ. વળી જેમને તેણે

પોતાની મંડળી પર ઠરાવ્યા છે, તેઓએ તેના નમૂનાનું અનુકરણ કરવું જ જોઈએ. ઈશ્વરનું મંદિર કશાથી અશુદ્ધ થવા દેવું નહિ.

આ વાત ધ્યાનમાં લઈએ છીએ ત્યારે આપણા પ્રભુને પોતાની જાહેર સેવા દરમિયાન પહેલેથી છેલ્લે સુધી સાથે સાથે લોકપ્રિયતા તથા અદેખાઈનો અનુભવ પણ થતો હતો એથી આપણને નવાઇ લાગતી નથી. લોકસમુદાય વિષે હમેશાં લખેલું છે તે ખુશીથી તેની વાત સાંભળતો હતો; અધિકારીઓ વિષે લખેલું છે કે તેઓ તેનો નાશ કરવા શોધતા હતા. વળી આ પૃથ્વી પરની તેની જિંદગીનો અંત પાસે આવ્યો છે તોપણ આ અધ્યાયની છેલ્લી કલમમાં આ બંને અનુભવ સંબંધી આપણે ફરીથી વાંચીએ છીએ: "તે રોજ મંદિરમાં બોધ કરતો હતો, પણ યાજકો તથા શાસ્ત્રીઓ તથા લોકના આગેવાનો તેને **મારી નાખવાની કોશિશ કરતા હતા;** પણ શું કરવું તે તેઓને સૂઝયું નહિ, **કેમકે બધા લોક એકાગ્રચિત્તે તેનું સાંભળતા હતા."**

## અધિકાર વિષેનો સવાલ : ૨૦ ; ૧–૮

**તે અરસામાં એક દિવસે તે મંદિરમાં લોકોને બોધ કરતો અને સુવાર્તા પ્રગટ કરતો હતો, ત્યારે મુખ્ય યાજકો તથા શાસ્ત્રીઓ, વડીલો સુદ્ધાં, પાસે આવીને ઊભા રહ્યા. ²તેની સાથે વાત કરતાં તેઓએ પૂછયું, કે અમને કહે, કે કયા અધિકારથી તું આ કામો કરે છે? અથવા આ અધિકાર તને કોણે આપ્યો છે? ³તેણે તેઓને ઉત્તર આપ્યો, કે હું પણ તમને એક વાત પૂછું છું; તે મને કહો: ⁴યોહાનનું બાપ્તિસ્મા આકાશથી હતું કે માણસોથી? ⁵તેઓ માંહોમાંહે વિચાર કરવા લાગ્યા, કે જો આકાશથી કહીએ; તો તે કહેશે, તો તમે તેનું કેમ માન્યું નહિ? ⁶પણ જો માણસોથી કહીએ; તો બધા લોક આપણને પથ્થરે મારશે, કેમકે તેઓને ખાતરી છે કે યોહાન પ્રબોધક હતો. ⁷તેઓએ ઉત્તર આપ્યો, કે તે કયાંથી હતું તે અમે જાણતા નથી. ⁸ત્યારે ઇસુએ તેઓને કહ્યું, કે હું પણ તમને કહેતો નથી કે કયા અધિકારથી હું આ કામો કરૂં છું.**

માત્થી ૨૧ ; ૨૩–૨૭ અને માર્ક ૧૧ ; ૨૭–૩૩નો ખુલાસો જુઓ. આપણે ઉપર કહી ગયા છીએ કે આ દિવસો દરમિયાન આપણો પ્રભુ દરરોજ મંદિરમાં બોધ કરતો હતો (૧૯; ૪૭) તો એવી જગાએ મતમતાંતરમાં ઉતરવાનો વખત આવે એમાં કંઈ અજાયબ જેવું નથી. સ્વાભાવિક રીતે મતભેદના કજીઆથી હમેશાં અણગમો થાય છે. અંગ્રેજ કવિ ટેનીસને એક વેળા પોતાના કોઈએક મિત્રને કહ્યું, કે "તોફાની રાત પછી ઝાકળ કદી

પડતું નથી." તેમ મતભેદનો કજિયો થયા પછી સૂકી ભૂમિ પર આશીર્વાદ આવતાં ઘણી વાર વિલંબ થાય છે, એ કારણથી વાદવિવાદમાં ઊતર્યા વિના છૂટકો ન હોય અથવા મૌન રહેવાને લીધે ગેરસમજ થવાનો સંભવ હોય ત્યારે જ આપણો પ્રભુ ઈસુ ખ્રિસ્ત વાદવિવાદમાં ઊતરતો હતો.

દરેક રાબ્બી કોના પગ પાસે બેસી શીખ્યો હતો તે બાબતની સનદ રજુ કરી શકતો હતો, તેમજ દરેક યાજકને નિયમિત દીક્ષા આપીને તેને તેનું પદ સોંપવામાં આવતું હતું. એ પ્રમાણે યાજકો તથા ફરોશીઓ પોતપોતાના કામને સારૂ પૂરા અધિકારથી વેષ્ટિત થતા હતા. એટલું જ નહિ પણ દરેક પ્રબોધકના અધિકાર વિષે તપાસ કરવી એ તેઓની ફરજ હતી (સરખાવો પુન. ૧૩મો અધ્યાય). માટે તેઓ પોતાના અધિકારની હદમાં રહીને આ પ્રશ્ન પ્રભુને પૂછે છે. પ્રશ્ન તો વાજબી હતો; પ્રશ્ન પૂછનારાઓની મનોભાવના ખોટી હતી.

અમુક પ્રશ્નનો જવાબ સામો પ્રશ્ન પૂછીને આપવાનો આપણા પ્રભુનો રિવાજ હતો. આ તો સીધો જવાબ આપવાથી બચવાની યુક્તિ ન હતી; પરંતુ તેને પ્રશ્ન પૂછનારાઓએ જે જે બાબતો ધ્યાનમાં લીધી ન હોય તે પર તેઓનું ધ્યાન ખેંચવાનો તેનો હેતુ હતો. દાખલા તરીકે યોહાન બાપ્તિસ્મા કરનાર એક પ્રબોધક તરીકે આવ્યો હતો તો પછી યહુદી અધિકારીઓએ તેના અધિકાર વિષે તપાસ કેમ ન કરી? છતાં યોહાન ખરો પ્રબોધક છે એમ સર્વત્ર સ્વીકારવામાં આવતું હતું એટલું જ નહિ પણ તેણે પોતે જ કબૂલ કર્યું હતું કે ઈસુ ખ્રિસ્ત મારા કરતાં ઘણો મોટો છે. આપણા પ્રભુનો પ્રશ્ન સાંભળીને અધિકારીઓ મુશ્કેલીમાં આવ્યા. જો તેઓ પ્રબોધક તરીકે યોહાનને કબૂલ કરે તો આપણો પ્રભુ તેઓને પૂછી શકે કે એમ હોય તો મારા વિષે તેણે જે સાક્ષી આપી હતી તે તમે કેમ સ્વીકારી નહિ? અથવા તેઓ યોહાનના અધિકારનો નકાર કરે તો તો લોકસમુદાય તેઓને પથ્થરે મારે એવો સંભવ હતો; કેમકે સમુદાય માનતો હતો કે યોહાન ખરો પ્રબોધક છે, અને સૈકો વર્ષો બાદ તે પહેલવહેલો જ ઊભો થયો છે.

ખરૂં જોતાં સામાન્ય લોકો યોહાનને પ્રબોધક તરીકે સ્વીકારતા હતા એટલું જ નહિ પણ અધિકારી વર્ગમાંના ઘણા તેના તરફ આકર્ષાયા હતા. એ વર્ગના માણસોએ માત્ર પોતાના સ્વાર્થ તથા પોતાના હૃદયની કઠણતાને લીધે પૂરી રીતે યોહાનનો સ્વીકાર કર્યો ન હતો. તેના શબ્દોએ તેઓની પ્રેરકબુદ્ધિને ડંખ દીધો હતો, છતાં તેઓએ પસ્તાવો કરવાની ના પાડી. જેવી રીતે યહુદીઓના અધિકારીઓ યોહાન બાપ્તિસ્મા કરનારની સાથે વર્ત્યા હતા તેવી રીતે શું આપણે ઈસુ ખ્રિસ્તની સાથે વર્તીએ છીએ? તેના શબ્દો આપણી

પ્રેરકબુદ્ધિને ડંખ દે છે, પરંતુ તે આપણને જે કહે છે તે પ્રમાણે આપણે કરી
નહિ તો તે શી રીતે આપણો તારનાર તથા પ્રભુ થઈ શકે ?

## નોકરો તથા પુત્ર: ૨૦; ૯–૧૮

૯ તે લોકોને એક દૃષ્ટાંત કહેવા લાગ્યો, કે એક માણસે દ્રાક્ષાવા
રોપી, ને તે ખેડૂતોને ઇજારે આપી, અને લાંબી મુદ્દત સુધી પરદે
જઈ રહ્યો. ૧૦ મોસમે તેણે ખેડૂતોની પાસે એક ચાકરને મોકલ્યો,
તેઓ દ્રાક્ષાવાડીનાં ફળનો [ભાગ] તેને આપે; પણ ખેડૂતોએ તે
મારીને ખાલી હાથે પાછો મોકલ્યો. ૧૧ વળી તેણે બીજા એક ચાકર
મોકલ્યો; તેને પણ તેઓએ મારીને તથા અપમાન કરીને ખાલી હા
પાછો મોકલ્યો. ૧૨ તેણે વળી ત્રીજાને મોકલ્યો; તેને પણ તેઓએ
ઘાયલ કરીને બહાર કાઢ્યો. ૧૩ દ્રાક્ષાવાડીના ધણીએ કહ્યું, કે હું
કરૂં? હું મારા વહાલા દીકરાને મોકલીશ; તેને જોઇને કદાપિ તેઓ
તેની અદબ રાખશે. ૧૪ પણ ખેડૂતોએ જયારે તેને જોયો ત્યારે તેઓએ
માંહોમાંહે મનસૂબો કરીને કહ્યું, કે આ વારસ છે; ચાલો, આપ
તેને મારી નાખીએ, કે વારસો આપણને મળે. ૧૫ તેઓએ તે
વાડીમાંથી બહાર કાઢીને મારી નાખ્યો. માટે દ્રાક્ષાવાડીનો ધણ
તેઓને શું કરશે? ૧૬ તે આવીને તે ખેડૂતોનો નાશ કરીને દ્રાક્ષાવા
બીજાઓને આપશે. એ સાંભળીને તેઓએ કહ્યું, કે એવું ન થાઓ
૧૭ પણ તેણે તેઓની તરફ જોઇને કહ્યું, તો આ જે લખેલું છે તે શું
એટલે,

જે પથ્થરનો બાંધનારાઓએ નકાર કર્યો,
તેજ ખૂણાનું મથાળું થયો?
૧૮ તે પથ્થર પર જે કોઇ પડશે તેના ટુકડેટુકડા થઈ જશે;
પણ જેના પર તે પડશે તેનો તે ભૂકો કરી નાખશે.

માત્થી ૨૧; ૩૩–૪૫ અને માર્ક ૧૨; ૧–૧૨નો ખુલાસો જુઓ આપણા પ્રભુએ જે જે દૃષ્ટાંતો કહ્યાં હતાં તેમાંનું આ છેલ્લામાં છેલ્લું હોય એ લાગે છે, અને "પ્રેરિતોનાં કૃત્યો"ના સાતમા અધ્યાયમાં સ્તેફને સાન્હેદ્રીન આગળ જે ભાષણ કર્યું તે આ દૃષ્ટાંતને આધારે જ કરવામાં આવ્યું હોય એ પણ આપણને લાગે છે; કેમકે બંનેમાં વિષય એકનોએક જ છે; બંને યહુદી લોકો પહેલાં ઈશ્વરના સેવકો સાથે અને પછી તેના પુત્રની સાથે કેવી ર વર્ત્યા હતા એ જણાવેલું છે.

એવો વાંધો ઉઠાવવામાં આવ્યો છે કે યહુદીઓએ આપણા પ્રભુને કેવી રીતે વધસ્તંભે જડયો હતો તેનો ખુલાસો આપવા માટે પાછળના વખતના કોઈ ખ્રિસ્તીએ આ વાર્તા યોજી કાઢી હશે. પરંતુ આ તો કેવળ હાસ્યજનક વાત છે. કેમકે ત્રણે સંદર્શક સુવાર્તિકો પોતપોતાની સુવાર્તામાં આજ જગાએ આ દૃષ્ટાંત જણાવે છે એટલું જ નહિ, પણ પાછળના વખતના કોઈ ખ્રિસ્તીએ આ વાર્તા લખી હોત તો તેણે જમીન પર પુત્રને મૂએલો ને મૂએલો રહેવા દીધો ન હોત. એ કરતાં વધારે સંભવિત એ છે કે ઈસુ ખ્રિસ્ત પોતાના પુનરુત્થાન વડે કેવી રીતે જયવંત નીવડયો હતો તેનું વર્ણન કરીને તેણે પોતાની વાર્તા સમાપ્ત કરી હોત; કેમકે આપણા પ્રભુને વધસ્તંભે જડવામાં આવ્યા પછી થોડાં જ અઠવાડીઆંની અંદર યરૂશાલેમમાંના તેના દરેક અનુયાયીની માન્યતા આવી જ હતી.

આ દૃષ્ટાંત ઈસ્રાએલના ઇતિહાસમાં સમાએલું ટૂંકુ તત્ત્વજ્ઞાન છે. તેમાં ઈસ્રાએલ તથા ઈશ્વરના પ્રબોધકો વિષે આપણો પ્રભુ વિવેચન કરે છે. હવે ઈશ્વરે ઈસ્રાએલને ખાસ રીતે પસંદ કર્યો હતો, એ વિષે જેઓએ તેનો ઇતિહાસ વાંચ્યો હોય તેઓને શંકા આવી શકે નહિ. જે પ્રજામાં મુસા, શમૂએલ, એલીયાહ, યશાયાહ, યિર્મેયાહ અથવા યોહાન બાપ્તિસ્મા કરનાર જેવા માણસો ઉપસ્થિત થયા હતા તે વિષે આવું ન કહીએ તો બીજું શું કહીએ? આવા માણસો બીજી કઈ પ્રજામાં ઉપસ્થિત થયા હતા? વળી ઈશ્વરે આવી રીતે ઈસ્રાએલની પસંદગી કરી હતી તથા તેઓની સંભાળ રાખી હતી તેનો તેઓએ શો બદલો વાળ્યો? ઈશ્વરના પસંદ કરેલા સેવકો સાથે ઈસ્રાએલે જે વર્તણુંક રાખી હતી તેનું વર્ણન કરતાં શું આપણા પ્રભુના શબ્દો વધારે સખત લાગે છે? જૂનો કરાર વાંચતાં માલૂમ પડે છે કે એક પછી એક ઈશ્વરના એલચીઓનું અપમાન કરવામાં આવતું (૧ રાજા. ૨૨; ૨૪), એકને પથ્થરે મારવામાં આવ્યો (૨ કાળ. ૨૪; ૨૧), બીજાને કેદ કરવામાં આવ્યો (યિર્મે. ૩૭; ૧૫), અને ઘણાને મારી નાખવામાં આવ્યા (૧ રાજા. ૧૮; ૧૩). એવી રીતે ઈશ્વર માણસોની સાથે વર્ત્યો ત્યારે માણસો તેની સાથે આવી રીતે વર્ત્યા!

તે પછી ઈસ્રાએલના લાંબા ઇતિહાસમાંની સૌથી મહત્ત્વની બીના વિષે અત્રે વિચાર કરવાનો છે. આ લોકો મારી સાથે કેવી રીતે વર્ત્યા છે તે જોઈને ઈશ્વર પોતે પણ મૂંઝવણમાં પડે એવું હતું; તેથી આપણો પ્રભુ તેને એમ કહેતો વર્ણવે છે કે હું શું કરૂં? હવે તો એક જ ઉપાય બાકી છે. હું મારા વહાલા પુત્રને તેઓની પાસે મોકલીશ. કદાપિ એવું બને કે તેઓ તેને જોશે ત્યારે તેઓ તેની અદબ રાખશે. વાવનારના દૃષ્ટાંતમાં આપણા પ્રભુએ પોતાના અનુભવનું વર્ણન કર્યું હતું તેજ પ્રમાણે તે અહીં પણ કરતો માલૂમ પડે છે.

મારા શત્રુઓ મારી વિરૂદ્ધ મસલત કરે છે એ તે જાણતો હતો, અને હું જાણું છું એવી તેઓને ખબર પડે એવી તેની ઇચ્છા પણ હતી. આ લોકોના મનમાં કયા કયા વિચાર આવે છે એ તે જાણતો હતો. તેઓ એવા વિચાર કરતા હતા કે આ માણસને જીવતો રહેવા દેવામાં આવે તો અમારૂં સ્થાન અને અમારો અધિકાર જતાં રહેશે. લોકો તેના પર પ્રેમ રાખે છે, અને તેની પાછળ જવા તૈયાર છે, માટે અમે કશું ના કરીએ તો લોકો પર અમારો જે અધિકાર ચાલે છે તેનો અંત આવશે. આવી સ્થિતિ કાયમ રહેશે તો અમે જેમ જીવીએ છીએ તેમ જીવી શકીશું નહિ; કેમકે આ માણસના શિક્ષણની લોકો પર એટલી બધી અસર થએલી છે કે તેઓ અમારૂં સહન કરશે નહિ. તેથી તેઓ એક બીજાને કહેવા લાગ્યા, કે "આ તો વારસ છે; ચાલો, આપણે તેને મારી નાખીએ તો વારસો આપણો થશે, ને આપણે મરજી પ્રમાણે કરી શકીશું."

પરંતુ આપણા પ્રભુના છેલ્લા શબ્દો પરથી તેઓ કેટલા બધા નબળા પાયા પર પોતાની આશાનો આધાર રાખતા હતા એ માલૂમ પડે છે. પોતાનો નકાર થતી વેળાએ આપણા પ્રભુને ગીતકર્તાઓ તેમજ પ્રબોધકોનાં વચનોનું સ્મરણ થતું હતું. વિશેષે કરીને સુલેમાનનું મંદિર બાંધતી વેળાએ બાંધનારાઓએ એક પથ્થર નાપસંદ કર્યો હતો તે વિષેનું વચન પ્રચલિત હતું: "ઘર બાંધનારાઓએ જે પથ્થર બાતલ કરેલો હતો, તેજ ખૂણાનો મુખ્ય પથ્થર થયો છે" (ગી. શા. ૧૧૮ ; ૨૨). ઈસુ કહે છે કે એ પથ્થર હું છુ. ત્યાર પછી તે એક ગંભીર વચન કહે છે, એટલે જેઓ આ પથ્થરથી ઠોકર ખાશે તેઓના ટુકડેટુકડા થઈ જશે; પણ જેના પર તે પડશે તેનો તે ભૂકો કરી નાખશે; અર્થાત્ ખ્રિસ્તને લીધે ઠોકર ખાવાનું પરિણામ ગંભીર છે, પરંતુ ન્યાયકાળ સુધી અણુપસ્તાવિક રહેવું તેનું પરિણામ તો વિશેષ ભયંકર છે (સરખાવો દાની. ૨ ; ૩૪, ૩૫).

## સીઝર તથા ઈશ્વર : ૨૦ ; ૧૯–૨૬

**[૧૯] શાસ્ત્રીઓએ તથા મુખ્ય યાજકોએ તેજ ઘડીએ તેના પર હાથ નાખવાની કોશિશ કરી; પણ તેઓ લોકથી બીધા; કેમકે તેઓએ જાણ્યું, કે તેણે આ દૃષ્ટાંત અમારા પર કહ્યું છે. [૨૦] તેના પર નજર રાખીને તેઓએ ન્યાયી હોવાનો ડોળ રાખનારા જાસૂસોને મોકલ્યા, એ સારૂ કે તેઓ તેને વાતમાં પકડીને તેને હાકેમના કબજામાં તથા અધિકારમાં સોંપી દે. [૨૧] તેઓએ તેને પૂછ્યું, કે ઉપદેશક, અમે જાણીએ છીએ કે તારૂં કહેવું અને શિખવવું સત્ય છે, અને તું કોઇનું મોં રાખતો નથી, પણ સાચાઈથી દેવનો માર્ગ શીખવે છે; [૨૨] તો આપણે કાઇસારને કર આપવો ઉચિત છે કે નહિ? [૨૩] પણ તેણે તેઓનું કપટ જાણીને તેઓને કહ્યું, કે [૨૪] મને એક દીનાર દેખાડો. એના પર**

**કોની છાપ તથા કોનો લેખ છે? તેઓએ કહ્યું, કે કાઇસારનાં.**
**[25] ત્યારે તેણે તેઓને કહ્યું, તો જે કાઇસારનાં છે તે કાઇસારને, અને જે**
**દેવનાં છે તે દેવને ભરી આપો. [26] તેઓ આ વાતમાં તેને પકડી શકયા**
**નહિ; અને તેના ઉત્તરથી આશ્ચર્ય પામીને તેઓ છાના રહ્યા.**

માત્થી ૨૨; ૧૫-૨૨ અને માર્ક ૧૨; ૧૩-૧૭નો ખુલાસો જુઓ. જે દૃષ્ટાંતનો અભ્યાસ આપણે આગલા પ્રકરણમાં કરી ગયા છીએ તે દૃષ્ટાંત અતિશય તીક્ષ્ણ બોધવાળું હતું; અને તેથી સાંભળનારાઓનાં હૃદય વીંધાઇ ગયાં હોય તો તેમાં કંઈ નવાઈ જેવું નથી; વળી એવું કહ્યા પછી થોડી જ વારમાં મતભેદનો બીજો કજિયો પણ શરૂ થાય એ સંભવિત હતું. અધિકાર વિષેના વાદવિવાદમાં અધિકારીઓ હારી ગયા હતા, તેથી તેમને ભારે લાગણી થઈ હતી. અત્રે તેઓ આપણા પ્રભુ પર સામો હુમલો કરવા તૈયાર થાય છે. અધિકાર સંબંધી તેઓએ પ્રથમ જે પ્રશ્ન ઊભો કર્યો હતો તે ધાર્મિક ક્ષેત્રને લગતા અધિકાર વિષે હતો. અહીં આગળ તેઓ ફરીથી એક બીજો પ્રશ્ન પૂછે છે, અને તે પણ અધિકાર વિષે જ છે. પરંતુ એ અધિકાર રાજકીય ક્ષેત્રને લગતો છે. આ પ્રસંગે તેઓ પોતાની લાગણી દબાવીને ખુશામતસહિત આપણા પ્રભુની પાસે આવે છે, અને તેઓ જે પ્રશ્ન રજુ કરે છે, તે એ જમાનામાં બહુ જ ચર્ચવામાં આવતો હતો. તે પ્રશ્ન એ હતો, કે "કાઈસારને કર આપવો ઉચિત છે કે નહિ?" (કલમ ૨૨) હવે હું મસીહ છું એમ આપણા પ્રભુએ હમણાં જ સ્પષ્ટ રીતે પ્રગટ કર્યું હતું, તેથી જ તેઓ એમ ધારતા હતા કે આ વખતે અમે જરૂર ફાવીશું; કેમકે રોમને કરવેરો ભરવો ઉચિત છે એમ કોઈ પણ મસીહ કહે જ નહિ એવી તેઓની ધારણા હતી. રોમને કરવેરો ભરવો ઉચિત નથી એમ યહુદી દેશભકતો કહેતા હતા અને તેમ કહેવાનાં બે કારણ હતાં: ૧. રોમન સિક્કા પર સીઝરની પ્રતિમા હતી તેથી તેનો ઉપયોગ કરવાથી બીજી આજ્ઞાનો ભંગ થાય છે એમ તેઓ માનતા હતા; અને ૨. યહુદી જમીન યહોવાહની માલિકીની હતી માટે તેનો વેરો કેવો? વેરો માગે જ કોણ અને કયા હકથી? આ તો ચતુરાઈ ભર્યો પ્રશ્ન હતો. જો આપણા પ્રભુએ કરવેરો ભરવાની ના પાડી હોત તો હેરોદીઅન લોકોએ પીલાત હાકેમ આગળ તેની વિરૂદ્ધ ફરિયાદ કરી હોત કે તે રાજદ્રોહી છે; વળી જો તેણે હા પાડી હોત તો ફરોશીઓએ લોકોની આગળ તેને દેશદ્રોહી ચિતર્યો હોત.

પરંતુ ફરીથી આ વાદવિવાદનું પરિણામ પણ તેમના ગેરલાભમાં ઊતર્યું. તેણે રાજ્યવિષયક કજિયામાં સંડોવાની ના પાડી. યહુદીઓએ તો રોમન નાણું સ્વીકાર્યું હતું, અને તે નાણું આખા પાલેસ્ટાઈનમાં ચાલતું હતું. વળી તેઓમાં એવી કહેવત ચાલતી હતી કે રાજાનું નાણું જે દેશમાં ચાલે છે તે દેશમાં તેનો

અધિકાર પણ ચાલે છે, માટે સીઝરને કરવેરા ભરવાનો કશો સવાલ ન હતો; સીઝરને "પાછું આપવાનો સવાલ" હતો.

આ જગાએ આપણા પ્રભુનું શિક્ષણ એવું માલૂમ પડે છે કે આપણને ગમે તે દેશમાં રહેવાનું થાય તોપણ આપણે દેશજન તરીકે આપણી ફરજ અદા કરવી જોઈએ. આપણો પ્રભુ પોતેજ આ પ્રમાણે હમેશાં કરતો હતો. પરંતુ સર્વ ઉપરાંત ખ્રિસ્તી માણસે ઈશ્વર પ્રત્યે પોતાની ફરજ અદા કરવી જોઈએ; માટે ઈસુ કહે છે, કે "જે કાઈસારનાં છે તે કાઈસારને અને જે દેવનાં છે તે દેવને ભરી આપો" (કલમ ૨૫). સીઝર પોતાના કરવેરા હકથી પામી શકે છે, પરંતુ તેના કરતાં પણ ઈશ્વરનો હક મોટો છે; "મારા દીકરા, તારૂં હૃદય મને આપ," એમ કહીને તે આપણા પર હક કરે છે.

આ વિષય સંબંધી પ્રભુ ઈસુ ખ્રિસ્ત જે બોધ આપે છે તેનું સ્પષ્ટીકરણ પાઊલે "રૂમીઓને લખેલા પત્ર"માં મળે છે. ત્યાં આગળ સીઝરને જે આપવાનું છે તે વિષે તે આ પ્રમાણે લખે છે: "દરેકને તેના જે હક હોય તે પ્રમાણે આપો: જેને કરનો તેને કર; જેને દાણનો તેને દાણ; જેને બીકનો તેને બીક; જેને માનનો તેને માન" (રૂમી. ૧૩; ૭); અને ઈશ્વરને જે આપવાનું છે તે વિષે તે એમ લખે છે, કે "ભાઈઓ, હું તમને વિનંતી કરીને કહું છું, કે ઈશ્વરની દયાની ખાતર તમે તમારાં શરીરોનું જીવતું, પવિત્ર તથા ઈશ્વરને પસંદ પડે એવું, અર્પણ કરો; એ તમારી બુદ્ધિપૂર્વક સેવા છે" (રૂમી. ૧૨; ૧).

## જીવતાંનો ઈશ્વર: ૨૦; ૨૭–૪૦

**૨૭ સાદુકીઓ જેઓ કહે છે કે પુનરુત્થાન નથી, તેઓમાંના
કેટલાએકે તેની પાસે આવીને તેને પૂછ્યું, કે ૨૮ ઉપદેશક, મુસાએ
અમારે વાસ્તે લખ્યું છે, કે જો કોઇનો ભાઇ, વહુ [જીવતી] છતાં,
નિઃસંતાન મરણ પામે, તો તેનો ભાઇ તેની વહુને લઇને પોતાના ભાઇને
સારૂ સંતાન ઉપજાવે. ૨૯ વારૂ, સાત ભાઈ હતા; પહેલો વહુ પરણીને
નિઃસંતાન મરણ પામ્યો; ૩૦ પછી બીજાએ [તેને લીધી]; ૩૧ અને
ત્રીજાએ પણ તેને લીધી; આ પ્રમાણે સાતે સંતાન મૂકયા વગર મરી
ગયા. ૩૨ પછી સ્ત્રી પણ મરી ગઇ. ૩૩ તો પુનરુત્થાનમાં તે તેઓ-
માંથી કોની સ્ત્રી થશે? કેમકે સાતેની તે વહુ થઇ હતી. ૩૪ ઇસુએ
તેઓને કહ્યું, કે આ જગતના છોકરા પરણે છે તથા પરણાવાય છે;
૩૫ પણ જેઓ તે જગતને તથા મૂએલાંમાંથી પુનરુત્થાન પામવાને
યોગ્ય ગણાય છે, તેઓ પરણતાં નથી અને પરણાવાતાં નથી; ૩૬ કેમકે
તેઓને ફરીથી મરવાનું નથી; કારણ કે તેઓ દેવદૂતોના સરખાં છે;**

**અને પુનરુત્થાનના દીકરા હોવાથી તેઓ દેવના દીકરા છે. [37] વળી ઝાડવાં [નામના પ્રકરણ]માં મુસા પ્રભુને ઇબ્રાહીમનો દેવ, ઇસહાકનો દેવ તથા યાકૂબનો દેવ કહે છે, ત્યારે તે પણ એવું જણાવે છે કે મૂએલાં ઉઠાડાય છે. [38] હવે તે મૂએલાંનો દેવ નથી, પણ જીવતાંનો છે; કેમકે સઘળા તેને અર્થે જીવે છે. [39] શાસ્ત્રીઓમાંના કેટલાએકે ઉત્તર આપ્યો, કે ઉપદેશક, તેં ઠીક કહ્યું. [40] અને એ પછી તેને કંઇ પૂછવાને તેઓની છાતી ચાલી નહિ.**

માત્થી ૨૨ ; ૨૩–૩૩ અને માર્ક ૧૨ ; ૧૮–૨૭નો ખુલાસો જુઓ. સાદુકીઓ યાજકવર્ગના માણસો હતા. જે વિશેષ બાબતમાં તેઓ ફરોશીઓથી જુદા પડયા હતા તે તો "વડીલોના સંપ્રદાય" વિષેની બાબત હતી; એટલે મકાબી જમાનાથી માંડીને નિયમશાસ્ત્ર સંબંધી જુદા જુદા રાબ્બીઓએ જે ખુલાસા કર્યા હતા તે. આ "વડીલોના સંપ્રદાય"નો સ્વીકાર કરવા સાદુકીઓ ના પાડતા હતા. પુનરુત્થાનની બાબતમાં પણ તેઓ ફરોશીઓથી જુદા પડ્યા હતા; પુનરુત્થાન થવાનું છે એ તેઓ માની શકતા નહોતા. હવે પુનરુત્થાનના શિક્ષણ વિષે "દાનીયેલના પુસ્તક" સિવાય જૂના કરારમાં ભાગ્યે જ સૂચના મળે છે. વળી દાનીયેલનું પુસ્તક ઘણું મોડું લખાયું હતું માટે જે વિષે "પંચગ્રંથ"માં કહેવામાં આવ્યું ન હોય તેનો સ્વીકાર સાદુકીઓ કરતા નહિ, તેથી તેઓએ આ સિદ્ધાંતનો પણ સ્વીકાર કર્યો નહિ.

ઇસ્રાએલી પ્રજામાં એક વિચિત્ર કાયદો પાળવામાં આવતો હતો, અને તે પ્રાચીન તેમજ અર્વાચીન બીજાં કુળના લોકોમાં પણ જોવામાં આવે છે. તે આ પ્રમાણે છે: "કોઈ ભાઈઓ ભેગા રહેતા હોય, ને તેઓમાંનો એક મરી જાય ને તેને દીકરો ન હોય, તો મરનારની સ્ત્રી બહારના કોઈ વિજાતીય પુરુષને ન પરણે, તેના ધણીનો ભાઈ તેની પાસે જાય, ને તે તેને પરણીને તેની પ્રત્યે ધણીના ભાઈની ફરજ બજાવે" (પુન. ૨૫ ; ૫). હવે એમ કહેવામાં આવે છે કે આપણા પ્રભુના વખત પહેલાં આ રિવાજ નીકળી ગયો હતો. પરંતુ સાદુકીઓ "પંચગ્રંથ"ને વિશેષ માન આપતા હતા તેથી તે વિષે તેઓને વાંધો ન હતો; વળી આ દાખલો રજુ કરવાનો તેઓનો હેતુ એવો હતો કે પુનરુત્થાન વિષેની માન્યતા કેટલી બધી હાસ્યજનક છે એ બતાવવું. આપણો પ્રભુ એવો ખુલાસો આપે છે કે પુનરુત્થાન પછી લગ્નસંબંધ ચાલુ રહેશે નહિ, અને તેના કહેવાનો ભાવાર્થ એવો જણાય છે કે જ્યાં મરણ નથી ત્યાં જન્મની જરૂર નથી, એટલે લગ્નની પણ જરૂર નથી.

હવે જૂના કરારના પાછલા ભાગમાં જે શિક્ષણ રહેલું છે તેને સાદુકીઓ ઓછા મહત્ત્વનું સમજતા હતા, માટે તેઓએ પોતાની દલીલનો આધાર "મુસાના

નિયમશાસ્ત્ર" પર રાખ્યો હતો. તેથી આપણો પ્રભુ આગળ વધીને તેઓને કહે છે કે જે લખાણ મુસાનાં ગણાતાં હતાં તે લખાણમાં પણ આવનાર જીવન વિષે સાક્ષી છે, અને ખાસ કરીને તે નિર્ગમન ૩; ૬ પર તેઓનું ધ્યાન ખેંચે છે. ઈસુ એવું શીખવે છે કે આ વાક્યમાં ભવિષ્યના જીવન વિષેની માન્યતા અધ્યાહાર રહેલી છે. કેમકે લાંબા વખત પૂર્વે જેઓ મરી ગયા હતા એવા માણસોના દેવ તરીકે ઈશ્વર પોતાનું વર્ણન કરે છે, માટે જે વખતે ઈશ્વર બોલ્યો હતો તે વખતે તેઓ જીવતા હોવા જોઈએ. જેઓ ખરી રીતે તેનું ભજન કરે છે તેવા કોઈને ઈશ્વર મરણ જોવા દેશે નહિ.

એ પ્રમાણે આપણા પ્રભુની સામે ફરીથી તેના વિરોધીઓ નિરુત્તર બન્યા; પરંતુ જે ફરોશીઓ ત્યાં હાજર હતા તેઓમાંના કેટલાએક જે સારા માણસો હતા તેઓને પુનરુત્થાન વિષેના સિદ્ધાંતના સમર્થનમાં આવી ખાતરીજનક દલીલ સાંભળીને આનંદ થયો; તેથી તેઓ આપણા પ્રભુને વખાણ્યા વિના રહી શક્યા નહિ. તેઓએ કહ્યું, કે "ઉપદેશક, તેં ઠીક કહ્યું."

### દાઊદનો દીકરો તથા પ્રભુ: ૨૦; ૪૧-૪૭

**૪૧ તેણે તેઓને કહ્યું, કે ખ્રિસ્ત દાઊદનો દીકરો છે, એમ લોકો
કેમ કહે છે? ૪૨ કેમકે ગીતશાસ્ત્રમાં દાઊદ પોતે કહે છે, કે પ્રભુએ
મારા પ્રભુને કહ્યું, કે ૪૩ હું તારા શત્રુઓને તારૂં પાયાસન કરૂં ત્યાં લગી
તું મારે જમણે હાથે બેસ. ૪૪ દાઊદ તો તેને પ્રભુ કહે છે, માટે તે તેનો
દીકરો કેમ હોય?**

**૪૫ સઘળા લોકના સાંભળતાં તેણે પોતાના શિષ્યોને કહ્યું, કે
૪૬ શાસ્ત્રીઓથી સાવધાન રહો, કેમકે તેઓ જામા પહેરીને ફરવાનું,
ચોટાંઓમાં સલામો, તથા સભાસ્થાનોમાં મુખ્ય આસનો તથા જમણ-
વારમાં મુખ્ય જગાઓ ચાહે છે; ૪૭ તેઓ વિધવાઓનાં ઘર ખાઇ
જાય છે, અને ઢોંગથી લાંબી લાંબી પ્રાર્થનાઓ કરે છે; તેઓ વિશેષ
શિક્ષા ભોગવશે.**

માત્થી ૨૨; ૪૧-૪૬ અને માર્ક ૧૨; ૩૫-૩૭નો ખુલાસો જુઓ. યરૂશાલેમમાં પ્રવેશ કર્યા પછી વચન તેમજ ચિહ્નો દ્વારા હું મસીહ છું એવું આપણો પ્રભુ પ્રગટ કરતો રહ્યો હતો. ગાલીલમાં તો લોકો અજ્ઞાન, ઝનૂની અને ફિતૂર કરવા સહેજે ઉશ્કેરાઈ જાય એવા હતા. ફિતૂર કરવાનું પરિણામ કેટલું બધું ભયંકર આવશે, એ આપણો પ્રભુ સારીપેઠે જાણતો હતો, તેથી તે જ્યાં સુધી ગાલીલમાં રહ્યો ત્યાં સુધી તેણે એ જોખમથી નિરાળા રહેવાના પ્રયત્ન કર્યા. એ કારણથી ગાલીલમાં તે ખુલ્લી રીતે પોતાને મસીહ તરીકે

પ્રગટ કરતાં આંચકો ખાતો હતો. પરંતુ જ્યારે તે યરૂશાલેમમાં આવ્યો અને પ્રજાના અધિકારીઓ તેને સામા મળ્યા ત્યારે તેણે હમેશાં પોતાને ખુલ્લેખુલ્લી રીતે પ્રગટ કર્યો. "યોહાનની સુવાર્તા" પરથી માલૂમ પડે છે કે પ્રભુ ઈસુ ખ્રિસ્ત પવિત્ર રાજધાનીની મુલાકાત વખતોવખત લેતો હતો, ત્યારે તે વિશેષ સ્પષ્ટતાથી પોતાને મસીહ તરીકે પ્રગટ કરતો હતો. અહીં આગળ તે પોતે જ આ પ્રશ્ન ઊભો કરે છે, અને ખુલ્લી રીતે દાવો કરે છે કે હું મસીહ, દાઊદનો દીકરો છું. પોતાના વિચાર પ્રમાણે મસીહમાં જેવાં લક્ષણ હોવાં જોઈએ તેવાં લક્ષણ યહુદી પ્રજા ઈસુ ખ્રિસ્તમાં જોઈ શકી નહિ, તેનું કારણ એ છે કે તેઓ ઈશ્વરી નહિ પણ માનવી મસીહને શોધતા હતા. તેથી તે અત્રે તેઓને સાફ જણાવે છે કે આજ બાબતમાં તમે ભૂલ્યા છો; કેમકે હું દાઊદનો દીકરો છું એટલું જ નહિ પણ હું તેનો પ્રભુ પણ છું.

જૂના કરારના હાલના અભ્યાસીઓનો અભિપ્રાય એવો છે કે આ ગીત રચનાર દાઊદ રાજા ન હતો; કારણ કે તે આશરે ઈ. સ. પૂર્વે ૧૪૩માં લખવામાં આવ્યું હતું. રાજા તથા યાજકનાં કર્તવ્ય સંયુક્ત કરીને સીમોન મકાબીઅસ રાજા થયો. તે ગાદીએ આવ્યો તે પ્રસંગની ખુશાલીમાં આ ગીત રચવામાં આવ્યું હતું, છતાં અહીં આગળ જાણે ગીત રચનાર દાઊદ હોય એવું આપણો પ્રભુ કબૂલ કરતો માલૂમ પડે છે. આ મુશ્કેલીમાંથી બચવાના બે રસ્તા છે: ૧. એમ કહી શકાય કે આપણા પ્રભુએ માત્ર ચર્ચાના આધાર તરીકે આ માન્યતા સ્વીકારી હતી; વળી પોતાના મનમાં તે સ્વીકારતો હશે કે કેમ? તો પણ તેની દલીલ પર કશી અસર થતી નથી. ૨. આપણો માનવી સ્વભાવ સ્વીકારતાં પ્રભુએ માનવી જ્ઞાનની મર્યાદા પણ સ્વીકારી હતી. આ વિચાર પ્રમાણે જૂના કરારના લખાણની ઉત્પત્તિ સંબંધી પોતાની પ્રજામાં જે મત પ્રચલિત હતા તેમાં તે પણ ભાગીદાર હોઈ શકે; કેમકે પ્રાચીન વખતના સાહિત્યની તુલના કરવી તે એક ઊંચા પ્રકારની કળા સમાન છે, અને આપણા પ્રભુને આપણા જમાનાનાં ભૂતળવિદ્યા, વૈદકજ્ઞાન અથવા રસાયનશાસ્ત્ર વિષે પૂર્વજ્ઞાન હતું એવું જેમ માનવાની જરૂર નથી તેમ તેને આવું જ્ઞાન હતું એ પણ માનવાની જરૂર નથી.

એ વાત ગમે તેમ હોય તો પણ અહીં આગળ કોઈને ગેરસમજ થઈ શકે નહિ એવી સ્પષ્ટ રીતે તે પોતાનું ઈશ્વરત્વ પ્રગટ કરે છે. આ ગીતનો કર્તા દાઊદ હતો એવું યહુદીઓએ માની લીધેલું હતું. તેઓ એમ પણ માનતા હતા કે મસીહ દાઊદના વંશમાં ઊભો થશે એટલે તેનો દીકરો થશે. છતાં જો ગીતનો કર્તા દાઊદ હોય તો તે તેને 'પ્રભુ' કહે છે એમ કેમ? એ ઉપર જે સ્વાભાવિક અનુમાન કરવું જોઈએ તે કરવાની તાકીદ આપણો પ્રભુ પોતાના શ્રોતાઓને કરે છે. તે ખરેખર દાઊદનો દીકરો હતો; કેમકે જ્યારે આંધળા માણસે યરેખો આગળ

તેને એ નામે સંબોધ્યો હતો ત્યારે તેણે તે સ્વીકાર્યું હતું (૧૮ ; ૩૮). પરંતુ ખરૂં જોતાં તે એ કરતાં અધિક હતો અને યહુદીઓ "ગીતશાસ્ત્ર"નું ૧૧૦ મું ગીત બરાબર સમજ્યા હોય તો તે કરતાં મસીહ અધિક થશે એવું તેઓ પણ સમજ્યા હોત. કેમકે આ ગીત પ્રમાણે મસીહનો સ્વભાવ માણુસના કરતાં ચઢિયાતો હોવો જોઈએ, નહિ તો તેનો માનવી પૂર્વજ તેને શી રીતે 'પ્રભુ' કહીને સંબોધે? મસીહનો સ્વભાવ માણુસના સ્વભાવ કરતાં ઊંચો છે એમ આપણે સમજીએ તોજ જૂના કરારમાંનાં તેના વિષેનાં અગમવચનો સમજી શકીએ. માટે ઈસુ ખ્રિસ્ત અહીં આગળ કહે છે કે હું દાઊદનો દીકરો છું એટલું જ નહિ પણ તેનો પ્રભુ પણ છું.

આ પ્રસંગે આપણા પ્રભુએ શાસ્ત્રીઓને જે જે અફસોસવચનો કહ્યાં હતાં તે આ સુવાર્તિક ટૂંકામાં જણાવે છે. એ વચન માત્થી ૨૩માં વિસ્તારથી આપવામાં આવ્યાં છે. તેઓને ધાર્મિક સમજીને માણસો તેઓ પર ભરોસો રાખતા હતા અને પોતાના વસિયતનામામાં તેમને પોતાનાં છોકરાં અને વિધવાઓના વાલી ઠરાવ્યા હતા, પરંતુ તેઓને જેમની સંભાળ લેવાની હોય તેમની માલમિલકત તેઓ પડાવી લેતા. જોસેફસ જણાવે છે, કે ફરોશીઓ ઘણું કરીને યહુદી સ્ત્રીઓ પર વધારે અસર કરતા હતા, અને જેમ આપણો પ્રભુ કહે છે તેવી જ રીતે તેઓની સાથે વર્તતા હતા. જે પ્રબોધકો પોતપોતાની પેઢીમાં ગરીબ તથા નિરાધારના પક્ષમાં ઊભા રહ્યા હતા તેઓનું અનુકરણ આપણો પ્રભુ પણ કરે છે. જેમ ધાર્મિક હોદ્દો મોટો તેમ ધાર્મિક જવાબદારી પણ મોટી સમજવી. આમોસ યહોવાહને આમ કહેતાં વર્ણવે છે, કે "હે ઈસ્રાએલ લોકો, ...પૃથ્વીની સર્વ કોમોમાંથી ફક્ત તમારી જ કાળજી મેં રાખી છે ; માટે તમારા સર્વ અન્યાયોની શિક્ષા હું તમને કરીશ" (આમોસ ૩ ; ૨). અન્ય પ્રજાઓના દેવો તેઓને આવું કહેતા ન હતા, પરંતુ પ્રભુ ઈસુ ખ્રિસ્ત પ્રબોધકોને યથાર્થ ઠરાવે છે, અને તેઓનું અનુકરણ પોતે કરે છે. તે ઈસ્રાએલ પર ઓછો પ્રેમ રાખતો હોત તો તેણે તેના ધાર્મિક નેતાઓને આટલો ઠપકો આપ્યો ન હોત.

## એક ચિત્તાકર્ષક મુકાબલો : ૨૧ ; ૧-૪

**તેણે ઊંચે જોયું તો શ્રીમંતોને [ધર્મ]ભંડારમાં દાન નાખતા દીઠા. [2] એક દરિદ્રી વિધવાને તેમાં બે દમડી નાખતી તેણે દીઠી. [3] ત્યારે તેણે કહ્યું, કે હું તમને સાચું કહું છું, કે આ દરિદ્રી વિધવાએ એ સઘળાઓ કરતાં વધારે નાખ્યું છે ; [4] કેમકે એ સહુએ પોતાના વધારામાંથી દાનોમાં કંઈક નાખ્યું ; પણ એણે પોતાની તંગીમાંથી પોતાની જે ઉપજીવિકા હતી તે બધી નાખી દીધી.**

માર્ક ૧૨ ; ૩૮-૪૪નો ખુલાસો જુઓ. માર્કની માફક લુક પણ ફરોશીઓ વિષે આપણા પ્રભુની ટીકા સાથે આ ગરીબનાં વખાણની વાત જોડી

દે છે, અને તે જાણે મુકાબલાને અર્થે કરતો હોય એમ લાગે છે. વિધવાઓનાં ઘર ખાઈ જનારા આ અભિમાની ફરોશીઓની સામે જોતાં આપણા પ્રભુની આંખો જાણે ગુસ્સાથી ચમકતી હોય એમ લાગે છે. જ્યારે તેજ આંખો આ ગરીબ વિધવાનું અર્પણ જુએ છે ત્યારે તો તેમાં અતિ કોમળતા જોવામાં આવે છે. આપણા પ્રભુનું શિક્ષણ ચોક્ખું છે. તેના મૂલ્યને લીધે કોઈ પણ દાન માન્ય કરવામાં આવતું નથી, પરંતુ તેમાં જે પ્રેમ અને સ્વત્યાગ સમાએલો છે તેને લીધે તે માન્ય રાખવામાં આવે છે. ફરોશીઓ તો લોભથી વિધવાનાં ઘર ખાઈ જતા હતા, પરંતુ પોતાનાં વખાણવડે આપણા પ્રભુએ આ વિધવાનું દાન* સદાકાળ સ્મરણીય બનાવ્યું છે. આ પ્રકરણ વાંચીએ છીએ ત્યારે માગ્નીફિકાટના શબ્દોનું સ્મરણ તાજું થાય છે: "તેણે સરદારોને રાજ્યાસન પરથી ઉતારી નાખ્યા છે, અને તેણે દીન જનોને ઊંચા કર્યા છે. તેણે ભૂખ્યાંને સારાં વાનાંથી તૃપ્ત કર્યાં છે; અને શ્રીમંતોને ખાલી હાથે પાછા કાઢયા છે" (લુક ૧; ૫૨, ૫૩).

## થનાર બીના સંબંધી વિવેચન: ૨૧; ૫–૩૮

**[૫] સુંદર પથ્થરોથી તથા દાનોથી મંદિર કેવું સુશોભિત કરેલું છે**
**તે વિષે કેટલાએક વાત કરતા હતા, ત્યારે તેણે કહ્યું, કે [૬] આ બધું તમે**
**જુઓ છો ખરા, પણ એવા દિવસો આવશે કે જ્યારે પાડી નહિ**
**નંખાશે એવો એક પણ પથ્થર બીજા પથ્થર પર અહીં રહેવા દેવામાં**
**આવશે નહિ. [૭] તેઓએ તેને પૂછયું, કે ઉપદેશક, તો એ ક્યારે થશે?**
**અને જ્યારે આ વાતો પૂરી થવાની હશે ત્યારે શું ચિહ્ન થશે? [૮] તેણે**
**તેઓને કહ્યું, કે કોઇ તમને ના ભુલાવે માટે સાવધાન રહો; કેમકે મારે**
**નામે ઘણા આવીને કહેશે, કે તે હું છું; અને સમય પાસે આવ્યો છે;**
**તમે તેઓની પછવાડે જશો મા. [૯] જ્યારે તમે લડાઈઓ તથા**
**હુલ્લડોના સમાચાર સાંભળશો ત્યારે ગભરાશો મા; કેમકે આ બધું**
**પ્રથમ થવું જોઈએ; પણ એટલેથી જ અંત નથી.**

**[૧૦] વળી તેણે તેઓને કહ્યું, કે પ્રજા પ્રજાની વિરુદ્ધ તથા રાજ્ય**
**રાજ્યની વિરુદ્ધ ઊઠશે; [૧૧] અને મોટા મોટા ધરતીકંપો [થશે],**
**તથા ઠામેઠામ દુકાળો પડશે તથા મરકીઓ ચાલશે; અને આકાશ-**
**માંથી ભયંકર ઉત્પાત તથા મોટાં મોટાં ચિહ્નો થશે. [૧૨] પણ એ સર્વ**
**થયા પહેલાં મારા નામને લીધે તેઓ તમારા પર હાથ નાખશે, અને**
**તમને સતાવીને સભાસ્થાનો તથા બંદીખાના[ના અધિકારીઓ]ને**
**હવાલે કરશે, અને રાજાઓ તથા હાકેમોની આગળ લઈ જશે.**

* જુઓ સ્વાગતનું પહેલું ગીત

૧૩ એ તમારે સારૂ સાક્ષીરૂપ થઈ પડશે. ૧૪ માટે તમે પોતાના મનમાં
નિશ્ચય કરો, કે પ્રત્યુત્તર કેવી રીતે દેવો તે વિષે આગળથી ચિંતા ન
કરવી. ૧૫ કેમકે હું તમને એવું મોં તથા એવી બુદ્ધિ આપીશ, કે
તમારો કોઇ પણ વિરોધી પ્રત્યુત્તર આપી શકશે નહિ, અને સામો
પણ થઇ શકશે નહિ. ૧૬ વળી માબાપથી, ભાઇઓથી, સગાંથી
તથા મિત્રોથી પણ તમને પરસ્વાધીન કરવામાં આવશે; અને તમારા-
માંના કેટલાએકને તેઓ મારી નંખાવશે. ૧૭ વળી મારા નામને લીધે
સઘળા તમારો દ્વેષ કરશે. ૧૮ પણ તમારા માથાનો એક નિમાળો પણ
નાશ પામશે નહિ. ૧૯ તમારી ધીરજથી તમે તમારા જીવને બચાવશો.

૨૦ જ્યારે યરૂશાલેમને ફોજોથી ઘેરાએલું તમે જોશો, ત્યારે જાણજો
કે તેનો ઉજ્જડ થવાનો [સમય] પાસે આવ્યો છે. ૨૧ ત્યારે જેઓ
યહુદાહમાં હોય તેઓએ પહાડોમાં નાસી જવું; જેઓ [શહેર]માં
હોય તેઓએ બહાર નીકળી જવું; અને જેઓ સીમમાં હોય તેઓએ
[શહેર]માં આવવું. ૨૨ કેમકે એ વૈર વાળવાના દિવસો છે, જેથી જે
જે લખેલું છે, તે બધું પૂરૂં થાય. ૨૩ તે દિવસોમાં જેઓ ગર્ભવતી
હશે તથા જેઓ ધવડાવતી હશે તેઓને અફસોસ છે! કેમકે દેશ પર
મોટી વિપત્તિ, અને આ લોક પર કોપ આવી પડશે. ૨૪ તેઓ
તરવારની ધારથી માર્યા જશે, અને ગુલામ થઇને બધા દેશોમાં લઇ
જવામાં આવશે; અને વિદેશીઓના સમયો પૂરા નહિ થશે, ત્યાં
સુધી યરૂશાલેમ વિદેશીઓથી ખંદી નંખાશે. ૨૫ સૂરજ, ચંદ્ર તથા
તારાઓમાં ચિહ્નો થશે; પૃથ્વી ઉપર પ્રજાઓ સમુદ્ર તથા મોજાંઓની
ગર્જનાથી ત્રાસ પામીને ગભરાશે; ૨૬ અને પૃથ્વી ઉપર જે આવી
પડવાનું છે તેની બીકથી તથા તેની વકીથી માણસો નિર્ગત થશે;
કેમકે આકાશમાંનાં પરાક્રમો હાલી ઊઠશે. ૨૭ ત્યારે તેઓ માણસના
દીકરાને પરાક્રમ તથા મહા મહિમાસહિત વાદળાંમાં આવતો જોશે.
૨૮ પણ આ વાતો થવા લાગે ત્યારે તમે નજર ઉઠાવીને તમારાં માથાં
ઊંચાં કરો; કેમકે તમારો ઉદ્ધાર પાસે આવ્યો છે, એમ સમજવું.

૨૯ તેણે તેઓને એક દૃષ્ટાંત કહ્યું, કે અંજીરી તથા સર્વ ઝાડોને
જુઓ. ૩૦ તેઓ જ્યારે ફૂટવા માંડે છે ત્યારે તમે તે જોઇને પોતાની
મેળે જાણો છો કે ઉનાળો નજીક આવ્યો છે. ૩૧ તેમજ તમે પણ આ
સઘળાં થતાં જુઓ, ત્યારે જાણજો કે દેવનું રાજ્ય પાસે છે. ૩૨ હું
તમને ખચીત કહું છું કે સઘળાં પૂરાં નહિ થશે ત્યાં સુધી આ પેઢી
ટળી જશે નહિ. ૩૩ આકાશ તથા પૃથ્વી જતાં રહેશે; પણ મારી
વાતો જતી રહેવાની નથી.

**[34]પણ તમે પોતાના વિષે સાવધાન રહો, રખેને અતિશય
ખાનપાનથી, તથા સંસારી ચિંતાથી તમારાં મન જડ થઈ જાય, જેથી
તે દિવસ ફાંદાની પેઠે તમારા પર ઓચિંતો આવી પડે. [35]કેમકે તે
દિવસ આખી પૃથ્વી ઉપરનાં સર્વ વસનારાં પર આવી પડશે. [36]પણ
હર વખત જાગતા રહો, અને વિનંતી કરો, કે આ બધું જે થવાનું છે,
તેમાંથી બચી જવાને તથા માણસના દીકરાની આગળ ઊભા રહેવાને
તમે પ્રબળ થાઓ.**

**[37]દરરોજ તે દહાડે મંદિરમાં બોધ કરતો હતો; અને રાત્રે તે
જૈતુન નામના પહાડ પર રહેતો હતો. [38]તેનું સાંભળવા સારૂ બધા
લોક પરોઢિયે તેની પાસે મંદિરમાં આવતા હતા.**

માત્થી ૨૪ અને માર્ક ૧૩નો ખુલાસો જુઓ. ખાસ રીતે માર્ક ૧૩ના ખુલાસા પર હું તમારૂં ધ્યાન ખેંચવા માગું છું; કેમકે માર્કનું વૃત્તાંત બધાં કરતાં જૂનું છે. તેથી આ મુશ્કેલ વિષય સંબંધી આપણા પ્રભુએ જે શિક્ષણ આપ્યું હતું તેનો વિશેષ ચોક્કસ હેવાલ તેમાં સમાએલો હશે. એ જમાનામાં જે પ્રકટીકરણવિષયક સાહિત્ય પ્રચલિત હતું તેની પરિભાષા પર આપણા પ્રભુનાં વચન આધારભુત માલૂમ પડે છે. આ સાહિત્યથી આપણો પ્રભુ તેમજ તેના શ્રોતાઓ પણ પરિચિત હતા. આ સાહિત્યથી આપણે પરિચિત નથી, તેજ કારણથી આ વિષય વિષેનાં આપણા પ્રભુનાં વચન સમજતાં આપણને વિશેષ મુશ્કેલી નડે છે. આ સર્વ સાહિત્ય સતાવણીના સમયમાં લખવામાં આવ્યું હતું અને આન્ટીઓખસ એપીફાનેસના વખતથી માંડીને તે ઈ. સ. ૭૦માં રોમનોએ છેવટે યરૂશાલેમનો નાશ કર્યો ત્યાં સુધી તે પ્રચલિત હતું અને તેનાથી બધાં માણસો પરિચિત હતાં. યરૂશાલેમનો નાશ થયા પછી આ પ્રકારનું સાહિત્ય લખાતું બંધ થયું અને પ્રાચીન મંડળીમાં યહુદીઓના કરતાં બિનયહુદીઓમાંથી થએલા ખ્રિસ્તીઓની સંખ્યા વધારે હતી તેથી ખ્રિસ્તી મંડળી તેમાં રસ લેતી જલદી બંધ થઈ. એવું ઘણું સાહિત્ય નાશ પામ્યું છે; પરંતુ આધુનિક અભ્યાસીઓના પ્રયત્નવડે પ્રકટીકરણવિષયક ઘણું સાહિત્ય પ્રકાશમાં આવ્યું છે. આ સાહિત્યનો અભ્યાસ કરવાથી "દાનીયેલ," "પ્રકટીકરણ" તેમજ "સુવાર્તા"માં જ્યાં જ્યાં આપણો પ્રભુ તેમાંની પરિભાષા તથા વિચારોનો ઉપયોગ કરે છે ત્યાં ત્યાં એવાં પ્રકરણ પર પણ ઘણો પ્રકાશ પાડવામાં આવ્યો છે. આ પ્રકરણમાં જે વિષય ચાલે છે તેના ત્રણ વિભાગ પડે છે: (અ) મંદિરનો નાશ તથા યરૂશાલેમનું પતન, (બ) વચગાળાના શિષ્યોનાં અનુભવ તથા વર્તન, અને (ક) આપણા પ્રભુનું પુનરાગમન. હવે જ્યાં આગળ આપણો પ્રભુ ચોક્કસ ભવિષ્યવચન કહે છે (એટલે અ તથા બમાં)

ત્યાં આગળ એ વચન કેવી રીતે પૂરાં થયાં એ વિષે મેં માર્કના ખુલાસામાં વિગતવાર લખ્યું છે; વળી જ્યારે તે પોતાના પુનરાગમન વિષે બોલતો હતો (એટલે ક્યાં) ત્યાં આગળ પણ તેના કહેવાનો અર્થ શો છે તે બતાવવાનો પ્રયત્ન પણ કર્યો છે, માટે આ પ્રકરણનો વિગતવાર ખુલાસો જાણવો હોય તો માર્કના ખુલાસામાં મેં જે લખ્યું છે તે પર હું તમારૂં ધ્યાન ખેંચવાની રજા લઉં છું. આ ટીકાગ્રંથમાં આપણને લાગુ પડે એવું જે આત્મિક રહસ્ય આ પ્રકરણમાં રહેલું છે તે પર જ તમારૂં લક્ષ ખેંચવાનો મારો ઈરાદો છે.

પ્રથમ બે બાબત જોવાની જરૂર છે: ૧. યહુદી સુવાર્તિકો (માત્થી ૨૪; ૧૫: માર્ક ૧૩; ૧૪) જ્યાં આગળ "અમંગળપણાની નિશાની" એ જાણીતા યહુદી શબ્દો વાપરે છે ત્યાં આગળ લુક પોતાના બિનયહુદી વાચકોને સમજણ પડે એવા શબ્દો વાપરે છે: "જ્યારે યરૂશાલેમને ફોજોથી ઘેરાએલું તમે જોશો ત્યારે જાણજો કે તેનો ઉજ્જડ થવાનો [સમય] પાસે આવ્યો છે" (કલમ ૨૦). ૨. કલમ ૨૪માં લુક ચોકખું કહે છે, કે યરૂશાલેમના નાશ પછી લાંબી મુદ્દતે પ્રભુનું આગમન થશે: "તેઓ તરવારની ધારથી માર્યા જશે, અને ગુલામ થઈને બધા દેશોમાં લઈ જવામાં આવશે; અને વિદેશીઓના સમયો પૂરા નહિ થશે, ત્યાં સુધી યરૂશાલેમ વિદેશીઓથી ખૂંદી નંખાશે" (કલમ ૨૪). આ મુદ્દતને "વિદેશીઓનો સમય" કહેવામાં આવે છે. એનો અર્થ બે રીતે સમજી શકાય: (અ) જે મુદ્દત દરમિયાન યરૂશાલેમ વિદેશીઓના તાબામાં રહેશે તે મુદ્દત, અથવા (બ) જે મુદ્દત દરમિયાન સુવાર્તા યહુદીઓથી તજાએલી હોવા છતાં બિનયહુદીઓમાં પ્રગટ કરવામાં આવશે તે મુદ્દત. આ બીજો અર્થ વધારે સંભવિત લાગે છે. ઈ. સ. ૭૦ પછી ઘણી વાર તેમજ ઘણી પ્રજાઓએ યરૂશાલેમ ખૂંદી નાખેલું જોવામાં આવ્યું છે. યહુદીઓને આખી દુનિયાની પ્રજાઓમાં વેરી નાખવામાં આવ્યા છે. હજી સુધી પણ તેઓ દેશ વિનાની પ્રજા તરીકે માલૂમ પડે છે, અને પાલેસ્ટાઈનમાં બીજા વતનીઓ કરતાં તેમની સંખ્યા ઓછી છે. ત્યાં વિશેષ વસ્તી આરબ લોકોની છે; અને તેઓ તથા યહુદીઓ વચ્ચે કાયમની દુશ્મનાવટ જોવામાં આવે છે.

આપણો પ્રભુ તથા તેના શિષ્યો મંદિરમાંથી બહાર નીકળતા હતા ત્યારે તેઓની વચ્ચે આ વાતચીત થઈ: "સુંદર પથ્થરોથી તથા દાનોથી મંદિર કેવું સુશોભિત કરેલું છે તે વિષે કેટલાએક વાત કરતા હતા, ત્યારે તેણે કહ્યું, કે આ બધું તમે જુઓ છો ખરા, પણ એવા દિવસો આવશે કે જ્યારે પાડી નહિ નંખાશે એવો એક પણ પથ્થર બીજા પથ્થર પર અહીં રહેવા દેવામાં આવશે નહિ." જે પોતાના પિતાના ઘર પર એટલો બધો પ્રેમ રાખતો હતો તેના મોંમાંથી આવા શબ્દો નીકળ્યા ત્યારે શિષ્યોને આઘાત લાગ્યો અને પછીથી તેઓએ તેની પાસે ખુલાસો પણ માગ્યો. તેઓ એ જાણવા માગતા હતા કે નાશ ક્યારે થશે,

તેમજ તેનો સમય પાસે આવ્યો હશે એ વિષે અમને કંઈ નિશાણી આપવામાં આવશે?

હવે આ કરતાં સારા અને ઉપયોગી પ્રશ્નો પૂછી શકાય એમ હતું. તેઓ એવું પૂછી શકે કે શા કારણથી એમ થશે? પરંતુ તેઓના મનમાં માત્ર જિજ્ઞાસા અને પોતા વિષેની ચિંતા માલૂમ પડે છે, માટે તેઓએ ફક્ત તારીખ તથા નિશાની વિષે તેને પૂછ્યું. આ અધ્યાયના બાકીના ભાગમાં આપણા પ્રભુએ કરેલું જે મોટું વિવેચન આવેલું છે તે આ પ્રશ્નના જવાબમાં કરવામાં આવ્યું હતું.

મેં ઉપર કહ્યું તે પ્રમાણે આ અધ્યાયમાં જે બારીક પ્રશ્ન ઉપસ્થિત થાય છે તે વિષે અત્રે વિવેચન કરવાનો મારો ઇરાદો નથી, કેમકે તે વિષે અન્યત્ર લાંબું વિવેચન કરેલું છે. પરંતુ આપણા પ્રભુનું આ વિવેચન વાંચીએ છીએ ત્યારે માલૂમ પડે છે કે પોતાના શિષ્યોની આગળ તે જે ચિત્ર આલેખે છે તેમાં બે દૃષ્ટિમર્યાદા જોવામાં આવે છે: એક પાસેની અને બીજી દૂરની. તેજ પ્રમાણે બે અંત વિષે લખવામાં આવ્યું છે, એટલે યરૂશાલેમનો અંત તથા યુગનો અંત. તેજ પેઢીને માત્ર પહેલા "અંત" સાથે કામ હતું; ત્યારે બીજા અંત વિષે લખેલું છે કે તે "હજી નથી." પૃથક્ પૃથક્ કલમ વિષે જુદા જુદા અભિપ્રાય આપી શકાય એમ છે. વિશેષે કરીને ૩૨મી કલમના સ્થાન સંબંધી ખાતરી થતી નથી; પરંતુ એકંદરે કલમ ૫-૨૪ માં યરૂશાલેમના પતન વિષે, અને કલમ ૨૫-૨૯માં યુગની પરિપૂર્ણતા સંબંધી લખવામાં આવ્યું છે. ત્યારે કલમ ૩૦-૩૬માં આપણા પ્રભુના વિવેચનનો ઉપસંહાર તેમજ તેનું લાગુકરણ સમાએલાં છે. આ છેલ્લા વિભાગમાં તે બંને અંત વિષે બોલે છે, અને તે જે ચેતવણી આપે છે તે બંને અંતને લાગુ પડે છે. પરંતુ શિષ્યોને તો પહેલા જ અંત સાથે તાત્કાળિક કામ હતું, અને તે વિષે આપણો પ્રભુ એમ કહે છે, કે "સઘળાં પૂરાં નહિ થશે ત્યાં સુધી આ પેઢી ટળી જશે નહિ" (કલમ ૩૨).

જ્યારે તે વખતના શિષ્યોને પહેલા અંત સાથે કામ હતું ત્યારે હમણાં આપણને તો બીજા અંત સાથે કામ છે. જેમ શિષ્યોને તેમ આપણને પણ આ ચેતવણીની જરૂર છે, કે "હરવખત જાગતા રહો અને વિનંતી કરો, કે આ બધું જે થવાનું છે, તેમાંથી બચી જવાને તથા માણસના દીકરાની આગળ ઊભા રહેવાને તમે પ્રબળ થાઓ." પરંતુ આ બીજા અંત સંબંધી માત્થી તથા માર્ક બંને આપણા પ્રભુને એમ કહેતો વર્ણવે છે, કે "તે દહાડો તથા તે ઘડી સંબંધી બાપ વગર કોઈ પણ જાણતો નથી; આકાશના દૂતો નહિ તેમજ દીકરો પણ નહિ" (માત્થી ૨૪ ; ૩૬ : માર્ક ૧૩ ; ૩૨. સરખાવો પ્રે. કૃ. ૧ ; ૭). વળી આ બનાવ બનવાની તારીખ જાણવાની આપણને કશી જરૂર નથી; અગત્ય એટલી જ છે કે તે નક્કી થશે જ એવું આપણે સમજી લઈએ, અને તે થાય ત્યાર પહેલાં આપણે તૈયાર થઈ રહીએ.

વિશ્વાસઘાતી સાથે અધિકારીઓનો કરાર : ૨૨ ; ૧-૬

**હવે બેખમીર રોટલીનું પર્વ જે પાસ્ખા કહેવાય છે, તે પાસે આવ્યું. [2]તેને શી રીતે મારી નાખવો, તેની તજવીજ મુખ્ય યાજકો તથા શાસ્ત્રીઓ કરતા હતા; કેમકે તેઓ લોકથી બીતા હતા.**
**[3]યહુદા જે ઇસકારીઓત કહેવાતો હતો, જે બારમાંનો એક હતો, તેમાં શેતાન પેઠો. [4]તેણે જઇને મુખ્ય યાજકો તથા સરદારોના હાથમાં તેને શી રીતે સ્વાધીન કરવો, તે સંબંધી તેઓની સાથે મસલત કરી. [5]તેથી તેઓએ ખુશ થઇને તેને પૈસા આપવાનું વચન આપ્યું. [6]તે તેણે કબૂલ કર્યું, અને લોકો હાજર ન હોય તેવે પ્રસંગે તેને તેઓના હાથમાં સ્વાધીન કરવાનો લાગ તે તાકી રહ્યો.**

માત્થી ૨૬ ; ૧-૫, ૧૪-૧૬ અને માર્ક ૧૪ ; ૧, ૨, ૧૦, ૧૧નો ખુલાસો જુઓ. "પાસ્ખા" શબ્દ જુદા જુદા ત્રણ અર્થમાં વાપરવામાં આવે છે: ૧. આખા પવિત્ર અઠવાડીઆનું પર્વ (લુક ૨ ; ૪૧ : યોહાન ૨ ; ૧૩ : ૬ ; ૪); ૨. પાસ્ખાનું ભોજન (સરખાવો કલમ ૧, ૮, ૧૧, ૧૩ ને ૧૫); ૩. પાસ્ખાનું હલવાન (કલમ ૭ : માર્ક ૧૪ ; ૧૨). સાન્હેદ્રીન સભા મુખ્ય યાજકો એટલે ચાલુ મુખ્ય યાજક તથા વાનપ્રસ્થ થએલા મુખ્ય યાજકો (માત્થી ૨૧ ; ૨૩નો ખુલાસો જુઓ), અને શાસ્ત્રીઓ (એટલે જ્ઞાની ફરોશીઓ), એવા એવા સભાસદોની બનેલી હતી. યહુદા મુખ્ય યાજકોની પાસે ગયો તે વખતે મંદિરના સરદારો તેઓની પાસે બેઠેલા હતા. જે લેવીઓ મંદિરમાં સેવાકાર્યો કરતા હતા તેઓ પર સરદારોને ઠરાવવામાં આવ્યા હતા. આ સરદારોનું કામ મંદિરની હદની અંદર સુવ્યવસ્થા તથા શાંતિ જાળવવાનું હતું (જુઓ કલમ ૫૨); અને કોઈને પકડવો હોય તો તે કામ પણ તેઓને સોંપવામાં આવતું હતું. આપણા પ્રભુને પકડવો એ તો યહુદી અધિકારીઓને માટે નાનીસુની બાબત ન હતી, અને તે ઘણી જ કાળજીપૂર્વક કરવાની જરૂર હતી. લોકસમુદાય તેના પર એટલો બધો પ્રેમ રાખતો હતો કે તેને જાહેરમાં પકડવામાં આવે તો બળવો જાગ્યા વિના રહે નહિ; અને પરિણામે અધિકારીઓને પીલાતની સાથે અથડામણમાં આવવું પડે. અત્યાર સુધી તો યહુદી અધિકારીઓએ લોકસમુદાયની આગળ આપણા પ્રભુને હલકો પાડવાના પ્રયત્ન કર્યા હતા, તેમજ રાજકીય મામલામાં તેને સંડોવવાના પ્રયત્ન પણ કર્યા હતા; પરંતુ તે સર્વ પ્રયત્ન તદ્દન નિષ્ફળ નીવડ્યા હતા. હવે તેઓએ એમ જાણ્યું કે અમે ચતુરાઈ અને કપટનો ઉપયોગ કરીએ તો જ અમારી યોજનાઓ સફળ થાય એમ છે. આ સ્થિતિમાં તેઓ હતા એટલામાં યહુદા તેઓની પાસે આવ્યો, અને તેથી અણધારી રીતે તેઓને મદદ મળી. સૂરજ આથમ્યા પછી

સમુદાય વિખેરાઈ જાય અને આપણો પ્રભુ જેતુન પહાડ પર એકલો મળે ત્યારે જ તેને પકડી શકાય એમ હતું. વળી જેતુન પહાડ પર પણ જાત્રાળુઓનો પડાવ હશે, માટે ઈસુ કયાં છે એની ખબર કોઈ મેળવી આપે એવી જરૂર હતી. યહુદાના આવવાથી તેઓની આવી બધી જ મુશ્કેલીઓ દૂર થઈ.

શેતાને રફતે રફતે યહુદાના આત્માને કેવી રીતે કબજે કર્યો હતો એ યોહાને પોતાની સુવાર્તામાં બતાવેલું છે (યોહાન ૧૨ ; ૪ : ૧૩ ; ૨, ૨૭). શેતાન માણસની ઇચ્છા વગર તેનામાં પ્રવેશ કરી શકતો નથી. આપણે પરીક્ષણને આધીન થઈએ છીએ, અને શેતાનને આપણા પર અધિકાર ચલાવવા દઈએ છીએ ત્યારે જ તે આપણામાં પ્રવેશ કરી શકે છે. ભૂંડો વિચાર જેમ જેમ મનમાં રહે છે તેમ તેમ તે વધારે બળવાન થાય છે, માટે શરૂઆતથી જ આપણે તેની સામે થવું જોઈએ. યહુદાએ આ પ્રમાણે કર્યું હોત તો માણસજાતના ઇતિહાસમાં જે સૌથી ભયંકર ગુનો ગણાએલો છે તેના સાધનરૂપ બનતાં તે બચી જાત.

### છેલ્લું ભોજન : ૨૨ ; ૭–૨૦

[૭] બેખમીર રોટલીનો દિવસ આવ્યો કે જેમાં પાસ્ખાયજ્ઞ કરવો જોઇએ. [૮] તેણે પીતરને તથા યોહાનને એમ કહીને મોકલ્યા, કે તમે જઇને આપણે સારૂ પાસ્ખા સિદ્ધ કરો કે આપણે તે ખાઈએ. [૯] તેઓએ તેને પૂછ્યું, કે અમે કયાં સિદ્ધ કરીએ એ વિષે તારી શી ઇચ્છા છે? [૧૦] તેણે તેઓને કહ્યું, કે શહેરમાં પેસતાં પાણીની ગાગર લઇને જતો એક પુરુષ તમને સામો મળશે; તે જે ઘરમાં જાય ત્યાં તેની પાછળ પાછળ જજો. [૧૧] અને ઘરધણીને પૂછજો, કે ઉપદેશક તને કહે છે, કે મારા શિષ્યોની સાથે હું પાસ્ખા ખાઉં તે ઉતારાની ઓરડી કયાં છે? [૧૨] તે તમને સરસામાનસહિત એક મોટી મેડી દેખાડશે; ત્યાં તમે તૈયારી કરો. [૧૩] તેઓ ગયા, અને જેમ તેણે તેઓને કહ્યું હતું તેમ તેઓને મળ્યું; અને તેઓએ પાસ્ખા તૈયાર કર્યું.

[૧૪] વખત થયો ત્યારે તે બેઠા, અને તેની સાથે બાર પ્રેરિતો પણ બેઠા. [૧૫] તેણે તેઓને કહ્યું, કે [ મરણ ] સહ્યા પહેલાં આ પાસ્ખા તમારી સાથે ખાવાની મને ઘણી ઇચ્છા હતી. [૧૬] કેમકે હું તમને કહું છું, કે દેવના રાજ્યમાં તે પૂરૂં નહિ થાય ત્યાં લગી હું તે ફરી ખાવાનો નથી. [૧૭] તેણે પ્યાલો લઈને સ્તુતિ કરીને કહ્યું, કે આ લો, અને માંહોમાંહે વહેંચો. [૧૮] કેમકે હું તમને કહું છું, કે દેવનું રાજ્ય નહિ આવે ત્યાં સુધી હું હવે પછી દ્રાક્ષાનો રસ પીનાર નથી. [૧૯] પછી તેણે રોટલી લઇને સ્તુતિ કરીને ભાંગી, અને તેઓને આપીને કહ્યું, કે આ મારૂં શરીર છે, તે તમારે સારૂ આપવામાં આવે છે; મારી

**યાદગીરીમાં આ કરો. [20] તેજ પ્રમાણે વાળુ કર્યા પછી તેણે પ્યાલો લઈને કહ્યું, આ પ્યાલો તમારે સારૂ વહેવડાવેલા મારા લોહીમાંનો નવો કરાર છે.**

માત્થી ૨૬ ; ૧૭–૨૯ અને માર્ક ૧૪ ; ૧૨–૨૫નો ખુલાસો જુઓ. પ્રભુ ઈસુ ખ્રિસ્તની સુવાર્તા નરી જ પવિત્ર છે, પરંતુ હમણાં તો આપણે પરમપવિત્રસ્થાનમાં પેસવાનું છે. આ જગાએ તો આપણે બધાંએ પોતપોતાના પગમાંથી જોડાં ઉતારવાં જોઈએ, કેમકે જે જગાએ આપણે ઊભાં છીએ તે તો પવિત્ર ભૂમિ છે. અહીં આગળ એક પ્રાસ્તાવિક વાટકા સંબંધી વાંચવામાં આવે છે (કલમ ૧૭). તે વિષે એકલો લુક લખે છે, અને તે પરથી યહુદી ક્રિયાક્રમમાં આપણા પ્રભુએ કઈ ઘડીએ ખ્રિસ્તી ક્રિયાની સ્થાપના કરી એ આપણે જાણી શકીએ છીએ. યહુદી ક્રિયામાં એક પછી એક ચાર પ્યાલા પીવામાં આવતા હતા, તેમાંના એકને આશીર્વાદનો પ્યાલો એ નામ આપવામાં આવતું હતું (૧ કોરીંથી. ૧૦ ; ૧૬). આ પ્યાલો ફેરવવાનો વખત આવ્યો ત્યારે આપણા પ્રભુએ પ્રભુભોજનના પવિત્ર સંસ્કારની સ્થાપના કરી (માત્થી ૨૬ ; ૨૯ : માર્ક ૧૪ ; ૨૫).

પોતાના મરણ પછી પોતાનું સ્મરણ રહે એ ઇચ્છા માણસોમાં સ્વાભાવિક તેમજ સાર્વત્રિક છે; પરંતુ પ્રભુ ઈસુ ખ્રિસ્ત પોતાના શિષ્યોની સાથે આ છેલ્લું ભોજન પાળવાને આતુર હતો તેનું કારણ જુદું હતું. આપણે અત્રે જોવાનું છે કે તેણે સૌથી પ્રથમ પોતાના શિષ્યોની સાથે પાસ્ખા ભોજનમાં ભાગ લીધો ; પરંતુ ત્યાર પછી તેણે જે ભોજનની સ્થાપના કરી તેમાં તેણે ભાગ લીધો નહિ. પાસ્ખા પર્વ એ તો જૂના કરારનું પર્વ હતું, પરંતુ યિર્મેયાહે જે નવા કરાર વિષે વાત કરી હતી તેની સ્થાપના કરતો આપણો પ્રભુ અત્રે માલૂમ પડે છે (યિર્મે. ૩૧ ; ૩૨). જે પ્રમાણે જૂના કરાર વડે મિસરમાંથી થએલા હેબ્રીઓના છૂટકારાની યાદગીરી કરવામાં આવતી હતી તે પ્રમાણે અત્રે સ્થાપિત થતા નવા કરાર વડે વધસ્તંભદ્વારે પાપમાંથી માણસજાતનો જે છૂટકારો થવાનો હતો તેની યાદગીરી હવે પછી કરવાની હતી. માટે ગતકાળમાં પ્રભુ ઈસુ પોતાના શિષ્યોની સાથે જેવી રીતે જૂનો તહેવાર પાળતો આવ્યો હતો તેવી રીતે હવે પછી તે તેઓની સાથે તે પાળી શકવાનો ન હતો. પરંતુ ભવિષ્યમાં આના કરતાં પણ મોટું ભોજન તેઓને માટે ઠરાવવામાં આવ્યું હતું. તે હલવાનના લગ્નના દિવસનું છે. માણસના પાપ પર ઈશ્વરનો પ્રેમ છેવટે વિજયી થશે ત્યારે આ ભોજન થવાનું છે, અને તે વખતે આપણા પ્રભુના બધા જ શિષ્યો તેની સાથે આનંદ કરશે. પરંતુ એ વખત આવે ત્યાર પહેલાં પોતાની યાદગીરી રહે માટે આપણા પ્રભુએ પોતાના શિષ્યો તથા મંડળીને માટે આ પોતાના રક્ત તથા શરીરની સંગતરૂપ ભોજન કરાવી આપ્યું.

હવે આપણે યાદ રાખવું કે આ ભોજન સ્થાપન કરતી વેળાએ આપણા પ્રભુએ પોતાનું મરણ સંભારવાનું પોતાના શિષ્યોને ફરમાવ્યું હતું. તેણે તેઓને જે રોટલી આપી તે ભાંગેલી રોટલી હતી અને તેઓને જે દ્રાક્ષારસ આપ્યો હતો તે રેડાએલો દ્રાક્ષારસ હતો. તે તો તેના ભાંગેલા શરીર તથા વહેવડાવેલા લોહીના પ્રત્યક્ષ ચિહ્નરૂપ છે. પાઊલ કહે છે તેમ, "તમે જેટલી વાર આ રોટલી ખાઓ છો ને આ વાટકામાંનું પીઓ છો તેટલી વાર તમે પ્રભુના આવતાં સુધી તેનું મરણ દેખાડો છો."

મોટા ઉપદેશક તરીકે નહિ, કુદરતના પ્રભુ તરીકે નહિ, તેમજ મોટા ચમત્કારના કર્તા તરીકે નહિ, પણ દુઃખ સહન કરતા તથા ઈશ્વરના મરણ પામતા દીકરા તરીકે તેની યાદગીરી કરવામાં આવે એવી આપણા પ્રભુની મરજી હતી. તેણે મરવાનું જ પસંદ કર્યું હતું. તેની મરજી ન હોત તો રોમનું સર્વ પરાક્રમ હોવા છતાં પણ તેનું મરણ થાત નહિ. તેણે પોતે કહ્યું તેમ "મારો જીવ મારી પાસેથી કોઈ લઈ લેતું નથી, પણ હું મારી મેળે તે આપું છું." જેઓએ ધર્માર્થે પોતાનો પ્રાણત્યાગ કર્યો હોય તેઓનાં વખાણ આપણે કરીએ છીએ, છતાં તેઓને મરવાની જરૂર ન પડી હોત તો સારૂં એમ આપણને લાગે છે. ઈસુ ખ્રિસ્તના મરણ સંબંધી આપણે એવો વિચાર રાખતા નથી. તેને માટે તો આપણે ઈશ્વરનો ઉપકાર માનીએ છીએ, કેમકે આપણે અનુભવથી જાણીએ છીએ, કે "ઈસુ ખ્રિસ્તનું લોહી આપણને સઘળાં પાપથી શુદ્ધ કરે છે."

"હું બારણું છું, હું ખરો દ્રાક્ષાવેલો છું" એ શબ્દોનો અર્થ જેમ આપણે અક્ષરશઃ સમજવાનો નથી તેમ "આ મારૂં શરીર છે, આ મારૂં લોહી છે" એ શબ્દનો અર્થ પણ અક્ષરશઃ સમજવાનો નથી. વળી આપણે તેમ ન સમજીએ એ વિષે તેણે આપણને ચોકખી ચેતવણી પણ આપી છે. જ્યારે તેણે કહ્યું, કે "આકાશમાંથી ઊતરીને જે જગતને જીવન આપે છે, તે દેવની રોટલી છે......જીવનની રોટલી હું છું. વળી જે રોટલી હું આપીશ તે મારૂં માંસ છે, તે જગતના જીવનને સારૂ [હું આપીશ]" (યોહાન ૬; ૩૩, ૩૪, ૫૧), "ત્યારે યહુદીઓએ માંહોમાંહે વિવાદ કરતાં કહ્યું, કે એ માણસ પોતાનું માંસ આપણને ખાવાને શી રીતે આપી શકે?" તે વખતે તેઓને કેવી ગેરસમજ થાય છે એ જોઈને આપણા પ્રભુએ વધારામાં કહ્યું, કે "જે જીવાડે છે તે આત્મા છે; માંસથી કંઈ લાભ થતો નથી" (યોહાન ૬; ૬૩).

આપણાં પાપનું નિવારણ કરવા માટે વધસ્તંભ પર ઈસુ ખ્રિસ્તનું શરીર કેવી રીતે ભાંગવામાં આવ્યું અને તેનું લોહી કેવી રીતે વહેવડાવવામાં આવ્યું એનું સ્મરણ રોટલી તથા દ્રાક્ષારસ કરાવે છે; પરંતુ આ ભોજનમાં તે કરતાં પણ મોટું રહસ્ય રહેલું છે. કેમકે પ્રભુભોજનના પવિત્ર સંસ્કારદ્વારા પ્રભુ ઈસુ

ખ્રિસ્ત પોતાના જીવનમાં આપણને સહભાગીદાર કરે છે. માત્ર રોટલી ખાવાના તથા દ્રાક્ષારસ પીવાના કૃત્યથી કોઈ પણ જાતનો ફાયદો નથી; પરંતુ તેદ્વારા આપણે તેની સાથે આત્મિક સંગતમાં આવીએ છીએ, અને તેના જીવનમાં સહભાગીદાર થઈએ છીએ.

પાઊલ લખે છે, કે "જ્યારે આપણે શત્રુ હતા, ત્યારે તે ઈશ્વરની સાથે તેના દીકરાના મરણદ્વારા આપણો મિલાપ થયો, તો મિલાપ થયા પછી આપણે તેના જીવનને લીધે બચીશું એ કેટલું વિશેષ ખાતરીપૂર્વક છે; એટલું જ નહિ, પણ આપણા પ્રભુ ઈસુ ખ્રિસ્તદ્વારા આપણો હમણાં મિલાપ થયો છે, તેને આશરે આપણે ઈશ્વરમાં આનંદ પણ કરીએ છીએ" (રૂમી. ૫; ૧૦, ૧૧). માત્ર પ્રભુ ઈસુ ખ્રિસ્તનું સ્મરણ કરવાથી જ તારણ મળશે એવું નથી. માણસનું તારણ ખરી રીતે થાય છે ત્યારે તેને પાપની શિક્ષાથી બચાવવામાં આવે છે એટલું જ નહિ પણ તેના પરાક્રમથી પણ તેને બચાવવામાં આવે છે. ઈસુ ખ્રિસ્તના મરણદ્વારા ઈશ્વરની સાથે આપણો પુનર્મિલાપ થાય છે, પરંતુ તેના જીવનદ્વારા આપણે તારણ પામીએ છીએ, અને પાપ ઉપર જય પામવાને શક્તિમાન બનીએ છીએ. પ્રભુભોજનના પવિત્ર સંસ્કારમાં એજ શક્તિ ખ્રિસ્ત આપણને આપવા માગે છે, અને તેદ્વારા આપણે આશીર્વાદ મેળવીએ નહિ તો તેનું કારણ તે આપવા ખુશી નથી એમ નહિ પણ આપણે તેની કૃપા પામવાને અશક્ત છીએ એ છે.

છેવટે આજ મેજ પાસે આપણા પ્રભુએ આ શબ્દો કહ્યા છે: "હવેથી હું તમને દાસ કહેતો નથી; પણ ... તમને મેં મિત્ર કહ્યા છે." તેની મેજ પાસે બેસીએ છીએ ત્યારે આપણે તેના મિત્રો હોવાનો હક કરીએ છીએ. તો તેની સાથે જમ્યા પછી આપણે બહાર જઈને તેને પરસ્વાધીન કરીએ તો? વળી પ્રભુભોજન તે મિત્રતાનો સંસ્કાર છે; તેની તથા આપણી તેમજ એકબીજાની સાથે પણ તે મિત્રતાનો સંસ્કાર છે. જેઓ ઈસુ ખ્રિસ્તના વિશ્વાસુ મિત્રો છે, અને એકબીજાના પણ મિત્ર છે તેઓને જ પ્રભુભોજનમાં દાખલ કરવાથી ફાયદો છે. એક પ્રાચીન મંડળી વિષે કહેવામાં આવ્યું હતું તેમ શું આપણા વિષે પણ કહેવામાં આવે, કે "તમારાં પ્રેમભોજનોમાં ખરાબા છે?" (યહુદા ૧૨.) ભોજન જમી રહ્યા પછી આપણા પ્રભુએ એમ કહ્યું, કે "હું તમને કહું છું, કે ઈશ્વરનું રાજ્ય નહિ આવે ત્યાં સુધી હું હવે દ્રાક્ષાનો રસ પીનાર નથી" (સરખાવો માર્ક ૧૪; ૨૫). એ પ્રમાણે જે ભોજન તેના મરણની યાદગીરી કરાવે છે તે તેના જય વિષેની અગમસૂચનાસહિત સમાપ્ત થાય છે. તેથી પ્રભુભોજનની ક્રિયામાં ભવિષ્યમાંનાં વત્તાં સારાં વાનાં સંબંધી અગમસૂચના રહેલી છે. આજે આપણા માર્ગ પર ગમે તેવો અંધકાર છવાઈ રહેલો હોય અને કાલે ગમે તેવો અનુભવ થાય, તોપણ આગળ મહિમા રાખી મૂકેલો

છે. આપણો પ્રભુ પોતાના સઘળા શત્રુઓને પગ તળે ન ખૂંદે ત્યાં સુધી
તે રાજ કરે એ અવશ્યનું છે. માટે આપણે જેઓ અહીં તેની મેજ પાસે
બેસીએ છીએ તેઓ તેના પર પ્રેમ કરીને તથા વિશ્વાસુપણે તેની સેવા કરીને
હલવાનના લગ્નજમણમાં બેસે, અને ઈશ્વરના રાજ્યમાં તેની સાથે નવો દ્રાક્ષારસ
પીએ એજ તેમની જિંદગીની મોટામાં મોટી અભિલાષા હોવી જોઈએ.

## પવિત્ર મેજ પાસે થએલી વાતચીત : ૨૨ ; ૨૧–૩૮

**[૨૧] પણ જુઓ, જે મને પરસ્વાધીન કરે છે તેનો હાથ મારી
સાથે મેજ પર છે. [૨૨] માણસનો દીકરો ઠરાવ્યા પ્રમાણે જાય છે
ખરો, પણ જે તેને પરસ્વાધીન કરે છે તે માણસને અફસોસ છે!
[૨૩] તેઓ માંહોમાંહે પૂછપરછ કરવા લાગ્યા, કે આપણામાંનો કોણ
આ કામ કરવાનો હશે?**

**[૨૪] આપણામાં કોણ મોટો ગણાય છે તે સંબંધી પણ તેઓમાં
વાદવિવાદ શરૂ થયો. [૨૫] તેણે તેઓને કહ્યું, કે વિદેશીઓના રાજાઓ
તેમના પર ધણીપણું કરે છે; અને જેઓ તેમના પર અધિકાર ચલાવે
છે તેઓ પરોપકારી કહેવાય છે. [૨૬] પણ તમે એવા ન થાઓ; પણ
તમારામાં જે મોટો હોય, તેણે નાના જેવા થવું; અને જે આગેવાન
હોય, તેણે સેવા કરનારના જેવા થવું. [૨૭] કેમકે આ બેમાં કયો મોટો
છે, જમવા બેસનાર કે સેવા કરનાર? શું જમવા બેસનાર [મોટો]
નથી? પણ હું તમારામાં સેવા કરનારના જેવો છું. [૨૮] મારાં પરીક્ષણોમાં
મારી સાથે રહેનાર તમે જ છો. [૨૯] જેમ મારા બાપે મને [રાજ્ય]
ઠરાવી આપ્યું છે, તેમ હું તમને રાજ્ય ઠરાવી આપું છું, [૩૦] કે તમે મારા
રાજ્યમાં મારી મેજ પર ખાઓ તથા પીઓ; અને તમે ઇસ્રાએલનાં
બારે કુળોનો ન્યાય ઠરાવતાં રાજ્યાસનો પર બેસશો.**

**[૩૧] સીમોન, સીમોન, જો, શેતાને ઘઉંની પેઠે ચાળવા સારૂ તમને
[કબજે] લેવા માગ્યા: [૩૨] પણ મેં તારે સારૂ વિનંતી કરી, કે તારો
વિશ્વાસ ખૂટે નહિ; અને તું તારા ફર્યા પછી તારા ભાઈઓને સ્થિર
કરજે. [૩૩] તેણે તેને કહ્યું, કે પ્રભુ, હું તારી સાથે બંદીખાનામાં જવાને
તથા મરવાને પણ તૈયાર છું. [૩૪] તેણે તેને કહ્યું, કે પીતર, હું તને કહું
છું, કે આજ મરઘો બોલ્યા અગાઉ, હું તેને ઓળખતો નથી, એમ
[કહીને] તું ત્રણ વાર મારો નકાર કરશે.**

**[૩૫] પછી તેણે તેઓને પૂછ્યું, કે જ્યારે થેલી તથા ઝોળી તથા
જોડા વિના મેં તમને મોકલ્યા ત્યારે તમને કશાની ખોટ પડી? તેઓએ
કહ્યું, કે કશાની નહિ. [૩૬] ત્યારે તેણે તેઓને કહ્યું, પણ હમણાં જેની**

**પાસે થેલી હોય તે તે રાખે, અને ઝોળણું પણ રાખે; અને જેની પાસે તરવાર ન હોય, તે પોતાનું લૂગડું વેચીને [તરવાર] ખરીદી રાખે. ³⁷ કેમકે હું તમને કહું છું, કે અપરાધીઓની સાથે તે ગણાયો, એ જે લખેલું છે તે મારામાં હજી પૂરૂ થવું જોઈએ; કારણ કે મારા વિષેની વાતો પૂરી થાય છે. ³⁸ તેઓએ કહ્યું, કે પ્રભુ, જો, બે તરવાર આ રહી; તેણે તેઓને કહ્યું, કે એ બસ છે.**

માત્થી ૨૬; ૨૧-૨૫, ૩૧-૩૫: માર્ક ૧૪; ૧૮-૨૧, ૨૭-૩૧ સુધીનો ખુલાસો જુઓ. પવિત્ર સંસ્કારની સ્થાપના (કલમ ૧૯, ૨૦) ભોજનને અંતે કરવામાં આવી હતી (૧ કોરીંથી. ૧૧; ૨૫); તેથી માલૂમ પડે છે કે પ્રભુભોજનની સ્થાપનાનું વર્ણન કર્યા બાદ લુક પાછો ફરે છે, અને તેની સ્થાપના કરતી વેળાએ બનેલી કેટલીક બીનાનું વર્ણન કરે છે. એ બીના નીચે મુજબ છે: ૧. પરસ્વાધીન થવા વિષે આપેલી સૂચના (કલમ ૨૧-૨૩); ૨. ખરી મોટાઈ વિષે વિવેચન (કલમ ૨૪-૩૦); ૩. પીતરના નકાર વિષે અગમસૂચના (કલમ ૩૧-૩૪); ૪. શસ્ત્રો વિષે વાતચીત (કલમ ૩૫-૩૮). હમણાં આપણે એક પછી એક આ બાબતો વિષે વિચાર કરીએ.

૧. યોહાનના વૃત્તાંત પરથી સ્પષ્ટ રીતે માલૂમ પડે છે કે તારો વિશ્વાસઘાત હું જાણું છું, એમ કહીને યહુદાને બહાર જવાની ફરજ પાડવાનો આપણા પ્રભુનો ઇરાદો હતો (યોહાન ૧૩; ૨૧-૩૫). આ તો પ્રેમભોજન હતું, અને જેઓ પોતાના પ્રભુ પર ખરા હૃદયથી પ્રેમ રાખતા હોય તેઓને જ તેમાં ભાગ લેવાનો હક હતો. વિશ્વાસઘાતી માણસ મેજ પાસે બેઠેલો હોય તો એવી સ્થિતિમાં પ્રથમ પવિત્ર સંસ્કાર શી રીતે પાળી શકાય? "તમારામાંનો એક મને પરસ્વાધીન કરશે" એ શબ્દો આપણો પ્રભુ કેટલા બધા શોકસહિત બોલ્યો હશે. આ વાત વાંચીએ છીએ ત્યારે યિર્મેયાહનું વચન યાદ આવે છે: "રે પાસે થઈને સર્વ જનારા, શું આ તમારી નજરમાં કંઈ નથી? ધ્યાન આપીને જુઓ, મારા પર જે દુ:ખ પડયું...તેના જેવું બીજું કોઈ દુ:ખ છે શું?" (યિર્મે. વિલાપ ૧; ૧૨) પરંતુ ખરેખર, યિર્મેયાહના કરતાં આપણા પ્રભુનો શોક ઘણો મોટો હતો, અને આપણામાંનું કોઈ તેને પરસ્વાધીન કરે છે ત્યારે હર વખતે તેને એવો જ શોક થાય છે. આપણા પ્રભુને ફરીથી વધસ્તંભે જડવાની ભયંકર શક્તિ આપણામાંના દરેકમાં રહેલી છે; અને દુ:ખની વાત છે કે આપણે ઘણી વાર એમ કરીએ પણ છીએ! તે વખતે તથા હમણાં પણ તેના શત્રુઓ તેનું કોઈપણ જાતનું નુકસાન કરી શકતા નથી. તેને જે સૌથી ભયંકર ઘા કરવામાં આવે છે તે તેને હમેશાં તેના મિત્રોના ઘરમાં જ કરવામાં આવે છે! જે અગિયાર વિશ્વાસુ શિષ્યો હતા તેઓએ તરત યહુદા પર

શક ન આણ્યો એ વાત તેઓનાં વખાણમાં ગણવામાં આવે છે. આ બાબતમાં આપણે પણ તેઓનું અનુકરણ કરવું જોઈએ, અને પાઊલના કહેવા પ્રમાણે "પોતપોતાને પારખીને આ રોટલીમાંથી ખાવું અને આ વાટકામાંથી પીવું" (૧ કોરીંથી. ૧૧ ; ૨૮).

૨. યોહાનના વૃત્તાંત પરથી એવી પણ ખબર મળે છે કે આપણા પ્રભુએ પરસ્વાધીન થવા વિષે વાત કરી ત્યાર પહેલાં મોટાઈ સંબંધી શિષ્યોમાં કજિયો થયો હતો (યોહાન ૧૩ ; ૧–૨૦). જમ્યા પહેલાં એકબીજાના પગ ધોવાનો યહુદીઓમાં રિવાજ હતો, અને આ પ્રસંગે એ કામ કોણ કરે એ વિષે તેઓમાં કજિયો થયો હોય એમ લાગે છે ; માટે તેઓને ઠપકો આપવા સારૂ આપણા પ્રભુએ પોતે જ એ કામ કર્યું. એ વિષે એ પ્રસંગે જે વાતચીત થઈ હતી તે વિષે લુક થોડું જણાવે છે. ભૂમધ્ય સમુદ્રની આજુબાજુ આવેલા દેશોમાં રાજાઓને તથા અધિકારીઓને 'પરોપકારી' એવી માનસૂચક અટક આપવાનો રિવાજ પ્રચલિત હતો. તે જમાનાના જે સ્મરણલેખો તથા સિક્કા મળી આવ્યા છે તે પર આવી અટક કોતરેલી માલૂમ પડે છે. અહીં આગળ આપણો પ્રભુ એ અટકનો તિરસ્કાર કરે છે (કલમ ૨૫). તે પોતાના શિષ્યોને એવું જણાવે છે, કે ખરી માનસૂચક અટક તે 'પરોપકારી' નહિ પણ 'સેવક' હોવી જોઈએ. તે પોતે સેવક તરીકે તેઓમાં રહેતો હતો, અને એ બાબતમાં તેઓ તેનું અનુકરણ કરે તોજ તેઓ તેના રાજ્યના મહિમામાં ભાગીદાર થઈ શકે. છતાં આપણા પ્રભુના ઠપકા સાથે કોમળતા પણ મિશ્રિત થએલી માલૂમ પડે છે. કસોટીના ઘણા સમયમાં આ માણસો તેને વિશ્વાસુ રહ્યા હતા, અને જ્યારે બીજા માણસોએ તેનો ત્યાગ કર્યો ત્યારે તેઓએ તેમ કરવા ના પાડી હતી (સરખાવો યોહાન ૬ ; ૬૭), એ વાત આપણો પ્રભુ અત્રે ઉપકારીપણાસહિત કબૂલ કરે છે : "મારાં પરીક્ષણોમાં મારી સાથે રહેનાર તમે જ છો" (કલમ ૨૮). વળી તે તેઓને એમ પણ જણાવે છે કે તેને વિશ્વાસુ રહેવાને લીધે તેઓ બદલો પામ્યા વિના રહેશે જ નહિ. એક દિવસે તેઓને ખરી મોટાઈ મળવાની હતી ; કેમકે જેમ તેઓ તેનાં પરીક્ષણોમાં ભાગીદાર થયા હતા તેમ તેના જયમાં પણ તેઓ ભાગીદાર થવાના હતા. જગતના જે અધિકારીઓના અભિમાનનું તેઓ અનુકરણ કરતા હતા તેઓના કરતાં પણ તેઓ પોતે મોટા થવાના હતા. જતે દિવસે આપણા પ્રભુના કહેવાનો અર્થ શો છે તે દર્શનદ્વારા આજ માણસોમાંના એકને પ્રગટ કરવામાં આવ્યું : "જે જીતે છે તેને હું મારા રાજ્યાસન પર મારી સાથે બેસવા દઈશ, જેમ હું પણ જીતીને મારા બાપની સાથે તેના રાજ્યાસન પર બેઠેલો છું તેમ" (પ્રક. ૩ ; ૨૧).

૩. આજ રાતે મને પકડવામાં આવશે ત્યારે ગભરાએલાં ઘેટાંના ટોળાની માફક શિષ્યો વેરાઈ જશે એ પ્રભુ ઈસુ ખ્રિસ્ત જાણતો હતો, માટે તે વિષે તે

અગાઉથી તેઓને ચેતવણી આપે છે: "તમે સૌ આજ રાત્રે મારા સંબંધી ઠોકર ખાશો, કેમકે એમ લખેલું છે કે હું ઘેટાંપાળકને મારીશ, ને ટોળાનાં ઘેટાં વેરાઈ જશે" (માત્થી ૨૬; ૩૧). પીતર હમેશાં પોતા પર વિશ્વાસ રાખતો હતો, તેથી તેણે કહ્યું, કે "જોકે બધા તારા સંબંધી ઠોકર ખાય, તોપણ હું કદી તારા સંબંધી ઠોકર ખાઈશ નહિ" (માત્થી ૨૬; ૩૩. સરખાવો માત્થી ૨૬; ૩૧-૩૩ અને માર્ક ૧૪; ૨૭-૨૯). પ્રભુ ઈસુ જ્યારે કોમળતાસહિત પીતરને ઠપકો આપવા માગતો હતો ત્યારે તે હમેશાં તેનું જૂનું નામ વાપરતો હતો (સરખાવો માત્થી ૧૭; ૨૫: માર્ક ૧૪; ૩૭: યોહાન ૨૧; ૧૫-૧૭). તેજ પ્રમાણે તેણે હમણાં પણ કહ્યું: "સીમોન, સીમોન, જો, શેતાને ઘઉંની પેઠે ચાળવા સારૂ તમને [કબજે લેવા] માગ્યા" (સરખાવો આમોસ ૯; ૯); "પણ મેં તારે સારૂ વિનંતી કરી કે તારો વિશ્વાસ ખૂટે નહિ; અને તું તારા ફર્યા પછી તારા ભાઈઓને સ્થિર કરજે" (કલમ ૩૧). એ પ્રમાણે પ્રભુ ઈસુ ખ્રિસ્ત પીતરને ચેતવણી આપે છે કે તે પરીક્ષણમાં પડી જશે; પરંતુ સાથે સાથે તે તેને દિલાસો પણ આપે છે એ સારૂ કે તેના શરમના સમયમાં તે નિરાશ થાય નહિ; પણ પીતરે તે માન્યું નહિ. જે વચન તેણે સાંભળ્યું હતું તે છતાં હજી પણ તેની માન્યતા એવી હતી કે મસીહના રાજ્યની સ્થાપના બળાત્કારથી થઈ શકે. કેદમાં જવાનો વખત આવે અથવા મરણ પામવાનો વખત પણ આવે તોપણ તે તેને માટે તૈયાર જ હતો. ત્યારે તો આપણા પ્રભુએ તેને શરમભરેલું સત્ય જ કહી દીધું, કે "પીતર, હું તને કહું છું, કે આજ મરઘો બોલ્યા અગાઉ, હું તેને ઓળખતો નથી એમ [કહીને] તું ત્રણ વાર મારો નકાર કરશે." પીતરે ઓછી પ્રતરાજી કરી હોત અને વધારે નમ્રતાથી પ્રાર્થના કરી હોત તો કેવું સારૂં! વળી આ વાર્તામાં આપણે માટે જે પાઠ રહેલો છે તે એટલો બધો સ્પષ્ટ છે, કે "દોડતાં દોડતાં પણ તે વાંચી શકાય."

૪. પ્રજાનો બચાવ બળાત્કાર વડે થઈ શકે એ પોતાની જૂની માન્યતાને અગિયાર શિષ્યો હજુ પણ વળગી રહે છે એ જોઈ આપણા પ્રભુનું દિલ દુખાયું. તેણે તેઓને "વરૂઓમાં ઘેટાં જેવા" મોકલ્યા હતા, ત્યારે તેઓની સાથે જે શરતો કરી હતી તે વિષે તે તેઓને યાદ દેવડાવે છે. હમણાં તે તેઓને પૂછે છે, કે શું એ શરતો ગેરવાજબી હતી? મેં તમને મોકલ્યા ત્યારે તમને કશાની ખોટ પડી? તેઓએ તેને કહ્યું કે કશાની નહિ. હમણાં તે તેઓને જુદું કહે છે. તે તેઓને એમ જણાવે છે કે જમાનો બદલાઈ ગયો છે. હવે પછી તેઓને અપરાધીઓની સાથે ગણવામાં આવશે (યશા. ૫૩; ૧૨); વળી તેના પરના પ્રેમને લીધે તેઓની પરોણાચાકરી જે પ્રમાણે કરવામાં આવી હતી તે પ્રમાણે હવે પછી થશે નહિ એમ તે તેઓને કહે છે. હવે તો તેઓને થેલી, જોળણાં તથા જોડા એ બધાંની જરૂર પડશે. "જેની પાસે થેલી હોય તે તે રાખે અને જોળણું પણ રાખે."

વળી એમ પણ બની શકે કે અંધેરનો જે સમય આવવાનો હતો તેમાં તેઓને પોતાના જીવની રક્ષા પણ કરવી પડે; માટે તે આ પણ કહે છે, કે "જેની પાસે તરવાર ન હોય, તે પોતાનું લૂગડું વેચીને [તરવાર] ખરીદી રાખે." અલબત, આ તો ઉપમારૂપી ભાષા છે, અને તેમાં આપણો પ્રભુ એટલું જ કહેવા માગે છે કે તેઓએ પોતાની સલામતીની ખાતર હરેક ઘટિત સાધનનો ઉપયોગ કરવો જોઈએ. પરંતુ પોતાની હમેશની રીત પ્રમાણે તેઓ તેના કહેવાનો અર્થ અક્ષરશઃ સમજ્યા અને તેઓમાંના એકે કહ્યું, "પ્રભુ, જો, બે તરવાર આ રહી" (કલમ ૩૮). પ્રભુએ જવાબ આપ્યો, કે "એ બસ છે," એટલે તરવાર બસ હતી એમ નહિ પણ વાતચીત બસ થઈ હતી. તેઓની મંદતાને લીધે તે નિરાશ થયો, તેથી તેણે તરત વાત બંધ કરી. કડવા અનુભવ સિવાય બીજી રીતે તેઓ આ સત્ય સમજવાના ન હતા, અને થોડી જ વાર પછી પીતરે બળાત્કાર કરવા માટે પોતાની તરવારનો ઉપયોગ કર્યો ત્યારે આપણા પ્રભુએ તેને અટકાવ્યો (કલમ ૫૦).

ગેથસેમાનેમાંનું કષ્ટ : ૨૨ ; ૩૯–૪૬

**[૩૯] બહાર નીકળીને તે પોતાની રીત પ્રમાણે જૈતુન પહાડ પર
ગયો; શિષ્યો પણ તેની પાછળ પાછળ ગયા. [૪૦] તે તે ઠેકાણે આવ્યો,
ત્યારે તેણે તેઓને કહ્યું, કે પ્રાર્થના કરો કે તમે પરીક્ષણમાં ન પડો.
[૪૧] આશરે પથ્થર ફેંકાય એટલે છેટે તે તેઓથી દૂર ગયો; અને ઘૂંટણ
ટેકવીને તેણે પ્રાર્થના કરીને કહ્યું, કે [૪૨] હે બાપ, જો તારી ઇચ્છા હોય,
તો આ પ્યાલો મારાથી દૂર કર: તો પણ મારી ઇચ્છા પ્રમાણે નહિ,
પણ તારી ઇચ્છા પ્રમાણે થાઓ. [૪૩] આકાશમાંથી એક દૂત તેને બળ
આપતો દેખાયો. [૪૪] તેણે કષ્ટ સાથે વિશેષ આગ્રહથી પ્રાર્થના કરી;
અને તેનો પરસેવો ભોંય પર પડતાં લોહીનાં ટીપાં જેવો થયો.
[૪૫] પ્રાર્થના કરીને ઊઠ્યા પછી તે પોતાના શિષ્યો પાસે પાછો આવ્યો,
ત્યારે તેણે તેઓને શોકને લીધે ઊંઘેલા દીઠા. [૪૬] તેણે તેઓને કહ્યું, કે
કેમ ઊંઘો છો? ઊઠીને પ્રાર્થના કરો, કે તમે પરીક્ષણમાં ન પડો.**

માત્થી ૨૨ ; ૩૦, ૩૬–૪૬ અને માર્ક ૧૪ ; ૨૬, ૩૨–૪૨નો ખુલાસો જુઓ. અહીં આગળ ૪૩ અને ૪૪ મી કલમમાં જે વાત આવે છે તે એકલી લુકની સુવાર્તામાં મળે છે: "આકાશમાંથી એક દૂત તેને બળ આપતો દેખાયો. તેણે કષ્ટ સાથે વિશેષ આગ્રહથી પ્રાર્થના કરી; અને તેનો પરસેવો ભોંય પર પડતાં લોહીનાં ટીપાં જેવો થયો." બાઈબલની અંગ્રેજી આવૃત્તિના સુધારકોએ બતાવ્યું છે તેમ હસ્તલેખોના લખાણ પરથી આ વાત લુકના મૂળ હસ્તલેખમાં ન હતી, પણ પાછળથી ઉમેરવામાં આવી છે, પરંતુ એ પરથી સમજવું ન જોઈએ કે તે

માત્ર કલ્પિત છે; કેમકે સુવાર્તાને લગતી એ દંતકથાઓનો એક અંશ છે એ વિષે જરા પણ શક નથી. પ્રાચીન વખતના કોઈ વાચકે પોતાની સુવાર્તાના હાંસીઆમાં તે નોંધરૂપે લખી હતી, અને ત્યાંથી પાછળના લહીઆએ તે હસ્તલેખમાં દાખલ કરી. આવી જ રીતે અનેક મૂલ્યવાન પ્રકરણો સુવાર્તાના વૃત્તાંતમાં દાખલ કરવામાં આવ્યાં છે; તેનો સૌથી પ્રખ્યાત દાખલો તે વ્યભિચારમાં પકડાએલી સ્ત્રી વિષેનું પ્રકરણ છે (યોહાન ૮; ૧-૧૧). એટલું જ નહિ પણ આ વાર્તા કેટલી બધી પ્રચલિત હતી તે એક બીજી બાબત પરથી પણ માલૂમ પડે છે એટલે "માત્થીની સુવાર્તા"ના કેટલાએક હસ્તલેખમાં તે માત્થી ૨૬; ૩૯ પછી દાખલ કરેલી માલૂમ પડે છે. વળી હાંસીઆમાં એક જ નોંધ કરવામાં આવી હતી એમ નહિ પણ બે નોંધ હતી, અને તે બંને આ સુવાર્તામાં સંયુક્ત કરવામાં આવી છે.

૧. "આકાશમાંથી એક દૂત તેને બળ આપતો દેખાયો" (કલમ ૪૩). આ બનાવ કોણે જોયો અને પછી તે વિષે વાત કરી? અગિયાર શિષ્યો આપણા પ્રભુની સાથે ગેથસેમાને વાડીમાં ગયા હતા, અને માત્થી તથા માર્ક જણાવે છે, કે ત્યાં પહોંચ્યા પછી તે પોતાના ત્રણ ખાસ વહાલા શિષ્યો પીતર, યાકૂબ તથા યોહાનને લઈને બીજા નવથી દૂર ખસી ગયો. વળી જ્યારે તે કષ્ટાવા લાગ્યો ત્યારે આ ત્રણ માણસો પણ તેની પાસે ન હતા; કેમકે લખેલું છે, કે "તેણે ઘૂંટણ ટેકવીને પ્રાર્થના કરી ત્યાર પહેલાં તે તેઓને પણ મૂકીને એક પથ્થર ફેંકી શકાય એટલે દૂર આગળ ગયો." એટલું જ નહિ પણ તે પાછો વળ્યો ત્યારે તેઓ તેને ઊંઘેલા માલૂમ પડ્યા. પરંતુ આટલા જ માણસો હતા એવું નથી. માર્કની સુવાર્તા પરથી માલૂમ પડે છે, કે "એક જુવાન જેણે પોતાના ઉઘાડા અંગ પર શણનું લૂગડું ઓઢેલું હતું તે તેની પાછળ પાછળ આવતો હતો; તેઓએ તેને પકડયો; પણ તે લુગડું પડતું મૂકીને ઉઘાડે ડીલે તેઓ પાસેથી નાસી ગયો" (માર્ક ૧૪; ૫૧, ૫૨). આ માણસ યોહાન માર્ક હતો એવું માનવામાં આવે છે (જુઓ માર્ક ૧૪; ૫૧ અને ૫૨નો ખુલાસો). વળી ઝાંખા પ્રકાશમાં જેને આ અર્ધ નિદ્રિત શિષ્યોએ પોતાના નીચે પડેલા સ્વામી પર વાંકો વળેલો જોયો તે કદાપિ તેજ હોય; અને પોતાની મૂંઝવણને લીધે સફેદ વસ્ત્ર પહેરેલો દૂત તેની સેવા કરે છે એવું તેઓને લાગ્યું હોય.

૨. આ જગાએ જે શબ્દનો તરજુમો 'કષ્ટ' થાય છે તેનો તરજુમો નવા કરારમાં જુદી જુદી રીતે કરેલો માલૂમ પડે છે. જેમકે ફિલિપી. ૧; ૩૦માં 'યુદ્ધ,' કોલોસી. ૨; ૧માં 'યત્ન,' ૧ થેસ્સા. ૨; ૨માં 'કષ્ટ,' ૨ તીમોથી ૪; ૭માં 'લડાઈ' અને 'શરત.' આ શબ્દ એવું બતાવે છે કે આપણા પ્રભુને જે પ્યાલો પીવાનો હતો તેને તે કેટલો બધો ધિક્કારતો હતો, અને "તોપણ મારી ઇચ્છા નહિ પણ તારી ઇચ્છા થાઓ" એમ કહેતાં તેને પોતાના પર કેટલો બધો અંકુશ રાખવો પડયો હશે! વળી આપણે ખાસ કરીને એ જોવું જોઈએ કે

આપણા પ્રભુના શરીરના અંગ પરથી વાસ્તવિક લોહીનાં ટીપાં પડતાં હતાં એવું લુક કહેતો નથી. તે એમ કહે છે કે તેનો પરસેવો ભોંય પર પડતાં લોહીનાં ટીપાં જેવો થયો, એટલે જેમ લોહી ઘામાંથી વહી જતું હોય તેમ તેના અંગમાંથી પરસેવો વહી જતો હતો.

આ પવિત્ર દેખાવ જોઈએ છીએ ત્યારે આપણને એવું યાદ આવે છે કે મનુષ્યોના પાપનિવારણ વિષેની વાર્તામાં જુદી જુદી ત્રણ વાડી વિષેની વાત લખવામાં આવી છે: પ્રથમ વાડી નિર્દોષપણાની હતી. તેમાંથી મના કરેલું ફળ ખાવાને લીધે માણસને કાઢી મૂકવામાં આવ્યો હતો. ત્યાર પછી માણસને પોતાની અસલ સ્થિતિમાં પાછો લાવવાના પ્રયત્ન કરતો ઈશ્વર માલૂમ પડે છે. તેજ કારણથી પ્રભુ ઈસુ ખ્રિસ્તે પોતાનો જીવ આપ્યો, અને બીજી એટલે ગેથસેમાને વાડીમાં તેણે સર્વનાં પાપ માથે લીધાં. પરંતુ ત્રીજી વાડીનું વર્ણન કરીને નવો કરાર સમાપ્ત થાય છે. તે વિષેના ચિત્રમાં આપણા પ્રભુનો હોમ પૂરો થએલો અને તેનો ઈરાદો અમલમાં આવેલો માલૂમ પડે છે: "જે જીતે છે તેને ઈશ્વરના પારાદેસમાંના જીવનના ઝાડ પરનું [ફળ] હું ખાવાને આપીશ."

### ઈસુ ખ્રિસ્તની ધરપકડ: ૨૨ ; ૪૭–૫૩

**૪૭ તે હજી બોલતો હતો એટલામાં તો ઘણા લોક આવ્યા, અને**
**યહુદા કરીને બારમાંનો એક તેઓની આગળ ચાલતો હતો; તે**
**ઈસુને ચુંબન કરવા સારૂ તેની પાસે આવ્યો. ૪૮ પણ ઈસુએ તેને**
**પૂછ્યું, યહુદા, શું તું માણસના દીકરાને ચુંબન કરીને પરસ્વાધીન**
**કરે છે? ૪૯ જેઓ તેની આસપાસ હતા તેઓએ શું થવાનું છે તે**
**જોઇને તેને પૂછ્યું, પ્રભુ, અમે તરવાર મારીએ શું? ૫૦ તેઓમાંના**
**એકે મુખ્ય યાજકના ચાકરને ઝટકો મારીને તેનો જમણો કાન કાપી**
**નાખ્યો. ૫૧ પણ ઈસુએ ઉત્તર આપ્યો, કે આટલું જ થવા દો. તેણે**
**તેના કાનને સ્પર્શ કરીને તેને સારો કર્યો. ૫૨ જે મુખ્ય યાજકો,**
**મંદિરના સરદારો તથા વડીલો તેની સામે આવ્યા હતા, તેઓને**
**ઈસુએ કહ્યું, જેમ તમે લૂંટારાની સામે આવતા હો તેમ તરવારો તથા**
**સોટા લઈને આવ્યા છો શું? ૫૩ હું રોજ તમારી સાથે મંદિરમાં હતો,**
**ત્યારે તમે મારા પર હાથ નહોતા નાખ્યા; પણ આ તમારી ઘડી**
**તથા અંધકારનું સામર્થ્ય છે.**

માત્થી ૨૬ ; ૪૭–૫૬ અને માર્ક ૧૪ ; ૪૩–૫૨નો ખુલાસો જુઓ. અહીં આગળ આપણા પ્રભુને તેના શત્રુઓના હાથમાં પરસ્વાધીન કરવામાં આવે છે. તે પોતે કહેતો હતો તેમ "તેનો સમય પાસે આવ્યો હતો અને અંધકારનું પરાક્રમ પ્રગટ થતું હતું" (કલમ ૫૩). આ દશા કેટલી બધી કરુણ કહેવાય!

કેમકે જે શિષ્ય પર તે પહેલાં ભરોસો રાખતો હતો, અને હજુ પણ પ્રેમ રાખતો હતો તે તેને પરસ્વાધીન કરતો અત્રે માલૂમ પડે છે! ચુંબન જે પ્રીતિની નિશાની છે તેજ જ્યારે વિશ્વાસઘાત કરવાના ઈસારા તરીકે ઉપયોગમાં લેવામાં આવે છે ત્યારે કેટલો બધો ભયંકર અને ધિક્કારપાત્ર ગુન્હો થયો કહેવાય! ચારે સુવાર્તામાં આ શબ્દો મળે છે એટલે "બારમાંનો એક." તે શબ્દો પર જાણે ભાર મૂકવામાં આવતો હોય એમ આપણને લાગે છે, અને આ અગિયાર માણસો જીવ્યા ત્યાં સુધી જીવનના પ્રભુને પરસ્વાધીન કરનારો અમારામાંનો એક હતો એ વિચાર મનમાં આવતાંની સાથે તેઓનાં રૂવાં ઊભાં થતાં હશે.

આ રાતે તો અંધકારનું પરાક્રમ ભૂંડા માણસોની પાસે અનર્થ કરાવતું હતું, એટલું જ નહિ પણ તે ખરા માણસોને ગંભીર ભૂલોમાં ફસાવતું હતું. આપણા પ્રભુના શબ્દો વિષે તેઓની કેટલી બધી ગેરસમજ થઈ હતી તે હમણાં માલૂમ પડે છે: "જેઓ તેની આસપાસ હતા તેઓએ શું થવાનું છે એ જોઈને તેઓએ પૂછ્યું, કે પ્રભુ, અમે તરવાર મારીએ શું?" પછી જવાબની રાહ ન જોતાં તેઓમાંના એકે મુખ્ય યાજકના ચાકરને ઝટકો મારીને તેનો જમણો કાન કાપી નાખ્યો. એ માણસ કોણ છે એ આપણને જણાવવામાં આવ્યું ન હોત તોપણ આપણે સમજી લેત—ઉતાવળીઆ અને મૂર્ખ પીતર વિના બીજું કોણ હોઈ શકે! ત્રણે સંદર્શક સુવાર્તિકો તેનું નામ જણાવતા નથી, પરંતુ ચોથી સુવાર્તામાં તેનું નામ જણાવવામાં આવે છે. તેનું કારણ ઘણું કરીને એજ હશે કે છેલ્લી સુવાર્તા લખવામાં આવી ત્યાર પહેલાં પીતરનું મરણ થયું હતું, તેથી હવે આ વાત પ્રગટ કરવામાં વાંધો દેખાતો ન હતો.

પરંતુ જો આ કૃત્ય પીતરના જેવું જ હતું તો તે પછી જે કૃત્ય વિષે વાંચવામાં આવે છે તે તો ખરેખર, પીતરના પ્રભુના જેવું જ હતું. ઈસુએ કહ્યું, કે "આટલું જ થવા દો" એમ કહીને તેણે વિવેકપૂર્વક વિનંતી કરી કે એક ઘડીભર તેના હાથ છૂટા કરવામાં આવે, પછી ભલે અંત સુધી તે બાંધી રાખવામાં આવે એ વિષે તેને કંઈ વાંધો ન હતો. તેઓએ તેના હાથ છોડયા ત્યારે તેણે યાજકના ચાકરના કાનને સ્પર્શ કરીને સારો કર્યો. એ પ્રમાણે આ પૃથ્વી પર આપણા પ્રભુએ છેલ્લામાં છેલ્લો જે ચમત્કાર કર્યો તે પોતાના એક શત્રુ પ્રત્યેની દયાનું કૃત્ય હતું. આ કૃત્ય તો કૃપાવંત હતું, એટલું જ નહિ પણ શિષ્યોના હકમાં તે ઉપયોગી પણ હતું; કેમકે આ પ્રમાણે વચમાં પડવાથી આપણા પ્રભુએ ઘણું કરીને શિષ્યોના જીવ બચાવ્યા.

ઊલટ તપાસ: ૨૨; ૫૪-૬૫

**૫૪ તેઓ તેને પકડીને લઇ ગયા, અને મુખ્ય યાજકના ઘરમાં લાવ્યા. પણ પીતર છેટે રહીને તેની પાછળ પાછળ ચાલતો હતો.**

[૫૫] ચોકની વચમાં અગ્નિ સળગાવીને તેઓ સાથે બેઠા હતા, ત્યારે
પીતર તેઓની વચમાં બેઠો. [૫૬] એક છોકરીએ તેને [અગ્નિના]
પ્રકાશમાં બેઠેલો દેખીને તેની તરફ એકી નજરે જોઈ રહીને કહ્યું, કે
આ માણસ પણ તેની સાથે હતો. [૫૭] પણ તેણે ઇનકાર કરીને કહ્યું, કે
બાઇ, હું તેને ઓળખતો નથી. [૫૮] થોડી વાર પછી બીજાએ તેને
જોઇને કહ્યું, કે તું પણ તેઓમાંનો એક છે. પણ પીતરે કહ્યું, અરે
ભાઇ, હું [એમાંનો] નથી. [૫૯] આશરે એક કલાક પછી વળી બીજાએ
ખાતરીપૂર્વક કહ્યું, કે ખરેખર, આ માણસ પણ તેની સાથે હતો; કેમકે
તે ગાલીલનો છે. [૬૦] પણ પીતરે કહ્યું, અરે ભાઇ, તું શું કહે છે તે હું
જાણતો નથી. તે બોલતો હતો કે તરત મરઘો બોલ્યો. [૬૧] પ્રભુએ
ફરીને પીતરની સામું જોયું. તેણે તેને કહ્યું હતું, કે આજ મરઘો
બોલ્યા અગાઉ તું ત્રણ વાર મારો નકાર કરશે, એ પ્રભુનું વચન
પીતરને યાદ આવ્યું. [૬૨] પછી તે બહાર જઇને બહુ જ રડ્યો.
[૬૩] જે માણસોના હવાલામાં ઈસુ હતો તેઓએ તેના ઠઠ્ઠા કરીને
તેને માર માર્યો. [૬૪] તેઓએ તેની આંખોએ પાટો બાંધીને તેને પૂછ્યું,
કે કહી બતાવ; તને કોણે માર્યો? [૬૫] તેઓએ તેની નિંદા કરીને તેની
વિરુદ્ધ બીજું ઘણું કહ્યું.

માત્થી ૨૫; ૫૭, ૫૮ તથા ૬૯-૭૫ અને માર્ક ૧૪; ૫૩, ૫૪ તથા ૬૬-૭૨નો ખુલાસો જુઓ. આ પ્રકરણમાં જે બીનાનું વર્ણન કરવામાં આવે છે તે માત્થી તથા માર્કની સુવાર્તામાં સંક્ષેપમાં જણાવવામાં આવે છે. પરંતુ યોહાનની માફક લુકનું વૃત્તાંત વિશેષ સ્પષ્ટ છે, એટલે કે આપણા પ્રભુની ઊલટ તપાસ (કલમ ૫૪-૬૨) તથા સાન્હેદ્રીન આગળ તેની છેવટની તપાસ (કલમ ૬૬-૭૧) એકબીજીથી અલગ કરવામાં આવે છે. અહીં આગળ પહેલી અથવા ઊલટ તપાસ વિષે કહેવામાં આવ્યું છે. આ તપાસ મુખ્ય યાજકના ઘરમાં કરવામાં આવી હતી અને યોહાનના વૃત્તાંત પરથી જણાય છે કે તે ઘર આન્નાસનું હતું (સરખાવો યોહાન ૧૮; ૧૩). હવે આ વખતે ચાલુ મુખ્ય યાજક કાયાફાસ હતો અને આન્નાસ તો વાનપ્રસ્થ થએલો મુખ્ય યાજક હતો. આન્નાસ તો કાયાફાસનો સસરો હતો અને સાન્હેદ્રીનમાં તેનું ચલણ ઘણું હતું. વળી તેનું ઘર ગેથસેમાને વાડી પાસે જૈતુનના પહાડ પર આવેલું હતું, માટે ઊલટ તપાસને અર્થે આપણા પ્રભુને ત્યાં લઈ જવો એ વિશેષ સુગમ પડે એમ હતું. ત્યાં આગળ તપાસ કેવી રીતે કરવામાં આવી એ વિષે કંઈ લખવામાં આવ્યું નથી; કેમકે તે ખાનગીમાં બંધબારણે કરવામાં આવી હતી; પરંતુ તપાસ ચાલતી હતી તે દરમિયાન પહેરેગીરો તથા આન્નાસના ઘરના નોકરો જ્યાં ઘરના ચોકમાં એકઠા થયા હતા ત્યાં આગળ શું શું બન્યું એ લુક જણાવે છે.

પીતર પોતાના પ્રભુને કેટલો બધો ચહાતો હતો તે એ પરથી જણાય છે કે જોકે મુખ્ય યાજકના ચાકર પર હુમલો કરવાને લીધે હજી પણ તેને શિક્ષા થવાનો સંભવ હતો, તોપણ તે પાછળ પાછળ ચાલ્યો અને છેવટે આ ચોકમાં દાખલ થઈ ગયો. પરંતુ જ્યારે આન્નાસના નોકરો તેને છંછેડવા લાગ્યા ત્યારે તે હિમ્મત હારી ગયો. ભયભીત થઈને તે સોગનસહિત નકાર કરતો હતો (સરખાવો માત્થી ૨૬ ; ૭૪ અને માર્ક ૧૪ ; ૭૧); એટલામાં આન્નાસના ઘરમાંની સભા સમાપ્ત થઈ અને કેદીને બહાર કાઢવામાં આવ્યો. તેણે તો બધું સાંભળ્યું હતું, પરંતુ તે એક પણ શબ્દ બોલ્યો નહિ. પ્રભુએ ફરીને પીતરની સામે જોયું એટલું જ બસ હતું અને તે તેની સામે જોતો હતો એટલામાં મરઘો બોલ્યો. એ વખતે આપણા પ્રભુએ પીતરને જેટલું કહેલું હતું તે બધું જ તેને યાદ આવ્યું તેથી તે બહાર જઈને બહુ રડયો. માત્થી તથા માર્કના વૃત્તાંત ઉપરથી આપણે જાણીએ છીએ કે સાન્હેદ્રીનની આગળ આપણા પ્રભુની તપાસ થયા પછી અને તેને દોષિત ઠરાવ્યા પછી પહેરેગીરોએ તેની મશ્કરી કરી (માત્થી ૨૬ ; ૬૭, ૬૮: માર્ક ૧૪ ; ૬૫). પરંતુ એ વાત લુક આ જગાએ દાખલ કરે છે અને કદાપિ આ જગાએ તે મુકાબલારૂપે દાખલ કરતો હશે. પ્રભુના મિત્રે તેનો નકાર કર્યો અને તેના શત્રુઓએ તેની મશ્કરી કરી. પરંતુ તેનો મિત્ર રડયો અને તેને માફી મળી. ગીતકર્તાના કહેવા પ્રમાણે આ દુનિયામાં એવું પૂછનારા ઘણા છે, કે "કોણ અમારી આબાદાની કરી બતાવશે?" (ગી. શા. ૪; ૬.) પરંતુ જો આપણે પિતાની સાથે સંગત રાખીએ તો આપણે પોતે જ આ પ્રશ્નનો જવાબ આપી શકીએ. "હે પ્રભુ, જેમ તેં પીતર પર તારા મુખનો પ્રકાશ પાડયો હતો તેમ અમારા પર પણ પાડ."

## સાન્હેદ્રીનની આગળ તપાસ : ૨૨ ; ૬૬–૭૧

**૬૬ દહાડો ઊગતાં જ લોકના વડીલોની સભા, મુખ્ય યાજકો
તથા શાસ્ત્રીઓ સાથે, ભેગી થઈ; તેને પોતાની ન્યાયસભામાં લઈ
જઇને તેઓએ કહ્યું, કે ૬૭ જો તું ખ્રિસ્ત હોય, તો અમને કહે. પણ
તેણે તેઓને કહ્યું, કે જો હું તમને કહું, તો તમે વિશ્વાસ કરવાના નથી;
૬૮ અને જો હું પૂછીશ, તો તમે મને ઉત્તર આપવાના નથી. ૬૯ પણ
હવે પછી માણસનો દીકરો દેવના પરાક્રમને જમણે હાથે બિરાજશે.
૭૦ બધાએ કહ્યું, તો શું, તું દેવનો દીકરો છે? તેણે તેઓને કહ્યું, કે
તમે કહો છો કે હું તે છું. ૭૧ તેઓએ કહ્યું, કે હવે આપણને બીજા
પુરાવાની શી અગત્ય છે? કેમકે આપણે પોતે તેના મોંથી જ
સાંભળ્યું છે.**

માત્થી ૨૬ ; ૫૯–૬૮ અને માર્ક ૧૪ ; ૫૫–૬૫નો ખુલાસો જુઓ. પ્રભુ ઈસુ ખ્રિસ્ત પર કેવી રીતે કામ ચલાવવું તે બધું આન્નાસના ઘરમાં ઊલટ તપાસ વખતે નક્કી કરવામાં આવ્યું હતું ; હમણાં તો ત્યાં કરેલા ઠરાવો અમલમાં મૂકવાનું જ બાકી રહ્યું. નિયમ પ્રમાણે સાન્હેદ્રીન અરુણોદય પહેલાં એકઠી મળી શકે નહિ, અને જ્યારે તે મળી ત્યારે આગળ કરેલા ઠરાવ પ્રમાણે જ કામ ચાલ્યું. સવાલ એટલો જ હતો કે ઈસુ ખ્રિસ્ત મસીહ હોવાનો દાવો કરે છે કે કેમ ? આપણા પ્રભુએ કહ્યું કે હા, હું કબૂલ કરું છું. એટલું જ નહિ પણ તેણે પોતાના ન્યાયાધીશોને એવી ચેતવણી પણ આપી કે જે દિવસે આપણી સ્થિતિ પરસ્પર બદલાઈ જશે, એવો એક દિવસ આવવાનો છે અને મારા ન્યાયાસનની આગળ તમારે જ ઊભા રહેવું પડશે. તેના પર દુર્ભાષણ કરવાનું તહોમત સાબિત કરવામાં આવ્યું અને તેઓના કાયદા પ્રમાણે એ ગુનાની શિક્ષા તો મરણદંડ હતી. પરંતુ આ વખતે તેઓને કોઈને મારી નાખવાનો અધિકાર ન હતો ; તે માટે તો રોમન હાકેમ પીલાતની સંમતિની જરૂર હતી. વળી તેની કચેરીમાં દેહાંતદંડની શિક્ષા કરવા માટે દુર્ભાષણનું તહોમત પૂરતું ન હતું. મસીહ હોવાનો દાવો કરવામાં ઈસુ ખ્રિસ્ત રાજદ્રોહી છે એવું તેઓ સાબિત કરી શકે તોજ તેઓ પીલાતની કચેરીમાં ફાવી શકે, માટે એ કામ તેઓએ હમણાં હાથમાં લીધું.

## પીલાત આગળ તપાસ : ૨૩ ; ૧–૨૫

**તે પછી તેઓનો આખો સમુદાય ઊઠીને તેને પીલાતની પાસે**
**લઇ ગયો. [૨] તેઓ તેના પર એવું તહોમત મૂકવા લાગ્યા, કે અમને**
**એવું માલૂમ પડયું છે કે આ માણસ અમારા લોકને ભુલાવે છે, અને**
**કાઇસારને ખંડણી આપવાની મના કરે છે, અને હું પોતે ખ્રિસ્ત**
**રાજા છું, એમ કહે છે. [૩] પીલાતે તેને પૂછયું, શું તું યહુદીઓનો**
**રાજા છે? તેણે તેને ઉત્તર આપ્યો, કે તું કહે છે. [૪] પીલાતે મુખ્ય**
**યાજકોને તથા લોકોને કહ્યું, આ માણસમાં મને કંઇ અપરાધ જણાતો**
**નથી. [૫] પણ તેઓએ વિશેષ આગ્રહથી કહ્યું, કે ગાલીલથી માંડીને**
**અહીં લગી આખા યહુદાહમાં તે બોધ કરીને લોકને ઉશ્કેરે છે.**
**[૬] પણ પીલાતે તે સાંભળ્યું ત્યારે તેણે પૂછયું, કે શું આ માણસ**
**ગાલીલનો છે? [૭] તે હેરોદના તાબાનો છે એમ તેણે જાણ્યું, ત્યારે તેણે**
**તેને હેરોદની પાસે મોકલ્યો; [હેરોદ] પોતે પણ તે સમયે**
**યરૂશાલેમમાં હતો.**

**[૮] હવે હેરોદ ઈસુને જોઇને ઘણો હર્ષ પામ્યો ; કેમકે તેના સંબંધી**
**તેણે સાંભળ્યું હતું, તેને લીધે તે ઘણા દહાડાથી તેને જોવા ઇચ્છતો**

હતો; અને મારા દેખતાં તે કંઇ ચમત્કાર કરશે એવી આશા પણ તે
રાખતો હતો. [9] તેણે તેને ઘણી ઘણી વાતો પૂછી; પણ તેણે તેને કંઇ
ઉત્તર આપ્યો નહિ. [10] મુખ્ય યાજકો તથા શાસ્ત્રીઓ તેના ઉપર
ગુસ્સાથી તહોમત મૂકતા ઊભા હતા. [11] હેરોદે પોતાના સિપાઇઓ
સહિત તેનો તુચ્છકાર તથા ઠઠ્ઠા કરીને તથા તેને ભપકાદાર વસ્ત્ર
પહેરાવીને પીલાતની પાસે પાછો મોકલ્યો. [12] તેજ દહાડે પીલાત
તથા હેરોદ એકબીજાના મિત્ર થયા; આગળ તો તેઓ એકબીજા
પર વૈર રાખતા હતા.

[13] પીલાતે મુખ્ય યાજકોને, અધિકારીઓને તથા લોકને એકઠા
બોલાવીને [14] કહ્યું, કે આ માણસ લોકને ભુલાવે છે, એવું કહીને
તમે તેને મારી પાસે લાવ્યા છો; પણ મેં તમારી આગળ તેની
તપાસ કર્યા છતાં, જે વાતોનું તમે તેના પર તહોમત મૂકો છો તે
સંબંધી કંઇ પણ અપરાધ આ માણસમાં મને જણાયો નથી;
[15] તેમજ હેરોદને પણ જણાયો નથી; કેમકે તેણે તેને અમારી પાસે
પાછો મોકલ્યો; મરણદંડને યોગ્ય તેણે કંઇ કર્યું નથી. [16] માટે હું
તેને કંઇક શિક્ષા કરીને છોડી દઇશ. [17] [[ હવે તે પર્વ પર તેને
તેઓને સારૂ કોઇએકને છોડી દેવો પડતો હતો. ]] [18] પણ તેઓએ
સામટો મોટો ઘાંટો પાડીને કહ્યું, કે એને લઇ જા, અને બારાબાસને
અમારે વાસ્તે છોડી દે. [19] ( એને તો શહેરમાં કંઇ દંગો તથા હત્યા
કર્યાને લીધે બંદીખાનામાં નાખવામાં આવ્યો હતો. ) [20] ત્યારે
ઈસુને છોડવાની ઇચ્છા રાખીને પીલાત ફરીથી તેઓની સાથે બોલ્યો.
[21] પણ તેઓએ પોકારીને કહ્યું, કે એને વધસ્તંભે જડાવ, વધસ્તંભે
જડાવ. [22] તેણે ત્રીજી વાર તેઓને પૂછ્યું, કે શા વાસ્તે? તેણે શું
ભૂંડું કર્યું છે? તેનામાં મરણદંડ યોગ્ય મને કંઇ પણ જણાયું નથી;
માટે હું તેને કંઇક શિક્ષા કરીને છોડી દઇશ. [23] પણ તેઓએ મોટે
ઘાંટે બોલીને દુરાગ્રહથી માગણી કરી, કે એને વધસ્તંભે જડાવ.
તેઓના ઘાંટા આખરે ફાવ્યા. [24] તેઓના માગ્યા પ્રમાણે કરવાનો
પીલાતે હુકમ કર્યો. [25] દંગો તથા ખૂન કર્યાને લીધે જે માણસને
બંદીખાનામાં નાખવામાં આવ્યો હતો, અને જેની તેઓએ માગણી
કરી હતી, તેને તેણે છોડી દીધો; પણ ઈસુને તેણે તેઓની ઇચ્છાને
સ્વાધીન કર્યો.

માત્થી ૨૬; ૧, ૨ અને ૧૧-૩૦ તથા માર્ક ૧૫; ૧-૧૯નો ખુલાસો જુઓ. હવે જોકે યહુદી કાયદા પ્રમાણે દુર્ભાષણની શિક્ષા તો મરણદંડ હતી તો પણ રોમન કાયદા પ્રમાણે એને ગુનો ગણવામાં આવતો જ ન હતો. માટે

જ્યારે રોમન હાકેમની આગળ મુકરદમો રજુ કરવામાં આવ્યો ત્યારે તેને રાજકીય મામલાનું રૂપ આપવું પડયું. અહીં આગળ જે તહોમતનામું ફરમાવેલું છે તેમાં ત્રણ બાબતો સમાએલી છે: ૧. લોકોને ભમાવવા, ૨. સીઝરને કર ન ભરવાની ઉશ્કેરણી કરવી, અને ૩. રાજદ્રોહ. આવું પાયા વગરનું તહોમત તો તદ્દન બેશરમ માણુસો જ મૂકી શકે. કેમકે યાદ રાખો કે આજ માણુસો પોતે રોમન રાજ્યને ધિક્કારતા હતા, અને જે કારણોને લીધે તેઓ આપણા પ્રભુને મારી નંખાવવા માગતા હતા તેજ કારણને લીધે તેઓ બીજા ગમે તેને વખાણુતા હતાં! વળી આપણો પ્રભુ રોમની સામે ફિતૂર કરવા ઇચ્છતો હોત તો આજ માણુસો તેના મિત્રો બનત.

હવે પીલાત આપણા પ્રભુને દોષિત ઠરાવવા કેટલો બધો નાખુશ હતો એ લુક સ્પષ્ટ રીતે જણાવે છે. તેણે તેને નિર્દોષ ઠરાવ્યો એટલું જ નહિ પણ તેને છોડાવવાના એક પછી એક ઘણા પ્રયત્ન કર્યા. તેમાંના એક પ્રયત્ન વિષે એકલો લુક જણાવે છે (કલમ ૭-૧૨). પોતાના કામને અંગે પીલાતને યરૂશાલેમ જવું પડતું હતું. એ સિવાયના બધાજ વખતમાં કાઈસારીઆમાં રહેતો હતો. તે રોમન હાકેમનું મુખ્ય સ્થળ હતું, માટે પીલાત આ કેદી વિષે કશું જાણતો ન હતો. વળી તેણે ઈસુને જોયો ત્યારે તે અજાયબ થઈ ગયો. એ તો તેને ફિતૂર કરે એવો લાગ્યો જ નહિ. તે એટલો બધો ગરીબ અને એટલા બધા શાંત સ્વભાવનો લાગતો હતો કે તેના પર આવું તહોમત મૂકવામાં આવે એ પીલાતને કેવળ હાસ્યજનક લાગ્યું. પીલાતે તેને પૂછ્યું: "શું તું યહુદીઓનો રાજા છે?" ચારે સુવાર્તાઓમાં સર્વનામ પર ભાર મૂકવામાં આવે છે. પછી પોતાના તહોમતના સમર્થનમાં યહુદી અધિકારીઓ કહેવા લાગ્યા, કે "ગાલીલથી માંડીને અહીં લગી આખા યહુદાહમાં તે બોધ કરીને લોકોને ઉશ્કેરે છે." હાકેમે ગાલીલ નામ સાંભળ્યું કે તરત જ તેને પોતાની મુશ્કેલીમાંથી બચવાનો રસ્તો સૂઝી આવ્યો. પીલાતે તે સાંભળ્યું ત્યારે પૂછ્યું કે શું આ માણુસ ગાલીલનો છે? તે હેરોદના તાબાનો છે એમ તેણે જાણ્યું ત્યારે તેણે તેને હેરોદની પાસે મોકલ્યો. વળી આ રસ્તો તેને વિશેષ સહેલો લાગ્યો તેનું કારણ એ હતું કે તેજ વખતે હેરોદ યરૂશાલેમમાં હતો, કેમકે તે પણ પાસ્ખાપર્વ પાળવા માટે ત્યાં આવ્યો હતો. આ પ્રમાણે પીલાતને એમ લાગ્યું કે એક નિર્દોષ માણુસને દોષિત ઠરાવવાના જોખમમાંથી હું બચી જઈશ, એટલું જ નહિ પણ તેને હેરોદની સાથે તકરાર થઈ હતી માટે તેને એમ પણ લાગ્યું કે હેરોદને રાજી કરવાનો આ એક સારો પ્રસંગ મને મળ્યો છે. આ વખત પહેલાં પીલાતે મંદિરના આંગણામાં કેટલાક ગાલીલીઓનો સંહાર કર્યો હતો એ કદાપિ આ તકરારનું કારણ હોય (જુઓ ૧૩; ૧).

હવે આપણે ઉપર જોઈ ગયા તેમ લાંબા વખતથી હેરોદ આપણા પ્રભુ સંબંધી ગભરાતો હતો (૯ ; ૭–૯ : ૧૩ ; ૩૧–૩૩), અને જ્યારે તેને તેની પાસે લઈ જવામાં આવ્યો ત્યારે તે ખુશી થયો. યોહાન બાપ્તિસ્મા કરનારને મારી નાખ્યા પછી ઈસુ વિષે તેના મનમાં જે વહેમ આવતા હતા તે પાયા વગરના છે એવું તેને જોતાંની સાથે જ હેરોદને માલૂમ પડ્યું. પરંતુ આપણા પ્રભુએ તિરસ્કારસહિત તેની જે અવગણના કરી તેને લીધે તે પાછો ઉશ્કેરાઈ ગયો, અને બદલો વાળવા માટે તેનું જેટલું અપમાન થઈ શકે તેટલું તેણે કર્યું. તેણે ઈસુને પોતાના પહેરેગીરોના હવાલામાં સોંપી દીધો, અને તેઓએ તેની ઠઠ્ઠામશ્કરી કર્યા પછી તેણે તેને પીલાતની પાસે પાછો મોકલ્યો. આપણે વાંચીએ છીએ કે તેજ દહાડે પીલાત તથા હેરોદ એકબીજાના મિત્ર થયા. આવા બે મોટા માણસોના પુનર્મિલાપની સાથે ગાલીલના એક ગરીબ પ્રબોધકનું ભાવિ સરખાવતાં તે જમાનાના માણસોને તે નહિ જેવો જ લાગ્યો હશે. પરંતુ તે સવારે તેઓની વચમાં જે કોમળ કેદીને અથડાવવામાં આવતો હતો તે જો ન હોત તો બેમાંથી એકેના નામનું સ્મરણ દુનિયામાં રહેત નહિ.

પરંતુ આ સર્વમાં ઈશ્વરની ઇચ્છા પૂરી કરવામાં આવતી હતી. ઈશ્વરની ઇચ્છા અને ઈશ્વરના દીકરાની સંમતિ ન હોત તો યહુદા, હેરોદ, પીલાત તથા યહુદી અધિકારીઓ એ બધા મળીને પણ આ પરિણામ લાવી શકત નહિ. પુનરુત્થાન પછી પ્રેરિતો આ બીના સંબંધી વિચાર કરતા હતા ત્યારે તેઓને એમ જ લાગતું હતું : "ઈબ્રાહીમના, ઈસ્હાકના તથા યાકૂબના દેવે, એટલે આપણા પૂર્વજોના દેવે, પોતાના સેવક ઈસુને મહિમાવાન કર્યો, જેને તમે પકડાવ્યો, અને પીલાતે તેને છોડી દેવાનું ઠરાવ્યું હતું ત્યારે તમે તેની આગળ તેનો નકાર કર્યો. પણ તમે તે પવિત્ર તથા ન્યાયીનો નકાર કર્યો, અને અમારે સારૂ એક ખૂનીને છોડી દેવામાં આવે એવું માગીને તમે જીવનના અધિકારીને મારી નાખ્યો. તેને દેવે મૂએલાંમાંથી ઉઠાડ્યો; અને અમે તેના સાક્ષી છીએ" (પ્રે. કૃ. ૩ ; ૧૩–૧૫).

## વધસ્તંભ : ૨૩ ; ૨૬–૪૯

**૨૬ તેઓ તેને લઇ જતા હતા ત્યારે સીમોન કરીને કુરેનેનો એક માણસ સીમમાંથી આવતો હતો, તેને પકડીને તેઓએ તેની ખાંધે વધસ્તંભ ચઢાવ્યો, કે તે ઊંચકીને તે ઈસુની પાછળ ચાલે.**

**૨૭ લોકો તેમજ રડનારી તથા વિલાપ કરનારી સ્ત્રીઓ, સંખ્યાબંધ માણસો, તેની પાછળ પાછળ ચાલતાં હતાં. ૨૮ પણ ઈસુએ તેઓની તરફ પાછા ફરીને કહ્યું, કે યરૂશાલેમની દીકરીઓ, મારે માટે રડો મા, પણ પોતાને માટે તથા પોતાનાં છોકરાંને માટે રડો.**

[29] કેમકે એવા દિવસો આવે છે કે જેમાં તેઓ કહેશે, કે જેઓ વાંઝણી
છે તથા જેઓના પેટે કદી સંતાન થયું નથી, અને જેઓએ કદી
ધવડાવ્યું નથી, તેઓને ધન્ય છે! [30] ત્યારે તેઓ પહાડોને કહેવા
માંડશે, કે અમારા પર પડો; અને ટેકરાઓને [કહેશે], કે અમને
ઢાંકી નાખો. [31] કેમકે જો તેઓ લીલા ઝાડને આમ કરે છે, તો
સૂકાને શું નહિ કરે?

[32] વળી બીજા બે માણસ ગુનેગાર હતા, તેઓને મારી નાખવા
સારૂ તેઓ તેની સાથે લઇ જતા હતા.

[33] ખોપરી નામની જગાએ તેઓ આવ્યા, ત્યારે તેઓએ ત્યાં
તેને તથા ગુનેગારોમાંના એકને જમણી તરફ અને બીજાને ડાબી
તરફ, વધસ્તંભે જડયા. [34] ઈસુએ કહ્યું, હે બાપ, તેઓને માફ કર;
કેમકે તેઓ જે કરે છે તે તેઓ જાણતા નથી. ચિઠ્ઠીઓ નાખીને
તેઓએ તેનાં લૂગડાં માંહોમાંહે વહેંચી લીધાં. [35] લોક જોતા ઊભા
હતા. અધિકારીઓ પણ તેનો તુચ્છકાર કરીને કહેતા હતા, કે તેણે
બીજાઓને બચાવ્યા; જો એ દેવનો ખ્રિસ્ત, [એટલે] તેનો પસંદ
કરેલો, હોય તો તે પોતાને બચાવે. [36] સિપાઇઓએ પણ તેના ઠઠ્ઠા
કર્યા, અને પાસે આવીને તેને સરકો આપવા લાગ્યા, [37] અને કહ્યું, કે
જો તું યહુદીઓનો રાજા છે, તો તું પોતાને બચાવ. [38] તેના ઉપર
એવો લેખ પણ લખેલો હતો, કે આ યહુદીઓનો રાજા છે.

[39] તેની સાથે ટાંગેલા ગુનેગારોમાંના એકે તેની નિંદા કરીને
કહ્યું, શું તું ખ્રિસ્ત નથી? તું પોતાને તથા અમને બચાવ. [40] પરંતુ
બીજાએ ઉત્તર આપતાં તેને ધમકાવીને કહ્યું, કે તું તેજ શિક્ષા ભોગવે
છે, તે છતાં શું તું દેવથી પણ બીતો નથી? [41] આપણે તો વાજબી
રીતે [ભોગવીએ છીએ]; કેમકે આપણે આપણાં કામનું યોગ્ય ફળ
પામીએ છીએ; પણ એણે કંઇ પણ ખોટું કર્યું નથી. [42] તેણે કહ્યું,
કે હે ઈસુ, તું તારા રાજ્યમાં આવે ત્યારે મને સંભારજે. [43] તેણે તેને
કહ્યું, કે હું તને ખચીત કહું છું, કે આજ તું મારી સાથે પારાદૈસમાં
હોઇશ.

[44] હમણાં લગભગ બપોર થયા હતા, અને ત્યારથી ત્રીજા પહોર
લગી સૂરજ[નું તેજ] ઘેરાઇ જવાથી આખા દેશમાં અંધકાર વ્યાપી
રહ્યો. [45] વળી મંદિરનો પડદો વચમાંથી ફાટી ગયો. [46] ઈસુએ
મોટી બૂમ પાડીને કહ્યું, કે ઓ બાપ, હું મારો આત્મા તારા હાથમાં
સોંપું છું; એમ કહીને તેણે પ્રાણ છોડયો. [47] જે થયું હતું તે જોઈને

**સૂબેદારે દેવની સ્તુતિ કરીને કહ્યું, કે ખરેખર, આ તો ન્યાયી માણસ હતો. [48] જે લોક એ જોવા સારુ એકઠા થયા હતા તેઓ સર્વે, જે થયું હતું તે જોઇને, પોતાની છાતી કૂટતા પાછા ગયા. [49] તેના સઘળા ઓળખીતાઓ તથા જે સ્ત્રીઓ ગાલીલમાંથી તેની પાછળ પાછળ આવી હતી, તેઓ દૂર ઊભાં રહીને આ જોતાં હતાં.**

માત્થી ૨૭; ૩૧–૫૬ અને માર્ક ૧૫; ૨૦–૪૧નો ખુલાસો જુઓ. લુકે પોતાની સુવાર્તામાં જે વિશેષ હકીકત જણાવી છે તે બધી જ મૂલ્યવાન છે, અને તે વડે આપણા પ્રભુ ઈસુ ખ્રિસ્તની કૃપા પ્રદર્શિત કરવામાં આવે છે :—

૧. પ્રથમ લુક જણાવે છે, કે "લોકો તેમજ રડનારી તથા વિલાપ કરનારી સ્ત્રીઓ, સંખ્યાબંધ માણસો, પ્રભુની પાછળ ચાલીને વધસ્તંભની જગા તરફ જતાં હતાં" (કલમ ૨૭–૩૧). "હવે જે સ્ત્રીઓ તેની સાથે ગાલીલમાંથી આવી હતી તે આ ન હતી" (કલમ ૪૯); પરંતુ તેઓને "યરૂશાલેમની દીકરીઓ" કહેવામાં આવે છે. હવે આ સ્ત્રીઓનું વર્તન ખરી રીતે જોતાં હિંમતથી ભરપૂર હતું; કેમકે મારી નાખવાની જગાએ લઈ જવામાં આવતા ગુનેગારો પ્રત્યે સહાનુભૂતિ ધરાવવી એ કાયદા વડે મના કરવામાં આવેલું હતું. આ બાઈઓ પ્રભુ ઈસુની સાથે જે સહલાગણી ધરાવતી હતી તેની અસર તેના પર થઈ તોપણ તે જાણતો હતો કે મારા કરતાં તેઓને પોતાને વિશેષ સહલાગણીની જરૂર છે; કેમકે આ વેળાએ યરૂશાલેમ પર આપત્તિના જે દિવસો આવવાના હતા તે વિષે તે દરરોજ વિચાર કરતો હતો, અને આ દયાળુ બાઈઓને તેમજ તેઓનાં છોકરાંને તે દિવસોમાં કેટલું બધું દુ:ખ પડશે તેનો વિચાર કરવાથી તેનું હૃદય વીંધાઇ જતું હતું. "યરૂશાલેમની દીકરીઓ, મારે માટે રડો મા, પણ પોતાને માટે તથા પોતાનાં છોકરાંને માટે રડો. કેમકે એવા દિવસો આવે છે કે જેમાં તેઓ કહેશે, કે જેઓ વાંઝણી છે અને જેઓના પેટે કદી સંતાન થયું નથી, અને જેઓએ કદી ધવડાવ્યું નથી તેઓને ધન્ય છે" (કલમ ૨૮, ૨૯). ત્યાર પછી તે ખાસ જાણવા જેવું વચન ઉચ્ચારે છે : "કેમકે જો તેઓ લીલા ઝાડને આમ કરે છે તો સૂકાને શું નહિ કરે?" આ તો તે જમાનામાં ચાલતી કહેવત હતી. ઝાડ સુકાઈ જાય છે ત્યારે જ અગ્નિવડે તેનો નાશ સહેલાઈથી થઈ શકે છે. આપણા પ્રભુનું જીવનરૂપી લીલું ઝાડ નિર્દોષપણાના રસથી ભરપૂર હતું ત્યારે પ્રજાનું જીવનરૂપી ઝાડ સૂકાઈ ગએલું હતું અને બાળવા સારૂ તૈયાર હતું. માટે ઈસુ ખ્રિસ્તનું નિર્દોષપણું તેની રક્ષા કરી ન શકે તો ન્યાયની જ્વાળા સળગશે ત્યારે યરૂશાલેમની શી વલે થશે!

૨. પોતાનું ખૂન કરનારા માટે આપણા પ્રભુએ જે પ્રાર્થના કરી તેની અસર માત્ર ખ્રિસ્તી મંડળીની હદની અંદર જ નહિ પણ સમસ્ત દુનિયા પર પણ

થએલી માલૂમ પડે છે: "હે બાપ, તેઓને માફ કર; કેમકે તેઓ જે કરે છે તે તેઓ જાણતા નથી." આ પ્રાર્થના તો માત્ર પોતાને વધસ્તંભે જડનારાઓને માટેજ નહિ, પરંતુ આ પરિણામ લાવવાની મસલતમાં જેટલા સામેલ થયા હતા તે બધાને માટે પણ હતી. માણસો ગમે તેવા હોય અને તેમણે ગમે તે કર્યું હોય તોપણ તે સર્વ પર આપણો પ્રભુ પ્રેમ રાખે છે; હા, તે પોતાના મોટામાં મોટા દુશ્મનોને પણ ચાહે છે અને તેઓનું તારણ કરવા આતુર છે. વળી આ પાઠ સ્તેફન કેવી સારી રીતે શીખ્યો હતો! જ્યારે તેનો પણ આવો જ વખત આવ્યો ત્યારે તેણે પ્રાર્થના કરી, કે "ઓ પ્રભુ, આ દોષ તેઓને માથે ન મૂક." જેઓએ આપણું નુકસાન કર્યું છે તેઓ પ્રત્યે આપણી જે કડવી લાગણી છે તેને લીધે વધસ્તંભ પરથી જ આપણને ઠપકો આપવામાં આવે છે, અને તેઓને માફ કરવાના હુકમ પણ ફરમાવવામાં આવે છે.

આપણે ઉપર જોઈ ગયા તેમ અનેક મૂલ્યવાન વચનો અસલ હસ્તલેખમાં ન હોવા છતાં પાછળથી દાખલ કરવામાં આવ્યાં છે. હસ્તલેખોના લખાણ પરથી સાબિત થાય છે કે આ સુંદર વાક્ય અસલ હસ્તલેખમાં ન હતું, પણ લુક ૨૨; ૪૩, ૪૪ની માફક તે પણ હાંસીઆમાંથી લઈને દાખલ કરવામાં આવ્યું છે. તોપણ તે અસલ સુવાર્તાનો અંશ છે એ વિષે શક નથી, કેમકે આ શબ્દો પોતે જ પુરાવો આપે છે કે તે આપણા પ્રભુના જ હશે, અને અન્યે તે કલ્પી કાઢેલા હોય એ માની શકાય એમ નથી.

૩. આ પ્રકરણમાં પસ્તાવિક બહારવટીઆ વિષેની વાર્તા પણ આવે છે (કલમ ૩૯-૫૩). આ વાત માત્થી તથા માર્ક એક ટૂંકા વાક્યમાં જણાવીને એટલું જ કહે છે કે જ્યારે આપણા પ્રભુના શત્રુ તેની મશ્કરી કરતા હતા ત્યારે જેઓને તેની સાથે વધસ્તંભે જડવામાં આવ્યા હતા તેઓ પણ તેના ઠઠ્ઠા કરવામાં ભાગ લેતા હતા. એકલો લુક જણાવે છે કે આ બે માણસમાંના એકે પાછળથી પસ્તાવો કર્યો. આ વાત બીજા સુવાર્તિકો જાણતા હોય તો તેઓ આપણને જણાવ્યા વિના રહેત નહિ. તેથી એવો પ્રશ્ન ઉપસ્થિત થાય છે કે લુકને આ માહિતી ક્યાંથી મળી હશે? આ બાબત વિષે યોહાનના વૃત્તાંતમાં શું કહેલું છે તે જોવું જોઈએ. વહાલો શિષ્ય યોહાન પીતરની સાથે આપણા પ્રભુની પાછળ આન્નાસના ઘર તરફ ગયો હતો, અને ત્યાંથી તે પ્રેતોરિયમ સુધી પણ ગયો અને ત્યાં શું શું થાય છે તે બધું તેણે જોયું. આપણા પ્રભુ વિષે છેવટનો ફેંસલો ઉચ્ચારવામાં આવ્યો તે તેણે સાંભળ્યો. વળી તેણે પ્રભુની પીઠ પર વધસ્તંભ મૂકતા તથા તેને ખોપરીની જગાએ લઈ જતા સૈનિકોને જોયા (યોહાન ૧૯; ૧૭). પરંતુ તે પોતે તરતાતરત આપણા પ્રભુની પાછળ ગયો નહિ. એવું અનુમાન કરવું વાજબી લાગે છે, કે મરિયમ તથા તેની ત્રણ બહેનપણીઓ શહેરમાં પોતાની ભાડે રાખેલી ઓરડીમાં રહેતાં હતાં અને

ચિંતાતુર થઈને ખબરની રાહ જોતાં હતાં ત્યાં તે ઉતાવળથી ગયો હશે. પછી તેઓએ આગ્રહ કર્યો ત્યારે તે તેઓને લઈને વધસ્તંભની જગાએ આવ્યો હશે. આ શોકાતુર ટોળી વધસ્તંભની પાસે આવી પહોંચી, એટલામાં સૈનિકો પોતાનું ક્રૂર કામ કરી રહેલા હતા. યોહાન લખે છે, કે "હવે ઈસુના વધસ્તંભની પાસે તેની મા, તેની માસી, કલોપાસની સ્ત્રી મરિયમ તથા મરિયમ માગદાલેણ ઊભાં રહેલાં હતાં." તેઓની હાજરી જાણીને ઈસુએ પોતાની માને તથા જેના પર પોતે પ્રેમ રાખતો હતો તે શિષ્યને પાસે ઊભાં રહેલાં જોયાં ત્યારે તે પોતાની માને કહે છે, કે "બાઈ, જો, તારો દીકરો! ત્યાર પછી તે તે શિષ્યને કહે છે, કે જો, તારી મા!" (યોહાન ૧૯ ; ૨૫, ૨૬.) વળી ત્યાં આગળ આ શબ્દો પણ મળે છે, કે "તેજ ઘડીએ તે શિષ્ય તેને પોતાને ઘેર તેડી ગયો" (કલમ ૨૭).

મરિયમને લઈને યોહાન ત્યાંથી વિદાય થયો ત્યાર પછી એક બહારવટીઆને લાગણી થઈ આવી, તેથી તેણે પોતે પસ્તાવો કર્યો અને બીજાને ઠપકો આપ્યો. હવે આ બીના કોણે જોઈ હશે અને ત્યાર પછી તે વિષે વાત કરી હશે? વહાલો શિષ્ય જતો રહ્યો હતો અને તેની સાથે મરિયમ પણ ગઈ હતી; પરંતુ તેની ત્રણ સાથી ત્યાં ને ત્યાં રહી—મરિયમની બહેન સાલોમે, કલોપાસની વહુ મરિયમ અને મરિયમ માગદાલેણ. આ વાર્તા લુકે આ બાઈઓની પાસેથી સાંભળી હશે! તે પોતે સ્ત્રીઓની પ્રત્યે ખાસ રીતે સહલાગણી ધરાવતો હતો, અને એજ સહલાગણીને લીધે યહુદી સુવાર્તિકોના જાણવામાં નહોતી આવી એવી ઘણી વાતો આવી જ રીતે લુકને મળી આવી.

આ બહારવટીઆએ એવી પ્રાર્થના કરી, કે "હે ઈસુ, તું તારા રાજ્યમાં આવે ત્યારે મને સંભારજે." આ પ્રાર્થનામાં આ માણસની અગત્ય વિષેની લાગણી તેમજ તેનો વિશ્વાસ પણ માલૂમ પડે છે, તેથી આપણા પ્રભુએ તેને તરત એવો જવાબ આપ્યો, કે "હું તને ખચીત કહું છું, કે આજ તું મારી સાથે પારાદૈસમાં હોઈશ." જ્યાં ખ્રિસ્ત ત્યાં પસ્તાવિક પાપી.

આપણે છેલ્લી વાર આ દેખાવ તરફ દૃષ્ટિ કરીએ. સૈનિકો ચિઠ્ઠીઓ નાખીને તેનાં લૂગડાં માંહોમાંહે વહેંચી લેતા માલૂમ પડે છે, તેમજ જિજ્ઞાસાથી આવેલો પ્રેક્ષકવર્ગ તથા અધિકારીઓ તેના છેલ્લા શ્વાસ સુધી તેના ઠઠ્ઠા કરતા માલૂમ પડે છે. વળી જે છેલ્લામાં છેલ્લા શબ્દો આપણા કાને પડે છે તે કયા કયા? "પોતાને બચાવ." પહેલવહેલા અધિકારીઓ અને પછી સૈનિકો આપણા પ્રભુની મશ્કરી કરીને તેને પોતાનો બચાવ કરવાનું તથા એવી રીતે પોતાનો દાવો ખરો છે એમ સાબિત કરવાનું કહે છે. વળી સાથે સાથે બહારવટીઆમાંના એકે પણ કહ્યું, કે "તું પોતાને તથા અમને બચાવ." રાનમાં તેને જે પરીક્ષણ

થયું હતું તે આજ પરીક્ષણ. તેણે પોતાનો બચાવ કરવાની ના પાડી, કેમકે તેઓનો બચાવ તેને કરવો હતો.

તેથી આપણો પ્રભુ તેઓ તરફથી વળીને પોતાનો આત્મા પોતાના પિતાના હાથમાં સોંપી દે છે, અને સૂર્ય જેવો પોતાનું મુખ ઢાંકી દે છે, અને ધરતીકંપદ્વારા મંદિરનો પડદો ફાટી જાય છે કે તરત તે કહે છે, કે "ઓ બાપ, હું મારો આત્મા તારા હાથમાં સોંપું છું." ત્યારથી સ્તેફન, ઑગસ્ટીન, હસ અને લ્યુથર જેવા પ્રભુના ઘણા જ સંતોએ આજ પ્રાર્થના કરીને પોતાનો પ્રાણ છોડયો છે; સામે કાંઠે જવાની આપણી વારી આવે ત્યારે આપણે પણ તેઓની માફક તેજ સાદી પ્રાર્થના કરી શકીએ તો કેવું સારૂં!

પોતા પર અસર થયા સિવાય કોઈ પણ માણસ આ દેખાવ જોઈ શકે નહિ. ઈસુ ખ્રિસ્ત આ દુનિયામાં આવ્યો ત્યારે દૂતોનાં સ્તોત્રોદ્વારા તેનો આવકાર કરવામાં આવ્યો. તેજ પ્રમાણે જે સૈનિકોએ તેને વધસ્તંભે જડયો તેઓના સૂબેદારે એવી જ રીતે ઈશ્વરની સ્તુતિ કરીને કહ્યું, કે ખરેખર, આ તો "ન્યાયી માણસ" હતો; અથવા માત્થી તથા માર્ક લખે છે તેમ "ઈશ્વરનો દીકરો" હતો.

### ખડકમાંની કબર : ૨૩ ; ૫૦–૫૬

**૫૦ હવે યુસફ નામે ન્યાયસભાનો એક સભાસદ હતો, તે સારો તથા ન્યાયી માણસ હતો; ૫૧ તે યહુદીઓના એક શહેર આરીમથાઇનો હતો (તેણે તેઓના મનસૂબા તથા કામમાં પોતાની સંમતિ આપી નહોતી), તે પણ દેવના રાજ્યની રાહ જોતો હતો. ૫૨ તેણે પીલાતની પાસે જઇને ઇસુનું શબ માગ્યું. ૫૩ તેણે તેને ઉતારીને શણને લૂગડે વીંટાળ્યું, અને ખડકમાં ખોદેલી કબરમાં તેને મૂકયું, કે જયાં કેદી કોઇને અગાઉ મૂકવામાં આવ્યો નહોતો. ૫૪ તે દિવસ સિદ્ધિકરણનો હતો, અને વિશ્રામવાર પણ નજીક આવ્યો હતો. ૫૫ જે સ્ત્રીઓ તેની સાથે ગાલીલમાંથી આવી હતી, તેઓએ પણ પાછળ પાછળ જઇને કબર જોઇ, અને તેનું શબ શી રીતે મૂકયું હતું તે પણ જોયું. ૫૬ તેઓએ પાછી આવીને સુગંધી તથા અત્તર સિદ્ધ કર્યાં.**

**આજ્ઞા પ્રમાણે વિશ્રામવારે તેઓએ વિશ્રામ લીધો.**

માત્થી ૨૭; ૫૭–૬૧ અને માર્ક ૧૫; ૪૨–૪૭નો ખુલાસો જુઓ. અહીં આગળ પ્રભુ ઈસુ ખ્રિસ્તને દોષિત ઠરાવવામાં યુસફનો હાથ ન હતો એવું જણાવવાની ખાસ કાળજી રાખતો લુક માલૂમ પડે છે. આપેલા ફેંસલામાં તે સંમત ન હતો, પરંતુ આ વખત પૂર્વે એક પ્રસંગે જ્યારે યહુદીઓની લાગણીઓ આટલી હદે ઉશ્કેરાએલી ન હતી ત્યારે પોતાના ભાઈ નીકોદેમસને જે અનુભવ

થયો હતો તે પરથી તે જાણતો હતો કે વાંધો ઉઠાવવામાં ફાયદો નથી (સરખાવો યોહાન ૭; ૫૦-૫૨). યોપનમી કલમમાં આપણે વાંચીએ છીએ કે તે દિવસ સિદ્ધિકરણનો હતો. એ પરથી પાસ્ખાપર્વ માટેની તૈયારી સમજવાની નથી; પરંતુ જે દિવસને આપણે શુક્રવાર કહીએ છીએ તે દિવસને આ નામ આપવામાં આવતું હતું. તે તો સાબ્બાથની તૈયારીનો દિવસ હતો, અથવા માર્ક ખુલાસો કરે છે તે પ્રમાણે તે સાબ્બાથ પહેલાંનો દિવસ હતો (સરખાવો માર્ક ૧૫; ૪૨). વળી લુક પણ અહીં એજ ખુલાસો કરે છે, કેમકે તે આગળ વધીને એમ પણ લખે છે, કે વિશ્રામવાર પણ નજીક આવ્યો હતો. નવા દિવસની શરૂઆત સૂરજ આથમતી વખતે થતી હતી.

જુદા જુદા સુવાર્તિકો યુસફ વિષે જે જે હકીકત જણાવે છે તે બધી જાણવા જેવી છે. માત્થી તેના દ્રવ્ય વિષે નોંધ લે છે, ત્યારે લુક ૧. જનસમાજમાં તેનું જે સ્થાન હતું તે વિષે નોંધ લે છે: તે "ન્યાયસભાનો એક સભાસદ" હતો; ૨. તેના ચારિત્ર્ય વિષે નોંધ લે છે: "તે સારો તથા ન્યાયી માણસ હતો;" અને છેલ્લે ૩. તેના ધાર્મિક ભાવ વિષે નોંધ લે છે: બીજા અધ્યાયમાં વર્ણવવામાં આવેલાં શિમઓન તથા આન્નાની માફક તે "ઈશ્વરના રાજ્યની રાહ જોતો હતો." વળી યોહાન એક બીજી પણ રસિક બાબત જણાવે છે. તે એ છે કે તે ઈસુનો શિષ્ય હતો, પણ યહુદીઓની બીકને લીધે ગુપ્તમાં તેનો શિષ્ય હતો. આટલા બધા ભયંકર શત્રુઓ તથા નબળા મિત્રો હોવા છતાં આપણને એ જોઈને આનંદ થાય છે કે તેને ઓછામાં ઓછો એક બળવાન મિત્ર હતો, અને જ્યારે બીજા બધાએ તેને તજી દીધો ત્યારે આ એકલા મિત્રે પોતાની મિત્રતા સાબિત કરી.

## ખાલી કબર : ૨૪; ૧-૧૨

**અઠવાડિયાને પહેલે દહાડે, પ્રભાતે, જે સુગંધીદ્રવ્યો તેઓએ સિદ્ધ કર્યાં હતાં, તે લઈને તેઓ કબરે આવી. [૨] તેઓએ કબર પરથી પથ્થર ગબડાવી દીધેલો દીઠો. [૩] તેઓ માંહે પેઠી, પણ પ્રભુ ઇસુનું શબ તેઓએ દીઠું નહિ. [૪] એ સંબંધી તેઓ ગુંચવણમાં પડી હતી, ત્યારે ચળકતાં લૂગડાં પહેરેલા બે પુરુષો તેઓની પાસે ઊભા રહ્યા. [૫] તેઓએ બીને જમીન સુધી પોતાનાં માથાં નમાવ્યાં, ત્યારે તેઓએ તેઓને કહ્યું, કે મૂએલાંઓમાં તમે જીવતાને કેમ શોધો છો? [૬] તે અહીં નથી, પણ ઊઠયો છે; તે ગાલીલમાં હતો, [૭] ત્યારે તેણે તમને કહ્યું હતું, કે પાપી માણસોના હાથમાં માણસનો દીકરો પરસ્વાધીન કરાય, તથા વધસ્તંભે જડાય, તથા ત્રીજે દિવસે પાછો ઊઠે એ અવશ્યનું છે, તે યાદ કરો. [૮] તેણે કહેલી વાત તેઓને યાદ**

આવી, ૯ અને કબર આગળથી પાછી આવીને તેઓએ અગિયાર
[શિષ્યો]ને તથા બીજા સર્વને એ બધી વાતો કહી સંભળાવી.
૧૦ હવે જેઓએ આ વાતો પ્રેરિતોને કહી તે મરિયમ માગદાલેણ,
યોહાન્ના, યાકૂબની [મા] મરિયમ તથા તેમની સાથેની બીજી
બાઈઓ હતી. ૧૧ એ વાતો તેઓને પોકળ લાગી; અને તેઓએ
તેઓનું માન્યું નહિ. ૧૨ પણ પીતર ઊઠીને કબરે દોડી ગયો; અને
નીચા વળીને માંહે જોયું તો તેણે લૂગડાં એકલાં પડેલાં દીઠાં; અને જે
થયું હતું તે સંબંધી પોતાના મનમાં આશ્ચર્ય પામતો તે પોતાને
ઘેર ગયો.

માત્થી ૨૮ તથા માર્ક ૧૬નો ખુલાસો જુઓ. ત્રેવીસમા અધ્યાયમાંના વાતાવરણ તથા ચોવીસમા અધ્યાયના વાતાવરણમાં જે તફાવત માલૂમ પડે છે તે તો માણસજાતના સમસ્ત ઇતિહાસમાંની સૌથી ચમત્કારી બાબત છે. પ્રભુ ઈસુ ખ્રિસ્તના પુનરુત્થાનનો સૌથી બળવાન પુરાવો તો તેની મંડળીનું પુનરુત્થાન છે. પ્રભુ ઈસુ ખ્રિસ્તને યુસફની કબરમાં મૂકવામાં આવ્યો ત્યારે શિષ્યો કેટલા બધા નિરાશ અને શોકાતુર થએલા માલૂમ પડે છે. પરંતુ થોડી જ વાર પછી આજ શિષ્યો કેટલા બધા આનંદી અને વિજયી થએલા જોવામાં આવે છે. સ્ત્રીઓના હાથમાં જે સુગંધી દ્રવ્યો હતાં એજ તેઓની અવલોકન-દૃષ્ટિ પ્રગટ કરે છે, અને તેઓની આશા તથા વિશ્વાસ કેવાં અલોપ થયાં હતાં એ જણાવે છે, કેમકે અઠવાડીઆને પહેલે દહાડે પ્રભાતે તેઓ કબરે આવી ત્યારે તો જીવતા તારનારને સલામ કરવા નહિ પણ મરેલા તારનારને સુગંધી લગાડવા આવી હતી.

"તેઓએ કબર પરથી પથ્થર ગબડાવી દીધેલો દીઠો" એ વાત જણાવીને ચારે સુવાર્તિકો પુનરુત્થાનની વાર્તા શરૂ કરે છે. પરંતુ તેઓ માંહે પેઠી ત્યારે તેઓએ ઈસુનું શબ જોયું નહિ. તે કબર મૂકીને ગયો હતો ખરો, પરંતુ તેના બોલેલા શબ્દો વિષે તેઓને સ્મરણ કરાવવા માટે તે પોતાના આકાશી રક્ષકોને ત્યાં ઊભા રાખીને ગયો હતો: "મૂએલાંઓમાં તમે જીવતાને કેમ શોધો છો? તે અહીં નથી, પણ ઊઠયો છે; તે ગાલીલમાં હતો, ત્યારે તેણે તેમને કહ્યું હતું, કે પાપી માણસોના હાથમાં માણસનો દીકરો પરસ્વાધીન કરાય, તથા વધસ્તંભે જડાય, તથા ત્રીજે દિવસે પાછો ઊઠે, એ અવશ્યનું છે, તે યાદ કરો" (કલમ ૫-૭).

આ આનંદની ખબર જલદી ફેલાવા લાગી. સ્ત્રીઓએ પોતાના અનુભવની વાત પુરુષોને જણાવી, પરંતુ ફરીથી આપણા પ્રભુના અનુયાયીઓનો અવિશ્વાસ માલૂમ પડે છે: "એ વાતો તેઓને પોકળ લાગી; અને તેઓએ તેઓનું માન્યું

નહિ." પરંતુ એક રીતે તો આ બાબત ઉપકારી થવા જેવી છે, કેમકે ઈસુ ખ્રિસ્તનું પુનરુત્થાન માની લેવામાં શિષ્યોની જે પ્રથમ મંદતા હતી તેજ તેની સત્યતાનું સૌથી સબળ પ્રમાણ છે. દરેકે દરેક શિષ્યને જાણે પોતાની ઇચ્છા ન હોવા છતાં ખાતરી કરવામાં આવતી હોય એવું આપણને લાગે છે. વળી પુનરુત્થાનની વાર્તા સંબંધી સૌથી જાણવા જેવી વાત એ છે કે કોઈ ઠેકાણે તેનું વર્ણન કરવામાં આવતું નથી. શિષ્યોએ પ્રભુ ઈસુ ખ્રિસ્તનું પુનરુત્થાન કલ્પી લીધું હોત તો તે કેવી રીતે થયું હતું એ વિષે તેઓ છાના રહેત અથવા તેના વિષે અતિશયોક્તિ ના કરત એ કોઈ પણ હિસાબે માની શકાય નહિ.

## સારા સોબતીઓનો માર્ગ : ૨૪ ; ૧૩–૩૫

**[૧૩] તેજ દહાડે તેઓમાંના બે એમ્મોસ નામનું એક ગામ
યરૂશાલેમથી ચારેક ગાઉ આઘું છે, ત્યાં જતા હતા. [૧૪] આ બધી
બનેલી બીનાઓ વિષે તેઓ એકબીજાની સાથે વાત કરતા હતા.
[૧૫] તેઓ એકબીજાની સાથે વાત કરતા તથા માંહોમાંહે સવાલ
પૂછતા હતા, એટલામાં ઈસુ પોતે તેઓની પાસે આવીને તેઓની
સાથે ચાલ્યો. [૧૬] પણ તેઓની આંખો બંધાઇ ગએલી હોવાથી
તેઓ તેને ઓળખી શકયા નહિ. [૧૭] તેણે તેઓને પૂછયું, કે તમે ચાલતાં
ચાલતાં એકબીજાની સાથે શી વાત કરો છો? તેઓ ઉદાસ થઈને
ઊભા રહ્યા. [૧૮] કલીઓપાસ નામે એકે ઉત્તર આપ્યો, કે શું,
યરૂશાલેમમાં રહેનારાઓમાંનો એકલો તુંજ આ દિવસોમાં બનેલી
બીનાઓ નથી જાણતો? [૧૯] તેણે તેઓને પૂછયું, કે કઈ બીનાઓ?
તેઓએ તેને કહ્યું, કે ઈસુ નાઝારી, જે દેવની આગળ તથા સઘળા
લોકની આગળ કામમાં તથા વચનમાં પરાક્રમી પ્રબોધક હતો;
[૨૦] વળી કેવી રીતે મુખ્ય યાજકોએ તથા અમારા અધિકારીઓએ
તેને મરણદંડ ભોગવવા સારૂ પરસ્વાધીન કર્યો, અને તેને વધસ્તંભે
જડાવ્યો તે સંબંધી [ સર્વ ] બીનાઓ. [૨૧] પણ અમે આશા રાખતા
હતા, કે જે ઈસ્રાએલને ઉદ્ધાર આપવાનો હતો તે એજ છે; વળી એ
સર્વ ઉપરાંત, આ બનાવ બન્યાને આજ ત્રીજો દહાડો થયો. [૨૨] વળી
અમારામાંની કેટલીએક સ્ત્રીઓ કબર આગળ વહેલી ગઈ હતી,
તેઓએ અમને આશ્ચર્ય પમાડયું; [૨૩] એટલે તેઓએ તેનું શબ દીઠું
નહિ, ત્યારે તેઓએ આવીને કહ્યું, કે અમને દૂતોનું દર્શન પણ થયું
હતું, કે જેઓએ કહ્યું કે તે જીવતો છે. [૨૪] અમારી સાથેના કેટલાએક
કબર આગળ ગયા ત્યારે જેમ સ્ત્રીઓએ કહ્યું હતું, તેમજ તેઓને
માલૂમ પડયું; પણ તેને તેઓએ દીઠો નહિ. [૨૫] તેણે તેઓને કહ્યું, કે**

**ઓ અણસમજુઓ, તથા પ્રબોધકોએ જે કહ્યું છે, તે સર્વ પર વિશ્વાસ
કરવામાં મંદબુદ્ધિમાનો! ૨૬ શું ખ્રિસ્તે એ બધું સહેવું અને પોતાના
મહિમામાં પેસવું જોઇતું નહોતું? ૨૭ પછી મુસાથી તથા સઘળા
પ્રબોધકોથી માંડીને તેણે બધા ધર્મલેખોમાંથી પોતાના સંબંધની
વાતોનો ખુલાસો કરી બતાવ્યો. ૨૮ જે ગામ તેઓ જતા હતા તેની
નજીક તેઓ પહોંચ્યા, ત્યારે તેણે જાણે કે આગળ જવાનું કર્યું.
૨૯ તેઓએ તેને આગ્રહ કર્યો, કે અમારી સાથે રહે; કેમકે સાંજ થવા
આવી છે, અને દહાડો નમી ગયો છે. તેઓની સાથે રહેવા સારૂ તે
માંહે ગયો. ૩૦ તે તેઓની સાથે જમવા બેઠો ત્યારે તેણે રોટલી લઇને
સ્તુતિ કરીને ભાંગી, અને તેઓને આપી. ૩૧ ત્યારે તેઓની આંખો
ઊઘડી, અને તેઓએ તેને ઓળખ્યો; પણ તે તેઓની દૃષ્ટિમાંથી
અદૃશ્ય થઈ ગયો. ૩૨ તેઓએ એકબીજાને કહ્યું, કે જ્યારે તે માર્ગે
આપણી સાથે વાત કરતો હતો, અને ધર્મલેખોનો ખુલાસો આપણને
કરી બતાવતો હતો, ત્યારે આપણાં મન આપણામાં ઉલ્લાસી નહોતાં
થતાં શું? ૩૩ તેજ ઘડીએ તેઓ ઊઠીને યરૂશાલેમ ભણી પાછા વળ્યા,
અને અગિયાર [શિષ્યો]ને તથા તેઓની સાથેના માણસોને ત્યાં
એકઠા થએલા દીઠા, ૩૪ કે જેઓ કહેતા હતા, કે પ્રભુ ખરેખર ઊઠયો
છે, અને સીમોનને દર્શન આપ્યું છે. ૩૫ ત્યારે પેલાઓએ માર્ગમાં
બનેલી બીના તથા રોટલી ભાંગતાં તે તેમનાથી કેવી રીતે ઓળખાયો
હતો તે કહી બતાવ્યું.**

આ છેલ્લા દહાડા ગંભીર અને ભયથી ભરપૂર હતા. શિષ્યોના હૃદયમાં જે વિચારો ભરાઈ રહેતા હતા તે વિચારરૂપી વાતાવરણમાં પ્રવેશ કરવો આપણને મુશ્કેલ લાગે છે. નિરાશાની છાયાની ખીણમાં ઊતરીને આપણે તેમની પાછળ જવાના યત્નો કર્યા છે; પરંતુ તેઓ વધસ્તંભની છાયાથી એટલે સુધી ઘેરાએલા હતા કે કોઈ કોઈવાર તેઓ આપણી દૃષ્ટિથી અલોપ થઈ જતા હતા. પરંતુ અહીં આગળ પુનરુત્થાનની સવારનો પ્રકાશ તેઓના મોં પર પડતાં આપણે ફરીથી તેઓના જયના ઊંચા માર્ગ ઉપર તેઓની સાથે જોડાઈ જઈ શકીએ છીએ. વળી પહેલાંના કરતાં આપણે અત્રે તેઓના મનની સ્થિતિ વધારે સારી રીતે સમજી શકીએ છીએ; કેમકે તેઓના મનની જે સ્થિતિ હતી તેજ આપણી પણ છે.

કદાપિ આપણે કદી આ લોકોની માફક આપણા પ્રભુને ગૂમાવી દીધો નથી—ના ગૂમાવ્યો હોય તો તે બહુ સારી વાત છે. પરંતુ એ વાત ગમે તેમ હોય, તોપણ દરેક ઈસ્ટર સન્ડેની સાંજે એમ્મૌસ એ થોડા વખતને માટે સમસ્ત આત્મિક સૃષ્ટિની રાજધાનીરૂપ થઈ જાય છે; સઘળા રસ્તા આપણને ત્યાં જ

પહોંચાડે છે. વળી આપણે પણ આ રસ્તે થઈને વારંવાર મુસાફરી કરવી જોઈએ એવાં કારણો પુષ્કળ તેમજ સબળ છે, કેમકે આપણા આત્મિક વારસાનાં સઘળાં તત્ત્વો એટલે ખુલ્લું મૂકેલું શાસ્ત્ર, ઉલ્લાસી હૃદય, અને ભાંગેલી રોટલી, એ આ રસ્તા ઉપર જ મળે છે.

૧. **ખુલ્લું મૂકેલું શાસ્ત્ર:** ઈસુએ પોતાના શિષ્યોને અતિ ઘણાં સુંદર વચનો કહ્યાં હતાં, પરંતુ તેમાંનું એકેય વચન આના કરતાં વધારે સુંદર ન ગણાય: "હવેથી હું તમને દાસ કહેતો નથી ... પણ મેં તમને મિત્રો કહ્યા છે." ગાલીલના સરોવરના કાંઠા ઉપર પોતાની સાથે આ સારી સોબતના માર્ગ ઉપર ચાલવાને માટે તેણે તેઓને મિત્રો તરીકે તેડ્યા હતા; વળી હમણાં જ થોડા દિવસો પર તેજ માર્ગના અંત સુધી, એટલે જૈતુનની વાડીમાં તથા ખોપરીની જગાએ, પોતાની સાથે ચાલવાનું તેણે તેઓને આમંત્રણ આપ્યું હતું. હવે તો પુનરુત્થાન થયા પછી પણ એ ને એજ વાત આપણા જોવામાં આવે છે. જૂની સંગત તેવી ને તેવી જ રહેવાની છે; તેમાંનું એક પણ લક્ષણ બદલાયું નથી, સારા સોબતીઓના માર્ગનાં લક્ષણો બધાં જ જાણીતાં છે. પહેલાંના વખતમાં તેમની સાથે તેનો જે સંબંધ હતો તે સંબંધનો પૂરેપૂરો ઇતિહાસ આ સુંદર વાર્તામાં સંક્ષેપમાં વર્ણવવામાં આવે છે.

પ્રથમ તો સારા સોબતીઓનો માર્ગ તે શિક્ષણનો માર્ગ જણાય છે: "પછી મુસાથી તથા સઘળા પ્રબોધકોથી માંડીને તેણે બધા ધર્મલેખોમાંથી પોતાના સંબંધીની વાતોનો ખુલાસો કરી બતાવ્યો." હવે મુસાથી માંડીને ખુલાસો કરવાનું કારણ શું? યરૂશાલેમના માણસો એમ ધારતા હતા કે આ એક પારકો માણસ છે, અને પાસ્ખા પાળવાને તે યરૂશાલેમમાં આવ્યો હશે. પરંતુ તે કાંઈ પારકો માણસ ન હતો. તે તો પાસ્ખાનું હલવાન હતો. આ બધું તો તેણે પોતાના શિષ્યોને ઘણી વાર શીખવ્યું હતું. હવે તો તે બહુ ધીરજ અને પ્રીતિથી પોતાના રિવાજ પ્રમાણે પહેલેથી, એટલે મુસાથી માંડીને વહેવડાએલું લોહી શું દેખાડે છે, તેનો ખુલાસો કરી બતાવે છે. આ કેટલી મોટી ધીરજ!! વળી તેજ ધીરજવાન શિક્ષકની ધીરજ હજી પણ સારા સોબતીઓના માર્ગને આનંદિત કરી દે છે; તેનો જ આત્મા હજી પણ આપણને સઘળા સત્યમાં દોરી જાય છે, અને આપણ બધાંને **ખુલ્લા મૂકેલા શાસ્ત્ર**ની સંગતમાં જોડી દે છે.

૨. **ઉલ્લાસી હૃદય:** "તેણે આપણી સાથે માર્ગમાં વાત કરી," એ પ્રમાણે આ આનંદિત હૃદયવાળા માણસો આ વાત સ્મરણમાં લાવી બોલી ઊઠયા. તેની દીનાવસ્થામાં જેવો તે કોમળ હતો તેવો જ કોમળ તે હમણાં તેની ગૌરવાવસ્થામાં પણ જણાય છે. પોતાના જૂના સોબતીઓની સંગત તેને હજી જોઈએ છે.

એક ઘડી ઉપર આ બે માણુસો કેટલી બધી ઉદાસીનતાથી ભરપૂર હતા! ખોપરીની જગાએ તેમની આશાઓનો સૂર્ય અસ્ત થઈ ગએલો હતો; રૂપેરી દોરીને તોડી નાખવામાં આવી છે, ને સોનેરી પ્યાલાને ભાંગી નાખવામાં આવ્યો છે, એવું તેમનું ધારવું હતું: "અમે આશા રાખતા હતા કે જે ઈસ્રાએલને ઉદ્ધાર આપવાનો હતો તે એજ છે." પરંતુ જ્યારે તેણે ફરીથી તેમની સાથે જૂનાં તથા જાણીતાં વચનો વિષે વાત કરી ત્યારે તો ઈશ્વરદત્ત વચન તેઓને સારૂ 'આત્મારૂપ તથા જીવનરૂપ' થયું. વળી આપણુને પણુ એમજ થાય છે. આપણુને આજ વધારે અજવાળાની જરૂર છે, એમ તો નહિ—જેટલા અજવાળાની જરૂર છે તેટલું આપણુને મળ્યું છે—પરંતુ આપણુને વધારે ગરમીની જરૂર તો છે! ઈસુ ખ્રિસ્ત આપણી પાસે દશ્ય રીતે આવતો નથી; પરંતુ આપણા હૃદયની ઉલ્લાસવૃત્તિવડે આપણે તેની હાજરી ઓળખી શકીએ છીએ. જ્યારે આપણાં હૃદયો આપણામાં ઉલ્લાસી થાય છે ત્યારે એ તો તેની હાજરીના અચૂક ચિહ્નરૂપ છે; આપણી વાતચીતનો વિષય તેને ગમતો આવે છે, ત્યારે તે હમેશ આપણી પાસે આવવાની ઉતાવળ કરે છે.

પચાસમાના દિવસે શિષ્યો એક નવી જાતનું એટલે અગ્નિનું બાપ્તિસ્મા પામ્યા. ઉલ્લાસી હૃદયવાળાઓની એક સંસ્થા તરીકે પ્રથમ મંડળીની સ્થાપના થઈ હતી. લાંબા વખત ઉપર આ જે માણુસો જગતને જીતવા સારૂ નીકળ્યા, અને પોતાના સંકાલિકોની સાક્ષી મુજબ જેઓએ તેને ઊથલપાથલ કરી નાખ્યું પણ ખરૂં, તેઓનો વિચાર કરો. તેઓ થોડા હતા, ગરીબ હતા, કશી વિસાતમાં નહિ એવા હતા, વળી તેઓ મોટે ભાગે અભણુ પણ હતા; તોપણુ છાતી ચલાવીને તેઓ રોમન સામ્રાજ્યના સામર્થ્ય, દ્રવ્ય તથા પાપની સામા થયા. તેઓને કેદ કરવામાં આવ્યા, દેશનિકાલ કરવામાં આવ્યા, વધસ્તંભે જડવામાં આવ્યા, કરવતથી વહેરી નાખવામાં આવ્યા—ખરેખર, જગત તેઓને યોગ્ય ન હતું—છતાં તેઓ જીત્યા! સારા સોબતીઓનો માર્ગ તેજ તેઓનો માર્ગ હતો; ઉલ્લાસી હૃદયવાળાની સંસ્થાના તેઓ સભાસદ હતા. વળી જ્યાં જ્યાં દુનિયાના ઉદાસીનતાથી ભરેલા ઇતિહાસની અંદર ભૂંડાઈરૂપી રાક્ષસનાં ઘણાં માથાંમાંના કોઈને પ્રાણુઘાતક ઘા થએલો જોવામાં આવે છે, ત્યાં સર્વત્ર આ ઘા ઉલ્લાસી હૃદયવાળી સંસ્થાના સારા સોબતીઓથી થએલો જણાય છે.

૩. **ભાંગેલી રોટલી:** "તે તેઓથી રોટલી ભાંગતાં ઓળખાયો." ખાલી કબરની સાક્ષી વિના વધસ્તંભ ઠોકરરૂપ છે; ત્યારે વધસ્તંભ વિના ખાલી કબર મૂર્ખપણું છે. વધસ્તંભ તથા ખાલી કબર એ બેનો એકબીજાની સાથે ગાઢો સંબંધ છે. આપણા પ્રભુના પ્રાયશ્ચિત્તરૂપ મરણુને આપણે ગુડ ફ્રાઈડેને દિવસે પૃથ્વીના દૃષ્ટિસ્થાનથી જોઈએ છીએ, ત્યારે ઈસ્ટર સન્ડેને દિવસે

આપણે તેને આકાશના દૃષ્ટિસ્થાનથી નિહાળીએ છીએ. એ દિવસે તો આપણે દૂતોની પડખે ઊભા રહીએ છીએ, અને જે મહાન બીનાને સારૂ સઘળો ઇતિહાસ તૈયારીરૂપ હતો તેને આપણે તેઓની દીર્ઘદૃષ્ટિવાળી આંખોથી જોઈ શકીએ છીએ. "પરમ ઊંચામાં દેવને મહિમા, અને પૃથ્વી પર શાંતિ થાઓ," એમ તેઓ બેથલેહેમના પારણામાં સૂતેલા બાળક ઉપર ગાતા હતા; હવે તો તેઓનાં સ્તોત્રોમાં એક નવો સૂર—જયનો સૂર—પૂરવામાં આવે છે: "આ જગતનું રાજ્ય આપણા પ્રભુનું તથા તેના ખ્રિસ્તનું થયું છે; તે સદા સર્વકાળ રાજ કરશે." આથી એવું બને છે કે આકાશનાં જયનાં ગીત આપણા કાને અથડાયા સિવાય આપણે પ્રભુની મેજ પાસે બેસી શકતાં નથી. આથી એવું પણ બને છે કે આખા વરસમાં વિશેષે કરીને ઈસ્ટરના દિવસે આપણને એવું ઉલ્લાસવૃત્તિભર્યું ભાન થાય છે, કે કોઈથી ગણાય નહિ એવા તારણ પામેલાંઓના મોટા સમૂહનાં સ્તોત્રોમાં આપણાં સ્તોત્રોનો પણ સૂર પૂરવામાં આવે છે. આપણે માટે તો કબરનો શૂનકાર હમેશને માટે લોપ કરવામાં આવ્યો છે: "મૂએલાંઓમાં તમે જીવતાને કેમ શોધો છો? તે અહીં નથી; તે ઊઠ્યો છે."

"એકબીજાની સાથે શાંતિમાં રહો" એ પ્રેરિતનું ફરમાન આપણામાં કેટલે અંશે પાળવામાં આવે છે, એ હું જાણતો નથી; પરંતુ ઈસ્ટરનું પર્વ સમાધાનીનું પર્વ છે એ તમને યાદ દેવડાવવું અત્રે અસ્થાને ગણાશે નહિ. પ્રભુની મેજ પાસે સારા સોબતીઓની મિત્રતા ટોચે પહોંચી જાય છે. તેની મેજ પાસે જ તેણે પ્રથમ કહ્યું હતું, કે "તમે મારા મિત્રો છો." પરંતુ તે આપણને જે જે આજ્ઞાઓ આપે છે તે સર્વ આજ્ઞાઓ આપણે પાળીએ તોજ આપણે તેના મિત્રો કહેવાઈએ, અને આ આજ્ઞામાંની મુખ્ય આજ્ઞા એ છે, કે "એકબીજા પર પ્રીતિ કરો." ઈશ્વરના નગરમાં જવાનો માર્ગ આપણ બધાંને વાસ્તે ચડાવવાળો અને મુશ્કેલ હોય છે, માટે જેથી કોઈ ભાઈનો માર્ગ તેને માટે વિશેષ મુશ્કેલ થઈ પડે એવી દરેક બાબતથી અલગ રહેવું એજ આપણને છાજે છે. આપણે તેમ કરીએ તોજ આપણને એકબીજાની સાથે સંગત હોઈ શકે. જેઓનાં હૃદયો પ્રીતિવાન હૃદયો છે તેઓ જ આશીર્વાદસહિત આ પ્રેમના ભોજનમાં બેસી શકે છે.

જેઓનાં પ્રેમ તથા સહલાગણીને કારણે જીવનનો માર્ગ આપણે માટે વિશેષ સહેલો થઈ પડ્યો છે તે સારા સોબતીઓને લીધે આપણે ઈશ્વરનો જેટલો ઉપકાર માનીએ તેટલો ઓછો છે; તેમાંનાં કેટલાંએક હજી આપણી સાથે છે; બીજાં કેટલાંએક ખ્રિસ્તની સાથે રહેવા ગયાં છે—જે ઘણે દરજ્જે સારૂં છે—અને જોકે હાલ તેઓની આંખો રાજાને તેના સૌંદર્યમાં જુએ છે, અને આશીર્વાદિતોનાં સ્થળોમાંની વધતી સારી સેવામાં તેઓ પૂરી રીતે રોકાએલાં

છે, તોપણ તેઓ નિત્ય આપણા તરફ મદદનિશ હાથો લંબાવતાં રહે છે. સારા સોબતીઓ તરીકે આપણે એવો નિશ્ચય કરીએ, કે આપણે આ માર્ગમાં એકબીજાની સાથે છેવટ સુધી ચાલીશું; કેમકે, મારા મિત્રો, જ્યાં પેલી પાર સનાતન, ભરપૂર તથા મુક્ત મિત્રતા જ્યાં આપણી રાહ જુએ છે ત્યાં આ માર્ગે આપણને આપણા જીવનની સાંજે પહોંચાડયા વગર રહેવાનો નથી.

ખુલ્લા મૂકેલા શાસ્ત્રનો માર્ગ, ઉલ્લાસી હૃદયનો માર્ગ, ભાંગેલી રોટલીનો માર્ગ—આ, સારા સોબતીઓનો માર્ગ છે. કેટલીક રીતે જોતાં તે લાંબો અને ચડાવવાળો છે, અને એ પ્રમાણે આપણને પ્રથમથી જ ચેતવણી આપવામાં આવે છે: "સાંકડા બારણામાં થઈને પેસવાને યત્ન કરો, કેમકે હું તમને કહું છું, કે ઘણા પેસવા ચાહશે, પણ પેસી શકશે નહિ." પરંતુ આપણા ઉપયોગને સારૂ આરામ લેવાની જગાઓ ઠરાવેલી છે. વખતોવખત એક બેથેલ—આપણા આત્માઓને સારૂ એક આકાશનું દ્વાર—આપણને આકર્ષે છે, અને ત્યાં જવાને માટે આપણે પોતાના થાકેલા પગોને વાળીએ છીએ. ત્યાં બીજા સારા સોબતીઓની સાથે મળીને આપણે "ગીતોથી, સ્તોત્રોથી તથા આત્મિક ગાનોથી એકબીજાની સાથે વાતો કરીને આપણાં હૃદયોમાં પ્રભુનાં ગાયનો તથા ભજનો ગાઈએ છીએ." વળી એ સઘળા માર્ગમાં મનુષ્યપુત્ર જેવો એક આપણી પડખે નિત્ય રહે છે; અને જ્યારે તે આપણી સાથે માર્ગમાં વાત કરે છે, અને ધર્મલેખોનો ખુલાસો આપણને કરી બતાવે છે, ત્યારે આપણાં હૃદયો આપણામાં ઉલ્લાસી થાય છે; કેમકે જે માર્ગે થઈને આપણે આવ્યાં તે પર, તેમજ જે માર્ગ હજી આપણી આગળ છે તે પર, તે પ્રકાશ નાખે છે. વળી તેની મેજ પાસે જ્યારે રોટલી ભાંગતાં આપણે તેને ઓળખીએ છીએ તે વખતે તે જેટલો નજીક અને મૂલ્યવાન લાગે છે તેટલો નજીક અને તેટલો મૂલ્યવાન તે અન્ય કોઈ પ્રસંગે આપણને લાગતો નથી; કેમકે જ્યાં હમેશાં ઈસ્ટર પાળવામાં આવે છે એવા દેશ વિષે પોતાની મેજ પાસે તે આપણી સાથે વાત કરે છે, અને ઈશ્વરના તથા હલવાનના રાજ્યાસનમાંથી નીકળતી સ્ફટીકના જેવી ચળકતી જીવનના પાણીની નદી આપણા જોવામાં આવે છે.

## પ્રભુ શિષ્યોને દેખાય છે: ૨૪; ૩૬-૪૯

**[૩૬] એ વાતો તેઓ કહેતા હતા એટલામાં [ઈસુ] પોતે તેઓની વચમાં ઊભો રહીને તેઓને કહે છે, કે તમને શાંતિ થાઓ. [૩૭] પણ તેઓએ ગભરાઇને તથા ભયભીત થઇને એમ ધાર્યું કે અમારા જોવામાં કોઇ આત્મા આવે છે. [૩૮] તેણે તેઓને પૂછયું, કે તમે કેમ ગભરાઓ છો? અને તમારા મનમાં તર્કવિતર્ક કેમ થાય છે? [૩૯] મારા હાથ તથા પગ જુઓ, કે એ હું પોતે છું; અને હાથ અડકાડીને જુઓ; કેમકે**

જેમ તમે જુઓ છો કે મને માંસ તથા હાડકાં છે તેમ આત્માને હોતાં
નથી. [40] એ કહ્યા પછી તેણે પોતાના હાથ તથા પોતાના પગ તેઓને
દેખાડ્યા. [41] તેઓ હર્ષને લીધે હજી વિશ્વાસ કરતા નહોતા, અને
આશ્ચર્ય પામતા હતા, ત્યારે તેણે તેઓને પૂછ્યું, કે તમારી પાસે અહીં
કંઇ ખાવાનું છે? [42] તેઓએ તેને શેકેલી માછલીનો એક કકડો આપ્યો.
[43] તે લઇને તેણે તેઓની આગળ ખાધો.

[44] તેણે તેઓને કહ્યું, કે હું તમારી સાથે હતો ત્યારે મેં એ વાતો
તમને કહી હતી, કે મુસાના નિયમશાસ્ત્રમાં તથા પ્રબોધકો[નાં
પુસ્તકો]માં તથા ગીતશાસ્ત્રમાં મારા સંબંધી જે લખેલું છે તે
બધું પૂરૂં થવું જોઇએ. [45] ત્યારે ધર્મલેખો સમજવા સારૂ તેણે
તેઓનાં મન ખોલ્યાં. [46] તેણે તેઓને કહ્યું, કે એમ લખેલું છે, કે
ખ્રિસ્તે દુઃખ સહન કરવું, અને ત્રીજે દહાડે મૂએલાંઓમાંથી પાછા
ઊઠવું જોઇએ; [47] અને યરૂશાલેમથી માંડીને સઘળી પ્રજાઓને તેના
નામમાં પસ્તાવો તથા પાપનિવારણ પ્રગટ કરાવાં જોઇએ. [48] એ
વાતના સાક્ષીઓ તમે છો. [49] હું મારા બાપનું વચન તમારા પર
મોકલું છું; પણ તમે ઉપરથી પરાક્રમે વેષ્ટિત થાઓ, ત્યાં સુધી
શહેરમાં રહેજો.

એમ્મૌસના બે ભાઈઓએ આપણા પ્રભુને ઓળખ્યો ત્યારે તેઓની આનંદભરી સલામ લેવાને તે રહ્યો નહિ, પરંતુ તેઓની વચ્ચેથી તે અલોપ થયો. "અલોપ થયો" એ શબ્દો ખાસ જાણવા જેવા છે. તેનો અક્ષરશઃ અર્થ એ છે કે "તે તેઓને અપ્રગટ થયો." તેજ શબ્દોનું હકારવાચક રૂપ પ્રે. કૃ. ૧૦; ૪૦ માં જોવામાં આવે છે: "તેને દેવે ત્રીજે દિવસે ઉઠાડયો, અને સર્વ લોકોની આગળ નહિ, પણ અગાઉથી દેવના પસંદ કરેલા જે સાક્ષીઓએ તેના મૂએલાંમાંથી પાછા ઊઠયા પછી તેની સાથે ખાધુંપીધું હતું તેઓની આગળ, એટલે અમારી આગળ તેને **પ્રગટ કર્યો**." એપ્રમાણે પોતાના પસંદ કરેલા સાથીઓની આગળ મહિમાવાન થએલો પ્રભુ પોતાને પ્રગટ કરે છે. શારીરિક ઈંદ્રિયોને આત્માની ખબર પડે નહિ, તેથી માણસો આત્મિક પ્રકટીકરણ પામે તે માટે એમાંથી એક વાત બનવાની જરૂર છે. કાંતો આત્મા શરીરની મર્યાદા ધારણ કરે કાંતો આત્માનું દર્શન પામવાને માટે શારીરિક ઈંદ્રિયોને સતેજ કરવામાં આવે. પહેલી રીત પ્રમાણે પ્રભુ ઇસુ ખ્રિસ્તે પ્રથમ અવતાર લીધો અને બીજી રીત પ્રમાણે તેણે પુનરુત્થાન પછી શિષ્યોની આગળ પોતાને પ્રગટ કર્યો. પ્રથમ ઇંદ્રિયરૂપી પડદો ઊંચો કરવામાં આવ્યો, એટલે તે તેઓને 'પ્રગટ' થયો; પછી પડદો ફરીથી ઉતારવામાં આવ્યો એટલે તે પાછો 'અપ્રગટ' થયો; અર્થાત્ તે તેઓને મૂકીને ગયો નહિ. "જુઓ, હું જગતના અંત સુધી તમારી સાથે છું."

(માત્થી ૨૮; ૨૦) એ તેના વચન મુજબ તે હજી તેઓની સાથે હતો; માત્ર ઇંદ્રિયરૂપી પડદો તેની તથા તેઓની વચ્ચે ઉતારવામાં આવ્યો; તેથી તે તેઓની દૃષ્ટિમાંથી અલોપ થયો.

એમ્મોસથી આવેલા બે ભાઈઓ પુનરુત્થાન પામેલા ખ્રિસ્ત વિષે પોતાના અનુભવની વાત પૂરી કરી રહ્યા એટલે તે બારણાં બંધ હોવા છતાં એકાએક તેઓની વચ્ચે દૃશ્યમાન થયો. "તમને શાંતિ થાઓ" એમ કહી તેણે તેઓને પોતાની પ્રેમી તથા જાણીતી સલામ કરી. ફરીથી તેને તેઓના અવિશ્વાસનો અનુભવ થયો, અને તે તેણે દૂર કરવાનો પ્રયત્ન કર્યો. તેઓ તેને સ્પર્શ કરે એવી તેણે તેઓને વિનંતી કરી. પોતાના ઘા તરફ તેણે તેઓનું ધ્યાન ખેંચ્યું અને છેવટે ખોરાક મંગાવીને તેણે તેઓની સમક્ષ તે ખાધો. એટલે એમ્મૌસવાળા બે ભાઈઓની સાથે જેવી રીતે વર્ત્યો હતો તેવી જ રીતે તે આ શિષ્યોની સાથે પણ વર્ત્યો. તેઓ પવિત્ર શાસ્ત્રનો અર્થ સમજે માટે તેણે તેઓનાં મન ખુલ્લાં કર્યાં, અને છેવટે તેઓને ખાતરી કરી આપી કે હું ખરેખર, જેના વિષે તમારા પૂર્વજોને વચન આપવામાં આવ્યું હતું તેજ મસીહ છું. વળી તેણે તેઓ પર એવી અસર કરી કે સુવાર્તા આખી દુનિયાને માટે છે અને સાથે સાથે તેઓને એવો હુકમ પણ આપ્યો કે યરૂશાલેમથી માંડીને સઘળી પ્રજાઓને મારા નામમાં પસ્તાવો તથા પાપનિવારણ પ્રગટ કરાવાં જોઈએ. આ કેટલી બધી કૃપાવંત આજ્ઞા કહેવાય! જોન બન્યન કહે છે તે પ્રમાણે પ્રથમ સઘળી પ્રજાઓને સુવાર્તા પ્રગટ કરવી અને છેલ્લામાં છેલ્લી યરૂશાલેમને પ્રગટ કરવી એવી આજ્ઞા તેણે આપી હોત તો એ સમજાય એમ હતું; પરંતુ તેના બદલામાં તેણે એવું ફરમાન કર્યું કે જે લોકોએ મારી કૃપાની સુવાર્તા નકારી છે તેઓને જ તે સૌથી પ્રથમ પ્રગટ કરવી જોઈએ. પરંતુ તેઓ આ મહાભારત કામ માથે રાખે ત્યાર પહેલાં તેઓને યરૂશાલેમમાં રહેવાનું ફરમાવવામાં આવે છે: "પણ તમે ઉપરથી પરાક્રમે વેષ્ટિત થાઓ ત્યાં સુધી શહેરમાં રહેજો." તેઓને જે કામ કરવાનું હતું તે તેઓ પોતાની શક્તિથી કરી શકે નહિ, અને યોએલ પ્રબોધકે ભવિષ્યવચન કહ્યું હતું (યોએલ ૨; ૨૮) તે પ્રમાણે તેઓ ઉપરથી પરાક્રમે વેષ્ટિત થવાના હતા; વળી જ્યારે પચાસમાનો દિવસ આવ્યો અને તેઓ બધા પવિત્ર આત્મા પામ્યા ત્યારે પીતરે જાણ્યું કે યોએલ પ્રબોધકનું આ પુરાતન વચન પૂરૂં થયું છે (પ્રે. કૃ. ૨; ૧૭).

## સ્વર્ગારોહણ: ૨૪; ૫૦–૫૩

**૫૦ બેથાનીઆની સામે તેઓને બહાર લઈ જઈને તેણે પોતાના
હાથ પ્રસારીને તેઓને આશીર્વાદ દીધો. ૫૧ તે તેઓને આશીર્વાદ
દેતો હતો, એટલામાં તે તેઓથી છૂટો પડયો, અને આકાશમાં લઈ
જવામાં આવ્યો. ૫૨ તેનું ભજન કરીને તેઓ બહુ આનંદ કરતા**

**યરૂશાલેમમાં પાછા વળ્યા; [53] અને તેઓ નિત્ય મંદિરમાં દેવની સ્તુતિ કરતા હતા.**

ઉપરોક્ત પ્રકરણમાંની બીના તથા અહીં આગળ વર્ણવેલી બીનાની વચ્ચે ઘણું અંતર રહેલું છે. પોતાના બીજા પુસ્તકમાં (પ્રે. કૃ. ૧; ૩) લુક આપણને જણાવે છે કે પુનરુત્થાન તથા સ્વર્ગારોહણની વચ્ચે ૪૦ દિવસનું અંતર હતું, અને તે દરમિયાન પ્રભુ ઈસુ ખ્રિસ્ત વારેવારે પોતાના શિષ્યોને પોતાને પ્રગટ કરતો રહ્યો. એ મુદ્દતની આખરે તે તેઓને બેથાનીઆ તરફ લઈ ગયો અને ત્યાં તેઓને આશીર્વાદ આપ્યા પછી તે અલોપ થયો. આરંભથી પિતાની સાથે તેને જે મહિમા હતો તેમાં તેણે ફરીથી પ્રવેશ કર્યો. વળી આપણે વાંચીએ છીએ કે શિષ્યો તેનું ભજન કરીને મોટા આનંદસહિત યરૂશાલેમ પાછા આવ્યા. હવેથી તેઓ અવિશ્વાસી નહિ પણ વિશ્વાસ કરનારા હતા. જેઓએ પોતાના પ્રભુને ગૂમાવ્યો હોય તેમની માફક તેઓ શોક કરતા ન હતા, પણ જાણે અદૃશ્યને જોતા હોય એમ તેઓ આનંદ કરતા હતા.

આ તો સુવાર્તાનો અંત છે એટલે આ પૃથ્વી પર પ્રભુ ઈસુ ખ્રિસ્તના દૃશ્ય નિવાસ વિષેની વાર્તાનો અંત છે. પરંતુ લુક પોતે જણાવે છે કે અહીંથી માણસજાતના ઈતિહાસનું નવું પ્રકરણ શરૂ થાય છે. લુકનું પહેલું પુસ્તક ઈસુ ખ્રિસ્તે "જે જે કરવા તથા શિખવવા માંડયું" તે સઘળી બાબતો વિષે છે; પરંતુ ખરૂં જોતાં પ્રભુ ઈસુ ખ્રિસ્ત હજી પણ પોતાનું કામ કરે છે અને પોતાનાંને શીખવે છે. ગાલીલ તથા યરૂશાલેમમાં આપણા પ્રભુ ઈસુ ખ્રિસ્તની કરેલી સેવા તો માત્ર તેણે કરેલી જાહેર સેવાની પ્રસ્તાવનારૂપ છે, કેમકે હજુ પણ તેજ સેવા સઘળા જમાનાને આશીર્વાદિત કરતી રહે છે. પોતાના વધસ્તંભ વડે તે પાપ ઉપર જય પામ્યો, પોતાના પુનરુત્થાન વડે તે મરણ પર વિજયી થયો, અને પોતાના સ્વર્ગારોહણ વડે માણસો સાથેની પોતાની સંગત સંબંધી તેણે નવું પ્રકરણ શરૂ કર્યું. પોતાના વચન પ્રમાણે તે અદૃશ્ય રીતે પાછો આવે, અને એવી રીતે પોતાના પવિત્ર આત્મા વડે આપણને અજવાળું, બળ તથા દિલાસો આપ્યા કરે માટે તે દૃશ્ય રીતે જતો રહ્યો. વળી હમણાં જેઓ તેના પર પ્રેમ કરે છે તેઓને પવિત્ર શાસ્ત્ર આગ્રહપૂર્વક જણાવે છે કે તે "આજે, કાલે તથા સર્વકાળ સુધી એવો ને એવો જ છે."

